શ્રી સ્વામિનારાયણો વિજયતે

# વચનામૃત એકીકરણ

## પ્રથમ વિભાગ.




અનુવાદક અને પ્રકાશક

ઠાકર માણેકલાલ ભાઇશંકર મહેમદાવાદવાળા.

ઉદવાડા રેલ્વે સ્ટેશન

મીસ્રી કાનજી રૂડાની ચાલમાં





સંવત ૧૯૯૨ પ્રત ૨૦૦૦

કીંમત રૂા. ૨-૦-૦

શ્રી સ્વામિનારાયણો વિજયતેતરામ્

# પ્રસ્તાવના

શ્રી ઉદ્ધવ સંપ્રદાયમાં વચનામૃત એ મુખ્ય અને અગત્યનું પુસ્તક છે કારણ કે તે આત્યંતિક કલ્યાણ પામવા ઇચ્છનાર મુમુક્ષુને નિર્વિઘ્ન માર્ગ બતાવનાર સર્વોત્તમ સાહિત્ય છે. તત્વજ્ઞાનને માટે પ્રાકૃત ભાષામાં એવો બીજો કોઇ ગ્રંથ નથી. જ્ઞાન સંબંધી બીજાં સાહિત્ય ઘણાં છે પરંતુ સત્પુરૂષના સમાગમ વિના તેમાંથી નિર્વિઘ્નપણે મોક્ષ થાય એવું શુદ્ધ જ્ઞાન મળવું દુર્લભ થઈ પડે છે અને યોગ્યતા વિનાના પુરૂષથકી જ્ઞાન મેળવતાં અવળી સમજણ ગ્રહણ થવાથી લાભને બદલે હાની થાય છે. અને અધોગતિને પમાય છે. અસત્પુરૂષના સમાગમના નિષેધને માટે શ્રીહરિ વચનામૃતમાં કહે છે. લો ૧૧ "સત્શાસ્ત્રનું શ્રવણ કરવું તે સત્પુરૂષ થકીજ કરવું પણ અસત્પુરૂષ થકી કરવું નહિ.' વ. ૧૨ "મહાત્મ્ય સહિત જે ભગવાનનો નિશ્ચય તેણે રહિત એવો જે જીવ તેના મુખથકી ગીતા ભાગવતને સાંભળે તેણે કરીને કોઇનું કલ્યાણ થાતું નથી એમાંથી તો મુળગું ભુંડું થાય છે."

વચનામૃત પુસ્તકમાં અક્ષરાતીત પુરણ પુરૂષોત્તમ શ્રી સ્વામિનારાયણ મહાપ્રભુનીજ વાણી છે અને તેમાં સંગ્રહેલો ઉપદેશ પણ સર્વ સતશાસ્ત્રના સારરૂપ અને પરમસિદ્ધાંતરૂપ છે તેમજ તેતે શાસ્ત્રનું પ્રતિપાદન કરીને તેમાં વર્ણવેલી બાબતોને એટલી સ્પષ્ટપણે સમજાવી છે કે તેમાં કાંઇ પણ સંશય કરવાનો અવકાશજ રહેતો નથી. અને તેથી એ પુસ્તક સત્પુરૂષ અને સતશાસ્ત્ર બંનેની

ગરજ સારે છે તેમજ મોક્ષના કારણરૂપ હોવાથી મુમુક્ષુને કલ્પવૃક્ષ અને ચિંતામણી તુલ્ય છે.

વચનામૃતમાં જે જે વિષયો વર્ણવ્યા છે તે અક્ષરે અક્ષર શાસ્ત્ર પ્રમાણ છે. વેદ, ઉપનિષદ, સાંખ્ય, યોગ, વ્યાસસૂત્ર, ગીતા, પંચરાત્ર, ભાગવતાદિ શાસ્ત્રોમાં આત્મા તથા પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય, ધર્મ વિગેરે જે જે મોક્ષોપયોગી વિષયો વર્ણવ્યા છે તેને અનુસારે શ્રીજીએ વચનામૃતમાં વિશેષ અર્થ સાથે વર્ણવ્યા છે. વિશેષ એ છે કે—બીજા આચાર્યોએ જેમ ઉપનિષદ્ વ્યાસસૂત્ર ગીતા ભાગવત વિગેરે શાસ્ત્રો ઉપર ભાષ્યો કરીને તેનો અર્થ સમજાવ્યો છે તેમ શ્રીજીએ તેતે શાસ્ત્રોના દુર્બોધ ગહન ગંભીર અર્થો પણ ન્યાયયુક્તિ હેતુઓ દ્રષ્ટાંત વિગેરેથી સુબોધ કરીને વચનામૃતદ્વારા સમજાવ્યા છે અને ગુર્જર ભાષામાં સરળ સુલભ સર્વાધિકારી કરી આપ્યા છે. આ અર્થ શ્રીજી પોતે તાત્પર્ય વૃત્તિથી સૂચવે છે. ગ. પ્ર. ૭૧ "અને વેદનો અર્થ તો અતિ કઠણ છે માટે તેની કથા થતી નથી અને શ્રીમદ્ ભાગવત પુરાણ અને ભારત એમાં વ[illegible] અર્થ છે ને સુગમ છે માટે તેની કથા થાય છે." આ ન્યાય વ[illegible]ામૃતમાં પણ જાણવો. એટલે વચનામૃત શાસ્ત્રને સુબોધ [illegible]ધિકારી ભાષ્ય કહીએ તેમાં કંઇ પણ અતિશયોક્તિ મનાશે ન[illegible] શ્રીહરિ પોતે વચનામૃતને સર્વ શાસ્ત્રના સારરૂપ કહે છે. પ. [illegible] સાંખ્યશાસ્ત્ર તથા યોગશાસ્ત્ર તેનો જે સનાતન સિદ્ધાંત છે તે [illegible] વિચારીને કહ્યો છે." ગ. મ. ૧ "વેદ શાસ્ત્ર પુરાણ [illegible] એ સર્વે ગ્રંથોનો એજ ગલિતાર્થ છે. આ જે અમે વાત ક[illegible] સર્વ શાસ્ત્રનું રહસ્ય છે." ગ. મ. ૧૩ "તમને આ વાત કરી [illegible] શાસ્ત્રનો સિદ્ધાંત છે." ગ. મ. ૨૮ "આ વાર્તા

જે અમે કરી છે તે કેવી છે તો વેદ શાસ્ત્ર પુરાણ આદિક જે જે કલ્યાણને અર્થે પૃથ્વીને વિષે શબ્દમાત્ર છે તે સર્વેનું અમે શ્રવણ કરીને તેનું સાર કાઢીને આ વાર્તા કરી છે ને પરમ રહસ્ય છે ને મારનું પણ સાર છે......અને પૂર્વે જે જે મોક્ષને પામી ગયા છે અને હવે જે જે પામશે ને હમણા જે જે મોક્ષને માર્ગે ચાલ્યા છે તે સર્વેને આ વાર્તા જીવનદોરીરૂપ છે." ગ. મ. ૬૪ "અમે વ્યાસજીના કરેલ જે સર્વે ગ્રંથ તે સાંભળ્યા ને પછી પૂર્વાપર વિચારીને જોયું ત્યારે તેમાંથી અમને સમજાયું છે જે......" ગ. મ. ૩૫ "અમે શ્રીમદ્ ભાગવતાદિક આઠ ગ્રંથનું અતિશય પ્રતિપાદન કર્યું છે માટે એ ગ્રંથને સાંભળવા ને ભણવા" વર ૧૮ "અમારા સંપ્રદાયમાં અતિ પ્રમાણરૂપ જે શાસ્ત્ર છે તેને જાણવાં ને શાસ્ત્રનાં નામ–વેદ, વ્યાસસૂત્ર, શ્રીમદ્ ભાગવત પુરાણ, વિષ્ણુ સહસ્ત્ર નામ, ભગવદ્ગીતા, વિદુરનીતિ, શ્રી વાસુદેવ મહાત્મ્ય અને યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ એ જે આઠ શાસ્ત્ર તેને જાણવાં." ગ. મ. ૨૧ "સર્વ શાસ્ત્રનું રહસ્ય આ વાર્તા છે." ગ. મ. ૮ "શાસ્ત્ર પ્રમાણેજ અમે પણ કહીએ છીએ" ગ. છે. ૧૦ "વેદ પુરાણ ઇતિહાસ અને સ્મૃત્તિઓ એ સર્વે શાસ્ત્રમાંથી અમે એ સિદ્ધાંત કર્યો છે." ગ. છે. ૩૬ "અમે સર્વ શાસ્ત્રને સાંભળીને એ સિદ્ધાંત કર્યો છે."

શ્રી શતાનંદ મુનિએ સુધાસિંધુમાં ગ્રંથની પ્રશંસા કરી છે–

**ग्रन्थोऽयं सकलार्थ साधन करो दुस्तर्क मुलापहृत्।**
**भक्ति ज्ञान विरागधर्म भगवन्माहात्म्य रत्नाकर॥**
**अत्र श्रीहरिणाऽऽत्मनो ह्यनुभव सच्छास्त्र संमानितः।**
**प्रोक्तोऽस्तीति भजन्निमं प्रतिदिनं स्यात्पूर्ण कामोनरः॥१॥**

તેમજ શ્રી રઘુવીરાચાર્યે પણ ટીકામાં પ્રશંસા કરી છેઃ—

**हरिवाक्य सुधासिंधु सर्व ग्रन्थ शिरोमणि।**
**विराजते यंसकल सच्छास्त्रोपरि सर्वथा॥**
**सच्छास्त्राणां यथा वेद्ध प्रमाणम धिकं तथा।**
**ग्रन्थोऽयं सर्वथै वास्ति हरेरास्यो द्भवत्वत॥**

વળી કા. ૧૨ મા વચનામૃતમા શ્રીહરિએ કહેલું છે જે વિશ્વાસ રાખીને પ્રીતિએ સહિત જે ભગવાન પુરુષોત્તમ નારાયણની વાત સાંભળવી એથી બીજું મનને સ્થિર થાવાનું તે નિર્વિષયી થાવાનુ કોઇ મોટુ સાધન નથી તો વચનામૃતમાં સઘળી વાણી પુરૂષોત્તમ નારાયણનીજ છે માટે વચનામૃત એજ મનને સ્થિર અને નિર્વિષયી થાવાનુ સાધન છે.

અને વળી ગ. મ. ૫૮ મા શ્રીહરિએ કહેલુ છે જે "સમ્પ્રદાયની પુષ્ટિ તો એમ થાય છે. જે સમ્પ્રદાયના ઇષ્ટદેવ હોય તેનો જે હેતુ માટે પૃથ્વીને વિષે જન્મ થયો હોય અને જન્મ ધરીને તેણે જે જે ચરિત્ર તથા આચરણ કર્યાં હોય. તેનું જે શાસ્ત્ર તેણેકરીને સંપ્રદાયની પુષ્ટિ થાય છે તો આપણા ઉદ્ધવ સંપ્રદાયના ઇષ્ટદેવ શ્રી પુરૂષોત્તમ નારાયણ શ્રીજી મહારાજ છે અને તેમનો આ પૃથ્વીને વિષે જન્મ થવાનો મુખ્ય હેતુ તો એકાંતિક ધર્મનું સ્થાપન કરવું તેજ છે. અને ગ. પ્ર. ૨૧ માં ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય ને ભક્તિ એ ચાર સાધનને એકાંતિક ધર્મ કહ્યો છે અને એવો એકાન્તિક ધર્મ પામવા માટે વચનામૃતનુ પુસ્તક ઉપર જણાવ્યા પ્રમાણે સર્વોત્તમ સાધન છે; માટે વચનામૃત એ સંપ્રદાયની પુષ્ટિનું પણ શાસ્ત્ર છે.

વચનામૃતનું શાસ્ત્ર આટલું ઉપયોગી છે અને તેમાં સગ્રહેલો ઉપદેશ મોક્ષદાયી છે તેથી દરેક મુમુક્ષુએ તેને સંપૂર્ણ સમજી તે પ્રમાણે વર્તવાની અગત્ય છે પરંતુ આ સઘળો ઉપદેશ પ્રશ્ન ઉત્તરના રૂપમાં છે. અને અને બોધગ્રાહી વ્યક્તિઓ તરફથી પુછા- એલા ભિન્ન ભિન્ન વિષયો સંબંધી પ્રશ્નોના ઉત્તરો શ્રીહરિએ કરેલા છે તેથી જે પ્રસગે જે પ્રશ્ન પુછાએલો તે પ્રસગે તેટલા પ્રશ્ન પુરતોજ ખુલાસો કરેલો છે અને એવા અનેક પ્રસગો મળીને તેતે વિષયોનું સંપૂર્ણ વર્ણન થયેલું છે જેથી વિષયોની એકત્રતા જણાતી નથી તેથી વાચકવર્ગને સાર સમજવાની અગવડ રહે છે તેથી જુદા જુદા વચનામૃતોમા પ્રસગોપાત્ત વર્ણવેલા તુટક વિષયોને એકત્ર કરીને અને તે દરેકે દરેક વિષયને જુદો જુદો તેના સંપૂર્ણ સ્વરૂપમા નિબધના રૂપમાં લખીને મુમુક્ષુને સહેલાઈથી દરેક વિષ- યનું સંપૂર્ણ જ્ઞાન થાય એવી સગવડ થવાની જરૂર છે

અમુક વચનામૃતમાં અમુક એકજ વિષય સબંધી વિવેચન છે એમ કહી શકાય એવાં તો જુજ વચનામૃતો છે ઘણે ભાગે પ્રત્યેક વચનામૃતમાં અનેક વિષયો એવા આવે છે કે જેનો સંબંધ બીજાં અનેક પૃથક્ પૃથક્ વચનામૃતો સાથે હોય છે જેથી અમુક વચનામૃત અમુક એક વિષય ઉપર છે એમ કહી શકાતુ નથી તેમજ અમુક વચનામૃત ધર્મનાં અમુક જ્ઞાનનાં અમુક વૈરાગ્યના અમુક ભક્તિનાં અમુક નિરૂપણના એમ પણ કહી શકાતુ નથી કારણ કે તેમા પણ જુદાજુદા ઘણા વિષયો હોય છે જેથી વિષયોનું એકત્રીકરણ કરવાની ખાસ જરૂર છે.

વળી કોઇ વખતે કોઇ વિષયનું અતિશય પ્રતિપાદન કર્યું હોય ત્યારે સ્વભાવિક રીતે બીજા વિષયની ગૌણતા કરી છે જેમકે ગ.

મ. ૯મા "કોઇ કાળે ભગવાનના વચનનો લોપ થાતો હોય તો તેની ચિન્તા નહિ પણ ભગવાનના સ્વરૂપનો દ્રોહ થાવા દેવો નહિ". તથા ગ. મ. ૧૩મા "ભગવાનના સ્વરૂપની આવી રીતે દ્રઢતા હોય ને કદાચીત્ જો નિર્માન નિર્લોભ નિષ્કામ નિર્સ્વાદ નિઃસ્નેહ એમા કાંઇક થોડી ઘણી કાચ્ચપ રહી જાય તો તેની કાંઇ ચિંતા નથી" એમ કહેલું છે તેમાં ગ. મ. ૯માં વચનની (આજ્ઞાની) ગૌણતા છે અને ગ. મ. ૧૩માં પંચ વર્તમાનરૂપ ધર્મની ગૌણતા કરી છે તેથી જો આ બે વચનામૃતને મુખ્યપણે રાખીને ધર્મના પ્રતિપાદનનાં બીજાં વચનામૃતોને લક્ષમાં ન લે તો ધર્મની અતિશય ગૌણતા થઇ જાય અને તેથી વર્તવામાં પણ શિથિલતા થઇ જાય પરંતુ ગ. પ્ર. ૭૭માં "ભગવાનના જ્ઞાનનો ઓથ લઇને ધર્મને ખોટા કરી નાખે તેને અસુર જાણવો" એમ કહેલું છે તથા "જે કોઇ પંચ વર્તમાનરૂપ જે ધર્મ તેને મૂકીને જ્ઞાનનું કે ભક્તિનુ બળ લેશે તે ગુરૂદ્રોહી વચનદ્રોહી છે અને એવી ધર્મભંગ વાત જે કોઇ કરતો હોય તેને વિમુખ કહેવો" એમ કહેલું છે વળી ગ. પ્ર. ૧૯મા કહેલું છે કે આત્મનિષ્ઠા, પ્રીતિ ને વૈરાગ્ય એ ત્રણે હોય તોપણ જો સ્વધર્મ ન હોય તો એ ત્રણેની સિદ્ધિ થાતી નથી. તથા ગ. પ્ર. ૧૭ માં ભગવાનનું વચન તથા વર્તમાનધર્મ પાળવા સંબંધી હિંમત રહિત વાત કરે તેને નપુસંક જાણવો અને એવી હિમત વિનાની વાત જે દિવસ થઇ જાય તો તે દિવસ ઉપવાસ કરવો" તથા ગ. મ. ૩૫મા "ભગવાનની મૂર્તિનો આશ્રય હોય ને ભગવાનનાં ચરિત્રને ગાતો સાંભળતો હોય ને ભગવાનનું નામ સ્મરણ કરતો હોય ને જો તેમા ધર્મ ન હોય તો તે માથે પાણો લઇને સમુદ્રને તરવાને ઇચ્છે એવો જાણવો ને તેને ચંડાલ જેવો જાણવો" એમ કહેલુ છે.

આવા શબ્દ જોતા સ્વધર્મનુ પણ અતિશય પ્રતિપાદન કર્યું છે એમ જણાય અને જે ગ. મ ૯ માં તથા ૧૩ માં ગૌણુતા બતાવી છે તે તો સ્વરૂપનિષ્ટાનુ મહત્વ જણાવવા માટે કહ્યું છે.

વળી પં-૬ ૫-૭ તથા ગ. મ. ૧૪માં "ભગવાનના સ્વરૂપના નિશ્ચયવાળાને કદાપિ અવળુ સવળુ વર્તાઇ જાય તોપણ કલ્યાણ થાય" એમ કહેલુ છે પરંતુ ગ. પ્ર. ૭૫માં "જેને આત્માના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન હોય અને દૃઢ વૈરાગ્ય હોય અને ભક્તિ ને સ્વધર્મ પણ પરિપૂર્ણ હોય તેનો નિશ્ચય પરિપૂર્ણ જાણવો અને એમાથી જો એકે વાનુ ઓછુ હોય તો નિશ્ચય છે તોપણ મહાત્મ્ય વિનાનો છે" એમ કહેલું છે તો આવા પરિપૂર્ણ નિશ્ચયવાળાને ધર્મ વિરૂદ્ધ વર્તવાનો અવકાશ પણ રહેતો નથી. આ ઉપરથી જણાશે કે જુદા જુદા પ્રસગે કહેલું સર્વે એકત્ર કરીને વાંચવાથી ખરૂં રહસ્ય સહેજ સમજાય છે.

વળી ગ. પ્ર. ૫૨ માં કહેલુ છે કે સાંખ્ય, યોગ, વેદાંત ને પચરાત્ર એ ચાર શાસ્ત્રે કરીને ભગવાનને સમજે તો એક શાસ્ત્રની સમજણે કરીને જે દોષ આવે છે તે બીજા શાસ્ત્રની સમજણે ટળી જાય છે માટે ચારે શાસ્ત્રે કરીને જે સમજે તે પરિપૂર્ણ જ્ઞાની કહેવાય. તેજ પ્રમાણે વચનામૃતમાં પણ ચોધારૂ સમજવાનુ છે જેમકે ગ. પ્ર. ૨૫માં આત્મનિષ્ટા ને ભગવાનના મહાત્મ્યનું જ્ઞાન એ બેની અતિશય દૃઢતા રાખવાની કહી છે ને પૂર્ણકામપણું માનવું એમ કહ્યું છે, અને સા. ૧૧ માં વૈરાગ્ય, બ્રહ્મચર્ય, શ્રદ્ધા, અહિંસા ધર્મ ને આત્મનિષ્ટા એમાથી કોઇ અંગમાં ન્યુનતા હોય તો આત્યતિક મોક્ષ જે ભગવાનનું અક્ષરધામ તેને તો ન પામે માટે એક જન્મ અથવા અનંત જન્મે પણ જે દિવસ પ્રથમ કહ્યા એવે લક્ષણે

મુક્ત થઇને અતિશય નિર્વાસનીક થાશે ત્યારેજ ભગવાનની કૃપાનું પાત્ર થાશે ને આત્યંતિક મોક્ષને પામશે" એમ કહ્યું છે વળી ગ. છે. ૨૪ મા અક્ષરધામમા ભગવાનની સેવા પ્રાપ્તના સોળ સાધન કહ્યાં છે, એમ મેળવણી કરીને વાંચવાથી સમજણમા કોઇ પ્રકારની કસર રહેતી નથી.

વળી શ્રીજી મહારાજને અક્ષરાતીત પુરણ પુરૂષોત્તમ સર્વ અવતારના કારણ અવતારી ને સર્વોપરિ સમજવામા કેટલાક હરિજનોને કચ્યપ રહી જાય છે શ્રીજી મહારાજને અવતારના અવતારી સમજીનેજ આશરો કરવો એ મોક્ષનું અસાધારણ સાધન છે એમ ગ. છે. ૩૯મા વચનામૃતમાં કહેલુ છે અને ગ. મ. ૯ માં "બીજા અવતાર જેવા જાણે તો એનો દ્રોહ કર્યો કહેવાય" એમ કહેલું છે. કેટલાક હરિજનો શ્રીજી મહારાજને બીજા અવતાર જેવા જાણે છે ને કેટલાક સર્વે અવતારના કારણ અવતારી જાણે છે. માટે શ્રીજી મહારાજના અવતારીપણાની સર્વને એકસરખી સમજણ થાય ને હૃદયમાં એવી દઢ ગાંઠ પડી જાય એમ કરવાને માટે તેવા પ્રતિપાદનના શબ્દો એકત્ર કરીને વાંચવાની પણ ખાસ જરૂર છે.

ઉપર પ્રમાણે દરેક વિષયને એકત્ર કરીને વાચવાનું સાધન પુસ્તકના રૂપમાં થાય અને તેનો સમગ્ર સત્સંગીઓ લાભ લઇ શકે અને શ્રીજી મહારાજના સિદ્ધાંતો અને રહસ્ય અભિપ્રાયો સહેલાઇથી સમજી શકે અને પોતાના ગુણદોષ સમજવાની સગવડતા થાય એવા હેતુથી "વચનામૃત એકીકરણ" એ નામનો એક ગ્રંથ મેં મહા ભગીરથ પ્રયત્નથી સંશોધન કરી શ્રીજી મહારાજની કૃપાથી સત્સંગની સેવાર્થે તૈયાર કરેલો છે. આ ગ્રંથની યોજના મે ઘણા નામાંકિત સદ્દગુરૂઓ તેમજ સંતોનો સમાગમ કરી તેમની સહાનુભૂતિ લઇને

કરી છે. વિષયોને એકત્ર કરી સમજવાનો જે જે પ્રયાસ આ ગ્રંથમાં કરેલો છે તે તદન નવીનજ નથી અને મારા મનની કલ્પના માત્ર કરીનેજ કરેલો નથી તેમજ શ્રીહરિએ કરેલા જ્ઞાનને ઢાંગી નાખવાના હેતુથી અગર સત્સંગીઓને અવળે રસ્તે દોરી કોઇપણ ગુહ્ય હેતુ સિદ્ધ કરવાના હેતુથી આ પ્રયાસ કરેલો નથી પરંતુ શ્રીહરિએ કહેલું જ્ઞાન, અને જીવના મોક્ષ સંબંધી શ્રીહરિનું આંતર રહસ્ય દરેક સત્સંગીના હૃદયમાં દ્રઢપણે ઠસે એવા શુદ્ધ હેતુથી આ પ્રયાસ કરેલો છે.

આજદીન સુધીમા વચનામૃતની કેટલીક આવૃત્તિઓ થઇ ગઇ છે તેમાં પણ સદ્‌ગુરૂ શ્રી બાલમુકુંદદાસજી જુનાગઢવાળાની કરેલી આવૃત્તિ વિશેષ પ્રચારમા છે તે આવૃત્તિમાં વિષયોને એકત્ર કરી સમજવા માટે બીજરૂપે પ્રયાસ કરેલો છે અને તે બીજરૂપે કરેલા પ્રયાસેજ તેના સંપૂર્ણ સ્વરૂપમા પ્રયાસ કરવાની ઉત્કંઠા મને ઉત્પન્ન કરી છે અને તે વિષે કેટલાક સદ્‌ગુરૂઓએ અનુમોદન આપવાથી મારી ઉત્કંઠા દ્રઢ થઇ અને શ્રીજી મહારાજની કૃપાથી મારી ઉત્કંઠા ફળીભુત થઇ છે.

આ ગ્રંથ યોજનારના સંબંધમા સમજફેરથી ક્વચિત્ કોઇને એમ દોષ જણાય જે જ્ઞાન તો વચનામૃતમા હતુજ પરંતુ આવું ડહાપણ કરવાની શી જરૂર હતી તો તેવા પુરૂષોને હું વિનંતીપૂર્વક જણાવું છું કે:—

૧ ધર્મ ધુરંધર આચાર્યશ્રી શ્રીપતિપ્રસાદજી મહારાજશ્રીની આજ્ઞાથી વડતાલ મંદિરના મુખ્ય કોઠારી રણછોડભાઇએ ચાર સદ્‌ગુરૂઓના ફોટાવાળી વચનામૃતની નવીન આવૃત્તિ સંવત ૧૯૯૭માં

પ્રસિદ્ધ કરેલી છે તેમાં શાસ્ત્રી હરિજીવનદાસજીએ પોતે વચનામૃતની ભૂમિકા લખેલી છે તે ભૂમિકાના પૃષ્ટ ૩૪ માં તેમણે વિષયોની એકત્રતા કરવાની જરૂર જણાવી છે અને વિષયોની સંક્ષેપમાં એકત્રતા કરીએ તો વચનામૃત જેટલુંજ બીજું પુસ્તક થવા જાય તો તે સંકલ્પને સિદ્ધ કરવા પુરતો અવકાશ ન હોવાથી તે સંકલ્પને આગળ ઉપર પૂર્ણ કરવાનો મૂલતવી રાખ્યાનુ જણાવે છે. તો શ્રીહરિની તથા તેમના આશ્રિત સદ્‌ગુરૂઓની પ્રેરણાથીજ વચનામૃતમાં સંગ્રહેલા વિષયોનુ એકીકરણ કરવાની પ્રવૃત્તિ કરેલી છે.

૨ વિષયોનું એકીકરણ કરવાથી વચનામૃત ગ્રંથની મહત્તા ઘટતી નથી પણ વધે છે. જેમ સર્વ ધર્મશાસ્ત્રોના સારરૂપ શિક્ષાપત્રી શ્રીહરિએ લખેલી છે તેમાં અનેક શ્રુતિ સ્મૃતિઓનાં પ્રમાણ આપ્યાં છે તેથી તે તે સ્મૃતિઓ વિગેરેની મહત્તા ઘટી નથી.

૩ અમુક સિદ્ધાંત સિદ્ધ કરવા માટે શ્રીહરિએ વચનામૃતમાં ગીતા ભાગવત આદિક ગ્રંથના પૃથક પૃથક શ્લોકોનાં પ્રમાણ આપવાથી તે તે શાસ્ત્રની મહત્તા ઘટતી નથી પણ વધે છે. અને તે તે શાસ્ત્રો વિશેષ પ્રકાશમાં આવે છે તેમજ દરેક વિષયના વિવેચનમાં ભિન્ન ભિન્ન વચનામૃતોનાં પ્રમાણ આપવાથી વચનામૃત પણ વિશેષ પ્રકાશમાં આવે છે.

૪ વચનામૃત ગ્રંથ તેના અસલ સ્વરૂપમા તો રહે છેજ. તે કંઇ એકીકરણ ગ્રંથથી છિન્નભિન્ન થતું નથી.

૫ સામાન્ય માણસોને સમજવાની સગવડતા કરવાની ખાતર અને શુદ્ધ જ્ઞાનનો વિશેષ પ્રચાર થવાની ખાતર કરેલા એકીકરણથી

વચનામૃતનુ મહત્વ ઘટે છે એવી કલ્પીત માનીનતાથી વચનામૃત જેવા અમુલ્ય અને મોક્ષોપયોગી ગ્રંથને વિશેષ પ્રકાશમા આવતું અને પ્રચાર થતુ અટકાવવું એ ભુલભરેલુ છે.

૬ આ ગ્રંથ બહાર પાડવા વિષે અભિપ્રાય પુછતાં કેટલાક સંત પુરૂષો તથા શ્રેષ્ટ સત્સંગીઓ તરફથી મને એમ અભિપ્રાય મળ્યો કે આ ગ્રથને વિષે દોષ દેખનારા પુરૂષોની સંખ્યા કરતાં આ ગ્રથને વિષે કેવળ ગુણનેજ દેખનારા પુરુષોની સખ્યા સેકડો ઘણી વધારે થશે. અને તેથી આ ગ્રંથ બહાર પાડવાનું મેં ઉચિત ધાર્યું છે.

વળી શ્રીહરિએ ગ. મ. ૫૭મા વચનામૃતમાં કહેલું છે જે "શુરવીર હોય તે લડાઇમાં કામ ન આવ્યો ને ગાઠે ધન હોય તે ખરચ્યા વાપર્યામાં કામ ન આવ્યુ તે વૃથા છે તેમ મને ભગવાન મળ્યા છે તે જે જીવ મારો સંગ કરે તેને આગળ હું કલ્યાણની વાત ન કરૂં ત્યારે મારૂં જ્ઞાન તે શા કામમાં આવ્યું ? એમ વિચારીને ઉપદેશ કર્યા નિમિત્ત કાંઇક થોડી ઘણી ઉપાધી રહે તોપણ પરમેશ્વરની વાત કર્યામાં કાયરપણું રાખે નહિ" વળી ગ. પ્ર. ૧૮ માં કહેલું છે જે "આ વાત સત્સંગમાં અતિશય પ્રવર્તાવજો તેમાં અમારો ઘણો રાજીપો છે." અને વળી લો. ૧૮ માં કહેલુ છે જે "આ અમારી વાત છે તે સર્વે હરિભકતને યાદ રાખીને પરસ્પર કરવી ને જ્યારે કોઇને અણસમજણે કરીને ધોખો થાય ત્યારે તેને આ વાત કરીને ચેતાવી દેવો" તથા ગ. મ. ૩૧ માં કહેલું છે જે "પુરૂ-ષોત્તમ, પુરૂષ, ઇશ્વર, જીવ ને માયા એ પાંચ ભેદ અનાદિ છે. તે આવી રીતે વાર્તા અમે ઘણીકવાર કરી છે પણ એનું મનન કરીને સારી પેઠે પોતાના અંતરમાં ધડ બેસાડતાં નથી એટલે શાસ્ત્રના

શબ્દને સાંભળીને સમજણમાં ઠા રહેતો નથી ને ઠાવકી ઘડ બેસાડી હોય તો એની સમજણ કોઇ દિવસ તે શબ્દને સાંભળીને ફરે નહિ માટે આ વાર્તાને સારી પેઠે વિચારજો ને લખજો " આવી રીતનાં શ્રી હરિનાં વચન જોતાં આ ગ્રંથ બહાર પાડવામાં કોઇ રીતે શ્રી હરિની આજ્ઞા વિરૂદ્ધ થતું નથી એમ સ્પષ્ટ સમજાય છે.

વળી ગ. છે. ૨૪ મા વચનામૃતમાં ભગવાનના ભક્તને અક્ષરધામને વિષે ભગવાનની સેવા પ્રાપ્તિના સોળ સાધન કહ્યાં છે તેમાં " પોતાથી ગુણે કરીને મોટા જે ભગવાનના ભક્ત તેમને વિષે ગુરૂભાવ રાખીને તેમને બહુ પ્રકારે માનવા ને પોતાને બરોબરીઆ જે ભગવાનના ભક્ત તેમને વિષે મિત્રભાવ રાખવો, ને પોતાથી ઉતરતા જે ભગવાનના ભક્ત તેમને વિષે શિષ્યભાવ રાખીને તેમનું હિત કરવું " એમ કહેલું છે માટે આ ગ્રંથ મારાથી વિશેષ સમજણવાળાને કદાપિ ઉપયોગી નહિ થઇ પડે તોપણ થોડી સમજણવાળાને તો અવશ્ય હિતકારી થઇ પડશેજ માટે તેમનું હિત થશે તોપણ તે શ્રીહરિની આજ્ઞા અનુસારજ છે.

માટે આ ગ્રંથ જો સત્સંગમાં કોઇ પણ વ્યક્તિને કોઇપણ પ્રકારે ઉપયોગી થઇ પડશે તો હું મારો પ્રયત્ન સફળ થયો માનીશ.

આવા સર્વોત્કૃષ્ટ અને અનેક પ્રકારના તત્વજ્ઞાનથી ભરપૂર ગ્રંથને માટે કોઇ મહાન વિદ્વાન પુરૂષે પ્રયત્ન કર્યો હોત તો મને બહુ આનંદ થાત. સત્સંગીઓ તરફથી " વચનામૃત રહસ્ય " " ભાવાર્થ " એવા નામથી પુસ્તકો બહાર પડયાં છે: પરંતુ વિષયનું એકીકરણ તેમા થયું નથી ને તેથી સામાન્ય માણસોને સમજવાના સાધનની ખામી હતીજ, તે જો આ ગ્રંથથી પુરી થઇ હશે તો હું કૃત કૃત્ય થયો સમજીશ.

આ ગ્રંથમાં કોઇને ભાષાદોષ માલમ પડશે પરંતુ જ્યારે જ્યારે ભગવાનના અવતાર પૃથ્વી ઉપર થાય છે ત્યારે સર્વે ચેષ્ટા મનુષ્યના જેવીજ હોય છે તે પ્રમાણે શ્રીજી મહારાજ કાઠીઆવાડ દેશમાં વિશેષે રહેલા અને તેથી તે દેશના મનુષ્યને મળતીજ ભાષામાં શ્રીહરિની સર્વવાણી છે એ પણ એક મનુષ્યપણાનો ભાવ છે તેમજ લોકોની પ્રચલીત ભાષામાં અપાયેલો ઉપદેશ વિશેષ અસર કરે છે તેથી પ્રાકૃત ભાષામાંજ શ્રીહરિએ સર્વ ઉપદેશ કરેલો છે માટે મે ભાષામાં ફેરફાર કર્યો નથી. શ્રીહરિની મૂળ પ્રાસાદિકી વાણીમાંજ લખ્યું છે.

કોઇ વિષયમાં અમુક વાત નહિ લખાવાથી તે વિષયની અપૂર્ણતા જણાય પરતુ મુળ વચનામૃત પ્રશ્ન ઉત્તરના રૂપમા છે ને તેમા જે જે બાબતોના પ્રશ્ન પુછાયેલા તે તે બાબતોનાજ ઉત્તરો થયેલા છે વળી કેટલાક કૃપાવાકયો પણ છે પરંતુ અમુક વિષયનું વિવેચન કરવા માટેજ સભા થઇ હોય તેમ નથી. સભામા જમે તે પ્રસગ નીકળે. તેવા પ્રસગોપાત શ્રીહરિએ ઉપદેશ કરેલો છે માટે કેઇ વિષય અપૂર્ણ રહે તો તે સંભવીત છે અને તે અપૂર્ણતા વચનામૃત સિવાય બીજા શાસ્ત્રમાથી શબ્દો લઇને પૂર્ણ કરી નથી કારણ કે અત્રે તો વચનામૃતનુજ એકીકરણ કરેલુ છે કોઇ સિદ્ધાંતને પુષ્ટિ આપવા શિક્ષાપત્રી અગર સત્સંગી જીવનના શ્લોકનું કવચિત્ પ્રમાણ લીધેલું છે.

વચનામૃતમાં કોઇ કોઇ પ્રસગે વિષયોની પુનરોક્તિ જણાય છે તેનું કારણ એ છે જે જુદા જુદા ગામોએ જુદા જુદા સમયે જુદી જુદી અનેક વ્યક્તિઓ પુછનારી મળેલી જેથી તેના ઉત્તરો

શ્રીજીએ આપેલા નથી તેવી પુનરોક્તિ દોષને માટે નથી. આ કારણથી કોઈ વાત એક કરતાં વધારે વખત શ્રી હરિએ કહેલી છે તો અહીં પણ તેટલીજ વખત લખેલી છે તેમાં પુનરોક્તિનો દોષ આવે છે પરતું તેવી વાત વારંવાર લખવાનો હેતુ તે વાતની વિશેષ દ્રઢતા થવા માટેજ છે. વળી પુનરોક્તિનો દોષ આવવા કરતાં તે વાત તદ્દન મુકી દેવાથી તેમાં કંઇક વિશેષ વાત હોય તે રહી જાય તે દોષને વિશેષ ગણીને પુનરોક્તિનો દોષ ગ્રહણ કર્યો છે.

પરપક્ષમાં દોષપ્રદર્શન સિવાય સ્વપક્ષની સિદ્ધિ ન થાય"એ સ્વપક્ષ સિદ્ધિમા પ્રથમ મુદ્દો છે તે પ્રમાણેજ વચનામૃતમાં પરપક્ષમાં દોષ પ્રદર્શન કરીને સ્વપક્ષમા સર્વ પ્રમાણોની અનુકુળતા બતાવીને તત્વાર્થ નિરૂપણ કર્યો છે, તે નાસ્તિક શુષ્કવેદાંતી વિગેરેનાં પ્રકરણો વાચવાથી માલમ પડે છે કેટલેક સ્થળે સાક્ષાત્ તો કેટલેક સ્થળે અર્થાત્ પરમતનુ નિરાકરણ કરેલુ જણાય છે એવી રીતે શાસ્ત્રમાં દુર્બોધપણે રહેલા અર્થોને સુબોધ કરવા તરફ વચનામૃતના શબ્દોનું વલણ છે એમ સિદ્ધ થાય છે.

આ ગ્રંથમાં જે જે વિષયો દાખલ કરેલા છે તે દરેક દરેક તેના સપૂર્ણ સ્વરૂપમાં લખેલો છે. તે એવી રીતે કે કુલ વચનામૃત ૨૬૨ છે અને દરેક વચનામૃતમાં જુદા જુદા ઘણા વિષયો સંબધી વાત છે તેમજ દરેક વિષય પણ જુદા જુદા વચનામૃતોમાં છે તેમાં અમુક વિષય સબંધી કોઇ વચનામૃતમાં ઉપાય કહેલો છે તો કોઇમાં કારણ કહ્યું છે કોઇ પ્રસંગે લક્ષણ ને કોઇ પ્રસગે ફળ કહેલું છે. વળી ઉપાય પણ ભિન્ન ભિન્ન જગાએ જુદા જુદા કહેલા છે તેમજ ફળ પણ ભિન્ન ભિન્ન જગાએ જુદું જુદું કહેલું છે. આ સર્વે

વાત એક સામટી જાણી શકાય અને તેવીજ રીતે દરેક દરેક વિષય સંબંધી જાણી શકાય એવી તમામ ગોઠવણ આ ગ્રંથમાં કરેલી છે તેથી આ ગ્રંથની ખરી ઉપયોગીતા તો જે તેના અધિકારી છે તેનેજ જણાશે અને બીજાને તો આ ગ્રંથ વાંચ્યા પછીજ તેની મહત્તા સમજાશે.

લાખ મણ લોઢાનો ગોળો અક્ષરધામથી પડતો નાખ્યો હોય તો વચુને ઘસારે પૃથ્વી ઉપર આવતાં રજ જેટલો રહે કે ન રહે એટલે દૂર ભગવાનનું અક્ષરધામ છે ત્યાંથી શ્રી પુરૂષોત્તમ નારાયણે પધારી અનંત જીવના કલ્યાણને અર્થે શુદ્ધ આત્યંતિક જ્ઞાન વચનામૃત દ્વારે કરેલુ છે. અને તે જ્ઞાન પ્રવર્તાવવામાં શ્રીહરિનો રાજીપો છે અને તે જ્ઞાન સત્સંગમા અતિશય પ્રવર્તાવવાના શુદ્ધ હેતુથી આ પ્રયાસ કરેલો છે. માટે આ ગ્રંથને વાંચીને તપાસી જોયા પહેલા તેના વિષે કોઇ પણ પ્રકારનો ખોટો વિચાર બાંધવો એ એક પ્રકારનુ સાહસ છે અને શ્રીહરિના પવિત્ર હેતુમા વિઘ્ન કરવા જેવુ છે માટે તેવા પ્રકારના દોષ ગ્રહણ નહિ કરવાની મારી નમ્ર વિનતી છે.

"વચનામૃત અંકીકરણ"ના આખા ગ્રંથનું કદ મોટુ થવાથી તેમજ આ ગ્રં[illegible] નવીનજ પદ્ધતી ઉપર છે તેથી દાખલા તરીકે [illegible] ભાગ છપાવીને બહાર પડે તો તે નજરે જોવાથી તેના [illegible] ગ્રાહકોને જણાઇ આવે તે હેતુથી આ પ્રથમ વિભાગ [illegible] છે. આ પહેલો ભાગ સત્સંગને સ્વીકર થશે તો બીજા [illegible] પાડવાની ઇચ્છા છે તે શ્રીજી અને સંત-હરિ[illegible]પાથી સિદ્ધ થાય એમ માગુ છુ.

વિષયોને [illegible] રીતે લખવામાં મે મારી અલ્પ બુદ્ધિના

પ્રમાણમા મને જેમ સમજાયું છે તેમ લખવાની કોશીશ કરી છે તેમજ પુસ્તક લખવાનો આ મારો પ્રથમજ પ્રયાસ છે તો તેમાં વિચાર, સમજ અને લખાણ આદિની ભૂલો હશેજ તોપણ વાંચક વર્ગ સદ્‌ભાવનાથી ક્ષમા કરી સુધારી લેશે એવી મારી વિનતી છે. અને તેવી ભુલ કોઇ પણ હરિજન મને જણાવશે તો તે ઉપકાર સાથે ગ્રહણ કરી નવી આવૃત્તિમાં તે પ્રમાણે સુધારીશ.

આ ગ્રંથના પહેલા વિષયમાં મહાત્મ્યે સહિત નિશ્ચયવાળા તથા નિશ્ચયની દ્રઢતાવાળા હરિજનોની જે જે વાર્તાઓ દાખલ કરેલી છે તેમાંની ઘણીખરી વાર્તાઓ ગઢડાના બ્રહ્મચારી પુરાણી હરિસ્વરૂપાનંદજી તરફથી મળી છે તે બદલ તેમનો આભાર માનું છું.

ઉંદવાડા (રેલ્વે સ્ટેશન)
મીસ્રી કાનજી રૂડાની ચાલીમા
તા. ૨૫ મી માર્ચ ૧૯૨૬

લી૦ સેવક
ઠાકર માણેકલાલ ભાઇશંકર
(મહેમદાવાદવાળા)



# અનુક્રમણિકા.


| વિષય | પૃષ્ઠ |
|---|---|
| ભગવાનના નિશ્ચય | ૧—૧૬૬ |
| નિશ્ચય કોને કહીએ .... | ૨ |
| દૃઢ નિશ્ચયનું રૂપ .... | ૨ |
| ભગવાનનો નિશ્ચય કોના થકી થાય છે .... | ૪ |
| રાજારૂપે ને સાધુરૂપે ભગવાનના અવતાર ઓળખવાનાં લક્ષણ | ૪ |
| ભગવાનનો અડગ નિશ્ચય શાસ્ત્રે કરીનેજ થાય છે .... | ૬ |
| ભગવાનનું મૂળ સ્વરૂપ ને મનુષ્ય સ્વરૂપ જાણીને નિશ્ચય કરવો .... | ૭ |
| મનુષ્યદેહમાં ભગવાનપણાનો નિશ્ચય ક્યારે થાય છે .... | ૧૩ |
| ભગવાનને મનુષ્ય જેવા થવાનું કારણ .... | ૧૪ |
| ભગવાનના અવતારની મૂર્તિયું દિવ્ય અને ઐશ્વર્ય શક્તિએ યુક્ત હોય છે .... | ૧૯ |
| ભગવાનના પ્રગટ મનુષ્ય સ્વરૂપનો મહિમા (ઐશ્વર્ય).... | ૨૪ |
| ભગવાનને વિષે દોષ દેખનારાને પાપ .... | ૩૧ |
| ભગવાનને વિષે દેહભાવ તો યોગમાયાએ કરીને છે.... | ૩૨ |
| ભગવાનને વિષે મનુષ્યભાવ પરઠનારા મૂઢ છે .... | ૩૫ |
| ભગવાનની જન્મ ને દેહ મુકયાની રીત .... | ૩૬ |
| માયિક ઇંદ્રિયું અંતઃકરણે કરીને અમાયિક ભગવાનનો નિશ્ચય ને દર્શન કેમ થાય .... | ૩૮ |

| વિષય | | પૃષ્ઠ |
|---|---|---|
| ભગવાનનો અડગ નિશ્ચય કેમ થાય | .... | ૪૨ |
| ભગવાનનો નિશ્ચય થાવાનો અનુક્રમ | .... | ૪૮ |
| ઈંદ્રિયુંમાં, અંતઃકરણમાં ને જીવમાં નિશ્ચય હોય તે કેમ જાણવો | .... | ૪૮ |
| જીવમાં થયેલો નિશ્ચય ઉત્તમ છે | .... | ૪૯ |
| ઉત્તમ, મધ્યમ ને કનિષ્ટ સવિકલ્પ ને નિર્વિકલ્પ નિશ્ચયનાં લક્ષણ | .... | ૪૯ |
| નિશ્ચયના ભેદનું કારણ | .... | ૫૧ |
| કનિષ્ટ નિશ્ચય ઉત્કૃષ્ટ થવાનો ઉપાય | .... | ૫૨ |
| નિશ્ચયવાળાનાં લક્ષણ સમજણ ને વર્તન | .... | ૫૨ |
| મહાત્મ્ય જ્ઞાને સહિત નિશ્ચયવાળાનાં લક્ષણ | .... | ૫૪ |


## મહાત્મ્ય જ્ઞાને સહિત નિશ્ચયવાળા હરિભકતોની વાર્તાઓ ૫૭—૧૨૫


| | | |
|---|---|---|
| ગામડડુસરવાળા રજપૂત ગલુજી | .... | ૫૭ |
| ધરમપુરવાળાં રાણીશ્રી કુશળ કુંવરબાઈ | .... | ૬૧ |
| ગામ અગત્રાઇના પટેલ પર્વતભાઈ | .... | ૬૬ |
| શ્રી ગઢપુરવાળાં રાજબાઈ | .... | ૭૦ |
| શ્રીગઢપુરવાળાં જીવુંબાઈ | .... | ૭૩ |
| શ્રીગઢપુરવાળાં લાડુબાઈ | .... | ૭૩ |
| જેતપુરવાળાં મોટાં રામબાઈ | .... | ૭૭ |

| વિષય | | પૃષ્ટ |
| --- | --- | --- |
| શ્રીગઢપુરવાળા દાદાખાચર | .... | ૮૦ |
| કારીયાણીના માંચાખાચર | .... | ૮૩ |
| મૂળજી (મુકુંદાનંદ) બ્રહ્મચારી | .... | ૮૬ |
| ભૂજવાળાં લાધીબાઇ | .... | ૯૩ |
| માતાજી (ઝમકુબાઈ) | .... | ૯૪ |
| સદ્‌ગુરૂ શ્રી મુકતાનંદ સ્વામી | .... | ૯૮ |
| આહીર પટેલ સામત | .... | ૧૦૭ |
| માનકૂવાના મૂળજી તથા કૃષ્ણજી | .... | ૧૦૮ |
| ગુંદાળી ગામના બે કાઠી મામૈયો તથા મેરામણ | .... | ૧૧૨ |
| ભૂજવાળા સુંદરજી સુતાર | .... | ૧૧૪ |
| ગામ સરધારના વાણીઆ ડોસાભાઇ | .... | ૧૧૭ |
| ગામ ગોળીડાના રાણા રાજગર | .... | ૧૨૨ |
| પરમ ભક્ત પ્રલ્હાદજી | .... | ૧૨૩ |
| ગામ કઠલાલનાં રામબાઈ | .... | ૧૨૪ |
| મહાત્મ્યે સહિત નિશ્ચયવાળાની સમજણ | .... | ૧૨૫ |
| પ્રત્યક્ષ ભગવાનને વિષે દિવ્ય સાકારપણાની નિષ્ઠાનાં લક્ષણ | .... | ૧૨૬ |
| દ્રઢ નિષ્ઠાની સિદ્ધ દશાનું લક્ષણ | .... | ૧૨૮ |
| ભગવાનના દ્રઢ નિશ્ચયનું ફળ | .... | ૧૨૮ |
| સિદ્ધિયું પરિપકવ નિશ્ચયવાળાનેજ આવે છે | .... | ૧૩૪ |

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| કેવો નિશ્ચય ટળી જાય છે | .... ૧૩૫ |
| મહાત્મ્ય જાણ્યાં છતાં નિશ્ચયમાંથી પડવાનાં કારણ | .... ૧૩૫ |
| નિશ્ચયમાં ડગમગાટ થવાનો ને ન થવાનો હેતુ | .... ૧૩૬ |

**નિશ્ચયની દ્રઢતાવાળા હરિભક્તોની વાર્તાઓ**

૧૩૭—૧૫૪

| | |
|---|---|
| વડોદરાના નાથ ભક્ત | .... ૧૩૭ |
| ડભાણવાળા વિષ્ણુદાસ | .... ૧૪૩ |
| સુંદરીયાણાના હિમરાજશાહ | .... ૧૪૩ |
| ઓચાસણવાળા કાશીદાશ | .... ૧૪૭ |
| સુરતવાળા શેઠ ભાઇચંદભાઇ | .... ૧૫૦ |
| અમદાવાદવાળા દામોદરભાઇ | .... ૧૫૨ |
| કાચા નિશ્ચયવાળાના લક્ષણ ને સમજણ | .... ૧૫૪ |
| નિશ્ચયમાં કાચપવાળાને ન્યુનતા ને કલ્યાણમાં વિઘ્ન | .... ૧૫૫ |
| નિશ્ચયવાળો છતાં કોના મુખથી ભગવાનની વાત પણ ન સાંભળવી | .... ૧૫૮ |
| નિશ્ચયજ નથી એમ કોને કહેવાય | .... ૧૫૯ |
| નિશ્ચયમાં સંશય થવાનો ને ન થવાનો હેતુ | .... ૧૫૯ |
| નિશ્ચયમાં સંશયવાળાને ન્યુનતા | .... ૧૬૦ |
| પ્રગટ ભગવાનને દિવ્ય સમજવાનું ફળ | .... ૧૬૧ |
| નિશ્ચય છતાં રૂડા ગુણ કેમ આવતા નથી | .... ૧૬૨ |

વિષય પૃષ્ઠ
નિશ્ચય છતાં કૃતાર્થપણું કેમ મનાતું નથી .... ૧૬૩
દંભે કરીને વર્તમાન ને નિશ્ચય હોય તે કેમ કળાય .... ૧૬૩
દંભે કરીને નિશ્ચય શ્રીહરિને ન ગમે .... ૧૬૪
કયો ઘાટ નિશ્ચય ને વર્તમાનમાંથી પાડે ને
કયો ઘાટ ન પાડે ... ૧૬૪
ઉત્તમ, મધ્યમ ને કનિષ્ટ ત્રણ પ્રકારે ભગવાનના
જ્ઞાનનું સ્વરૂપ .... ૧૬૫
ત્રણ પ્રકારના જ્ઞાનવાળા ક્યારે સિદ્ધ થાય ... ૧૬૬
નિશ્ચયવાળાને ધર્મની આવશ્યકતા . .... ૧૬૬

## ૨. ભગવાનનું સ્વરૂપ તથા મહિમા ૧૬૭—૨૬૮

ભગવાન તથા મુક્ત અક્ષરધામમાં સદાદિવ્ય
સાકાર છે .... ૧૬૭
ભગવાનના અનાદિ મૂળ સ્વરૂપનું વર્ણન .... ૧૭૦
ભગવાન સબંધી અલૌકિક સુખનું વર્ણન .... ૧૭૩
ભગવાન સર્વના કારણ છે ... ૧૭૯
ભગવાન સર્વના કર્તા છે .... ૧૮૪
ભગવાન સર્વથી સમર્થ છે .... ૧૮૬
ભગવાન કાર્ય કારણરૂપે કેમ રહ્યા છે .... ૧૯૦
ભગવાનના પૃથ્વીને વિષે અવતાર ૧૯૭–૧૯૯
ભગવાનને અવતાર ધર્યાનું પ્રયોજન .... ૧૯૭

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| અવતાર ધરવાનો પ્રકાર | .... ૧૯૯ |
| વૈરાજ પુરૂષ દ્વારાએ અવતારની સમજણ | .... ૧૯૯ |
| ભગવાન અક્ષરધામમાં રહ્યા થકાજ અનંત ઠેકાણે અનંતરૂપે દેખાય છે | .... ૨૦૦ |
| ભગવાનનું અંતર્યામિપણે વ્યાપકપણું | ... ૨૦૪ |
| ભગવાનનું કર્મફળ પ્રદાતાપણું | ... ૨૦૭ |
| ભગવાનનું સગુણ નિર્ગુણપણું | ... ૨૧૦ |
| ભગવાનનું અન્વય વ્યતિરેકપણું | .... ૨૧૪ |
| ભગવાનનું અદ્વિતિયપણું | .. ૨૧૫ |
| નારાયણને લઈનેજ બીજામાં મોટપ કહેવાય છે | .. ૨૧૬ |
| નારાયણ જેવો કોઈ થાતો નથી | .... ૨૧૭ |
| ભગવાનનો મહિમા અપાર છે | .... ૨૧૮ |
| નારાયણ ને મુક્તને સરખા કહેવાનું પાપ | .... ૨૧૯ |
| ભગવાન કર્તુમકર્તુંને અન્યથાકર્તું છે | .... ૨૨૦ |
| ભગવાનનું આત્માને અક્ષર થકી વિલક્ષણવણક | ... ૨૨૧ |
| ભગવાન સર્વના આત્માપણે રહયા છે | .... ૨૨૨ |
| ભગવાનનું માયાએ કરીને નિર્લેપપણું | .... ૨૨૪ |
| ભગવાનને વિષે જ્ઞાનશક્તિ ક્રિયાશક્તિ ને ઇચ્છાશક્તિ કેમ સમજવી | .... ૨૨૫ |
| ભગવાનમાં અનેક કળા રહી છે | .... ૨૨૭ |

| વિષય | પૃષ્ટ |
|---|---|
| મન વાણી થકી પર ને અગોચર ભગવાનને પ્રત્યક્ષ દેખાયાનો હેતુ | . . ૨૨૭ |
| ભગવાનની પ્રતિમા તથા સંતમાં ભગવાન અખંડ રહ્યા છે | .... ૨૨૮ |
| પરમેશ્વરનાજ અતિશય બળનો સમય | .... ૨૨૮ |
| ભગવાનનો મહિમા અધિકઅધિક કેમ જણાતો જાય.... | ૨૨૯ |
| ભગવાનના સ્વરૂપનું સંપૂર્ણ જ્ઞાન ક્યારે થાય છે.... | ૨૩૧ |
| ભગવાનનું મહાત્મ્ય કોના થકી જણાય છે | . . ૨૩૩ |
| ભગવાનનો મહિમા કેમ વિચારવો | .... ૨૩૪ |
| ભગવાનનો મહિમા સમજવાની સાચા ભક્તની રીત.... | ૨૩૫ |
| ભગવાનનુ ને સંતનુ મહાત્મ્ય અખંડ હોય ને કેમ જણાય | .... ૨૩૬ |
| ભગવાનનું મહાત્મ્ય સમજનારો કેમ સમજે તે ધર્મમાં રહેવાય. | .... ૨૩૬ |
| કેવો મહિમા ધર્મ પાળવામાં અંતરાયરૂપ છે | .... ૨૩૭ |
| મહિમાવાળાને પણ દોષ નડયા વિના નહિ રહે | .... ૨૩૮ |
| ભગવાન સંબંધી સુખને કોણ પામે | ... ૨૩૮ |
| ભગવાન સંબંધી સુખનો અનુભવ ક્યારે થાય છે .... | ૨૩૯ |
| ભગવાનનો મહિમા જાણવાથી ફળ. | .... ૨૪૦ |
| ભગવાનનું મહાત્મ્ય સમજવામાં ખામીથી ન્યુનતા | .... ૨૬૧ |
| ભગવાનને સર્વ કર્તા ન જાણવાથી ન્યુનતા (પાપ) | .... ૨૬૪ |

| વિષય | પૃષ્ઠ |
| --- | --- |
| પંડિતને ભગવાનનો મહિમા ન સમજાવાનો હેતુ ... | ૨૬૬ |
| ભગવાનનું મહાત્મ્ય સમજનારા ભક્તને ધર્મની આવશ્યકતા ... | ૨૬૬ |
| મહિમાનો ઓથ લઈને મોળીવાત કરનારાને પ્રાયશ્ચિત ... | ૨૬૭ |
| ભગવાનનો મહિમા જાણ્યોજ નથી એમ ક્યાં સુધી કહેવાય. ... | ૨૬૭ |
| **૩ ઉપાસના** | **૨૬૯—૩૩૬** |
| ઉપાસનાનું રૂપ ... | ૨૬૯ |
| ઉપાસના કોણે કરવી ... | ૨૭૦ |
| સાકારની ઉપાસના કરવાની શ્રી હરિની આજ્ઞા ... | ૨૭૦ |
| ઉપાસનાની આવશ્યકતા ... | ૨૭૦ |
| ક્યા સ્વરૂપની ઉપાસના કરવી ... | ૨૭૩ |
| ઉપાસનામાં પતિવ્રતાપણાની ટેક ... | ૨૭૭ |
| ઉપાસના દ્રઢ કેમ થતી જાય ... | ૨૮૦ |
| ઉપાસનાના બળવાળાની સમજણ ... | ૨૮૨ |
| દ્રઢ આશરાવાળાએ (ઉપાસનાવાળાએ) કેમ વર્તવું ... | ૨૮૨ |
| ઉપાસનાની પુષ્ટિનો હેતુ ... | ૨૮૩ |
| દંભી ઉપાસનાવાળો કોણ. ... | ૨૮૪ |
| ઉપાસના રહિતના સંગનો ત્યાગ કરવાની શ્રીહરિની આજ્ઞા ... | ૨૮૪ |
| ઉપાસનાની દ્રઢતાવાળાને ફળ પ્રાપ્તિ ... | ૨૮૪ |

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| સંશયવાળાને ન્યુનતા | ... ૨૮૫ |
| ઉપાસનાના યોગ્ય અને અયોગ્ય ભેદની સમજણ | .... ૨૮૬ |
| સાકાર નિષ્ઠા | ૨૮૭ ૩૦૨ |
| સાકાર સ્વરૂપનું પ્રતિપાદન (નરૂપણ) | .... ૨૮૭ |
| સાકાર સ્વરૂપમાં આશંકાઓનુ સમાધાન | .... ૨૯૩ |
| સાકારની પરિપકવ નિષ્ટાવાળાનાં લક્ષણ | ... ૨૯૭ |
| સાકારનિષ્ટા કોનાથકી પમાય છે | ... ૨૯૭ |
| ભગવાનના સ્વરૂપ સંબંધી મૂર્ખની સમજણ | .... ૨૯૮ |
| સાકારની નિષ્ટાવાળાની મહત્તા ને તેને ફળ | .... ૨૯૮ |
| સાકારની નિષ્ટા રહિત (નિરાકારની નિષ્ટાવાળા)ને ન્યુનતા | ... ૩૦૧ |
| ભગવાનને વિષે સ્વામીસેવકપણુ | ૩૦૩—૩૦૯ |
| અક્ષરધામમાં મુક્ત ભગવાનની સેવામાં રહે છે | .... ૩૦૨ |
| અક્ષરધામમાં નારાયણ ને મુક્તમાં ભેદ | .... ૩૦૪ |
| સ્વામિસેવકને ભાવે ભક્તિ ઉપાસના કરવાની શ્રીહરીની આજ્ઞા | .... ૩૦૮ |
| નારાયણ ને મુક્તને સરખા કહેનારને પાપ ને તેના સંગનો નિષેધ | .... ૩૦૯ |
| **શ્રીજી મહારાજને સર્વ અવતારના કારણ અવતારી ને સર્વોપરિ સમજવા વિષે (સ્વરૂપનિષ્ઠા)** | **૩૦૯—૩૩૬** |

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| શ્રી હરિને અવતારી સમજવાની આવશ્યકતા | .... ૩૧૦ |
| **અવતારી ને સર્વોપરિ સમજવાની રીત** | **૩૧૧—૩૨૪** |
| ભૂત ભવિષ્ય ને વર્તમાન ત્રણે કાળનાં સર્વ આશ્ચર્યના કર્તા પ્રગટ ભગવાન (શ્રીજી મહારાજ) છે | .... ૩૧૧ |
| શ્રી કૃષ્ણાવતારને વિષે સર્વોપરિપણાનું કારણ કહીને પ્રગટ ભગવાનને (શ્રીજી મહારાજને) સર્વોપરિ ને સર્વના કારણ કહ્યા છે | ... ૩૧૨ |
| વાસુદેવ (શ્રીકૃષ્ણ પં. ૬) ની ઉપાસના કરતાં પુરૂષોત્તમની ઉપાસના અધિક છે | .... ૩૧૪ |
| શ્રીમદ્ ભાગવતમાં કહ્યા જે વાસુદેવ (શ્રીકૃષ્ણ) તેના પણ કારણ શ્રીજી મહારાજ છે | .... ૩૧૪ |
| મચ્છ કચ્છાદિક અવતારનું અવતારી તે ભગવાનનું ગોલોકવાસી શ્રીકૃષ્ણ સ્વરૂપ છે ને પ્રગટ ભગવાન (શ્રીજી મહારાજ) રામકૃષ્ણાદિક સર્વે અવતારના અવતારી ને બ્રહ્મપુર ગોલોકાદિક સર્વે ધામના પતિ છે | ... ૩૧૫ |
| સર્વે અવતારના કારણ અક્ષરાતીત પુરૂષોત્તમ નારાયણ (શ્રીજી મહારાજ) છે | .... ૩૧૬ |
| શ્રીકૃષ્ણને વિષે હેત ને અક્ષરધામમાં પુરૂષોત્તમ નારાયણની મૂર્તિને વિષે ઉપાસના કહીને તેનેજ સર્વોપરિ કહ્યા છે. | .... ૩૧૮ |

વિષય પૃષ્ઠ
વૈકુંઠ ગોલોકાદિક સર્વે કરતાં ભગવાનના અક્ષર-
ધામનું સુખ અતિ અધિક કહ્યું છે .... ૩૧૯
ભગવાનના અક્ષરધામની પ્રાપ્તિ બીજાં ધામની
પ્રાપ્તિ કરતાં દુર્લભ છે .... ૩૨૦
શ્રીજી મહારાજ અક્ષરાતીત પુરૂષોત્તમ નારાયણ
અવતારી છે .... ૩૨૦
શ્રીજી મહારાજને વિષે અવતારીપણાની
નિષ્ટાવાળાને ફળ .... ૩૨૪
અવતારીપણાની વાર્તાનો વિશેષ મહિમા અને તે
વાર્તા સમજવાની શ્રી હરિની આજ્ઞા .... ૩૨૭
ભગવાનનું અવતારી સ્વરૂપ યથાર્થ સમજાયું
હોય તેનાં લક્ષણ .... ૩૨૯
સ્વરૂપનિષ્ઠામાં (અવતારી સમજવામાં) ખામીવાળાને
ન્યૂનતા ... ૩૩૦
સ્વરૂપ નિષ્ટાના બળનો પ્રતાપ .... ૩૩૧
સ્વરૂપનિષ્ટા આગળ ધર્મને ગૌણ કહ્યાનો હેતુ .... ૩૩૩
સ્વરૂપનિષ્ઠા દ્રઢપણે રાખ્યાથી ધર્મનિષ્ઠા દ્રઢપણે રહેશે.... ૩૩૪
શ્રીહરિના સર્વે અવતાર પૂજ્ય છે .... ૩૩૫

**૪. ભગવાનનો સબંધ તથા નિવાસ ૩૩૭–૩૪૭**

ભગવાનનો સબંધ થયો ક્યારે કહેવાય .... ૩૩૭

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| ભગવાનનો સાક્ષાત સબંધ કોને હોય | .... ૩૩૭ |
| ભગવાન સાથે અખંડ સબંધ કોને રહે છે | .... ૩૩૮ |
| ભગવાનનો સબંધ ક્યારે થાય છે | .... ૩૩૮ |
| ભગવાનના સબંધનું ફળ (ઐશ્વર્ય) | .... ૩૩૯ |
| ભગવાનના સબંધને પામે તે નિર્ગુણ છે | .... ૩૩૯ |
| ભગવાનના સબંધથી સુખની પ્રાપ્તિ થાય છે | .... ૩૪૧ |
| ભગવાન કેવા ભક્તમાં નિવાસ કરીને રહે છે | .... ૩૪૨ |
| જેના હૃદયમાં ભગવાનનો નિવાસ હોય તેની સામર્થી | .... ૩૪૬ |
| ૫. સત્સંગ | ૩૪૮–૩૭૧ |
| સત્સંગ કોને કહીએ | .... ૩૪૮ |
| સત્સંગની મહત્તા | .... ૩૪૮ |
| નિષ્કામપણે અને આત્મ સત્તારૂપ થઇને સત્સંગ કરવાની આવશ્યકતા | .... ૩૪૯ |
| સત્સંગમાં વૃદ્ધિ કોણ પામે છે | .... ૩૫૧ |
| સત્સંગ દ્રઢ કેમ રહે | .... ૩૫૩ |
| સત્સંગ પ્રધાન કેમ રહે | .... ૩૫૭ |
| થોડી બુદ્ધિવાળો સત્સંગમાં દ્રઢપણે કેમ રહે છે | .... ૩૫૭ |
| સર્વ સાધનથી સત્સંગ અધિક જણાતો હોય તેનાં લક્ષણ | .... ૩૫૭ |
| સત્સંગ ઉપર હેત હોય તેના લક્ષણ | .... ૩૫૮ |
| સંપૂર્ણ સત્સંગ થયો કોને કહીએ | .... ૩૫૯ |

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| સત્સંગમાં મોટો કરવા યોગ્ય કોણ | .... ૩૬૦ |
| સત્સંગ થયા પછી દુર્લભમાં દુર્લભ સાધન | .... ૩૬૨ |
| સત્સંગમાં પ્રીતિ ન થવાનાં, ઘટવાનાં ને દ્રઢ ન રહેવાનાં કારણ | .... ૩૬૨ |
| ઝાઝી બુદ્ધિવાળો હોય તોપણ સત્સંગમાંથી વિમુખ કેમ થઇ જાય છે | .... ૩૬૫ |
| સત્સંગ પ્રધાન કેમ થાતો નથી | .... ૩૬૬ |
| સત્સંગમાં આવીને બીજા પદાર્થમાં હેત કેમ રહે છે | .... ૩૬૬ |
| અવિવેક ટળીને સત્સંગમાં મોટપ પામવાનો ઉપાય | .... ૩૬૭ |
| સત્સંગમાં પડ્યો છે છતાં પશુ જેવો કોને જાણવો | .... ૩૬૭ |
| સત્સંગનું ફળ | ... ૩૬૭ |
| જુવાન અવસ્થાવાળો કેમ વર્તે તો એનો સત્સંગ પારપડે | .... ૩૬૯ |
| કોને સત્સંગ બહાર કાઢી મુકવો | .... ૩૬૯ |
| સત્સંગનો દ્રઢ પક્ષ હોય તેને ફળ | .... ૩૭૦ |
| સત્સંગનો પક્ષ ન હોય તેને ન્યૂનતા | .... ૩૭૧ |
| સત્સંગમાં રહ્યા છતાં અક્ષરધામને કોણ ન પામે | .... ૩૭૧ |
| **૬. સત્સંગી** | **૩૭૨-૩૮૧** |
| સત્સંગી કોને કહીએ | .... ૩૭૨ |
| પાકા સત્સંગીના લક્ષણ | .... ૩૭૨ |
| સત્સંગી છતાં વિમુખ | .... ૩૭૩ |

વિષય પૃષ્ઠ

સત્સંગી છતાં અરધો વિમુખ .... ૩૭૪

કેવો સત્સંગી વિમુખ થઇ જાય .... ૩૭૪

સત્સંગીને અવશ્યપણે જાણવાની વાર્તા .... ૩૭૫

ત્યાગી તથા ગૃહસ્થ સત્સંગીને અરોઘાવાસીની ખબર રાખવી .... ૩૮૧

૭. કલ્યાણ ૩૮૨—૪૧૧

જીવનું કલ્યાણ કેમ થાય ... ૩૮૨

ભગવાન ને સતની પ્રાપ્તિ એજ પરમ કલ્યાણ છે .... ૩૮૩

કલ્યાણનું અસાધારણ સાધન ... ૩૮૪

કલ્યાણનો મુદ્દો .... ૩૮૪

કલ્યાણનું પરમ કારણ .... ૩૮૫

કલ્યાણની રીતિ (સત્સંગની અને શાસ્ત્રની) ... ૩૮૭

એક ભગવાનના આશ્રય વરેજ કલ્યાણ કેમ સમજવું .... ૩૮૭

કલ્યાણનો સુગમ માર્ગ .... ૩૮૮

કલ્યાણ કયાં ઇચ્છવુ ... ૩૯૧

કલ્યાણનાં સર્વ સાધન જેમા આવી જાય એવું એક સાધન ૩૯૧

કલ્યાણનું એક બળવાન સાધન ... ૩૯૧

કલ્યાણનાં ત્રણ અંગ ... ૩૯૪

કલ્યાણ ઇચ્છનારે કેમ વર્તવું ... ૩૯૮

કલ્યાણના (મોક્ષના) માર્ગમાં જીવનદોરીરૂપ વાર્તા ... ૪૦૪

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| ભક્તમાં હેતવાળાનું કલ્યાણ થાય છે | ... ૪૦૫ |
| કલ્યાણના માર્ગમાં વિઘ્ન કોને ન થાય | ... ૪૦૭ |
| કલ્યાણના સાધનમાં વિઘ્ન | ... ૪૦૭ |
| કલ્યાણના માર્ગમાં ભેદનું કારણ | ... ૪૦૮ |
| કોનું કલ્યાણ નજ થાય | ... ૪૦૮ |
| આછી બુદ્ધિવાળો છતાં કલ્યાણને માર્ગે કેમ ચાલી શકતો નથી | ... ૪૦૯ |
| થોડી બુદ્ધિવાળો કલ્યાણના જતનમાંથી કેમ પાછો પડતો નથી | ... ૪૧૦ |
| કલ્યાણના જતનવાળો કુશાગ્ર બુદ્ધિવાળો છે | ... ૪૧૦ |
| કલ્યાણનું જતન નહિ કરનારા જાડી બુદ્ધિવાળા છે | ... ૪૧૧ |

## ૮ આત્યંતિક કલ્યાણ (મોક્ષ) ૪૧૨—૪૨૭

| | |
|---|---|
| આત્યંતિક કલ્યાણ કોને કહીએ | ... ૪૧૨ |
| આત્યંતિક કલ્યાણનાં ચાર સાધન | ... ૪૧૩ |
| મોક્ષનું દ્વાર ઉઘાડું કેમ થાય | ... ૪૧૫ |
| મોક્ષનો હેતુ (ઉપાય) | ... ૪૧૬ |
| મોક્ષ માર્ગને માટે જીવન દોરીરૂપ વાર્તા | ... ૪૧૬ |
| કેવા જ્ઞાને કરીને આત્યંતિક મોક્ષ થાય છે. | ... ૪૧૭ |
| ભગવાનની પ્રાપ્તિનું એક મોટું સાધન | ... ૪૧૮ |
| આત્યંતિક મોક્ષનાં પાંચ સાધન | ... ૪૧૮ |

| વિષય | પૃષ્ઠ |
| --- | --- |
| અક્ષરધામને વિષે ભગવાનની સેવા પામવાનાં સોળ સાધન | ... ૪૧૯ |
| મોક્ષના જતનવાળાને સ્વભાવ જીતવાનો વિચાર | .... ૪૧૯ |
| આત્યંતિક કલ્યાણ ઇચ્છનારને વિષયની નિવૃત્તિનો વિચાર | .... ૪૨૦ |
| મુક્ત કોણ થાય છે. | .... ૪૨૩ |
| આત્યંતિક મોક્ષ (અક્ષરધામ) પામવામાં નડતી ખામીઓ | .... ૪૨૬ |
| **૯ ભગવાનનો ભક્ત** | **૪૨૮—૪૯૯** |
| ભગવાનનો ભકત કયારે થાય છે | .... ૪૨૮ |
| ભગવાનના ભકતનાં લક્ષણ | .... ૪૨૮ |
| ભગવાનના દાસનાં લક્ષણ | .... ૪૩૫ |
| ઉત્તમ મધ્યમ ને કનિષ્ટ ભગવાનના ભક્તનાં લક્ષણ | ... ૪૩૬ |
| સત અસતના વિવેકવાળા ભક્તનાં લક્ષણ | ... ૪૩૭ |
| હરિભક્તમાં મોટેરાનાં લક્ષણ | .... ૪૩૮ |
| ભગવાનના ભક્તને કેમ વર્તવું | .... ૪૩૯ |
| ભગવાનના ભક્તને આત્મજ્ઞાન ને ભગવાનના મહાત્મ્યજ્ઞાનની આવશ્યકતા | .... ૪૫૦ |
| પાકા હરિભક્ત થવાનો ઉપાય | ... ૪૫૪ |

વિષય પૃષ્ઠ

ભગવાનનો ભક્ત બ્રહ્મરૂપ થાય તોપણ ભગવાન ને ભગવાનના ભક્તને વિષે દયા ને સ્નેહ તેણે યુક્ત હોય છે .... ૪૫૪
સત્તારૂપે રહ્યો જે નિર્ગુણ ભક્ત તેને ભગવાનને વિષે પ્રીતિ હોય છે .... ૪૫૬
ભગવાનના ભકતને ભગવાનમાં નિર્ગુણપણે હેત કરવાની સમજણ .... ૪૫૭
ભગવાનના ભકતની ક્રિયા ભકિતરૂપ છે ને મોક્ષને અર્થે થાય છે .... ૪૫૯
ભગવાનના ભક્તને વિદ્યારૂપ માયા સુખદાઇ છે ... ૪૬૦
ભગવાનના ભકતને આલોક પરલોકમાં સદાય સુખી રહેવાનાં લક્ષણ .... ૪૬૨
ભગવાનના ભકતને સુખ દુ:ખ કેમ આવે છે .... ૪૬૪
ભગવાનના ભકતની સાધનદશા ને સિદ્ધદશાનાં લક્ષણ ... ૪૬૫
પૂર્વ જન્મના ભગવાનના ભકતનાં લક્ષણ .... ૪૬૫
નવા આદરવાળા ભક્તનાં લક્ષણ ... ૪૬૬
કેવા ભકતને દેશકાળાદિકે કરીને પણ પરાભવ ન થાય ... ૪૬૬
ભગવાનના ભક્તને રસીક માર્ગે કરીને ભગવાનને ભજવાની રીત .... ૪૭૧

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| ભગવાનના ભક્તને આત્મજ્ઞાન (બ્રહ્મજ્ઞાન) કેમ સમજવું | .... ૪૭૪ |
| ખરા ને ખોટા રસીક ભક્તનાં લક્ષણ | .... ૪૭૬ |
| નિષ્કામ ભક્તનાં લક્ષણ | .... ૪૭૮ |
| નિષ્કામ ભક્તને પ્રાપ્તિ | ... ૪૮૦ |
| સકામ ભક્તનાં લક્ષણ | ... ૪૮૧ |
| સકામ ભક્તને પ્રાપ્તિ | ... ૪૮૧ |
| ભક્તપણામાં ન્યુનતા | ... ૪૮૨ |
| દંભી ભક્તનાં લક્ષણ | ... ૪૮૪ |
| કાયર ભક્તનાં લક્ષણ | ... ૪૮૫ |
| પ્રાકૃત ભક્તનાં લક્ષણ | ... ૪૮૫ |
| મીનડીયા ભક્તનાં લક્ષણ | ... ૪૮૬ |
| અવિવેકી ભક્તનાં લક્ષણ | ... ૪૮૬ |
| કેવી સમજણવાળા ભક્તનો કયારેય સગ ન કરવો | ... ૪૮૭ |
| કેવો ભક્ત સદાય દુ:ખીયો રહે છે | ... ૪૮૮ |
| કેવા લક્ષણવાળા હરિભક્ત સાથે શ્રીહરીને બને નહિ | ... ૪૮૮ |
| આત્મનિષ્ટા ને વૈરાગ્યવાળો ભક્ત પ્રેમીભક્ત કરતાં શ્રેષ્ટ છે | .... ૪૮૯ |
| બ્રહ્મરૂપ થઇને ભગવાનને ભજે છે તે માયિક ઉપાધી-વાળા પ્રીતિવાળા કરતાં શ્રેષ્ટ છે | ... ૪૯૦ |

વિષય પૃષ્ઠ
હેતે કરીને ભગવાનમાં જોડાયેલો ક્રોધને ભયે કરીને
જોડાયેલા કરતાં શ્રેષ્ઠ છે ... ૪૯૨
ભગવાનના ભક્તનું અંતકાળે કલ્યાણજ થાય ... ૪૯૨
ભગવાનના ભક્તને જીવતાં શી પ્રાપ્તિ થાય છે ... ૪૯૫
ભગવાનના ભક્તને દેહ મૂક્યા કેડે શી પ્રાપ્તિ થાય છે .... ૪૯૫
ભગવાનના ભક્ત ભગવાનના સાધર્મ્યપણાને પામે
છે તો પણ સ્વામી સેવકપણુ રહે છે ... ૪૯૮

## ૧૦ એકાન્તિક ભક્ત ૫૦૦—૫૨૧

એકાન્તિકપણુ કોને કહીએ ... ૫૦૦
એકાન્તિક ભક્તના લક્ષણુ .. ૫૦૦
એકાન્તિકનો ધર્મ એકાન્તિક થકીજ પમાય છે .. ૫૦૭
પરમ એકાન્તિકનાં લક્ષણુ .. ૫૦૭
એકાન્તિક ભક્તની ભગવાનને વશ કરવાની રીત .. ૫૦૮
ધર્મ, વૈરાગ્ય, આત્મજ્ઞાન ને મહાત્મ્યે સહિત ભક્તિ-
માથી કોઇ કાળે પડે નહિ તેનાં લક્ષણુ ... ૫૦૯
એકાન્તિકને ભગવાન વિના બીજું કાંઈ ન ઇચ્છવા
સંબંધી સમજણુ ... ૫૧૦
કાળ કર્મને યોગે નિયમ બહાર વર્તાય તો પણુ
એકાન્તિકપણું રહે તેવા ભક્તનાં લક્ષણુ . ૫૧૧
એકાન્તિકને ભગવાન કે સંતનો અભાવ આવે

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| એજ મરણ છે | ... ૫૧૫ |
| અતિશય મોટા હોય તેમાં કસર જણાયાનું કારણ... | ૫૧૬ |
| એકાન્તિકના દ્રઢ પ્રસંગનું ફળ | .. ૫૧૭ |
| વાસુદેવ ભગવાનને વિષે હમણાં પ્રવેશ હોય તેવા એકાન્તિક ભક્તનાં લક્ષણ | ... ૫૧૮ |
| એકાન્તિક ભક્તને પ્રાપ્તિ | . ૫૧૯ |
| એકાન્તિક ભક્ત કોને ન કહેવાય | ... ૫૨૧ |

## ૧૧ સ્વધર્મ ૫૨૨–૫૫૨

| | |
|---|---|
| ધર્મ કોને જાણવો | .... ૫૨૨ |
| ધર્મ ઉપજ્યાનો હેતુ | .... ૫૨૨ |
| ધર્મની પ્રવૃત્તિનું કારણ | ... ૫૨૨ |
| વર્ણાશ્રમના ધર્મનું સ્થાપન સપ્તર્ષિ આદિક પણ કરે છે.... | ૫૨૩ |
| ધર્મનું પ્રતિપાદન | ... ૫૨૩ |
| ધર્મમાં ક્યારે રહેવાય | ... ૫૨૭ |
| ધર્મવાળાનાં લક્ષણ | .... ૫૨૮ |
| એક રાખે સર્વ ધર્મ રહે એવું ધર્મ સંબંધી એક સાધન.... | ૫૨૮ |
| આપત્કાળે પણ ધર્મમાંથી ડગે નહિ તેનાં લક્ષણ .... | ૫૨૮ |
| ધર્મ પાળવામાં અંતરાયરૂપ બે અંગ | ... ૫૨૯ |
| આત્મનિષ્ટા ને ભગવાનના મહાત્મ્યવાળો કેમ સમજે તો ધર્મમાં રહેવાય | .... ૫૩૦ |

વિષય પૃષ્ટ
ગમે તેવો મોટો હોય તોપણ સંગદોષે કરીને
ધર્મમાંથી પડે છે .... ૫૩૧
કેવળ વર્ણાશ્રમના ધર્મનું ફળ .... ૫૩૪
હિંસામય ને અહિંસામય ધર્મને તેના ફળની વિગતી.... ૫૩૪
સ્વધર્મ ન હોય તેને ન્યૂનતા .... ૫૩૫
એકલા સ્વધર્મથી ન્યૂનતા .... ૫૩૬
દંભે કરીને વર્તમાન હોય તે કેમ જણાય ... ૫૩૭
કયો ઘાટ ધર્મમાંથી પાડે ને કયો ઘાટ ન પાડે ... ૫૩૭
સ્વરૂપનિષ્ટા આગળ ધર્મને ગૌણ કહ્યાનો હેતુ .... ૫૩૭
ધર્મવાળાને ભગવાનનાં દર્શન ન થવાનો હેતુ ... ૫૩૮
અધર્મીનાં લક્ષણ ... ૫૩૯
નિષ્કામી વર્તમાન ૫૪૦–૫૪૪
નિષ્કામી વર્તમાનની મહત્તા ... ૫૪૦
નિષ્કામી વર્તમાન શ્રીહરિને અતિશય પ્રીય છે ... ૫૪૦
નિષ્કામી વર્તમાનના ભગથી શ્રીહરિ અતિશય
કુરાજી થાય છે ... ૫૪૧
નિષ્કામી વર્તમાન અતિશય દ્રઢ થવાનો ઉપાય ... ૫૪૨
આજ્ઞા નિયમ ૫૪૪–૫૪૯
નિયમ પાળવાં એ પાકા સત્સંગીના ત્રણ
અંગમાંનું પહેલું અંગ છે ... ૫૪૪

| વિષય | પૃષ્ઠ |
| --- | --- |
| નિયમમાં વર્તવાની આવશ્યકતા | .. ૫૪૫ |
| નિયમમાં રહેવાનુ ફળ | ... ૫૪૬ |
| નિયમમાં ન વર્તે તેને ન્યૂનતા | ... ૫૪૯ |
| નિયમની શિથિલતા શ્રીહરિને ન ગમે | ... ૫૪૯ |
| **આજ્ઞા (પ્રત્યક્ષ ભગવાનની)** | **૫૫૦-૫૫૨** |
| આજ્ઞા પાળવાનું મહત્વ | ... ૫૫૦ |
| ભગવાનની આજ્ઞા ક્યારે ન પાળવી | .. ૫૫૦ |
| વચન પાછું કયે પ્રકારે ઠેલવું | ... ૫૫૨ |
| **૧૨. આત્મનિષ્ઠા** | **૫૫૩-૫૮૪** |
| આત્માને કેમ જાણવો | ... ૫૫૩ |
| આત્મનિષ્ઠાવાળાનાં લક્ષણ | ... ૫૫૮ |
| આત્મા અનાત્માના વિવેકનું કારણ | ... ૫૫૯ |
| આત્મસત્તારૂપે રહેવાની આવશ્યકતા | .... ૫૬૧ |
| આત્મારૂપે રહેવાનું પ્રયોજન | .... ૫૬૨ |
| આત્મસત્તારૂપે રહે તેનાં લક્ષણ | .... ૫૬૩ |
| આત્મનિષ્ટાનું ફળ | ... ૫૬૪ |
| આત્મનિષ્ટા ન હોય તેને ન્યુનતા | ... ૫૬૯ |
| સમજણની કસરવાળાને ન્યુનતા | ... ૫૭૩ |
| આત્મનિષ્ટામાં ન્યુનતાવાળાને પ્રાપ્તિમાં ખામી | ... ૫૭૫ |
| કોને આત્મનિષ્ટા રાખ્યા વિનાની રહે છે | ... ૫૭૫ |

| વિષય | પૃષ્ઠ |
| --- | --- |
| ગુણનું માન એ આત્મનિષ્ટામાં ખામી છે | .. ૫૭૫ |
| આત્મનિષ્ટાવાળાને શાની અપેક્ષા છે | .. ૫૭૬ |
| કેવળ આત્મનિષ્ટાવાળાને ન્યુનતા | ... ૫૭૭ |
| સત્તારૂપે રહ્યો જે નિર્ગુણ ભક્ત તેને ભગવાનને વિષે પ્રીતિ હોય છે | ... ૫૭૮ |
| જીવાત્મા બ્રહ્મરૂપ થાય તોપણ ભગવાન ને ભગવાનના ભક્તને વિષે દયા ને સ્નેહ રહે છે | .. ૫૭૯ |
| દેહની ને આત્માની વિક્તિ જાણ્યા પછી દેહાભિમાની થાય છે કે કેમ ? | ... ૫૮૦ |
| મોક્ષને અર્થે બ્રહ્મજ્ઞાન કેમ સમજવું | .. ૫૮૧ |
| કેવા બ્રહ્મજ્ઞાનીને મોક્ષ માર્ગથી પડયો જાણવો | ... ૫૮૩ |

## ૧૩ વૈરાગ્ય ૫૮૫—૬૦૦

| | |
| --- | --- |
| વૈરાગ્યનું રૂપ | ... ૫૮૫ |
| વૈરાગ્ય ઉપજ્યાનો હેતુ | .. ૫૮૮ |
| નાશ ન થાય એવો વૈરાગ્ય ઉપજ્યાનો હેતુ | .. ૫૮૯ |
| વૈરાગ્ય નિષ્ટાનાં લક્ષણ | ... ૫૯૧ |
| ઉત્તમ મધ્યમ ને કનિષ્ટ વૈરાગ્યનાં લક્ષણ | ...૫૯૨ |
| વૈરાગ્ય વાનને અખંડ કરવાનો વિચાર | ... ૫૯૩ |
| વૈરાગ્યવાન ને ધર્મવાળો કોને જાણવો | ... ૫૯૫ |
| વૈરાગ્યનું ફળ | ... ૫૯૫ |

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| વૈરાગ્ય ન હોય તેને ન્યુનતા | ... ૫૯૫ |
| કેવળ વૈરાગ્યવાળાને ન્યુનતા | ... ૫૯૬ |
| ક્યો વૈરાગ્ય નાશ પામે છે | ... ૫૯૭ |
| વૈરાગ્યવાનને પણ પદાર્થ સ્ફુરે છે | ... ૫૯૭ |
| વૈરાગ્ય હોય તે ક્યારે કળાય | ... ૫૯૮ |
| મંદ વૈરાગ્યવાળાને કેમ વર્તવું | ... ૫૯૯ |
| વૈરાગ્યહિનને વિકાર ટાળ્યાનો ઉપાય | ... ૬૦૦ |
| **૧૪ ભક્તિ** | **૬૦૧—૬૫૦** |
| ભક્તિનું રૂપ | ... ૬૦૧ |
| ભક્તિ ઉપજ્યાનો હેતુ | ... ૬૦૨ |
| ભકિતનું પ્રતિપાદન | ... ૬૦૩ |
| ભકિતનું દુર્લભપણું ને ભકિત એજ પરમપદ છે | ... ૬૦૭ |
| ભકિત કોણે કરવી | ... ૬૦૭ |
| ભકિતકેવી રીતે કરવી | ... ૬૦૮ |
| ભક્તિવાળાનાં લક્ષણ | .... ૬૧૦ |
| ભક્તિવાળે કેમ વર્તવું | .... ૬૧૨ |
| ભાગવત ધર્મ ને ભક્તિ એકજછે | .... ૬૧૭ |
| ભાગવત ધર્મનિષ્ટાવાળાનાં લક્ષણ | .... ૬૧૮ |
| ભાગવત ધર્મનું પોષણ કેમ થાય | ... ૬૧૮ |
| ભક્તિ વૃદ્ધિ કેમ પામે | ... ૬૧૯ |

| વિષય | પૃષ્ટ |
|---|---|
| ભક્તિ અચળ કેમ રહે | ... ૬૧૯ |
| ભક્તિનિષ્ટાનાં લક્ષણ (પ્રેમલક્ષણા) | ... ૬૧૯ |
| એકાંતિકની ભક્તિનાં લક્ષણ | ... ૬૨૦ |
| પતિવ્રતાની ભક્તિનાં લક્ષણ | ... ૬૨૦ |
| મહાત્મ્યે સહિત ભક્તિનું મહત્વ ને તેનાં લક્ષણ (અસાધારણ ભક્તિ) | .. ૬૨૪ |
| મહાત્મ્યે સહિત ભક્તિ આવવાનો ઉપાય | ... ૬૨૬ |
| દાસત્વ ભક્તિનાં લક્ષણ | ... ૬૨૬ |
| પ્રત્યક્ષની ભક્તિ એજ કલ્યાણનુ કારણ છે | .. ૬૨૭ |
| ભક્તિ કોની કરવી | ... ૬૨૭ |
| ભક્તિનું પ્રધાનપણું | ... ૬૨૮ |
| ભક્તિમા કયારે વિઘ્ન ન થાય (ભક્તિને શાની અપેક્ષા છે) | .. ૬૩૦ |
| ભક્તિમાં કોને વિઘ્ન થાય છે | ... ૬૩૨ |
| શ્રવણ ભક્તિને શ્રેષ્ટ કહ્યાનો હેતુ | ... ૬૩૫ |
| કયા અંગમાં રહીને ભક્તિ કરવી | ... ૬૩૬ |
| કયો ભક્ત કથા કીર્તન ન કરે તોપણ શ્રેષ્ઠ છે | ... ૬૩૮ |
| ભગવાનની કથા આદિકમાં હેત થવાનો ને ન થવાનો હેતુ | ... ૬૩૮ |
| દાસભાવ ને સખાભાવની ભક્તિમાં એકજ પ્રકારછે | ... ૬૩૯ |

| વિષય | પૃષ્ઠ |
| --- | --- |
| ભક્તિમાંથી પડયાના બે પ્રકાર ને ભક્તિમાંથી ન પડે એવી સમજણ | ... ६३૯ |
| ભક્તિવાળાને ધર્મની આવશ્યકતા | .. ६૪० |
| ભક્ત કરતાં પાપ થાય તે વજ્રલેપ થાય છે | . ६૪१ |
| જ્ઞાન ભક્તિવાળો કેમ સમજે તો ધર્મભંગ નથાય | ... ६૪२ |
| ભક્તિ કરતાં અપરાધ થાય તે વાંક જીવનોજ છે | ... ६૪२ |
| આત્મદર્શન થયા પછી ભક્તિમાં ગૌણવૃત્તિ થાય તે ખોટ ટાળ્યાનો ઉપાય | ६૪૫ |
| ભક્તિનું ફળ | ... ६૪६ |
| મહાત્મ્યે સહિત ભક્તિનું ફળ | ... ६૪७ |
| પ્રેમ લક્ષણા ભક્તિનું ફળ | .. ६૪૮ |
| ભક્તિ રહિતને ન્યૂનતા | ... ६૪૮ |
| ભક્તિવાળાને બીજા ગુણની ન્યૂનતાથી પ્રાપ્તિમાં ખામી | . ६५० |






॥ શ્રી સ્વામિનારાયણો વિજયતેતરામ્ ॥

# વચનામૃત એકીકરણ



## મંગલાચરણ

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

पातुं धर्ममधर्म मुत्थनयितुं श्रीभक्ति धर्मांगजो
जातोयोत्र कोशलेषु दयया सर्वेश्वरेशाय च ।
तृप्ति वाक्य सुधारसैं विदधते नैजैर्निजानां मुदे
तस्मै श्री हरये नमोस्तु सहजानंदाय सद्ब्रह्मिणे ॥ १ ॥

# ૧ ભગવાનનો નિશ્ચય

## નિશ્ચય કોને કહીએ.

જેમ આ સંસારમાં પ્રથમ બાળકપણામાંથી મા, બાપ, વર્ણ, આશ્રમ, નાત, જાત, પશુ, મનુષ્ય, જળ, અગ્નિ, પૃથ્વી, વાયુ, આકાશ, ઇત્યાદિક જેજે પદાર્થનો નિશ્ચય થયોછે તે શાસ્ત્રે કરીને થયોછે. ને શાસ્ત્ર ન સાંભળ્યા હોય તો લોકમાં જે શબ્દ તે શાસ્ત્રથીજ પ્રવર્ત્યા છે તેણે કરીને તેનો નિશ્ચય કર્યોછે, તેમ શાસ્ત્રે કહ્યાં જે નિષ્કામ, નિર્લોભ, નિર્માન, નિ:સ્વાદ, નિ:સ્નેહ ઇત્યાદિક સંતનાં લક્ષણ તેને સાંભળીને એવા લક્ષણ જ્યાં દેખાય એવા જે સંત તેને ને ભગવાનને સાક્ષાત સંબંધ હોય માટે એવા સંતના વચને કરીને ભગવાનનો નિશ્ચય કરવો ને તેના વચનમાં દ્રઢ વિશ્વાસ કરવો તેને નિશ્ચય કહીએ.

## દ્રઢ નિશ્ચયનું રૂપ

ભગવાનનું સ્વરૂપ જેવું કાલે અમે કહ્યું (ગ. મ ૧૩ માં અક્ષરરૂપ તેજને વિષે પુરૂષોત્તમની મૂર્તિ છે તેજ આ શ્રીજી મહારાજ પ્રત્યક્ષ છે એમ કહેલું છે) તેવું યથાર્થ જાણ્યું હોય, ને તેમાં કોઈ જાતનું ઉત્થાન રહ્યું ન હોય, જેમ આ લીંબડાનું વૃક્ષ છે તે એકવાર જાણી લીધું છે પછી કોઇ રીતે મનમાં સંકલ્પ થાતો નથી જે લીંબડો હશે કે નહિ હોય, એવી રીતે ગમે તેનો સંગ થાય અને ગમે તેવાં

શાસ્ત્ર સાંભળે પણ કોઇ રીતે કરીને ભગવાનના સ્વરૂપનો જે નિશ્ચય કર્યો હોય તેમાંથી મન ડગમગે નહિ એવો જે નિરૂત્થાનપણે ભગવાનનો **નિશ્ચય**........ ગ. મ. ૧૪

શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે જે ॥ **अत्रसर्गोत्रिसर्गश्च स्थानपोषण मूतयः ॥ मन्वंतरेशानुकथा निरोधो मुक्तिराश्रयः ॥** એ શ્લોકનો એમ અર્થ છે જે વિશ્વના સર્ગ વિસર્ગાદિક જે નવ લક્ષણ તેણે કરીને જાણ્યામાં આવે એવું આશ્ચર્યરૂપ જે શ્રીકૃષ્ણ ભગવાનનું સ્વરૂપ તેને વિષે જે મુમુક્ષુની અચળ મતિ થઇ, જેમ આ આંબાનું વૃક્ષ છે તે એકવાર દ્રઢ કરીને જાણ્યું પછી કામ વ્યાપે, ક્રોધ વ્યાપે, લોભ વ્યાપે, તોપણ કોઇ રીતે આંબાને વિષે ભ્રાંતિ ન થાય જે આંબાનું વૃક્ષ હશે કે નહિ હોય તેમ પ્રત્યક્ષ શ્રીકૃષ્ણ ભગવાનના સ્વરૂપનો દ્રઢ **નિશ્ચય** થયો ને તેમાં કોઇ જાતનો કુતર્ક ન થાય........

વર ૧.

ભગવાનને કાળ જેવા ન જાણે, સ્વભાવ જેવા ન જાણે, માયા જેવા ન જાણે, પુરૂષ (મહાપુરૂષ) જેવા ન જાણે, ને સર્વ થકી ભગવાનને જુદા જાણે ને એ સર્વને નિયંતા જાણે, ને સર્વના કર્તા જાણે અને એ સર્વના કર્તા થકા પણ એ નિર્લેપ છે એમ ભગવાનને જાણે, અને એવી રીતે જે પ્રત્યક્ષ ભગવાનના સ્વરૂપનો નિશ્ચય કર્યો છે તે કોઇ રીતે કરીને ડગે નહિ, તે ગમે તેવાં તરેહ તરેહનાં શાસ્ત્ર સાંભળે અને ગમે તેવા મતવાદિની વાત સાંભળે અને

ગમે તેવા પોતાના અંતઃકરણ કુતર્ક પણ કોઇ રીતે કરીને ભગવાનના સ્વરૂપમાં ડગમગાટ થાય નહિ. એવી જાતનો ભગવાનના સ્વરૂપનો નિશ્ચય હોય ....... ગ. પ્ર. ૬૨.

## ભગવાનનો નિશ્ચય કોના થકી થાય છે.

ગમે તેનો સંગ થાય અને ગમે તેવાં શાસ્ત્ર સાંભળે તોપણ કોઇ રીતે કરીને ભગવાનના સ્વરૂપનો જે નિશ્ચય કર્યો હોય તેમાંથી મન ડગમગે નહિ એવો જે નિરુત્થાનપણે ભગવાનનો નિશ્ચય એને અમે તદાત્મકપણું કહીએ છીએ અને એવું જે એ તદાત્મકપણું તે ભગવાનના એકાંતિક ભક્તના પ્રસંગે કરીને થાય છે પણ કેવળ સમાધીએ કરીને નથી થાતુ. ગ. મ. ૧૪.

## રાજારૂપે ને સાધુરૂપે ભગવાનના અવતાર ઓળખવાનાં લક્ષણ.

–૧ સત્ય. ૨, શૌચ, ૩, દયા ૪ ક્ષમા. ૫, ત્યાગ ૬, સંતોષ ૭, નમ્રતા. ૮, શમ ૯, દમ ૧૦, તપ. ૧૧ મુખાદિમા સમતા ૧૨, સહનતા ૧૩ ઉદાસિનતા. ૧૪ શાસ્ત્રાભ્યાસ. ૧૫ જ્ઞાન. ૧૬ વૈરાગ્ય ૧૭, ઐશ્વર્ય ૧૮, શૂરતા ૧૯ પ્રતાપ ૨૦ બળ. ૨૧ સ્મૃતિ ૨૨ સ્વતંત્રતા. ૨૩, કુશળતા. ૨૪, કાન્તિ. ૨૫ ધૈર્ય ૨૬, કોમળતા ૨૭ પ્રગલ્ભતા. ૨૮, વિનય ૨૯ શીલ ૩૦ માનસિક શક્તિ ૩૧, જ્ઞાનેંદ્રિય શક્તિ ૩૨ કર્મેંદ્રિય શક્તિ ૩૩ સર્વ ભોગ ૩૪ ગંભીરતા ૩૫ સ્થિરતા ૩૬, આસ્તિકતા ૩૭, કીર્તિ ૩૮ માન ૩૯ નિરભિમાન. શ્રી. ભા. સ્કં. ૧. અ. ૧૬

આ પૃથ્વીને વિષે રાજારૂપ ને સાધુરૂપ એ બે પ્રકારે ભગવાનના અવતાર થાય છે તેમાં રાજારૂપે જ્યારે પૃથ્વી ઉપર પ્રગટ થાય ત્યારે તો તે ઓગણચાલીસ – લક્ષણે યુકત હોય અને જ્યારે સાધુરૂપે પૃથ્વી ઉપર પ્રગટ થાય ત્યારે તો ત્રીસ * પ્રકારને લક્ષણે યુક્ત હોય અને જે રાજારૂપે ભગવાન હોય તે તો ચોસઠ પ્રકારની કળાએ યુક્ત હોય, તથા સામ, દામ, ભેદ, દંડ એ ચાર પ્રકારના જે ઉપાય તેણે યુકત હોય તથા શ્રૃંગારાદિક જે નવ રસ તેણે યુક્ત હોય અને તે ભગવાન જ્યારે સાધુરૂપે હોય ત્યારે તેમાં એ લક્ષણ હોય નહિ અને જે રાજારૂપે ભગવાન હોય તે તો આપત્કાળ આવ્યો હોય તો મૃગયા કરીને પણ જીવે, અને ચોર હોય તેને ગરદન પણ મારે, અને ઘરમા સ્ત્રીયુ પણ રાખે. અને સાધુરૂપે ભગવાન હોય તેતો અતિશય અહિંસાપર વર્તે,

* ૧ કૃપા ૨ અદ્રોહ. ૩ ક્ષમા. ૪, સત્ય ૫, અદેષ. ૬ સમાનતા. ૭ ઉપકાર. ૮ અકામ. ૯, જીતેંદ્રિયપણું ૧૦ કોમળતા. ૧૧, નિર્મળતા ૧૨ અસંગ્રહ. ૧૩. સદાચાર ૧૪, લઘુઆહાર. ૧૫, શાન્તિ ૧૬ સદ્વિચાર. ૧૭. ભગવદાશ્રય. ૧૮, સાવધાનતા. ૧૯, નિર્વિકારતા. ૨૦ ધૈર્ય. ૨૧, ગાંભીર્ય ૨૨. દયા ૨૩ ષડુર્મિ. (ક્ષુધા. તરશ શોક, મોહ જરા અને મૃત્યુ) રહિતપણું ૨૪ નિર્માનતા ૨૫ વિવેક ૨૬ ઉપદેશ શક્તિ. ૨૭ જ્ઞાતાપણું ૨૮, સુહૃદપણું ૨૯, શ્રદ્ધા. ૩૦. ભગવત્પરાયણતા

શ્રી. ભા. સ્કં. ૧૧. અ. ૧૧.

તે નીલાં તૃણને પણ તોડે નહિ અને કાષ્ટની તથા ચિત્રામણની સ્ત્રીનો પણ સ્પર્શ કરે નહિ માટે સાધુરૂપ જે ભગવાનની મૂર્ત્તિ ને રાજારૂપ જે ભગવાનની મૂર્ત્તિ એઓની રીતિ એક હોય નહિ. અને શ્રીમદ્ ભાગવતના પ્રથમ સ્કંધને વિષે પૃથ્વી ને ધર્મના સંવાદે કરીને રાજારૂપ જે શ્રી કૃષ્ણાદિક ભગવાનના અવતાર તેનાં ઓગણચાલીસ લક્ષણ કહ્યાં છે અને એકાદશસ્કંધને વિષે શ્રી કૃષ્ણ ભગવાન ને ઉદ્ધવના સંવાદે કરીને સાધુરૂપ જે દત્તાત્રેય કપિલ આદિક ભગવાનના અવતાર તેના ત્રીસ લક્ષણ કહ્યા છે માટે જેને પોતાનુ કલ્યાણ ઇચ્છવુ તેને તેતે લક્ષણે કરીને તે ભગવાનને ઓળખીને તે ભગવાનને શરણે થાવું અને તેનો દૃઢ વિશ્વાસ રાખવો ને તેની આજ્ઞામાં રહીને તેની ભક્તિ કરવી.

વ૨-૧૦

## ભગવાનનો અડગ નિશ્ચય શાસ્ત્રે કરીનેજ થાય છે.

જેને ભગવાનનો નિશ્ચય થાયછે તેને શાસ્ત્રે કરીનેજ થાયછે કાં જે શાસ્ત્રમાં પરમેશ્વરનાં પણ લક્ષણ કહ્યાં હોય અને સંતનાં પણ કહ્યાં હોય માટે શાસ્ત્રે કરીને નિશ્ચય થાય તેજ અચળ રહેછે. અને શાસ્ત્ર વિના પોતાને મને કરીને જે નિશ્ચય કર્યો હોય તે નિશ્ચય ટળી જાયછે. અને વળી ધર્મની પ્રવૃત્તિનું જે કારણ તે પણ શાસ્ત્રજ છે. અને જેણે શાસ્ત્ર કોઇ દિવસ સાંભળ્યાંજ નથી એવા જે અજ્ઞાની જીવ

તેમને વિષે પણ મા, બેન, દીકરી ને સ્ત્રી તની વિગતી રૂપ જે ધર્મની મર્યાદા તે આજ સુધી ચાલી આવેછે તેનું કારણ પણ શાસ્ત્રજ છે, કેમજે શાસ્ત્રમાંથી કોઈ કે પ્રથમ એવી વાત સાંભળી છે તે પરંપરાયે કરીને સર્વ લોકમાં પ્રવર્તી છે અને શાસ્ત્રને વિષે તો પરમેશ્વરનું સમર્થપણું, અસમર્થપણું, કર્તાપણું, અકર્તાપણું એવી અનંત જાતની વાત છે અને શાસ્ત્રમાં તો અનંત જાતના ભગવાનનાં ચરિત્ર છે માટે પરમેશ્વર ગમે તેવાં ચરિત્ર કરે પણ શાસ્ત્રથી બારણે હોયજ નહિ માટે જેને શાસ્ત્રના વચનનો વિશ્વાસ હોય તેનેજ ભગવાનના સ્વરૂપનો નિશ્ચય અડગ થાય છે.

સા. ૧૩

## ભગવાનનું મૂળ સ્વરૂપ ને મનુષ્ય સ્વરૂપ જાણીને નિશ્ચય કરવો

વેદ પુરાણ મહાભારત સ્મૃતિયુ ઇત્યાદિક જે શાસ્ત્ર તેને વિષે ભગવાનનુ સનાતન અનાદિ દિવ્ય એવુ જે મૂળ રૂપ પોતાના અક્ષરધામમા રહ્યું છે તે કહ્યુ છે તે ભગવાન કેવા છે તો આ ચક્ષુ ઇંદ્રએ કરીને દીઠામાં આવે છે જે યત્કિંચિત રૂપ તે જેવા નથી અને શ્રવણે કરીને સાંભળ્યામાં આવે છે જે કોઇ શબ્દ માત્ર તે જેવો એ ભગવાનનો શબ્દ નથી અને ત્વચાએ કરીને સ્પર્શમાં આવે છે જે સ્પર્શ તે જેવો એનો સ્પર્શ નથી અને નાસિકાએ કરીને સુંઘ્યામાં આવે છે જે સુગંધ તે જેવો એનો સુગંધ નથી અને જીવ્હાએ

કરીને વર્ણન કર્યામાં આવે એવા પણ એ ભગવાન નથી અને મનના સંકલ્પમાં આવે એવા નથી તથા ચિત્તના ચિંતવનમાં આવે એવા નથી તથા બુદ્ધિના નિશ્ચયમાં આવે એવા નથી તથા અહંકારે કરીને અહંપણું ધરાય એવા નથી જે એ ભગવાનનો હું છું ને એ મારા છે એવી રીતે ઇંદ્રિયો અંતઃકરણને અગોચર એ ભગવાન રહ્યા છે.

અને એ ભગવાનનું જેવું રૂપ છે તેવું આ બ્રહ્માંડમાં બ્રહ્માદિક સ્તંભ પર્યંત કોઇનું રૂપ નથી જે જેની એને ઉપમા દઇએ તથા એનો જેવો શબ્દ છે તેવો બીજો આ બ્રહ્માંડમાં કોઇનો શબ્દ નથી જે જેની એને ઉપમા દઇએ. અને એ ભગવાનનો જેવો સુગંધ છે તેવો આ બ્રહ્માંડમાં કોઇનો સુગંધ નથી જે જેની એને ઉપમા દઇએ તથા એ ભગવાનનો જેવો સ્પર્શ છે તેવો આ બ્રહ્માંડમાં કોઇનો સ્પર્શ નથી જે જેની એને ઉપમા દઇએ તથા એ ભગવાનમાં જેવો રસ છે તેવો આ બ્રહ્માંડમાં કોઇનો રસ નથી જે જેની એને ઉપમા દઇએ.

અને એ ભગવાનનું જેવું ધામ છે તેવું સ્થાનક આ બ્રહ્માંડમાં કોઇ નથી જે જેની એને ઉપમા દઇએ તે સપ્તદ્વિપ અને નવ ખંડમાં જે જે સ્થાનક છે તથા મેરુ ઉપર ઘણીક શોભાએ યુક્ત બ્રહ્માદિકના સ્થાનક છે તથા ઇંદ્ર, વરુણ, કુબેર, શિવ, બ્રહ્મા એના જે સ્થાનક છે તથા બીજાં

જેને ભગવાનનો ને સંતનો મહાત્મ્ય જ્ઞાને સહિત નિશ્ચય હોય તેથી ભગવાનને અર્થે ને સંતને અર્થે શું ન થાય ? એને અર્થે કુટુંબનો ત્યાગ કરે, લોક લાજનો ત્યાગ કરે, રાજ્યનો ત્યાગ કરે, સુખનો ત્યાગ કરે, ધનનો ત્યાગ કરે, સ્ત્રીનો ત્યાગ કરે, અને સ્ત્રી હોય તે પુરુષનો ત્યાગ કરે એમ કહીને પછી આ સર્વે હરિભક્તની વાતો એક એક બીજા કેડે કરી, ગામ દડુસરવાળા રજપૂત ઝલુજી તથા ધર્મપુરવાળાં કુશળ કુંવરબાઇ તથા પર્વતભાઇ તથા રાજબાઈ તથા જીવુબાઇ તથા લાડુબાઇ તથા માતા રામબાઈ તથા દાદાખાચર તથા માચો ભક્ત તથા મૂળજી બ્રહ્મચારી તથા ભૂજવાળા લાધીબાઇ ને માતાજી તથા મુક્તાનંદ સ્વામી તથા વલાક દેશના આહેર પટેલ સામત તથા માનકુવાના મૂળજી તથા કૃષ્ણજી તથા વલાક દેશના ગુંદાલી ગામના બે કાઠી હરિભક્ત ઇત્યાદિ, જે સત્સંગી તેમણે ભગવાનને અર્થે ને સંતને અર્થે જે જે કર્યું તેને વિસ્તારીને કહેતા હવા.

અને વળી એમ કહ્યું જે “જેને ભગવાનનો નિશ્ચય મહાત્મ્ય જ્ઞાન સહિત હોય તે ભગવાનના વચનને ફેર પાડે નહિ ને જેમ કહે તેમ કરે તે ઉપર પોતાની વાત કરી જે અમારો સ્વભાવ એવો હતો તો પાદેહન માત્ર એક સ્થાનકમાં રહેવાય પણ વધુ રહેવાય નહિ એવા ત્યાગી હતા અને વૈરાગ્ય અતિશય હતો ને શ્રીરામાનંદસ્વામી ઉપર હેત

પણુ અસાધારણુ હતું તોપણુ સ્વામીએ ભજનગરથી હવી મોટ્યુ જ જે સત્સગનાં વ્યાનો ખપ હોય તો થાભલાને બાથ લઇને પણુ રહેવુ પડશે એમ ન્યારાના ભટ્ટે આવીને કહ્યુ ત્યારે અમે થાભલાને બાથ લીધી ત્યાર પછી તેમણે કહ્યુ જે મુક્તાનંદ સ્વામીના આજ્ઞાના રહ્યા પછી અમે સ્વામીનાં દર્શન થયા મોર નવ મહીના સધી મુકતાનદ સ્વામીના આજ્ઞામાં રહ્યા. એવે લક્ષણે કરીને જેને સતનો ને ભગવાનનો એવો નિશ્ચય હય તેને જાણીએ. ને પછી સુદરજી સુતાર ને ડોસા વાણીઆની વાત કરી.

અને વળી જેને ભગવાનનો ને સંતનો એવો નિશ્ચય હોય તેને તેના કોરના કેફ વર્તે એમ કહીને રાણા રાજગરની વાતો કરી અને પ્રહ્લાદની વાતો કરી જે પ્રહ્લાદ જે તે નૃસિહજી પ્રત્યે બોલ્યા જે હે મહારાજ હુ આ તમારા વિકાળ રૂપથી નથી બીહીતો ને તમે જે મારી રક્ષા કરી તેને હુ રક્ષા નથી માનતો ને તમે જ્યારે ઇંદ્રિયું રૂપ શત્રુના ગણુ થકી રક્ષા કરશો ત્યારે હુ રક્ષા માનીશ. માટે જે ભગવાનનો ભક્ત હોય તે દૈહિક રક્ષા ભગવાન કરે તેણે કરીને હર્ષ ન પામે ને રક્ષા ન કરે તેણે કરીને શોક ન કરે અને અલમસ્ત થકો ભગવાનને ભજે ને ભગવાનને સતતેનું મહાત્મ્ય બહુ જાણે તે ઉપર ગામ કઠલાલની ડોશીની વાત કરી.

અને આવી રીતનો જે હરિભક્ત હોય તેનો દેહ પગ ખસીને પડે, વાઘ ખાઇ જાય, સર્પ કરડે, શસ્ત્ર વાગે, પાણીમાં

બુડી જાય ઇત્યાદિક ક્રમે નવી રીતે અપમૃત્યુએ કરીને દેહ પડે તો પણ એમ સમજે જે ભગવાનના ભક્તની અવળી ગતિ થાયજ નહિ એ તો ભગવાનના ધામનેજ પામે. અને ભગવાનથી વિમુખ હોય તેનો દેહ સુખી નારી પેઠે પડે ને ચંદનના લાકડામાં સંસ્કારે યુક્ત બળે તો પણ તે તો નિશ્ચે યમપુરીમાં જાય એ બેની આકૃત નારી પેઠે સમજે આ સર્વ પ્રકારના જેના હૃદયમાં દૃઢ ગાંઠ પડી હોય તેને ભગવાનનો ને સંતના મહાત્મ્યે સહિત નિશ્ચય છે એમ જાણવું. સો. ૩

મહાત્મ્યજ્ઞાને સહિત નિશ્ચયવાળા સો ૩ માં

ગણાવેલા હરિભક્તોની વાતો.

ગામ ડડુસરવાળા રજપૂત ગલુજી.

એક સમયે શ્રીજી મહારાજ ગામ વડથલમાં પધાર્યા હતા. ત્યાં ધર્મસિંહ નામે સત્સંગી ગરાશી તો હતા. તેમને શ્રીજી મહારાજે ગામ ડડુસરવાળા રજપૂત ગલુજીને કાગળ આપવા જવાની આજ્ઞા કરી તેથી તે ગરાશીઆ શ્રીજીનો પત્ર લઈને ડડુસર ગયા. તે ગરાશીઆ ગલુજીને ઘેર પહોંચ્યા ત્યારે ગલુજી ને વાળુ કરવાનો સમય હતો તેમને માએ દીવો કરેલા અને થાળી પુરેલી તેજ વખતે ધરમસીંહે શ્રીજીનો પત્ર ગલુજીને આપ્યો તેમાં લખેલું કે 'આ પત્ર વાંચી તુરતજ ઘરની સર્વ સમૃદ્ધિ ગાડામાં ભરી તથા રીડોશીને ત્યાં રાખી

ને તમે આંહી આવો. તે સમયેજ ગલુજીએ તે પ્રમાણે કર્યું ને વડથલમાં શ્રીજી મહારાજ પાસે ગયા.

હવે ડડુસરમાં એવું બન્યું કે ગલુજી જે રાત્રીએ શ્રીજી મહારાજ પાસે આવ્યા તેજ રાત્રે બસો ગરાશીયાઓએ એક સંપ કર્યો કે આજ રાત્રીએ ગલુજીની ઘર સમૃદ્ધિ લુંટી લઇને તેમને મારી નાંખવા. તેવો વિચાર કરી બસો સ્વારો ડડુસરમાં ગલુજીના મકાનની ચારે પાસ ઘેરીને ઉભા રહ્યા. તેમના મકાનમાં દીવા બળતા હતા તે જોઇ મકાનમાં ઉતરીને જોયું તો તમામ મકાન ખાલી દીઠું ને ઓરડામાં ગલુજીના મા સુતા હતા ત્યાં જઇને પૂછયું કે આ ઘર ખાલી કેમ છે? ને ગલુજી કયાં ગયા છે? ત્યારે તે ડોશી બોલ્યાં કે ગલુજીને આહીં વળી મારવાની તૈયારી હતી તેજ વખતે શ્રીજી મહારાજના પત્ર આવ્યો તેમાં લખેલું કે આ પત્ર વાંચી તમામ ઘરની સમૃદ્ધિ લઇ તમારી માને ત્યાં રાખીને તમે આંહી તુરત આવો જેથી તે વડથલ ગયા છે, ત્યારે ગરાશીયા બોલ્યા કે આજે ગલુજીને મારવા હતા, અને ઘરની સર્વ સમૃદ્ધિ લુંટી લેવી હતી, પણ સ્વામિનારાયણ ભગવાન ખરા કે તેમણે તેમના ભક્ત ગલુજીને ઉગારી લીધા. એમ કહીને તે બોલ્યા કે ડોશીમા. તમે ગલુજીને કહેજો કે હવે તમારી સાથે અમારે કાંઇ પણ વેર નથી ને તમારે જેમ સ્વામિનારાયણ સાથે હેત છે તેમ અમને હેત કરાવજો કે જેથી અમે પણ તેમની ભક્તિ કરીએ, અને તે અમારા અપરાધ માફ કરીને

રાજી થાય. એમ કહીને ગલુજી સાથે વૈરભાવનો ત્યાગ કરીને તથા શ્રીજી મહારાજ સાક્ષાત ભગવાન છે તેવો નિશ્ચય કરીને પોતાને ઘેર ગયા.

એક સમયે શ્રીજી મહારાજ ડડુસર પધારવાના હતા, તેવામાં ગલુજીની માતા શરીરે મંદવાડ હતા. ત સમયમાં ગલુજીને ખબર મળ્યા કે મહારાજશ્રી એક બે દીવસમાં અથવા સાંજ સવારમા પધારશે. તે ખબર સાંભળીને ગલુજીએ વિચાર કર્યો કે ડોશીને મંદવાડ છે તે કદાપી દેહ પડી જાય તો મહારાજશ્રીના સેવા મારાથી બની શકશે નહિ માટે તેની ગોઠવણ અન્ય દ્વારા થાય તો ઠીક, તેમ વિચાર કરીને પછી પોતાના મિત્ર એક વાણીઓ હતો તને બોલાવીને કહ્યું કે "મહારાજશ્રી આંહી પધારે ત્યારે ઉતારો, રસોઇ વિગેરે તમામ જાતના સગવડ તમારે પુરી પાડવી તેનો જે ખર્ચ થશે તે હુ આપીશ' પછી તે વાણીઆએ ઘેર જઈ તમામ જાતની સગવડ તૈઆર કરી અને શ્રીજી મહારાજનું આમત્રણ કર્યું. તેજ રાત્રીના બાર વાગે ગલુજીની માના દેહ છુટી ગયો. ગલુજીને વિચાર થયો કે સવારમાં તો મહારાજશ્રી પધારવાના છે તો આ વાત હમણાં બહાર પાડવી તે ઠીક નહિ તેથી ડોશીનો દેહ લુગડાંથી બાંધી બળદની કોડના પાટડા સાથે લટકાવ્યો, ને પોતે મરણ પોક પાડી નહિ.

સવારના પહોરમાં દિવસ ઉગતાં મહારાજશ્રી પધાર્યા તેવી ખબર સાંભળી પોતે સાદો પોશાક પહેરી વાજીંત્ર

લઇને ગામથી એક ગાઉ સુધી સામા ગયા અને દંડવત્ પ્રણામ કરીને મહારાજશ્રીને કહ્યું કે આ શેઠ મારા મિત્ર છે ને તે કહે છે જે તમે તો મહારાજશ્રીને પધરાવવાનો વારંવાર લાભ લો છો પણ કોઇવાર અમને તો લાભ અપાવો તેથી આજ તો તમને ત્યાં આપનો તથા સંત મંડળ વિગેરેનો મુકામ કરાવ્યો છે તેથી તે રાજી થાય તેમ કરો. એમ કહીને પોતાને કાઇના સ્પર્શ ન થાય તે રીતે ગાજતે વાજતે મહારાજશ્રીને ગામના તે શેઠને ઘેર પધરાવ્યા, અને તે શેઠે શ્રીજીના તથા સંત મંડળ વિગેરેની ઘણા પ્રેમથી સેવા કરી. પછી મહારાજશ્રી તથા સંત મંડળ જમીને તૈયાર થયા. ને ગલુજીને બોલાવીને શ્રીજી મહારાજે કહ્યું કે અમારે અત્યારે વડતાલ જવાનો વિચાર છે તેથી અમને રજા આપો; બીજીવાર આવાશું ત્યારે જેમ તમે કહેશો તેમ કરીશું. મહારાજશ્રીના કહેવાથી ગલુજીએ તેમજ કર્યું, અને વાજીંત્ર મંગાવીને ઘણીજ ધામધુમથી મહારાજશ્રીને વળાવ્યા અને તે પોતાને કોઇના સ્પર્શ ન થાય તેવી રીતે ગામના શીમાડા સુધી વળાવવા ગયા. ત્યારે મહારાજશ્રી બોલ્યા કે ગલુજી, તમે હવે ઘેર જઇને આ તમારા ડોશીના દેહના સંસ્કાર કરો. તેથી ગલુજીએ ઘેર આવીને ડોશીના દેહના સંસ્કાર કર્યો.

એવી રીતે જેને ભગવાન અને સંતનો મહાત્મ્ય જ્ઞાને સહિત નિશ્ચય હોય તે લોકલાજનો ત્યાગ કરે એવી રીતે ગલુજીએ કર્યું.

## ધરમપુરવાળાં રાણીશ્રી કુશળકુંવરબાઈ.

રાણીશ્રી કુશળકુંવરબાઈ પૂર્વજન્મમાં અમદાવાદ પાસે અડાલજ ગામના ગરાશીઆને ઘેર જન્મ્યાં હતાં. તેનું નામ રૂડાદેવી હતું. દંડાવ્ય દેશના રાજા વાસાહના સાથે તેમને પરણાવ્યાં. તે રાણી રૂડાદેવીએ પોતાના પતિના તથા પોતાના મોક્ષાર્થે સંવત ૧૫૫૫ના વર્ષમાં અડાલજ ગામમાં પોતાના ખર્ચે મોટી વાવ કરાવી અને સંસ્કૃત શીલાલેખ કરાવીને તે વાવના મથાળામાં ચોડાવ્યો. ત્યારપછી કેટલેક દીવસે રાણીએ દેહ ત્યાગ કર્યો.

કોઈક સમયે શ્રીજી મહારાજ સર્વ સંતમંડળ તથા સર્વ પાર્ષદોએ સહિત સવારના પહોરમાં અડાલજ પધાર્યા ત્યારે તે વાવને કાંઠે મુકામ કર્યો અને સભા કરીને બેઠા તે સમયમાં તેનો શીલાલેખ નિત્યાનંદ સ્વામી પાસે વંચાવ્યો તે સાંભળી પોતે બોલ્યા કે આ વાવ કરાવનાર રાણીએ સત્સંગમાં જન્મ ધર્યો છે. આ વાવમાં હું સ્નાન કરીને પાણી પીશ અને તમો પણ સ્નાન કરો અને પાણી પીઓ ને મારૂં સ્મરણ કરી એવો સંકલ્પ કરો કે આ વાવ કરાવનાર રાણી મારી ભક્તિ કરી અક્ષરધામને પામે. પછી તે પ્રમાણે શ્રીજીએ પોતે તથા સર્વ સંતે સંકલ્પ કર્યો અને સ્નાનાદિક કરીને સંત મંડળે સહિત ત્યાંથી અમદાવાદ પધાર્યા.

રાણીશ્રી રૂડાદેવી પૂર્વના સંસ્કારે ગુજરાત દેશમાં વડતાલ પાસે ધરમજ ગામમાં ગરાશીયાને ઘેર જન્મ્યાં ને તેમનું નામ કુશળ કુંવરબાઈ પાડયું ને ધરમપુરના રાજાની સાથે તેમને પરણાવ્યાં. પોતે મુમુક્ષુ હતાં તેથી પોતાને ત્યાં કોઇક સન્યાસી, સાધુ, પરમહંસ વિગેરે ત્યાગીઓ આવે તેમને રાખીને સારી રીતે સેવા કરાવતાં અને પોતે પણ પુરૂષના લુગડાં પહેરીને સેવા કરવા જતા અને ઉપદેશ સાભળતાં હતાં. આવી રીતે કેટલોક સમય વીત્યા બાદ તેમના પૂર્વના પુન્ય સંસ્કારના ઉદયથી અને શ્રીજીના સંકલ્પથી શ્રીજી મહારાજના મોટા સંત પરમચૈતન્યાનંદ સ્વામી એક સમયે ગઢડેથી એકલાજ ચાલી નીકળ્યા તે ફરતા ફરતા ધરમપુર ગયા ત્યાં તેમને પરમહંસ જાણીને રાણીએ પોતાના બગીચામાં ઉતારો આપ્યો.

પછી તે રાણી પુરૂષનાં લુગડાં પહેરી સેવા કરવા તથા ઉપદેશ સાંભળવા ગયા. અને સ્વામીને પ્રણામ કરી પાસે બેસવા આવે છે ત્યાં સ્વામીને જાણવામાં આવ્યું કે આ પુરૂષ નથી પણ કોઈ સ્ત્રી જણાય છે. તેથી બોલ્યા કે અમારા સ્થાનમાં કોઈ સ્ત્રીએ આવવું નહિ. અને આવશે તો મારે ઉપવાસ કરવા પડશે, કારણ કે અષ્ટ પ્રકારે સ્ત્રીનો તથા ધનનો અમારે ત્યાગ છે તે સાંભળી રાણીને વિસ્મય થયો જે આ કળીકાળમાં આવા ત્યાગીઓ છે!

પછી જુદા ઓરડામાં બેશીને અને બારણામાં ચક નંખાવીને મર્યાદાપૂર્વક સ્વામી પાસે બીજા પુરૂષો બેસાડીને

તે દ્વારા પુછાવ્યું કે તમારા ગુરૂ કોણ છે ? ત્યારે સ્વામી બોલ્યા કે અમારા ગુરૂ સ્વામિનારાયણ ભગવાન છે. અને તે હાલ કાઠીઆવાડમાં ગઢડા ગામમાં દાદા ખાચરના દરબારમાં રહે છે. તેમના કરેલા મારા જેવા પાંચસો પરમહંસ છે. તેવું સાભળીને રાણીને નિશ્ચય થયો જે સ્વામિનારાયણ સાક્ષાત ભગવાન છે નહિ તો આવી વાત બને નહિ.

પછી દરરોજ છેટેથી સ્વામીની વાતો સાંભળીને શ્રીજીના સ્વરૂપનો દૃઢ નિશ્ચય કર્યો અને પોતાની સેવા નિરંતર શ્રીજીના ઉપયોગમાં આવે તેમ ધારી સારાં અથાણાં મસાલા નાખીને અતિ સુગંધીદાર બનાવીને પોતાનેજ હાથે વાંસની કાતળીમાં તથા બરણીઓમાં ભરીને ગઢડે મોકલતાં. તેમજ ઉત્તમ કમોદનાં ફોતરાં પોતાને હાથે નખથી ફોલીને તે અણીશુદ્ધ અને સુગંધવાળા ચોખાની કોથળીઓ ભરીને શ્રીગઢડે મોકલતાં. આ પ્રમાણે તેમની ભક્તિ જોઇને શ્રીજી મહારાજ તેમને પ્રત્યક્ષ પોતાનાં દર્શન આપતા અને તેમની ભક્તિને આધિન થઇને તેમણે અર્પણ કરેલા તુળસી, ચંદન, પુષ્પના હાર, ભોજન વિગેરે પ્રત્યક્ષ અંગીકાર કરતા. રાણીએ એક દિવસે પરમચૈતન્યાનંદ સ્વામીને હાથ જોડીને નમસ્કાર કરીને કહ્યું જે હવે શ્રીજી મહારાજ બ્રહ્મચારી, સંત મંડળ, પાર્ષદ, હરિજન, મોટીબા, લાડુબા, રાજબાઈ તથા દાદા ખાચર વિગેરે સહિત આંહી પધારે તો ઠીક. ત્યારે સ્વામી બોલ્યા જે ભગવાન તો સ્વતંત્ર

છે પણ પોતે ભક્તવત્સલ છે તે આપની ભક્તિને વશ થઇને આપને ૮ા થોડા દિવસમાં પધારશે.

પછી શ્રીજી મહારાજ પોતે તમનો સંકલ્પ જાણીને અને તેમના પ્રેમ ભક્તિથી આકર્ષિત થઇને ગઢડેથી ધરમપુર જવા સારૂ નીકળ્યા અને વરતાલ આવીને ફરતા ફરતા સુરત થઇ ઉધના આવીને પત્ર દ્વારા રાણીને ખબર આપી કે અમુક દિવસે અમો ધરમપુર આવીશું પછી રાણીએ પોતાના એકસો ગામના સર્વ પ્રજાને તેમજ સરભધી, હાથીવાળા, પાયગાવાળા, વાજીત્રવાળા વીગેરે તમામને હુકમ કર્યો કે મહારાજશ્રી પધારે ત્યારે તમારે સર્વને હાજર રહેવું. અને તેજ રાત્રીએ વાંસદા ગામે પોતાની દીકરીને મંદવાડ હતો તેને જોવા માટે મેનામાં બેશીને ત્યાં ગયાં. ત્યાં એક દિવસ રહ્યાં ને પરમ ચૈતન્યાનંદ સ્વામીએ પત્ર લખી સ્વાર મોકલ્યો જે કાલે સવારમાં શ્રીજી પધારશે તેવુ સાંભળી તે રાણી મેનાનો ત્યાગ કરીને ઉંટ ઉપર બેસીને ધરમપુર આવ્યાં.

સવારના પહોરમાં શ્રીજી મહારાજ ધરમપુર પધાર્યા એટલે રાણીએ ઘણીજ ધામધુમથી સામૈયું કર્યું અને પોતાના કુંવર વિજયદેવને સાથે લઇ ગામના સીમાડા સુધી સામાં ગયાં અને કુવરને શ્રીજી મહારાજની પાસે જઇ પગે લગાડયા અને કહ્યું કે હે મહારાજ મારાં સો ગામની સર્વે પ્રજા આપના દર્શને આવેલ છે તો તેમને દર્શન આપવા

માટે સોનેરી વસ્ત્ર ધારણ કરી હાથી ઉપર વિરાજમાન થાઓ એવી પ્રાર્થના સાંભળી શ્રીજીએ તેજ પ્રમાણે કર્યું. અને રાણી પોતે જીવુંબા, લાડુબા, રાજબા આદિ સર્વને મળીને તેમને રથમાં બેસારીને પોતે પણ મેનામાં બેસી ઘેર આવ્યાં ને શ્રીજીને તથા સંત મંડળ વિગેરેને યથાયોગ્ય ઉતારા કરાવ્યા અને ત દિવસથી તે જ્યાં સુધી શ્રીજી મહારાજ રહ્યા ત્યાં સુધી દરરોજ પોતાની દેખરેખ નીચે પવિત્ર બ્રાહ્મણો પાસે જુદી જુદી ઉત્તમ પ્રકારની રસોઇઓ બનાવીને જમાડતાં.

શ્રીજી મહારાજે તે ગામમાં બહુજ ઐશ્વર્ય બતાવીને ઘણા જીવોનો મોક્ષ કર્યો. કેટલાએક વિદ્વાનો તથા ગવૈયાઓ આવ્યા તેમને પોતાના સ્વરૂપનો નિશ્ચય કરાવ્યો એક દિવસે રાણીએ શ્રીજીને માટે ઉત્તમ ભોજન કરાવી છપ્પન ખાનાવાળો ચાંદીનો થાળ પુરી શ્રીજીને જમાડયા પછી વિનંતી કરીને કહ્યું કે હે મહારાજ મારૂં આ સો ગામનું રાજ્ય આપને હું અર્પણ કરૂં છું ત્યારે શ્રીજી બોલ્યા કે હું રાજ્યને નથી ઇચ્છતો મને મયારાણીએ ત્રણસો ગામનું રાજ્ય અર્પણ કર્યું તોપણ મેં ના પાડી ને કહ્યું કે મારે અસંખ્ય કોટી બ્રહ્માંડનું રાજ્ય છે છતાં અનેક જીવનો મોક્ષ કરવા માટે આ સર્વ અક્ષર મુકતોએ સહિત આ ભરતખંડમાં પ્રગટ થયો છું એમ કહી તે રાણીના પુત્રને પોતે રાજ ગાદીએ બેસાડયા.

પછી તે રાણીને શ્રીજીએ કહ્યું કે તમે ચાર બાઇઓને તમારી સેવામાં રાખો. તેમાં એક ભગવાનની કથા સંભળાવે તે થાકે ત્યારે બીજી મારા ઐશ્વર્ય સબંધી વાર્તા કરે, અને તે થાકે ત્યારે ત્રીજી મારી મૂર્તિનાં કિર્તન બોલે, અને તે થાકે ત્યારે ચોથી સ્વામિનારાયણ નામની ધુન્ય કરે. અને તમે મારી મૂર્તિ નખથી શિખા પર્યંત અને શિખાથી નખ પર્યંત અહોનીશ ધાર્યા કરજો. એક અંગ ત્રણે અવસ્થામાં સાંભરી આવે તેવો દ્રઢાવ થાય ત્યારે બીજું અંગ ધારવું. તેમ કરશો તો આ પંચ ભૌતિક દેહનો ત્યાગ કરાવી મારા અક્ષરધામમાં કાયમ મારી સેવામા રાખીશ. એવાં શ્રીજીનાં વચન માની તે રાણીએ તેવો અભ્યાસ કાયમ રાખ્યો.

પછીથી શ્રીજી મહારાજ તથા સર્વ સંત મંડળ અને સર્વ હરીજનો તથા સર્વ બાઇઓ તથા દાદાખાચર વિગેરેને પ્રસન્ન કરી જેવી ધામધુમથી પધરાવ્યા હતા તેવીજ ધામધુમ થી મહારાજશ્રીને વળાવ્યા. ને પછી અઢારમે દિવસે દેહનો ત્યાગ કર્યો.

અને સદ્‌ગુરૂ પરમચૈતન્યાનંદસ્વામી ધરમપુરથી ગઢડે આવ્યા.



## ગામ અગત્રાઇના પટેલ પર્વતભાઇ

પર્વતભાઇ જ્ઞાંતે કણબી હતા તે અગત્રાઇ ગામમાં રહેતા હતા. અને ખેતીનો ધંધો કરીને પોતાનો નિર્વાહ કરતા હતા. તે જેટલું સારૂં અનાજ પાકે તેને સદાવ્રતમાં આપતા. અને

હલકા અનાજથી પોતાનો નિર્વાહ ચલાવતા હતા. સદાવ્રતમાં સર્વ વસ્તુ આપતા જાણીને કોઈ સંતે કહ્યું જે બધું આપી-દ્યો છો પણ કંઈ નિર્વાહને માટે રાખો છો ? ત્યારે પર્વત-ભાઇ બોલ્યાં કે કણબીના છોકરાં અને કુકડાંનાં બચ્ચાં તે ઉકરડો ઉથામીને પણ પોતાનું પુરૂં કરે પણ ભુખ્યાં ન રહે.

એક વખત લાકડાં ફાડતાં પગ ઉપર કુવાડો પડયો પણ વાગ્યો નહિ તેથી વિચાર કર્યો કે કુવાડો વાગ્યો હોત તો છ મહિના ખાટલે રહેવું પડત તેથી છ મહિના સુધી મહારાજનો સમાગમ કરીશું એમ ધારી મહારાજ પાસે ગઢડે ગયા અને ત્યાં છ માસ સુધી રહ્યા.

વળી કોઈક વખતે તેમના દીકરાને બહુજ મંદવાડ હતો અને ગઢડેથી શ્રીજી મહારાજનો પત્ર આવ્યો કે આ પત્ર પહોંચે કે તુરતજ આંહી આવો. તેવું વાંચીને એકદમ ગઢડે ગયા. અને ઘેર તેમના દીકરાએ દેહ ત્યાગ કર્યો. તે સમાચાર ગઢડે આવ્યા પણ પોતાને શોક થયો નહિ. તે જાણી શ્રીજીએ કહ્યું કે જો આવો મંદવાડ હતો તો તમારે આવવું નહોતું ત્યારે પર્વતભાઇ બોલ્યા કે છોકરાની શી દુર્લભતા છે. ખાટલાનો પાયો ભાંગે તો લાકડું લેવા સારૂ જંગલમાં જવું પડે અને સુતારને બોલાવવો પડે એટલો પ્રયત્ન તેમાં નથી. તે તો જેમ છાણમાં કીડા ઉત્પન્ન થાય તેમ થયાજ કરે છે પણ આપની આજ્ઞાનો લોપ કેમ થાય.

એવી રીતે શ્રીજીની આજ્ઞા પ્રમાણેજ નિરંતર વર્તન કરતા હતા.

એક વખતે પર્વતભાઇ પોતાનાં પત્નીએ સહિત ગઢડે આવ્યા તે અન્ન જળનો ત્યાગ કરીને કેવળ શ્રીજી મહારાજના દર્શન અને સમાગમથી દિવસ નિર્ગમન કરતા હતા. તે વાત શ્રીજી મહારાજ તો અંતર્યામીપણે જાણે છે પણ બીજાને જણાવવા સારૂ સભામાં મૂળજી બ્રહ્મચારીને શ્રીજીએ પુછયું કે પર્વતભાઇ કયાં જમે છે? ત્યારે બ્રહ્મચારી બોલ્યા કે તેમનાં પત્ની સાથે છે તેથી ઉતારે જમતા હશે. પછી બાઇઓની સભામાં બેઠેલાં તેમની પત્નીને પુછાવ્યું કે પર્વત ભાઇ કયાં જમે છે? ત્યારે તે બોલ્યાં કે મહારાજના થાળની પ્રસાદી જમતા હશે. ત્યારે શ્રીજીએ પર્વતભાઇને પુછયું કે તમે કયાં જમો છો? ત્યારે તે બોલ્યા કે આપના દર્શનથી ભુખ અને તરસ નિવૃત પામ્યા છે અને હું સર્વ પ્રકારે તૃપ્ત થયો છું આ પ્રમાણે સાત દિવસ સુધી અન્ન જળનો ત્યાગ કરીને શ્રીજી મહારાજના દર્શનથીજ આનંદમાં રહ્યા.

એક સમયે શ્રીજી મહારાજ ગામ અગત્રાઈ પર્વતભાઇને ઘેર પધાર્યા. ત્યારે સુરોખાચર તથા સોમલાખાચર વિગેરેએ વિચાર કર્યો કે શ્રીજી વારંવાર પર્વતભાઇને વખાણે છે તો તેમની ધીરજ તથા શ્રદ્ધા કેવી છે તે પરિક્ષા કરવી. એમ

ધારીને પર્વતભાઇને કહ્યું કે ઘોડાઓને માટે જોગાણુ આપો ત્યારે પર્વતભાઇ બોલ્યા કે આ બાજરાની કોઠીઓ ભરીછે તેમાંથી તમારે જોઇએ તેટલું લ્યો. ને જેટલા દિવસ રહો ત્યાં સુધી મને પુછવું નહિ. ત્યારે કાઠીઓએ તે કોઠીઓનાં સાણું કાઢી નાખ્યાં. અને બાજરાના મોટા ઢગલા થયા, જેને જેમ જોઇએ તેમ લે. પછી બળદવાળા તથા ઘોડાવાળા ઓએ કહ્યું કે અમને ખડ તથા કડબ આપો ત્યારે પર્વતભાઇ બોલ્યા કે વાડામાં કુંદવાં ખડક્યાં છે તેમાંથી જોઇએ તેમ લ્યો. તેમ કહેવાથી તે કાઠીઓએ કુંદવાં ફરતાં ઘોડાં છુટાં મૂક્યાં. પછી સર્વને જમવા સારૂ છુટું ચુરમુંને ધારેઘીની રસોઈ કરાવી. અને સર્વ સંત મંડળ તથા કાઠીઓ જમવા બેઠા. તે વખતે શ્રીજી પોતે ઘીની તાંબડી પોતાના હાથમાં લઇને ઘી પીરસવા માંડયાં તે સર્વના પાત્રમાં તથા નીચે જમીન ઉપર પણ એક ધારા ચાલે. તે જોઇ પર્વતભાઇ બહુ રાજી થઇને નાચવા મંડયા, અને બોલ્યા કે મારા વહાલાની આવી લીલા ક્યારે પણ જોઇ નહોતી. તે સમયમાં આકાશમાં વિમાન લઇ દેવતાઓ આવ્યા અને તેમણે ચંદન પુષ્પની વૃષ્ટિ કરી,

પછી સાંજે સભા થઇ ત્યારે શ્રીજી બોલ્યા કે હે પર્વતભાઇ સંતની પંક્તિમાં અમે ઘી પીરસ્યું તેમાં કેટલુંક જમનારાના પાત્રમાં ગયું અને કેટલુંક હેઠે ઢોળાયું. તેમજ આ કાઠીઓએ ઘોડાંના જોગાણુને માટે કોઠીઓનાં સાણાં

છુટાં મુકી દીધાં. ને બે બે કળશીની કોઠીઓ ખાલી થઇ. તથા ખડનાં કુંદવાં ફરતાં ઘોડાં છુટાં મુકયાં. આ બધો બગાડ થયો તે જોઇ તમને કાંઇ સંશય થાય છે! જે આમ બગાડ શા માટે કરતા હશે! ત્યારે પર્વતભાઇ બોલ્યા જે હે મહારાજ, હું તો સાથી છું ને ઘરના ધણી તો તમે છો. તો તમે જે કરતા હશો તે ઠીકજ કરતા હશો. ઘરના ધણી જે કામ કરે તેમાં સાથીને શંકા ન કરવી જોઇએ. એવાં પર્વતભાઇનાં વચન સાંભળીને શ્રીજી ઘણા પ્રસન્ન થઇ બોલ્યા કે ધન્ય પર્વત! ધન્ય પર્વત! પર્વતભાઇની આવી શ્રદ્ધાને ધન્ય છે. એમ કહી સર્વ કાઠીઓ પાસે કોઠીથી બહાર નીકળી ગયેલો બાજરો પાછો કોઠીઓમાં નંખાવ્યો અને ખડનાં કુંદવાં ઘોડાં હતાં તેને એક કોર બંધાવીને ફરીથી સારાં કુંદવાં ખડકાવ્યાં. અને બધા કાઠીઓ પર્વતભાઇનાં વખાણ કરવા લાગ્યા જે પર્વતભાઇની ભક્તિને ધન્ય છે.



## શ્રી ગઢપુરવાળાં રાજબાઈ

રાજબાઈ ગઢડાવાળા જીવા ખાચરનાં માશીની દીકરી બહેન હતાં. તે શ્રીજી મહારાજ અયોધ્યાથી નીકળીને વનમાં ગયા તે સમયથી એ મુર્તિને અખંડ દેખતાં હતાં. તેમને જેતપુર પરણાવ્યાં હતાં. ને પોતાના સસરાને ત્યાં ગયાં પણ પોતાને એવો સંકલ્પ થયો કે—જેટલું સમુદ્રનું જળ છે તેટલું

આ જીવે માતાના દૂધનું પાન કર્યું છે, એટલી વાર જીવ જન્મ મરણને પામ્યો છે માટે આ દેહે કરીને તો વિષય સુખનો ત્યાગ કરી, અષ્ટ પ્રકારનું બ્રહ્મચર્ય પાળી શ્રીજીની સેવામાં અખંડ રહેવું એવો દૃઢ નિશ્ચય કર્યો. પછી એક વખત ગઢડામાં શ્રીજી મહારાજ લીંબતરૂ તળે વિરાજમાન હતા તે સમયમાં રાજબાઈના પતિ તથા તેમના સસરા તથા જીવાખાચર વિગેરે સર્વ સબંધીજનો આવ્યા ને શ્રીજીને પગે લાગીને સભામાં બેઠા, રાજબાઇ પણ બાઇઓની સભામાં બેઠાં હતાં. તે વખતે રાજબાઈનાં સંબંધીઓએ બે હાથ જોડી શ્રીજીને પગે લાગીને કહ્યું કે હે મહારાજ રાજબાઇને આજ્ઞા આપો કે ઘરે આવે, ત્યારે શ્રીજી મહારાજે રાજબાઇને કહેવરાવ્યું કે તમે તમારા સાસરાને ઘેર જાવો. એવું સાંભળી રાજબાઇને મુર્છા આવી ને શરીર પૃથ્વી ઉપર પડી ગયું ને શરીરની કાન્તિ કાળી થઇ ગઇ અને રૂંવાડે રૂંવાડે રૂધીર નીકળવા માંડયુ. તે વાત શ્રીજીએ સાંભળી કે તુરત જીવા ખાચર તથા રાજબાઇના પતિ, સાસરા વિગેરેને કહ્યું કે જુઓ આ રાજબાઈનો દેહ રહે તેમ છે ! ત્યારે તે સબંધીઓ સર્વે બોલ્યા જે–હે મહારાજ એતો કોઇ મોટા મુક્ત છે ને મહા વૈરાગ્યવાન છે. માટે હવે તો તેમને શરીરે સારૂં થાય તેવી દયા કરો. તેવું સાંભળી શ્રીજી મહારાજ રાજબાઇની સમીપે જઇને બોલ્યા કે હે રાજબાઇ–હે રાજબાઈ

તમે અખંડ બ્રહ્મચર્ય રાખીને મારી સેવા કરો. તેવું શ્રીજીનુ વચન સાંભળીને રાજબાઇ સચેત થયાં અને શ્રીજી મહારાજને પગે લાગ્યાં. પછી શ્રીજી મહારાજ બોલ્યા કે હે રાજબાઇ તમને વસમું કેમ લાગ્યું ત્યારે રાજબાઇ બોલ્યાં કે હે મહારાજ–મેં એવો સંકલ્પ કર્યો હતો કે–વિષયતો કયે દેહે નથી ભોગવ્યાં! માટે આ દેહેતો દ્રઢ બ્રહ્મચર્ય રાખી શ્રીજીની ભક્તિજ કરવી છે ને આપશ્રી બોલ્યા કે સાસરે જાઓ. તે સાંભળી મારા મનને વિચાર થયો કે શ્રીજીની આજ્ઞા નહિ પાળું તો વચન દ્રોહી કહેવાઇશ તેથી મને વસમું લાગ્યું. ને આપ મારી ઉપર અતિ પ્રસન્ન થઇને બોલ્યા કે "તમે અખંડ બ્રહ્મચર્ય રાખી ભક્તિ કરો". તેથી હું રાજી થઇ છું. પછી શ્રીજી મહારાજે દાદા ખાચરને બોલાવીને કહ્યું કે જેમ જીવુબા, લાડુબા આદિચાર બહેનો છે તેમ આમને પાંચમી બહેન માનજો. તેવું સાંભળી દાદા ખાચરે એક ઓરડો રાજબાઇને રહેવાને માટે આપ્યો. પછી રાજબાઇનાં સર્વ સબંધીઓ શ્રીજી મહારાજનાં આશ્રિત થયાં. ને સ્વામિનારાયણ ભગવાન છે એવો નિશ્ચય કરીને ઘેર ગયાં રાજબાઇએ એવો નિયમ રાખ્યો હતો કે પુરૂષથી ૨૦ હાથ છેટે રહેવું તે નિયમ પાળી પોતાના દેહ પર્યંત દાદા ખાચરના દરબારમાં રહ્યાં. એવાં વૈરાગ્યવાન હતાં.

## શ્રી ગઢપુરવાળાં જીવુંબાઈ.

જીવુબાઇ એભલખાચરનાં દિકરી હતાં એભલખાચરને છોરૂ જીવતાં નહોતાં ને તે જીવ્યાં તેથી તેમનુ નામ જીવુંબાઈ પાડયું અને પુનેમને દીવસે જન્મ તેથી પુનમતીબા એવું પણ નામ હતું અને સૌથી મોટાં તેથી મોટીબા પણ કહેતા. તેમને ગામ કુંડળના અમરાપટગરના દીકરા વેરે પરણાવ્યાં અને તે સાસરે ગયાં. પણ પોતે પૂર્વના મૂક્ત તેથી એવો નિશ્ચય કર્યો કે આ દેહે અષ્ટ પ્રકારે પુરૂષનો ત્યાગ રાખી દઢ બ્રહ્મચર્ય રાખીને શ્રીજીની ભક્તિ કરવી તેજ મનુષ્ય દેહનુ સાર્થક છે. એમ માની સાસરેથી ગઢડે પોતાના પીતાને ઘેર આવીને શ્રીજી મહારાજની ભક્તિ કરવા લાગ્યાં ને માનસીક સંકલ્પથી પણ કોઇ દિવસ પતિનો સંગજ ન કર્યો તેમનાં સાસુ રાઇબાઈ તથા સસરા અમરાપટગર પણ શ્રીજીના અનન્ય ભક્ત હતા.

મોટીબા પોતે શ્રીજી મહારાજ ઘેરથી નીકળી વનમાં ફરતા હતા તેદીવસથી પોતાની નીરાવર્ણ દૃષ્ટીથી શ્રીજી જ્યાં જ્યાં વીચરે ને જે જે લીલાઓ કરે તેને પ્રત્યક્ષની પેઠેજ જેમ પાસે હોય ને દેખે તેમ દેખતાં શ્રીજીએ તેમની અનન્ય ભક્તિ જોઇને નિત્ય પુજા કરવા સારૂ એક લાલજી આપ્યા.

એક વખતે સંધ્યા આરતી સમયમાં દેવની આરતી કરીને નામકીર્તન કરતાં હતાં. તેમનાં બહેન લાડુબાઇ પણ સાથેજ હતાં. તે વખતમાં તેમના પિતાશ્રી એભલ ખાચર આવ્યા ને તરવાર ઉઘાડી કરી પોતાની બંને પુત્રીઓને ભય આપવા મંડયા અને કહ્યું કે–તમારે ગામના ચોરામાં જે દેવની મુર્તિઓ છે ત્યાં જઇ ભક્તિ કરો પણ મારા દરબારમાં ઠાકોરદ્વારો કરવો નથી. અને જો હવેથી તમે બંને જણ ભક્તિ કરશો તો આ તરવારે તમારાં માથાં કાપી નાખીશ તેવો ડારો દીધો તે સાંભળી તે બંને બહેનો બોલ્યાં કે પિતાજી આ દેહ તો પાંચ વરસે કે પચાસ વરસે અથવા સો વરસે જરૂર પડવાનો છે તે પડશે. પણ કેટલાંએક પુરૂષને અર્થે; રાજ્યને અર્થે, દ્રવ્યને અર્થે દેહ ત્યાગ કરે છે માટે અમારે તો બેઉ તરફથી લાભ છે જો મરીશું તો ભગવાનના ધામને પામીશું ને જીવીશું તો સ્વામિનારાયણની ભક્તિ કરીશું એમ કહીને બોલ્યાં કે આ લાલજી તમને કાંઇ પરચો બતાવે તો સાચુ કહ્યુ માનશો ! ત્યારે કહ્યું કે હા. એમ કહીને પછી એક ચાંદીનો કટોરો મગાવી તેમાં દૂધ ભરી સાકર નાંખીને મોટીબાને આપીને કહ્યું કે આ દૂધ જો લાલજી પીઇ જાય તો હું માનું પછી તેજ વખતે મોટીબાએ તેજ કટોરો પોતાના હાથમાં લઇને લાલજીને ધરાવ્યો કે તેમના પિતા દેખતાંજ તે લાલજી દૂધ પી ગયા તેથી તે પ્રગટ પરચો જોઇને પછી તલવાર એક કોર મુકીને પગે લાગી બોલ્યા કે તમો બંને

કોઇ રાધિકા લક્ષ્મી તુલ્ય દેવીઓ છો ને મારે ઘેર જન્મ લીધો છે તેથી મારાં અહોભાગ્ય માનું છું અને આ તમારા દેવ છે તે પણ સત્ય છે તમો તેમની અનન્ય ભકિત કરોછો તેમજ અહોનીશ કરો જેથી હું ઘણો પ્રસન્ન છું

ત્યાર પછી શ્રીજી મહારાજ પોતાની ઇચ્છાથી ગઢપુરમાં દાદા ખાચરને ત્યાં રહ્યા શ્રીજીએ તેમની અનન્ય ભકિત જોઇને તેમને નીરંતર પોતાનાં દર્શનાદિકનો વિયોગ ન થાય તેટલા સારૂ પોતાનું સ્વરૂપ વાસુદેવ નારાયણ તેની પ્રતિમા જીવુબાના ઓરડામાં સ્થાપન કરી. જેથી તે ઓરડાનું નામ વાસુદેવ નારાયણનું મંદિર કહેવાય છે. પછી શ્રીજી મહારાજે ગઢપુરમાં શ્રી ગોપીનાથજીનું મંદિર કરાવ્યું અને જે વાસુદેવ નારાયણની મૂર્તિ ઓરડામાં હતી તે શ્રી ગોપીનાથજીની જમણી કોરે પધરાવી. અને જ્યારે હરિકૃષ્ણ મહારાજની મૂર્તિ પધરાવી ત્યારે વાસુદેવ નારાયણની મૂર્તિ ધર્મદેવ અને ભકિત માતાની પાસે પધરાવી.

અને લાલજી મહારાજની મૂર્તિ હાલમાં શ્રીગોપીનાથજીના મંદિરમાં શ્રી ભકિત ધર્મ દેવની આગળ નિરંતર બીરાજે છે.



## શ્રી ગઢપુરવાળાં લાડુબાઇ

લાડુબાઇ એભલ ખાચરનાં દીકરી જીવુંબાઇથી નાનાં હતાં જેમને લલિતા પણ કહે છે. તે પણ

પુર્વનાં મુક્ત તેથી શ્રીજીનાં અનન્ય ભક્ત હતાં. તેમણે પોતાના મનથી એવો નિશ્ચય કર્યો હતો કે આ દેહે અષ્ટ પ્રકારે પુરૂષનો ત્યાગ કરીને દૃઢ બ્રહ્મચર્ય રાખી એક શ્રીજીનીજ ઉપાસના ને ભક્તિ કરવી છે પણ સંસાર ભોગવવો નથી. તેમના પિતાએ તેમને પરણાવ્યાં પણ તે પરણેલા પતિનો ત્યાગ કરીને અખંડ બ્રહ્મચર્ય રાખીને શ્રીજીની એકાંતિક ભક્તિ કરતાં હતા. અને શ્રીજીએ રાધાકૃષ્ણ સહિત પોતાની છાપની મૂર્તિ તેમને પુજવાને આપેલી તેનીજ નિરંતર પુજા કરતા હતાં.

એક વખત પુજા કરતાં તેમણે શ્રી રાધિકાજીને કૃષ્ણની ભક્તિ કરતાં દીઠાં તે જોઈ પોતે પ્રાર્થના કરી જે હે મહારાજ, જેમ રાધિકાજીની સેવા અંગીકાર કરો છો તેમ મારી પણ સેવા અંગીકાર કરો એવી ઇચ્છા રાખું છું. પછી તેમની ભક્તિથી વશ થઇ ગયેલા શ્રીજી મહારાજે તેમજ કર્યું તેથી તે પ્રતિમાની પોતે સેવા કરતાં અને કેસર, ચંદન, તુળસી, પુષ્પના હાર આદિ જે જે અર્પણ કરે તેને શ્રીજી પ્રત્યક્ષ અંગીકાર કરતા અને નાના પ્રકારનાં ભોજનને પણ પ્રત્યક્ષ જમતા હતા.

એક વખત કરીયાણા ગામથી પોતાની વહેલ જોડાવીને લાડુબાઇ શ્રીગઢડે આવતાં હતાં; માર્ગમાં તેમણે અખંડાનંદ સ્વામીને જોયા તેમને લોહીખંડ પેટબેસણું થઇ ગયું હતું. તે જોઇ

પોતાના માણસ પાસે સ્વામીને કહેવરાવ્યું કે તમે આ વહેલમાં બેસો અને હું ગઢડા સુધી ચાલીને આવીશ. એમ કહીને સ્વામીને વહેલમાં બેસાડયા. અને પોતાની પાસે બહુજ કીંમતવાળી કીનખાબની રજાઇઓ હતી તે સ્વામીને પાથરી આપી તેવી રીતે ચાકરી કરાવીને સ્વામીને ગઢડે પહોચાડયા તે જોઈ શ્રીજીએ કહ્યું કે આવી ભારે કીંમતની રજાઇઓ બગાડી તે કરતાં જુની પાથરી હોતતો ઠીક ત્યારે લાડુબાઈ બોલ્યાં કે મહારાજ, તમારે પ્રતાપે તેવી રજાઇઓ તો ઘણી મળશે પણ તમારા સ્વરૂપમાં અખંડ વૃત્તિ રાખનાર, પ્રત્યક્ષના ઉપાસક આવા મહા મુક્ત સાધુ કયાંથી મળે? એવું સાંભળી શ્રીજી મહારાજ ઘણુ પ્રસન્ન થયા, અને કહ્યું કે તમારી ભક્તિ અને દ્રઢતાને ધન્ય છે તમારી આવી ભક્તિ જોઇને હું અખંડ શ્રી ગોપીનાથજીમાં નિવાસ કરીને રહ્યો છુ. એવી રીતે લાડુબાઈ પોતાનું તન, મન અને ધન શ્રીજીને અર્પણ કરી અનન્ય ભક્તિ કરતાં.

## જેતપુરવાળાં મોટાં રામબાઈ

ગામ જેતપુરનાં મોટા રામબાઇ જ્ઞાતે બ્રાહ્મણ હતાં તે પરોક્ષ ભક્તિ કરતાં ને આ કિર્તન બોલતાં જે "તેડી જાઓ તો અમારાં મન ઠરે" તે બોલતાં ત્યારે ભગવાન પોતે આકાશવાણી દ્વારે હોંકારો આપતા. તેવામાં ગામ પીઠવડીના હરિભકત બ્રાહ્મણ શીવરામ જે તેમના સગા હતા તે

તેમને ઘેર મેમાન થયા. તે બાઇ નિત્યની પેઠે કિર્તન બોલ્યાં ને હોંકારો દીધો તે સાંભળી શીવરામ બોલ્યા જે આ તો સ્વામિનારાયણ ભગવાન ગઢડામાં દાદા ખાચરના દરબારમાં બીરાજે છે તેમનો શબ્દ છે, ત્યારે તે બાઇએ કહ્યું કે મને તેમનાં દર્શન કરાવો. પછી તે બંને જણ ગઢડે આવ્યાં શ્રીજી મહારાજનાં દર્શન કરીને રામબાઇએ નિશ્ચય કર્યો કે મને જે હોંકારો આપે છે તેજ આ ભગવાન છે તેથી તે સત્સંગી થયાં. પછી પોતાને ઘેર આવ્યા ત્યારે તેમના પતિ વિગેરે સંબંધીઓ સત્સંગી જાણીને તે બાઇને ઘણું દુ:ખ દેવા લાગ્યાં, વળી તે બાઇ જયારે સુએ ત્યારે તેમનો પતિ ખાટલાનો પાયો બાઇની છાતી ઉપર મુકીને સુએ. તેવું દુ:ખ ઘણા દિવસ આપ્યું પણ તે બાઇએ સત્સંગ મુકયો નહિ પછી એક દિવસ તે બાઇએ શ્રીજીની પ્રાર્થના કરી જે હે મહારાજ તમે ઘણા જનની સંકટમાં સહાય કરોછો તો આ સમે મારૂ સંકટ કેમ કાપતા નથી. પછી શ્રીજીની ઇચ્છાથી એક પાર્ષદ આવ્યો ને તેણે કહ્યું કે તમો મારી કેડે ચાલો. તેમ કહેવાથી તે બાઇ નદીને કાંઠે પોતાનુ ઘર હતું ત્યાંથી નદીમાં થઇને ચાલ્યાં તે જેતપુરના ગીમાડા સુધી આવ્યાં તેટલામાં એક વહેલ દીઠી તેમાં બેશીને તે પાર્ષદ સહિત ગઢડે આવ્યાં. શ્રીજીએ તેમને મોટીબા, લાડુબા, આદિ સર્વે બાઇઓ ભેળું રહેવાની આજ્ઞા આપી તેથી તે ત્યાં રહ્યાં.

પછી કેટલેક દીવસે તે બાઇનો પતિ તથા બીજા સંબધીઓ ગઢડે આવ્યાં અને શ્રીજીને કહ્યું જે મહારાજ. આ રામબાઇને ઘેર આવવાની આજ્ઞા આપો. ત્યારે શ્રીજીએ કહ્યું કે તે તો મહાયોગી છે ને અષ્ટ પ્રકારનું બ્રહ્મચર્ય પાળે છે, અને તેની ભક્તિ તો જેવી મીરાંબાઇની હતી તેવીજ છે. તેથી તેને તેના નિયમ પાળી ભગવાનનું ભજન સ્મરણ કરવા દો તો સારૂ તોપણ તે સંબંધીઓએ ઘણોજ આગ્રહ કર્યો. ત્યારે શ્રીજીએ રામબાઇને કહ્યું કે "તમારા સબંધી સાથે તમે જાઓ." તેવું સાંભળી પોતે જવામાં ખુસી ન હોવા છતાં પોતાના ઇષ્ટ દેવની આજ્ઞા થઇ તે સ્વીકારી પોતે મહારાજને પગે લાગીને તે સંબધીઓ ભેળાં ચાલ્યાં. ઘેલા નદીને સામે કાંઠે ગયાં તેટલામાં તે બાઇએ જાણ્યું જે આ લોકો મને મારા નિયમ પાળવા દેશે નહિ તેમ ભગવાનની ભક્તિ પણ કરવા દેશે નહિ તેથી પોતે સમાધી કરીને પંચભૂતના દેહનો ત્યાગ કરીને અક્ષરધામમાં ગયાં એટલે તેમના સંબંધીઓએ ગામમાં પાછા આવીને શ્રીજીને ખબર આપી જે રામબાઇએ તો દેહનો ત્યાગ કર્યો. તે સાંભળી શ્રીજી બોલ્યા જે તમારે તેમના દેહનો ખપ હતો તેથી તે દેહ તમે રાખો ને અમારે તેમના જીવનો ખપ હતો તેથી તે જીવને મારા ધામમાં મોકલ્યો.

## શ્રી ગઢપુરવાળા દાદાખાચર.

દાદાખાચર પોતાનુ તન મન અને ધન શ્રીજીને અર્પણ કરી નિરંતર દાસભાવે વર્તતા હતા તેમની પરિક્ષા જોવા માટે શ્રીજીએ એક દિવસ કહ્યું કે તમો તમારો ગરાસ તમારી બહેનોને લખી આપો ત્યારે કહ્યું કે ઠીક મહારાજ એમ કહી પોતાની બહેનો જીવુબાઇ તથા લાડુબાઇન સર્વ ગરાસ લખી આપ્યો. પછી શ્રીજીએ દાદા ખાચરને કહ્યું કે તમે તમારૂ ગુજરાન કેમ કરીને ચલાવશો ત્યારે દાદા ખાચરે કહ્યુ કે હું કારીયાણીમાં વસતા ખાચરને ત્યાં જઇને મારૂ ગુજરાન કરીશ ત્યારે મહારાજે કહ્યું જે ભલે તેમ કરો. તેથી દાદા ખાચર કારીયાણી જવા નીકળ્યા. તે રાધા વાવ્ય સુધી પહોંચ્યા ત્યારે શ્રીજીએ જીવુબાઇ તથા લાડુબાઇને બોલાવીને કહ્યું કે તમારા રાજ્યનુ સરકારી કામ કોણ કરશે ; માટે તમે દાદા ખાચરને બોલાવો ત્યારે તે બંને બહેનોએ કહ્યુ કે જેમ તમારી મરજી હોય તેમ કરો પછી શ્રીજીએ પાર્ષદ મોકલીને દાદા ખાચરને પાછા બોલાવ્યા અને કહ્યું કે તમારી બંને બહેનો તો ત્યાગી છે માટે સરકારી કામકાજ સારૂ ભાવનગર કોણ જશે ! તેથી તમે સમસ્ત ગરાસ સંભાળો ત્યારે કહ્યું કે હા મહારાજ, તેમ કરીશ. એવી રીતે શ્રીજીની જીભ વળે તેમજ પોતે વિશ્વાસ રાખીને વર્તતા.

એક સમયે ગઢડે મહારાજ ઘેલે નહાવા જતા હતા. ને નદીને કાંઠે એક વૈરાગી તીર્થવાસી રસોઇ કરતો હતો. તે દેવતા સળગાવે ને વરસાદના છાંટા પડે એટલે ઓલાઇ જાય, તે જોઇને મહારાજ જીવા ખાચર પ્રત્યે બોલ્યા જે તીર્થવાસી બહુ દુ:ખી થાય છે તેને ઊતરવા એક જગ્યા કરાવો. ત્યારે જીવા ખાચર બોલ્યા જે એવા તો ઘણાય આથડે છે. પછી નહાઇને પાછા દરબારમાં આવીને સભામાં વિરાજમાન થયા. પછી દાદા ખાચર પ્રત્યે એમ બોલ્યા જે તીર્થવાસી દુ:ખી થાય છે તેને રસોઇ કરવા સારૂ એક જગ્યા કરાવો ત્યારે દાદા ખાચર બોલ્યા જે અમારે રહેવાનું ઘર મોટું છે તે તીર્થવાસીને રસોઇ કરવા આપો. મહારાજે કહ્યું જે તમે ક્યાં રહેશો? ત્યારે દાદા ખાચર એમ બોલ્યા જે હું સાધુની જગ્યામાં રહીશ ને અમારા ઘરનાં બાઇયું ભેળે રહેશે. તે સાંભળીને જીવા ખાચર પ્રત્યે મહારાજ બોલ્યા જે તમે કેવો ઉત્તર દીધો ને દાદાખાચરે કેવો ઉત્તર દીધો અમે એટલા સારૂ એને ઘેર રહીએ છીએ.

એક સમયે ગઢડામાં રામપ્રતાપ ભાઇના ઉતારો ગંગાજળીયા કુવા પાસે હતા ત્યાં ઉતરાણને દીવસે કોઇક બ્રાહ્મણે આવીને સક્રાંત પર્વણી એમ કહ્યું એટલે દીદી બોલ્યાં જે ભાઇ, અમે તો પરદેશી છીએ તે શું આપીએ. તે મહારાજે અક્ષર ઓરડીમાં સાંભળ્યું. પછી મહારાજ દાદા ખાચર

પાસે જઈને બોલ્યા જે હજાર રૂપીઆ લાવો દાદા ખાચરે તરતજ પટારામાંથી હજાર રૂપીઆ કાઢીને મહારાજને આપ્યા. પછી મહારાજે દાદા ખાચર પાસે ઉપડાવીને દીદીને કહે લ્યો આ રૂપીયા અને દાન પુન્યમાં આપો. પણ દાદા ખાચરના મનમાં એમ ન થયું જે દાન પુન્યને અર્થે સો બસો રૂપીઆ હોય પણ આટલા શું કરશે એવા નિઃસંશય ભક્તને ભગવાન આધિન થઇ જાય છે.

એક વખતે દાદા ખાચર હજામત કરાવવા બેઠા હતા. તે અડધી થયેલી અને અડધી બાકી હતી ને કોઇએ આવીને કહ્યું કે શ્રીજી મહારાજ બોલાવે છે તે સાંભળી તેમને તેમજ અડધી હજામત બાકી રાખીને માથે લુગડું વીટીને શ્રીજી પાસે જઇને ઉભા ને કહ્યું કે હે મહારાજ શી આજ્ઞા છે ? ત્યારે શ્રીજીએ કહ્યું કે કયાં હતા ત્યારે બોલ્યા કે હજામત કરાવતો હતો. ત્યારે શ્રીજીએ કહ્યું કે અધુરૂં મુકીને કેમ આવ્યા ? પુરૂં કરાવવું હતું. ત્યારે તેમણે કહ્યું કે તે તો હવે પણ થાશે પણ આપની આજ્ઞા મુખ્ય માનવી. ને તેમાં વિલંબ ન થવો જોઇએ. એવી રીતે તેમનુ ઘણું નિર્માની પણું જોઇને તેમની ભક્તિને વશ થઇ શ્રીજી પોતે પોતાનું ઘર માનીને નિરંતર ગઢડામાં રહેતા.



## કારીયાણીના માંચા ખાચર

શ્રીજી મહારાજે ગ. મધ્ય. પ્રકરણના ૩૮ મ વચનામૃતમાં કહ્યું છે કે સાચા ભગવાનના ભક્ત હોય તે ઘણા હોય નહિ. યથાર્થ ભગવાનના ભક્તતો કારીયાણી ગામમાં માંચો ભક્ત હતા. તે સત્સંગ થયા મોર માર્ગીના પંથમાં હતા તે પણ નિષ્કામી વર્તમાનમાં ફેર પડયો નહિ અને પોતે બાળ બ્રહ્મચારી રહ્યા. અને કોઇક કીમીઆવાળો પોતાને ઘેર આવીને ઉતર્યો હતો તેણે ત્રાંબામાંથી રૂપું કરી દેખાડયું. અને પછી એ ભક્તને કહ્યું જે તમે સદાવ્રતિ છો માટે તમને આ બુટ્ટી બતાવીને રૂપું કરતાં શીખવું. પછી એ ભકતે લાકડી લઇને તેને ગામ બહાર કાઢી મુકયો અને તેને એમ કહ્યું જે અમારે તો ભગવાન વિના બીજા પદાર્થની ઇચ્છા નથી. પછી એ ભક્તને સત્સંગ થયો ત્યારે ભગવાનના એકાંતિક ભક્ત થયા. આ પ્રમાણે માંચા ખાચર પૂર્વના મુક્ત હતા. અને શ્રીજી પધાર્યા તે પહેલાંથીજ રામાનંદ સ્વામીના સત્સંગી હતા. ને સ્વામીએ દેહ ત્યાગ કર્યા પછી શ્રીજી મહારાજનાં અલૌકીક ઐશ્વર્ય જોઇને તેમના સ્વરૂપનો દૃઢ નિશ્ચય કરીને શ્રીજીના અનન્ય ભક્ત થયા તેમજ એભલ ખાચર તથા તેમના પુત્ર દાદા ખાચર અને પુત્રીઓ મોટીબા વિગેરેને પણ પોતાની પેઠેજ શ્રીજીના સ્વરૂપની નિષ્ઠા કરાવી.

એક સમયે માંચા ખાચરે પોતાના ગામની સીમમાં બસો વીંઘાંનું ખેતર કે જેમાં બાર કોશીયો કુવો છે તે ખેતરમાં કપાસ વાવ્યો હતો. કપાસ પાકીને વીણુવાની તૈયારી થઇ તેવામાં પોતાના ગુરૂ રામાનંદ સ્વામીનો પત્ર લોજ ગામથી આવ્યો તેમાં લખેલું જે તમે આ પત્ર વાંચીને તુરત અહીં આવજો. પત્ર વાંચી માંચા ખાચરે પોતાના ભત્રિજાને બોલાવીને કહ્યું જે મારા ગુરૂનો પત્ર આવ્યો છે તેથી મારે જરૂર લોજ જવું પડશે. ત્યારે ભત્રિજાએ કહ્યું કે, બાપુ જાઓ, તમે જાઓ તેની ના નથી, પણ આ બસો વોઘાંનો કપાસ તૈયાર થયો છે તેને ઠેકાણે કરીને જાઓ તો ઠીક. પછી માંચા ખાચરે તો બાર ગામના ભરવાડોને બોલાવીને રજા આપી કે આ કપાસમાં ગાયો મુકો. તેમ કહેવાથી તે ભરવાડોએ ગાયો મૂકીને બસો વીંઘાંનો કપાસ ભેલાવી દીધો. પછી લોજ ગામમાં રામાનંદ સ્વામી પાસે ગયા. આ પ્રમાણે પોતાના ઇષ્ટની આજ્ઞા પાળવામાં તત્પર હતા.

એક વખત શ્રીજી મહારાજ ભુજનગરમાં દીવાન સુંદરજી ભાઇને ઘેર વિરાજમાન હતા. ત્યારે સુંદરજીભાઈ બોલ્યા કે હે મહારાજ તમે ગરીબ ગરીબને ત્યાગી કરો છો પણ કોઇ તાલેવાનને કરતા નથી. તે સાંભળીને શ્રીજી મહારાજે પોતે મનમાં એમ જાણ્યું જે ગરીબ ભૂખે મરતાં સાધુ થાય છે પણ અમારા જેવા કોઇ શ્રીમંતો સાધુ થાયજ નહિં એવો

સુંદરજીનો હેતુ છે. તેથી તેનું અભિમાન ઉતારવા અને પોતાનું સર્વોપરિ ઐશ્વર્ય દેખાડવા માટે જ્યાં જ્યાં પોતાના સારા શ્રીમંત, આબરૂદાર સત્સંગીઓ અને ગામ ધણી ગરાશીઆ તથા પટેલો હતા તેમનાં નામ લખી શ્રીજીએ પત્રો લખાવ્યા તેમાં આજ્ઞા કરી જે આ પત્ર વાંચી જેનાં જેનાં નામ લખ્યાં છે તે સર્વેએ તુરત સંસાર ત્યાગ કરી ભગવાં વસ્ત્ર પહેરી કાશીની યાત્રા કરીને અહિં ભુજનગર આવવું. માંચા ખાચર ઉપર પણ આવો પત્ર મોકલેલો તે તેમને પોતે જ્યાં બાર કોશીયો કુવો ગળાવતા હતા ત્યાં આવીને માણસે આપ્યો તે પત્ર વાંચીને કુંભારને ઘેરથી ગેરૂ મંગાવીને લુગડાં ભગવાં કર્યાં. પછી ભગવાં વસ્ત્ર પહેરી મહારાજે પત્રમાં અચ્યુતાનંદ એવું તેમનું નામ લખ્યું હતું તે નામ ધારણ કરીને કાશીને માર્ગે ચાલી નીકળ્યા. તે ગુજરાતમાં જેતલપુર ગામ ગયા ત્યાં મોટા સાધુ ભાઇ રામદાસજી હતા તે ભેગા સર્વે નવા પરમહંસ મળ્યા. તેમને જોઇ ભાઇ રામદાસજીએ પુછ્યું કે આ તમે શું કર્યું ! ત્યારે તેમણે મહારાજનો પત્ર બતાવ્યો અને બોલ્યા જે શ્રીજીની આવી આજ્ઞા થયેલી છે. ત્યારે ભાઇ રામદાસજીએ કહ્યું કે કાશીની યાત્રા તમારાથી થઇ શકશે નહિ. માટે મારી સાથે ચાલો આપણે ભુજનગર જઇએ તેમ કહેવાથી તે સર્વે ભુજ ગયા અને ત્યાં મહારાજશ્રીને મળ્યા. પછી શ્રીજીએ સુંદરજીભાઇને કહ્યું જે આ સર્વે નવા

પરમહંસની મંડળી આવી તેને પુછો કે તમે ગરીબ છો કે તાલેવર છો તેથી તેમણે સર્વેને પુછયું એટલે શ્રીજીની આજ્ઞાથી તે સર્વે સંતોએ પોતાનું વૃતાંત કહી સંભળાવ્યું તે સાંભળી સુંદરજીભાઇ બોલ્યા કે હે મહારાજ તમે તો સમર્થ છો તે જેમ ધારો તેમ કરો પણ મારી જે અણુસમજણ હતી તે તમે ટાળી ત્યારે શ્રીજી બોલ્યા કે એક વખત તમને પણ આવી દીક્ષા આપવી છે. ત્યારે સુંદરજીભાઇ બોલ્યા કે હે મહારાજ, હું તો આપનો દાસ છું માટે આપની જેમ આજ્ઞા થશે તેમ વર્તીશ, તે સાંભળીને શ્રીજી પ્રસન્ન થયા. એવી રીતે માંચા ખાચર શ્રીજીની આજ્ઞા અનુસારે વર્તતા હતા.



## મૂળજી (મુકુંદાનંદ) બ્રહ્મચારી.

ઝાલાવાડમાં મચ્છીયાર ગામમાં મૂળજી નામે ઔદીચ સહસ્ત્ર બ્રાહ્મણ હતા તે રામાનંદ સ્વામીના શિષ્ય થયા હતા. રામાનંદ સ્વામીએ તેમને બ્રહ્મચારીની દીક્ષા આ ી ત્યારે મુકુંદાનંદ નામ પાડયું તોપણ ઘણે ભાગે તેમને મૂળજી બ્રહ્મચારી કહેતા. તે દૃઢ બ્રહ્મચર્ય, વૈરાગ્ય, આત્મનિષ્ટા અને શ્રીજીને વિષે અનન્ય નિષ્ટા આદિક ગુણવાળા હતા. તેમની વચનામૃતમાં શ્રીજીએ વારંવાર પ્રશંશા કરેલી છે. ગ. પ્ર. ૭૩મા વચનામૃતમાં શ્રીજીએ કહ્યું છે કે જેવા ઇશ્વરમાં ગુણ

હોય તેવા ગુણ બ્રહ્મચારીમાં વર્તે છે. વળી. ગ. મ. ૩૩માં કહ્યું છે કે આ મૂળજી બ્રહ્મચારી છે તે અતિશે દૃઢ નિષ્કામી છે તો અમને એની કરેલી સેવા અતિશે ગમે છે. તેમજ ગ. મ. ૪૭માં પણ કહ્યું છે જે અમારી ચાકરી મૂલજી બ્રહ્મચારી મહાત્મ જાણીને કરે છે તથા ગ. મ. પરમાં કહ્યું છે જે મુકુંદ બ્રહ્મચારી તથા રતનજી એ બે મુંઝાતા નથી આ પ્રમાણે તે શ્રીજીના કૃપા પાત્ર મુખ્ય સદ્ગુરૂ હતા.

એક વખત શ્રીજી મહારાજ અને મુકુંદ બ્રહ્મચારી બંને કચ્છ દેશમાં જતા હતા. માર્ગમાં ચાલતાં શ્રીજીએ બ્રહ્મચારીને કહ્યું કે તમને માર ખવરાવું તો કેમ ? ત્યારે બ્રહ્મચારી કહે માર શા માટે ખવરાવો. લાડુ ખવરાવો. તેવામાં ભરવાડની સ્ત્રીઓ નીકળી. ત્યારે શ્રીજીએ અડધું ધોતીયું માથે ઓઢી લઇ માતાજીનો ભાવ દેખાડયો. પછી તે સ્ત્રીઓ બોલી કે હે માતાજી, અમારા નેહમાં આવો તો તમને જમાડી રમાડી રાજી કરીશું. ત્યારે શ્રીજી બોલ્યા કે આ બાવો મને છોડતો નથી માટે જો તમે આ બાવાથી મને છોડાવો તો હું નેહમાં આવું. તે સ્ત્રીઓએ જઇને પોતાના પતિ ભરવાડોને આ વાત કરી અને કહ્યું કે તમો પાંચ દસ જણ લાકડીઓ લઇને જાઓ ને તે બાવાને મારીને માતાજીને છોડાવીને આપણા નેહમાં લાવો. આમ કહેવાથી ભરવાડો લાકડીઓ લઇને આવ્યા. તેમને જોઇ બ્રહ્મચારી

બોલ્યા કે હે મહારાજ, મારવો હોય તો તમેજ મારો પણ ભરવાડો પાસે શા માટે હાડકાં ભંગાવો છો. તે સાંભળી શ્રીજીએ શ્રીકૃષ્ણ રૂપે ભરવાડોને દર્શન દીધું. તેથી ભરવાડો પગે લાગીને પોતાના નેહમાં ચાલ્યા ગયા.

એક સમયે શ્રીજી મહારાજ તથા મુકુંદ બ્રહ્મચારી કચ્છ દેશમાં જતા હતા. માર્ગમાં ચોર મળ્યા. તેમણે બ્રહ્મચારીનાં સર્વે લુગડા ખંખેરી જોયાં. ઝોળી પણ જોઇ પરંતુ કાંઇ નીકળ્યું નહિ તેથી ચોર નિરાશ થઇને ચાલ્યા. ત્યારે શ્રીજી બોલ્યા કે તે તો કપટી છે તેથી તેમના જોડામાં દ્રવ્ય હશે. માટે જોડા તપાસો. ત્યારે ચોરોએ જોડા તપાસ્યા તેમાંથી અડધો રૂપીઓ નીકળ્યો તે લઇને ચોર બોલ્યા કે આ મહારાજ કહેછે તે સત્ય છે. અને આ તો કપટી છે. એમ કહી ચોર ચાલ્યા ગયા. થોડે દૂર ગયા પછી શ્રીજી મહારાજે બ્રહ્મચારીને કહ્યું કે મને ભુખ લાગી છે માટે કાંઈ જમવાનું આપો. ત્યારે બ્રહ્મચારી બોલ્યા કે મેં જે અડધો રૂપીઓ રાખ્યો હતો તે કાંઈ મારા સારૂ રાખ્યો નહોતો. તમારેજ માટે રાખ્યો હતો પણ તે વખતે તમે સત્યવાદી થયા અને દાનેશ્વરી થયા. હવે મારી પાસે કાંઇ નથી. આગળ ચાલતાં એક ગામ આવ્યું ત્યાંના એક ભાવીક જને હાથ જોડીને કહ્યું કે હે મહારાજ મારે ઘેર પધારો મને રસોઇ જમાને જવું હોય તો જજો તેથી તેને ઘેર એક રસોઇ

ફરી જમીને તે હરિભક્તને રાજી કરી ત્યાંથી ચાલ્યા તે શ્રી ભુજનગર ગયા.

એવી રીતે બ્રહ્મચારીને શ્રીજીનો અપૂર્વ મહિમા હતો કે જેથી શ્રીજી ગમે તેવાં મનુષ્ય ચરિત્ર કરે પણ પોતાને સદા દિવ્ય ભાવજ જણાય.

એક સમયે શ્રી ગઢડામાં શ્રીજી મહારાજે એવું પ્રકરણ કર્યું કે સભામાં જેને ઝોલું આવે તેને દશ સોપારીનો એક ખેરખો મારે. તેવામાં એક દિવસ મહારાજ દરબારમા લીંમતરૂ નીચે બીરાજમાન હતા. તે સમયમાં સુરાખાચરને ઝોલું આવ્યું ત્યારે મહારાજે ખેરખો માર્યો તેમણે ઉઠીને પગે લાગીને ખેરખો મહારાજ પાસે મુકયો. પછી બ્રહ્માનંદ સ્વામીને ઝોલુ આવ્યું ત્યારે મહારાજે ખેરખો માર્યો તેમણે ઉઠીને ખેરખો મહારાજ પાસે મૂકયો અને પગે લાગીને બોલ્યા જે હે મહારાજ, હું ઉંઘતો નહોતો, હુ તો કીર્તનની કડી ગોઠવતો હતો. ત્યારે શ્રીજીએ કહ્યું જે તે કીર્તન બોલો ત્યારે તેજ વખતે "તારો ચટક રંગીલો છેડલો અલબેલા રે, કાંઈ નવલ કસુંબી પાઘ રંગના રેલા રે". આ કીર્તન બોલતા ગયા અને સભામાં સર્વે ઝીલતા ગયા. એવી રીતે ચાર પદો બોલ્યા. તે સાંભળીને શ્રીજી રાજી થયા. તેવામા મુકુંદાનંદ (મૂળજી) બ્રહ્મચારીને નીંદ્રા આવી અને સર્વ સાંભળે તેમ નસકોરાં બોલવા માંડયાં. તે સાંભળી બ્રહ્માનંદસ્વામી તથા સુરાખાચર

એક સંપીને બોલ્યા કે હે મહારાજ, બીજાને ઝોલું આવ છે ત્યારે બેરખો મારો છો અને આ બ્રહ્મચારી પાડી ગાંગરે તેમ નસકોરાં બોલાવે છે તોપણ તેને જગાડતા નથી એવો તમારે પક્ષપાત ઘટે નહિ. ત્યારે શ્રીજી બોલ્યા કે તે ઉંઘતા નથી તે તો નિરંતર મારી સેવામાં રહે છે. તમને ન મનાય તો તમને જગાડો. તથી સુરા ખાચરે તમને જગાડયા. એટલે બ્રહ્મચારી જાગીને તુરત ઉભા થઇ શ્રીજી મહારાજને ગાદલે સહિત ઉપાડીને દોડયા. ત્યારે બધાએ પૂછ્યુ કે બ્રહ્મચારી, આ શું કરો છો.? ત્યારે બ્રહ્મચારી કહે કે મેં જાણ્યું જે મુકામમાં લાય થઈ તેથી મહારાજને બીજે ઘેર લઇ જાઉં. ને સાંભળી શ્રીજી બોલ્યા કે જુઓ, બ્રહ્મચારી ત્રણે અવસ્થામાં મારી સેવામાંજ છે. એવી રીતે મૂળજી બ્રહ્મચારી શ્રીજીની સેવામાં અહોનીશ વર્તતા હતા.

એક સમયે ગઢડામાં મૂળજી બ્રહ્મચારી પોતાને પહેરવાના જોડાને તેલ ચોપડતા હતા. તેવામાં એક પ્રેમી હરિજન આવ્યો તેણે અતિ આગ્રહ કરી હઠથી બ્રહ્મચારી પાસેથી જોડા લઇ લીધા અને પોતે ચોપડવા મંડયો તેવામાં શ્રીજી પધાર્યા અને તે હરિજનને પુછયું કે આ કોના જોડા ચોપડો છો? ત્યારે તેણે કહ્યું જે મૂળજી બ્રહ્મચારીના છે. પછી શ્રીજીએ બ્રહ્મચારીને આજ્ઞા કરી જે હવેથી તમે મારી સેવામાં આવશો નહિ, ઘી ગોળ ખાશો નહિ અને જોડા પણ પહેરશો નહિ.

પછી મહારાજ વડતાલ પધાર્યા અને મૂળજી બ્રહ્મચારી ગઢડામાં રહ્યા. કેટલેક દીવસે લક્ષ્મીબાગ માંહેનો ડભાણીયો આંબો જેનાં ફળ શ્રીજીને ઘણાંજ પ્રીય હતાં. તે પાકવાથી તેની કેરીઓ વેડી લીધી અને સર્વેએ વિચાર કર્યો કે આ કેરીઓ શ્રીજીને આપવા મૂળજી બ્રહ્મચારી જાય તો ઠીક. મૂળજી બ્રહ્મચારીએ જવાની હા પાડી પછી માથે કેરીનો ટોપલો લઇને ઉઘાડે પગે ચાલતા બ્રહ્મચારી ડભાણ આવ્યા, ત્યાં શ્રીજી વિષ્ણુદાસ પટેલને ત્યાં થાળ જમતા હતા. બ્રહ્મચારીએ કેરીનો ટોપલો શ્રીજીની પાસે મૂકયો ને પગે લાગ્યા પણ શ્રીજીએ બ્રહ્મચારીને બોલાવ્યા નહિ તેમજ કંઇ વાત પણ પૂછી નહિ. તેથી બ્રહ્મચારી વડતાલ ગયા ને વાલણ સુતારને ત્યાં ઉતર્યા સુતારના ઘરનાંએ પાકું સીધું આપ્યું પણ બ્રહ્મચારીએ તો લોટનો ભાખરો કરી ખાઇ લીધું ને ઘી ગોળ પાછું આપ્યું ત્યારે ડોશી કહે ઘી ગોળ કેમ ન ખાધું ? ત્યારે બ્રહ્મચારી કહે ઘી ગોળ ખાવાની અને જોડા પહેરવાની મહારાજે ના પાડી છે. અને ગઢડેથી કેરીનો ટોપલો લઈ ઉઘાડે પગે ડભાણ આવીને મહારાજ પાસે મૂકયો તો પણ મને બોલાવ્યો નહિ ને મારા સામું પણ જોયું નહિ. પછી ડોશી મહારાજને દર્શને ડભાણ ગયાં. બ્રહ્મચારી પણ બીજે દીવસે ડભાણ ગયા. ત્યાં ડોશીએ મહારાજને પૂછયું કે બ્રહ્-

ચારીનો શો વાંક છે તે જોડા પહેરવાની ને ઘી ગોળ ખાવાની ના પાડી છે. ને આવા તડકામાં ઉઘાડે પગે ગઢડેથી કેરીનો ટોપલો લાવ્યા તો પણ બોલાવ્યા નહિ એવો શું વાંક છે ? ત્યારે મહારાજ કહે ભલે આવે અમે ક્યાં ના પાડીએ છીએ પછી બ્રહ્મચારી મહારાજ પાસે ગયા અને કેરી ઘોળીને પાસે મૂકીને બોલ્યા જે કહો તો રસ કહાડી જમાડું. ત્યારે મહારાજ કહે અમે ક્યાં ના પાડીએ છીએ. પછી રસ કાઢી મહારાજને જમાડ્યા એટલે મહારાજ રાજી થયા. પછી હંમેશની પેઠે સેવા કરવા માંડી પણ વગર વાંકે અપમાન કરી કાઢી મૂક્યા તોપણ મહારાજને મૂક્યા નહિ, અવગુણ લીધો નહિ, અને આજ્ઞા લોપી નહિ.

એક વખત હિંદુસ્તાનથી (અયોધ્યાથી) સર્વ ધર્મકુળ ગઢડે આવ્યું તે વખતમાં ધર્મકુળને ગુજરાતી ભાષા બોલતા આવડે નહિ તેમ સમજે પણ નહિ. તેથી મૂળજી બ્રહ્મચારી ઘણો વખત ધર્મકુળની પાસેને પાસેજ રહે. એક દીવસ શ્રીજીને તરશ લાગી તેથી બ્રહ્મચારીને બોલાવ્યા. ત્યારે બ્રહ્મચારી એક કોર સીતારામજીને તેડીને અને એક પડખે બદ્રીનાથજીને બેસાડીને પાણીનો લોટો લઇ શ્રીજીને જળ પાવા આવ્યા. જળ પાઇને પાછા ચાલ્યા ત્યારે મુક્તાનંદ સ્વામી બોલ્યા કે "બ્રહ્મચારી, તમે ધર્મકુળમાં ને ધર્મકુળમા બેશી રહો છો અને મહારાજશ્રીની ખબર રાખતા નથી. જળ

ટાણે જળ નહિ તે ઠીક ન કહેવાય," તે સાંભળી બ્રહ્મચારી બોલ્યા કે "મહારાજની સેવા તો સૌ કરશે, પણ આ બીચારાં પરદેશી ને ગરીબ શ્રીજીને માટે પોતાનાં ઘર, નાત, જાતનો ત્યાગ કરી અહીંઆં પરદેશમાં આવ્યાં ત્યારે હું તેમની ખબર ન લઉં તો તેમની ખબર કોણ લે. તે તો લીલા ઝાડ તળે પણ ભુખ્યાં તરસ્યાં બેશી રહે તેવાં છે. તે સાંભળી શ્રીજી મહારાજ બ્રહ્મચારી ઉપર ઘણુંજ પ્રસન્ન થયા ને બોલ્યા કે આ બ્રહ્મચારીને ધર્મકુળનો જેવો પક્ષ ને સ્નેહ છે તેવોજ પક્ષ ને સ્નેહ મારાં આશ્રિત સર્વેને રાખવો. એમ સર્વને આજ્ઞા કરી.

## ભૂજવાળાં લાધીબાઈ

લાધીબાઇ ઘણુંજ ધર્મનિષ્ટ અને શ્રીજીનાં અનન્ય ઉપાસક હતાં. તે તથા તેમનાં માતાપિતા રામાનંદ સ્વામીનાં આશ્રિત હતાં. રામાનંદ સ્વામીએ તેમને શ્રીજીનો નિશ્ચય કરાવ્યો હતો. લાધીબાઇનો પતિ સત્સંગનો દ્વેષી હતો તેથી લાધીબાઇને સત્સંગ મૂકાવવા માટે ઘણુંજ દુઃખ દીધું તોપણ લાધીબાઈએ સત્સંગ મૂકયો નહિ વળી તેમનો પતિ સુવે ત્યારે લાધીબાઈની છાતી ઉપર ખાટલાનો પાયો મૂકીને સુવે એવી રીતે ઘણુંજ દુઃખ દીધું ત્યારે લાધીબાઇ પતિનો ત્યાગ કરી પોતાના પિતાને ઘેર ગયાં. તેમના પિતાએ તેમને રહેવા માટે એક જુદી ઓરડી કરાવી આપી. તે પોતાનો

ધર્મ નિયમ પાળી અષ્ટ પ્રકારનું બ્રહ્મચર્ય રાખી શ્રીજીના દૃઢ ભક્તિ કરતાં અને તે ઓરડીમાં રહેતાં. શ્રીજી મહારાજ તેમની ભક્તિથી પ્રસન્ન થઇને ઘણીવાર તે ઓરડીએ જઇને સભા કરતા. તેમનાં માતા પિતા આદિક સર્વ પોતાનું ધનભાગ્ય માનતાં. લાધીબાઇની ઓરડી ભૂજમાં અદ્યાપી સુધી છે અને તેની જોડે બીજી માતાજીની ઓરડી કહેવાય છે તે પણ છે તે બંને ઓરડીઓ શ્રીજી મહારાજની ઘણીજ પ્રસાદીની છે.

## માતાજી (ઝમકુબાઇ)

માતાજી વાગડ દેશમાં ગરાશીયાને ત્યાં જન્મ્યાં હતાં. તેમનું નામ ઝમકુબાઇ હતું. તેમનાં માતા પિતા રામાનંદ સ્વામીનાં આશ્રિત હતાં. તેમને મોટા ઉદેપુરના રાણા સાથે પરણાવ્યાં હતાં.

મછીયાવના રાજાની કુંવરીને ઉદેપુરમાં પરણાવ્યાં હતાં તેને માટલી આપવા મછીયાવના મૂળજી બ્રહ્મચારીને મોકલ્યા. જે માટલી લઇને જાય તેને ઓઝલમાં બાઇયું પાસે જાવા દે એવી રીત હતી તેથી તે જનાનામાં ગયા અને ભગવાન સ્વામિનારાયણ પ્રગટ્યાની અને તેમના પુરૂષોત્તમપણાની વાર્તા કરી. ઝમકુબાઇ ત્યાં બેઠાં હતાં. તેમણે આ વાત સાંભળી તેથી તેમની વૃતિ ભગવાન સ્વામિનારાયણનાં દર્શન કરવા તરફ ખેંચાઇ.

તેમનો પતિ રાણો અભક્ષ્ય વસ્તુનું સેવન કરતો હતો તેથી રાણી તેની સાથે ખાવા પીવાનો વ્યવહાર રાખતાં નહિ. રાણો ઘણી વખત અભક્ષ્ય વસ્તુ ખાવા માટે આગ્રહ કરતો પરંતુ રાણી પોતાના નિયમ પાળવામાં દઢ વિચારવાળાં હોવાથી માનતાં નહિ. એક સમયે રાણાએ તેમને કહ્યું કે હું તમને આવતી કાલે લસણ, ડુંગળી આદિક અભક્ષ્ય વસ્તુ પરાણે ખવરાવીશ અને તે તમે નહિ માનો તો તમારા દેહનો નાશ કરીશ. પોતાના પતિનો આવો દુરાગ્રહ જાણી ધર્મ, નિયમમાં દઢતાવાળાં રાણીએ રાજ્યના વૈભવ મૂકી પ્રગટ ભગવાનનાં દર્શન માટે છાનાંમાનાં ચાલી નીકળવા નિશ્ચય કર્યો. રાત્રે પછેડા સાંધી સાંધીને મહેલમાંથી નીચે ઉતર્યાં ને ગઢમાં પાણી જવાનાં ગરનાળાં હતાં તેમાંથી બહાર નીસર્યાં. ચાલતાં ચાલતાં સવાર થવા આવ્યું ત્યારે પકડાઇ જવાની બીકથી ગુપ્ત રહેવા માટે એક ઉંટ મરી ગયેલો તેના ખોખામાં પેઠાં.

ઉદેપુરમાં સવારે રાણાએ તપાસ કરતાં રાણીને ન જોયાં તેથી ચારે દીશાઓમાં સ્વારો મોકલી તપાસ કરાવી પણ ક્યાંઈ શોધ ન મળવાથી રાણાએ એમ ધાર્યું જે મેં તેનો ધર્મ છોડાવવા માટે બહુજ ધમકી આપી તેથી તેણે દેહ ત્યાગ કર્યો હશે. તેથી વધુ તપાસ કરવી બંધ રાખી. માણસો ખોળીને પાછાં વળ્યાં એટલે રાણી ઉંટના ખોખામાંથી નીકળી રાત્રે ચાલી નીકળ્યાં. ચાલતાં માર્ગમાં વણઝારાની પોઠ મળી

તેની સાથે ચાલ્યાં પણ વણઝારાની મતિ બગડી તેથી છાનાંમાનાં એકલાં ચાલ્યાં. આગળ જતાં એક નદી આવી તેમાં સ્નાન કરી શુદ્ધ થયાં. તેવામાં શ્રીજી પોતે વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ લઇ તે રાણી પાસે આવ્યા અને બોલ્યા કે તમે તો અમારાં બહેન છો માટે હવે કાંઈ ચિંતા કરશો નહિ. પછી તે બ્રાહ્મણે પોતાના ડબામાંથી ભાતુ આપ્યું તે રાણી જમ્યાં અને પાણી પીધું. શાન્તિ થઈ તેથી બે રાત્રીના ઉજાગરા હોવાથી ઝટ નિદ્રા આવી. શ્રીજીએ તેમનો દેહ ઉપાડી કાઠીઆવાડમાં ઘેલાસાના ભરવાળા પાસે કુંડળ ગામ છે તેની નદીમાં મુક્યો. રાણી ભર નિદ્રામાં સુતાલા છે અને મારવાડ દેશમાંથી કાઠીઆવાડમાં આવ્યાં તેની પણ પોતાને ખબર નથી.

શ્રીજી મહારાજ કારીયાણી ગામમાં માંચા ભક્તને ઘેર હતા ત્યાં નેમાંજી જયા, લલીતા, રાજબાઈને ખબર આપી કે મોટા ઉદેપુરના રાણી ઝમકુબાઇ અમારે દર્શને આવેછે માટે તમે વેલ્યો જોડી કુંડળ જાઓ અને તમને લઇ આવો. પછી સર્વે બાઇઓ વેલ્યોમાં બેસી કુંડળ ગયાં.

ઝમકુબાઇ જ્યાં કુંડળની નદીમાં સુતાં છે ત્યાં સવારમાં દિવસ ઉગતાં મનુષ્યોને બોલતાં સાંભળીને જાગ્યાં. ચારે કોર જોયું તો પોતાનો દેશ નહિ જણાવાથી વિસ્મય થઈ લોકોને પુછ્યું કે આ કયો દેશ છે ? જે આ તો

કાઠીઆવાડ દેશ છે. ત્યારે તેમણે પૂછયું કે આટલામાં કયાંઇ સ્વામિનારાયણ છે ? લોકોએ કહ્યું કે હા અહિંથી ત્રણ ગાઉ કારીયાણી ગામ છે ત્યાં સ્વામિનારાયણ છે.

એવું સાંભળી આનંદ પામી ધીરે ધીરે કારીયાણીને માર્ગે ચાલ્યાં તેવામાં જયા, લલીતા વિગેરે બાઇઓ વેલ્યમાં બેશી સામાં આવતાં હતાં તે ભેળાં થયાં અને કહ્યું કે શ્રીજીએ તમને તેડવા સારૂ આ વેલ્ય લઇને અમને મોકલ્યાં છે. રાણી વેલ્યમાં બેશી તેમની સાથે કારીયાણી આવ્યાં ત્યાં શ્રીજી મહારાજનાં દર્શન કરી બહુજ આનંદ પામ્યાં. ત્યાં થોડા દિવસ રહીને શ્રીજીની સાથે ગઢડે ગયાં અને પછી ત્યાં રહ્યાં.

એક વખતે શ્રીજીએ તેમને દાદા ખાચરના ઘરનું છાણ વાસીદું કરતાં જોયાં ત્યારે તેમણે જીવુબાને કહ્યું કે આ તો ઉદેપુરના રાણાની રાણી છે ને ઝમકુબાઇ તેમનું નામ છે. તે તો રાજ્ય મૂકીને આંહી ભગવાન ભજવા આવ્યાં છે માટે તેમની પાસે એવું કામ કરાવશો નહિ તે તો મહામૂકત છે અને અતિ વૈરાગ્યવાન છે.

પછી શ્રીજીએ વિચાર કર્યો કે આ બાઇને વેશ બદલાવી બીજું નામ પાડી પરદેશમાં મોકલ્યાં હોય તો ઠીક પછી તેમનું માથું મુંડાવી, ધોળાં વસ્ત્ર પહેરાવી, માતાજી નામ પાડયું. તે ગઢડામાં કેટલાએક દિવસ મોટીબા ભેળાં રહ્યાં. પછી ભૂજથી લાધીબાઇ શ્રીજી મહારાજનાં દર્શન કરવા આવ્યાં

તેમને શ્રીજીએ કહ્યું કે આ માતાજીને તમે ભૂજ તેડી જાઓ અને તમારી સાથે રાખો. તેથી લાધીબાઇ તેમને ભૂજ લાવ્યાં ને પોતાની જોડે ઓરડી કરાવીને ત્યાં રાખ્યાં. તેથી તે ઓરડીનું નામ અદ્યાપી સુધી માતાજીની ઓરડી કહેવાય છે.

લાધીબાઇએ જ્યારે દેહ મુકવાની તૈયારી કરી અને ગોમયથી ચોકો કરાવ્યો ત્યારે માતાજીએ કહ્યું કે આજતો હું ધામમાં જાઉં અને તમે કાલે ધામમાં આવજો. પછી માતાજીએ પહેલે દિવસે અને લાધીબાઇએ બીજે દિવસે દેહ ત્યાગ કર્યો અને અક્ષરધામમાં ગયાં.



## સદ્‌ગુરૂ શ્રી મુક્તાનંદ સ્વામી.

રામાનંદ સ્વામીના મુખ્ય શિષ્ય મુક્તાનંદ સ્વામી અયોધ્યાનગરીમાં સરવરીઆ બ્રાહ્મણને ત્યાં જન્મ્યા હતા. તેમનાં માતા પિતા ઘણાંજ પવિત્ર અને બ્રાહ્મણનાં ષટ્ કર્મ કરવામાં શ્રદ્ધાવાળાં તથા ભગવાનનાં ભક્ત હતાં. તેમને એક પુત્ર અને એક પુત્રી હતાં. પુત્રનું નામ મુકુંદદાસ હતું અને પુત્રીનું નામ ધનબાઇ હતું. મુકુંદદાસજી જન્મથીજ રૂપ, લાવણ્ય, ઇત્યાદિક ગુણે યુક્ત હતા.

એક સમયે મુકુંદદાસજીનાં માતા પિતા પોતાનાં પુત્ર અને પુત્રીને સાથે લઈ અયોધ્યાથી દ્વારીકાંની યાત્રાએ ચાલ્યાં.

માર્ગમાં ચાલતાં કેટલેક દિવસે કાઠીઆવાડમાં અમરેલી શહેર છે ત્યાં આવીને મુળદાસની જગ્યામાં ઉતર્યા. એવામાં મુકુંદદાસના પિતાને લોહીખંડ પેટ બેસણું થયું તેથી જાણ્યું કે હવે મારો દેહ રહેશે નહિ. પછી તેમણે મુળદાસજીને કહ્યું કે આ મારી સ્ત્રી છે તેને તમે બેન માનજો. અને આ બે છોકરાં છે તેમને તમારાં ભાણેજ જાણજો. એવી ભલામણ કરી તેણે દેહ ત્યાગ કર્યો. અને ત્યારપછી થોડા દિવસે તેમની સ્ત્રીનો દેહ પણ છુટી ગયો. પછી મુળદાસજીએ ધનબાઇનો વિવાહ ઓળીયા ગામમાં કર્યો. અને મુકુંદદાસજીને અમરાપુર પરણાવ્યા. મુકુંદદાસની જેમ જેમ ઉમર વધતી ગઈ તેમ તેમ વૈરાગ્ય વડે તેમનું ચિત્ત ગૃહમાંથી ઉદાસ થતું ચાલ્યું. અને ગૃહ છોડી બ્રહ્મચર્ય રાખી ભગવાનનું ભજન કરવાનો નિશ્ચય કર્યો. તેઓ સમજ પૂર્વક ગાંડા થયા અને વસ્ત્રો ફેંકી દેવા મંડયા. સ્ત્રી પાસે આવે તો તેને મારે, ચોરામાં લીંબડાના ઝાડ ઉપર ચઢે અને ઉતરે, અને "રામ ગટાગટ મહુડી કુલી" એવા શબ્દો બોલે ને માત્ર કોપીન પહેરી હાથમાં તુંબડી લઇને ફરે. આ વાતની અમરેલીમાં તેમના મામા મુળદાસજીને ખબર પડી તેથી તે મુકુંદદાસજીને પોતાને ઘેર તેડી ગયા. ત્યાંપણ કેટલાક દિવસ રહ્યા પણ ડાહ્યા થયા નહિ. તેથી મુળદાસે એક દિવસ પુછયું કે તમે કાંઇ ગાંડા નથી પણ જાણીને ગાંડા થયા જણાઓ છો, તેનું શું કારણ છે? ત્યારે મુકુંદ-

દાસજીએ કહ્યું કે મારે તો આ દેહે અષ્ટ પ્રકારનું બ્રહ્મચર્ય પાળીને પરમેશ્વરજ ભજવા છે. તે સાંભળી મુળદાસે કહ્યું કે જો તમારે તેવોજ વિચાર હોય તો ધાંગધ્રામાં પ્રખ્યાત વૈરાગી દ્વારકાદાસ છે ત્યાં જાઓ. તુર્ત મુકુંદદાસજી ત્યાં ગયા. કેટલાક માસ ત્યાં શિષ્યભાવે રહી કામ જીતવાનો ઉપાય જણાવવા વિનંતી કરી. ત્યારે વૈરાગીએ કહ્યું કે મચ્છુકાંઠે વાંકાંનેર ગામે કલ્યાણદાસજી વૈરાગી છે ત્યાં જાઓ તુર્ત મુકુંદદાસજી ત્યાંથી નીકળી વાંકાનેર બાવા કલ્યાણદાસ પાસે ગયા. ત્યાં પણ અાત દીનપણે ખુબ સેવા કરી કલ્યાણદાસજીને પ્રસન્ન કર્યા. લોકોમાં કલ્યાણદાસજી નિષ્કામી હોવાની આ સમે ઘણી ખ્યાતિ પ્રસરી હતી. તેઓ પિત્તળની કોપીન કરાવી તેને તાળુ દેતા. એ સિવાય વૈરાગીની રીતનો ઠાઠમાઠ ખુબ હતો. આ બાહ્યાચારથી આશાવંત થઇ મુકુંદદાસે કામ જીતવાનો ઉપાય પૂછ્યો. ત્યારે કલ્યાણદાસે કહ્યું કે હું ૪૦ વર્ષ ઉપર કાશીની યાત્રા કરી આવતો હતો. વચ્ચે ઉજ્જન નગર આવેલું ત્યાંથી માર્ગ પૂછતાં એક સ્ત્રીએ લાંબો હાથ કરી માર્ગની દિશા દેખાડેલી એ સ્ત્રીના હાથનું લટકું હજી પણ વીસર્યું નથી. માટે આ કળી યુગમાં કામ વાસના જીતવી ઘણીજ કઠણ છે. અને તેવા સત્પુરૂષો પણ આજ હોયજ નહિ માટે પ્રત્યક્ષ ભગવાન અથવા તેમના ઉપાસક સત્પુરૂષ જ્યારે મળે ત્યારેજ કામની

વાસના ટળે. તેથી તમે સરધારમાં તુળસીદાસ બાવા પાસે જાઓ કારણકે તેમણે કામ જીતેલો છે. તેવું સાંભળી ત્યાંથી સરધારમાં તુલસીદાસજી પાસે ગયા ને તેમની પાસે રહ્યા. મુકુંદદાસજીનું રૂપ તથા ગુણ જોઈને તેમને સમર્થ અને પ્રતાપી પુરૂષ જાણીને પોતાની જગ્યાના મહંત બનાવ્યા. તેજ ગામમાં ઉદ્ધવાવતાર શ્રી રામાનંદ સ્વામીની જગ્યા હતી. ત્યાં તેમના સાધુ રહેતા અને સદાવ્રત આપતા. તેવામાં સ્વામી પોતે પણ ત્યાંજ રહેતા. સ્વામીની પાસે નિત્ય કથા વાર્તા થતી અને ઘણા લોકો સાંભળવા આવતા અને સૌના સંશયો દૂર થતા. તે વાત સાંભળી મુકુંદદાસ પણ નિરંતર સ્વામીનો ઉપદેશ સાંભળવા આવતા. સ્વામીશ્રી રામાનંદજીનાં દર્શન તથા ઉપદેશનું શ્રવણ થતાં મુકુંદદાસજીને સ્વામી પાસે શિષ્ય થઇ રહેવાની ઇચ્છા થઇ. તેથી સ્વામીને વિનયથી કહ્યું કે મને આપની સેવામાં રાખો ત્યારે સ્વામી બોલ્યા કે તમને રાખીએ તો તુલસીદાસજીને દુઃખ લાગે ને તેમની સાથે દ્વેષ થાય. માટે હવેથી કથા સાંભળવા પણ અમારી પાસે આવશો નહિ. તોપણ મુકુંદદાસજી નિરંતર ગુપ્ત પણે સ્વામીની જગ્યામાં જઇ સંતાઇને વાડામાં બેશીને રાત્રે વરસતા વરસાદની છાપરાં પરથી પડતી ધારાઓ શિર પર સહન કરીને સ્વામીની વાર્તા સાંભળવા લાગ્યા. એક દિવસ ચોકીદારે તેમને ચોર જાણી ત્યાંથી પકડયા. તે વખતે તેનો કોલાહલ સાંભળી ત્યાં સ્વામી ગયા એટલે તેનું કારણ

જાણીને સ્વામીએ વિચાર કર્યો કે આ મુકુંદદાસજી આવ્યા વિના રહેશે નહિ ને બાવો ઇર્ષા કરશે. તેથી તેમણે તે સ્થાન છોડી બંધીઆ ગામે જવાની તૈયારી કરી. મુકુંદદાજીએ સ્વામીની સાથે જવા વિનંતી કરી. ત્યારે સ્વામીએ કહ્યું કે જો તમારા ગુરૂ રજા આપે તો અમારો વાંક ન કાઢે તેવો કાગળ લખાવી લઈને બંધીએ આવજો. ત્યાં તમને રાખીશું. એમ કહી સ્વામી બંધીએ ગયા અને મુકુંદદાસજી પોતાની જગ્યામાં ગયા.

પછી મુકુંદદાસે તો પોતાના ગુરૂ તુલસીદાસને કાયર કરવા માટે દ્રવ્ય બધું વાપરી નાખવા માંડયુ. વેરાગીઓને પાકાં શીધાં વાસણ અને કામળીઓ છુટથી આપવા લાગ્યા. તે જોઇ તુલસીદાસે ઠપકાના રૂપમાં પૃછયું કે મુકુદદાસ, આમ કરવાથી કેમ પુરૂ થશે ? અને કોઠાર ભંડાર કેમ પહોંચશે! ત્યારે મુકુંદદાસ બોલ્યા કે "જ્યારે ભંડાર થઇ જશે નરવા ત્યારે તો જશું તિર્થ કરવા". તે સાંભળી તુલસીદાસ ગુસ્સાથી બોલ્યા કે એવી દાનત હોય તો હમણાંજ જાઓ ત્યારે મુકુંદદાસે કહ્યું કે મને જે રાખનાર મળે તેના ઉપર તમારો દાવો નહિ તેવો કાગળ લખી આપો તો હું જાઉં. એટલે તુલસીદાસે કાગળ લખી આપ્યો. તે લઇ મુકુંદદાસ બધીઆ ગામમાં રામાનંદ સ્વામી પાસે આવ્યા. ને તુલસીદાસનો કાગળ આપી પગે લાગ્યા. કાગળ વાંચી પ્રસન્ન થઇને સ્વામી બોલ્યા કે તમારો વૈરાગ્ય ખરો હોય

અને જો મારી આજ્ઞા પાળો તો કણબી :ખેડુતના જેવો વેશ ધારીને મુળુભાઇનું હળ હાંકો. મુકુંદદાસે તેમ કરવા કબુલ કર્યું. પછી સ્વામીએ ખેડુનાં લુગડાં મંગાવીને મુકુંદદાસને પહેરાવ્યાં ને હળ આપ્યું. તે લઇને જ્યારે ચાલ્યા ત્યારે સ્વામીએ તરતજ તેમને પાછા બોલાવ્યા ને જાણ્યું જે આ તો અનન્યદાસ છે. પછી તેમને પાસે રાખીને વૈશ્નવી દીક્ષા આપી અને મુકતાનંદ એવું નામ પાડયું. મુકતાનંદ મન, કર્મ વચને સ્વામીની સેવા કરવા લાગ્યા ને ઉપદેશ સાંભળવા લાગ્યા જેથી તેમની કામ વાસના નિવૃત્ત પામી. મુકતાનંદ મુનીના સદ્ગુણો જોઇ સ્વામીએ બધો અધિકાર તેમને સોંપ્યો. અને પોતાના શિષ્યોમાં મુખ્યપણે સ્થાપ્યા. પછી તેમને લોજ ગામમાં રહેવાની આજ્ઞા કરી તેથી ત્યાં જઇને રહ્યા.

પછી નીલકંઠ બ્રહ્મચારી તિર્થોમાં ફરતા ફરતા લોજ આવ્યા ત્યાં મુકતાનંદ સ્વામી મળ્યા અને રામાનંદ સ્વામીની આજ્ઞાથી લોજમાં નવ માસ સુધી રહ્યા. ને ત્યાં ઘણું ઐશ્વર્ય દેખાડયું. પછી જ્યારે ભુજનગરથી રામાનંદ સ્વામી ગામ પીપલાણે આવ્યા ત્યારે સ્વામીની આજ્ઞાથી મુકતાનંદ સ્વામી, નીલકંઠ વર્ણી વિગેરે સ્વામીનાં દર્શન કરવા સારૂ પીપલાણે આવ્યા. ત્યાં નીલકંઠ બ્રહ્મચારીને સ્વામીએ વૈશ્નવી દીક્ષા આપી. ત્યાંથી ફરતાં ફરતાં જેતપુર આવીને સ્વામીએ

નારાયણ મુનીને પોતાની ગાદીએ બેસાડયા અને કેટલેક દિવસે ત્યાંથી ફ્રણેણી ગામમાં આવીને સ્વામી અંતર્ધ્યાન થયા. પછી મુકતાનંદ સ્વામી શ્રીજીની આજ્ઞાથી કચ્છ દેશમાં ગયા ને શ્રીજીએ તો સમાધીનું પ્રકર્ણ ચલાવ્યું. તે વાત સાંભળી મુકતાનંદ સ્વામી કચ્છમાંથી સોરઠદેશમાં ગામ મેઘપુરમાં શ્રીજી પાસે આવીને સત્સંગનો પક્ષ લઇને બોલ્યા કે "સમાધી કાંઇ સહેલી નથી મોટા મોટા યોગીઓને પણ દુર્લભ છે તે જેને તેને કેમ થાય ? માટે આ બધું મૂકી દ્યો." શ્રીજી કહે સૌ રામાનંદ સ્વામીનું ભજન કરે છે તેમાંથી જેને જેમ જણાતું હશે તેમ તે કહેશે એમ ઘણી વાત કરી પણ સ્વામીને મનાયું નહિ. પછી શ્રીજીએ સંત-દાસજીને સમાધી કરાવી ને કહ્યું કે આમની નાડી જુઓ એટલે મુકતાનંદ સ્વામીએ નાડી જોઇને વિચાર કર્યો જે વાત તો ખોટી નથી કારણ કે આવું તો દીઠું નથી ને સાંભળ્યું પણ નથી. પછી શ્રીજીએ સંતદાસજીને જગાડી કહ્યું કે સમાધીમાં શું દીઠું તેની વાત કરો ત્યારે સંતદાસજી બોલ્યા કે મેં અક્ષરધામમાં ઉદ્ધવની તથા શ્રીકૃષ્ણની એમ બે મૂર્તિઓ દીઠી. તેમાં ઉદ્ધવ તે રામાનંદ સ્વામી રૂપે ને શ્રી કૃષ્ણ તે આ નારાયણ મુની રૂપે દીઠા ને ઘણું તેજ દીઠું ને અનંત મુકતોએ વીંટાએલા દીઠા. પછી રામાનંદ સ્વામીએ કહ્યું કે "મુકતાનંદ કેમ માનતા નથી ? સાચી વાત છે તે ખોટી નહિ થાય, અંતે સત્યજ મનાશે" આવું સંતદાસનું

તથા બીજા સમાધી વાળાઓનું કહેવું સાંભળીને મુકતાનંદ સ્વામી બહુજ મુંઝાયા. તેવામાં જેઠો મેર અને માધવદાસ જેમનો સ્વામીને અત્યંત વિશ્વાસ હતો તેમને દીઠા. માધવદાસે પણ કહ્યું કે વાતતો સાચી છે. તમે કેમ માનતા નથી? આથી સ્વામીનો સંશય વૃદ્ધિ પામ્યો ને ત્યાંથી સૌ કાળવાણીએ ગયા ત્યાં પણશ્રીજીએ ઘણુંજ સમાધીનું પ્રકર્ણ ચલાવ્યું.

એક દિવસ કાળવાણીમાં શ્રીજી મહારાજ સર્વ સંતે સહિત નદીએ નહાવા ગયા. માધવદાસ, જેઠોમેર અને પર્વતભાઈ મુક્તાનંદ સ્વામીની સાથે રહ્યા. સ્વામી તેમને સાથે લઇ ગામના સમીપમાં નદીએ નહાવા રહ્યા. પછી તુંબડી લઇને બહીરભુમી જવા સારૂ ખાખરાની ઝાડીમાં ચાલ્યા ત્યાં રામાનંદ સ્વામીએ પ્રત્યક્ષ દર્શન દીધાં અને કહ્યું જે "નારાયણ મુની સ્વયં શ્રીકૃષ્ણ છે ને હું તો ઉદ્ધવ છું." એમ કહી રામાનંદ સ્વામી અદ્રશ્ય થયા. મુકતાનંદ સ્વામી નિઃસંશય થયા અને શૌચ જઇને પ્રસન્ન વદને નદીમાં હાથ ધોવા લાગ્યા. તેથી પર્વતભાઇએ પૂછયું કે અતિ આનંદમાં કેમ જણાઓ છો? ત્યારે તેમને સર્વ વાત કહી દેખાડી. પછી સ્નાન કરી વાડીમાંથી પુષ્પ લઇ મંદીરમાં આવ્યા. ત્યાં રામાનંદ સ્વામીની ગાદીને ખંખેરી સાફ કરી તથા ચંદન, પુષ્પ, ધુપ, દીપ વિગેરે પૂજાની સામગ્રી તૈયાર કરી. પછી હાથમાં રામાનંદ સ્વામીની પાદુકા લઇ, શ્રીજી સ્નાન કરીને બજારમાં થઇને ચાલ્યા આવતા હતા

ત્યાં સામા ગયા ને પાદુકાઓ શ્રીજીની સન્મુખ મૂકીને દંડવત્ પ્રણામ કરીને કહ્યું કે આ પાદુકાઓ પહેરો. શ્રીજી કહે એ તો ગુરૂની છે ત્યારે સ્વામીએ કહ્યું જે તમે તો ગુરૂના પણ ગુરૂ છો. પછી શ્રીજી પાદુકાઓ પહેરી મંદીરમાં પધાર્યા ત્યાં તેમને રામાનંદ સ્વામીની ગાદી ઉપર બેસાડયા ને વીધિપૂર્વક પૂજા કરીને "જય સદગુરૂ સ્વામી" એ આરતીનુ પદ પોતે જોડતા ગયા ને આરતી ઉતારી ને સ્તુતી કરીને પ્રાર્થનાપૂર્વક પોતાનો અપરાધ ક્ષમા કરાવી પગે લાગ્યા. મુકતાનંદ સ્વામીનો એવો દ્રઢાવ હતો જે રાધા લક્ષ્મી ઝાઝર પહેરીને પડખે બેઠાં હોય ને ચતુર્ભૂજ રૂપે ભગવાન દર્શન આપે છતાં રામાનંદ સ્વામી વિના બીજાને ભગવાન ન માનવા તોપણ શ્રીજીના અનંત અપાર ઐશ્વર્ય જોઇને પોતાનો ઠરાવ મૂકી દીધો અને મહારાજને સર્વ કારણ અવતારી જાણીને મહારાજનું ભજન કર્યું. વળી મુક્તાનંદ સ્વામીનો એવો ઠરાવ જે ધગધગતી કોશ ગળામાં ખોશી ઘાલે ને દુ:ખ થાય તેવું દુખ થાય તોપણ શ્રીજીની આજ્ઞા ન લોપવી. શ્રીજીએ અનંત પ્રકર્ણ ફેરવ્યા ત્યારે આકાશમાં આકરૂં પ્રકર્ણ ફેરવીને કાગળ લખી મોકલ્યો જે ત્યાં આવીશું ત્યારે વિશેષ કહીશું, પછી મુક્તાનંદ સ્વામી તો લીંબડો વાટી પીવા લાગ્યા અને કેટલાક તો ચાલ્યા ગયા. શ્રીજીએ તેમની દાસત્વ ભક્તિને ગ. મ. ૬૨માં વખાણી છે જે એવા દાસત્વ ભક્તિવાળા તો આજ ગોપાળાનંદ

સ્વામિ છે ને બીજા મુક્તાનંદ સ્વામી છે. શ્રીજીએ ગ. મ. ૫૮માં તેમને આજ્ઞા કરી છે જે તમે પણ પોતાના સંપ્રદાય સંબંધી ને પોતાના ઈષ્ટદેવ સંબંધી જે વાણી તથા શાસ્ત્ર તેજ દેહ પર્યંત કર્યા કરજો. આ આજ્ઞાનું સ્વામીએ યથાર્થ પાલન કર્યું છે. તેમણે સત્સંગ સંબંધી ઘણા ગ્રથો રચ્યા છે. રામાનંદ સ્વામીના સાધુમાં મુકતાનંદ સ્વામી મોટેરા હતા અને મહારાજ પણ તેમનું બહુ રાખતા. શ્રીજીના પ્રતાપે કરીને મુક્તાનંદ સ્વામીના વચનથી પણ બીજાઓને સમાધી થતી હતી.



## આહીર પટેલ સામત

વાલાક દેશમાં બાંભણીયા ગામમાં જ્ઞાતે આહીર પટેલ સામત રહેતા હતા. તે શ્રીજીના અનન્ય ભકત હતા. એક સમયે તે શ્રીજીને દર્શને ગઢડે આવ્યા ત્યારે મહારાજે પૂછયું જે થોડા રૂપીઆ જોઇએ છે તે આપશો? તેમણે કહ્યુ હા મહારાજ, પછી ઘેર ગયા. અને જમીન, ગાડું, બળદ તથા ભેંસો વેચી રૂપીઆ સાડાચાર હજાર લાવી મહારાજ પાસે મૂક્યા. શ્રીજીએ પૂછયું, કયાંથી લાવ્યા? ત્યારે તે કહે મહા-રાજ, મારી પાસે હતા. મહારાજ કહે સાચું બોલો. એટલે જેમ હતું તેમ કહ્યું. ત્યારે મહારાજ કહે અમે એક હજાર રૂપીઆ રાખશું, બાકીના પાછા લઇ જાઓ કારણ કે દાણા

વિના છોકરાં મરી જાય. સામત પટેલ કહે ના મહારાજ, કુકડાં ને કણબી મરે નહિ. ત્યારે મહારાજ કહે શું કરશો? સામત પટેલ કહે બીજે ગામ જાશું ત્યાંથી કઢારે દાણા લેશું ને બીજે વરસ ભરી દેશું. તે સાંભળી મહારાજ ઘણા રાજી થયા.

એક સમયે સામત પટેલ તેના દિકરાની વહુને તેડવા ગયા ત્યારે વેવાઈ કહે તારા દિકરાને તો જોઇતી નથી પણ તારે જોઇતી હોય તો તેડી જા. સામત પટેલ અત્યંત ધર્મ-વાળા હતા તેથી આવા ખોટા કલંકીત શબ્દો સાંભળતાંજ તેમણે ભીષ્મ કરી નાખ્યું.



## માનકુવાના મૂળજી તથા કૃષ્ણજી

કચ્છ દેશમાં માનકુવા ગામમાં મૂળજી તથા કૃષ્ણજી બે બ્રાહ્મણો શ્રીજીના એકાંતિક ભક્ત હતા. તે બંને પરણેલા હતા. એક સમયે માનકુવામાં શ્રીજી મહારાજ કાતર લઇને બેઠા અને સૌને કહે જે અમારા સત્સંગી હો તે આવો, ત્યાગી કરવા છે. તે સાંભળી બધા સત્સંગી ઉઠી ગયા. તેવામાં મૂળજી અને કૃષ્ણજી ખેતરમાંથી આવ્યા તેમને કોઇક સત્સંગીએ વાત કરી જે આજે મહારાજે આ પ્રમાણે કહ્યું તેથી સૌ ઉઠી ગયા. તે સાંભળી બંને જણા મહારાજ

પાસે ગયા ને પગે લાગી કહ્યું કે હે મહારાજ, અમને ત્યાગી કરો. ત્યારે મહારાજ કહે ખાવા નહિ મળે, બાવા મારશે, ટાઢ તડકો વેઠવો પડશે એવાં અનંત દુ:ખ આવશે ને હેરાન હેરાન થઇ જાશો માટે જાઓ તમારા મનને પુછી જુઓ. પછી આઘા જઇને મનને શીખામણ દેવા લાગ્યા, હે મનવા, પરમેશ્વર નહિ ભજાય તો ગધેડાં, કુતરાં કે બીજાં જનાવરમાં જન્મ ધરવા પડશે ત્યાં તને કોણ ઓઢાઢશે? ખાવા કોણ દેશે? પથારી કોણ કરી દેશે? માથું કોણ દાબશે? માટે આ એક ફેરો આજ્ઞામાં રહીને ભોગવીએ તો પછી ભોગવવું ન પડે માટે કહે, તારો શું વિચાર છે? પછી તે બને મહારાજ પાસે આવ્યા ને કહે મહારાજ, મન પણ હા પાડે છે. એમ કહી કેડીયાની કસું છોડવા માંડી ત્યારે બીજાએ તો કસું તોડીને કેડીયું કાઢી નાખ્યું ને કહે હવે કેડીયું ક્યાં પેરવું છે તે કસું છોડીએ. પછી મહારાજ કહે તમે પરમહંસ થઇ રહ્યા, અમારી આજ્ઞા છે જાઓ ગૃહસ્થાશ્રમ કરો. ત્યારે કહે ના મહારાજ અમને તો પરમહંસ કરો. એટલે મહારાજ કહે અમે કહીએ તેમ કરો. તેથી લુગડાં પહેરી ઘેર ગયા.

મૂળજીને જેવો ભગવાનપણાનો નિશ્ચય હતો તેવો કૃષ્ણજીને નહોતો. તેથી મૂળજી જ્યારે ભગવાનપણાની વાતો કરે ત્યારે કૃષ્ણજી કહે ભગવાન તો કેમ કહેવાય પણ મોટા

પુરૂષ ખરા. એટલે મૂળજી કહે આ તો અક્ષરધામમાંથી સર્વોપરિ ભગવાન આવ્યા છે. ત્યારે કૃષ્ણજી કહે કાંતો તું ભક્ત ખોટો કાં ભગવાન ખોટા, કેમજે ભગવાન હોય તો તું પાછો કેમ આવે છે? ત્યારે મૂળજી કહે ભગવાન તો છે પણ મારા ભક્તપણામાં કાચપ છે. માટે તમે મારી સાથે ચાલો ને પરિક્ષા કરો. પછી બંને ગઢડે આવ્યા ને મહારાજનાં દર્શન કર્યાં તેમાં કૃષ્ણજીને ભગવાનપણાનો નિશ્ચય થયો એટલે કહે હવે ઘેર જવું નથી. પછી તેઓ ગઢડે રહ્યા.

ઘણા દિવસ થયા પછી મહારાજ ઉપર બેયને ઘેરથી કાગળ આવ્યા જે તેઓ પરણેલા છે ને ઉપાધી બહુ છે માટે બેયને કૃપા કરી ઘેર મોકલશો. મહારાજે તેમને ઘેર જવાની આજ્ઞા કરી તેથી તેઓ ત્યાંથી નીકળ્યા પણ રસ્તામાં વણથળીમાં શેઠને ત્યાં સાઠ રૂપીઆ પગાર ઠરાવી સાથી તરીકે રહ્યા. બાર મહીના પુરા થયા ત્યારે પગારના સાઠ રૂપીઆ લઇ ગઢડે આવી મહારાજના ચરણમાં મૂકયા અને પગે લાગીને કહ્યું કે અમને રાખો. મહારાજે પૂછયું કયાં હતા? તો કહે વણથળી હતા? મહારાજ કહે તમારા ઘરનાં આવ્યા છે તેમની સાથે ઘેર જાઓ નહિ તો તમને વિમુખ કરીશ. તેથી તે બેઉ જણ પોતાનાં ઘરવાળાં સાથે ચાલી નીકળ્યા. માર્ગમાં બેઉ જણે તેમની સ્ત્રીને કહ્યું કે ત્યાગી થવાની રજા આપો પણ માન્યું નહિ તેથી બંનેએ ભી૰૧

કરી નાખ્યું. તેથી તે સ્ત્રીઓ ઘેર ગઇ ને તે બંને જણ પાછા ગઢડે આવ્યા.

શ્રીજી મહારાજે તેમને વિમુખ કર્યા તેથી પોતાની મેળે ભગવાં પહેર્યાં ને પરમહંસ થઇ છેટેથી મહારાજનાં દર્શન કરતા. એમ બાર મહિના રખડયા પછી ગઢડે મહારાજને દર્શને આવ્યા ત્યારે મહારાજે કાઢી મૂકયા. રાત્રે ઠંડા પહોરે ઘેલાને કાંઠે બેસી બેય જણે પરજ રાગનાં કિર્તન ગાવા માંડયાં તે મહારાજે મંદીરમાં સાંભળ્યાં એટલે મહારાજે ભગુજીને કહ્યું કે ઓલ્યા કિર્તન બોલે છે તેથી અમારો ઢોલીયો ઉપડે છે માટે તેમને કાઢી મૂકો. પછી ગુંદાળાને માર્ગે હનુમાનધાર છે ત્યાં લગી પાળા જઈને મૂકી આવ્યા એટલે ત્યાં બેસીને કિર્તન બોલવા મંડયા તે સાંભળી મહારાજ કહે અમારો ઢોલીયો તણાય છે. પછી તેમને કાઢી મૂકવા પાંચ દસ પાળા આવ્યા તેમને તે બંને જણે કહ્યું કે મહારાજ જેમ આજ્ઞા કરશે તેમ કરીશું બાકી તમારા જેવા સો સો આવશો ત્યાં સુધી તો અમે કચ્છી છીએ તે નહિ ઉઠીએ, જાઓ મહારાજને પૂછો શું આજ્ઞા છે? પછી મહારાજને વાત કરી ત્યારે મહારાજ કહે અહીં બોલાવો. મહારાજે અક્ષરભુવનમાં સભા ભરીને કહ્યું જે કુતરાને હડકારે તેમ હડકાર્યા તો પણ અમારો નિશ્ચય મટતો નથી. ત્યારે સૌ કહે હવે તેમને રાખો. પછી બંનેને ત્યાગી કર્યા ને

નામ પાડયાં. મૂળજી તે જુનાગઢવાળા ઘનશ્યામાનંદ સ્વામી ને કૃષ્ણજી તે અમદાવાદના મહંત સર્વજ્ઞાનાનંદ સ્વામી.

## ગુંદાળી ગામના બે કાઠી. મામૈયો તથા મેરામણ

કાઠીઆવાડ દેશમાં માણેકવાડા પાસે ગુંદાળી ગામમાં જ્ઞાતે કાઠી મામૈયો ને મેરામણ બે ભાઇઓ હતા. તેમની માનું નામ રાણુદેબાઇ હતું. તે શ્રીજીનાં પરમ ભકત હતાં. એક સમયે તેમના ગામમાં બે સાધુ આવ્યા તેમને પોતાને ઘેર ઉતારીને રસોઇ કરાવી. સાધુને જમવા બેસવાની તૈયારી થઇ તેવામાં તે ગામનો દરબાર કાઠી આસુરીમતિવાળો હતો તેના જાણવામાં આવવાથી તેણે તે સાધુનું અપમાન કરી ભુખ્યા ને તરસ્યા ગામમાંથી કાઢી મૂકયા. આથી રાણુદેબાઈ બહુ દીલગીર થયાં ને વિચાર કર્યો કે ક્ષત્રીનો દેહ તો ગાય બ્રાહ્મણને સાધુની રક્ષાને માટેજ ઇશ્વરે આપ્યો છે તો આ વાતનો બદલો ન વાળીએ તો શું કામનું. બપોરે તેના બંને દિકરા હળ છોડી ઘેર આવ્યા ત્યાં પોતાની માતાને રડતાં દેખી તેનું કારણ પૂછ્યું. ત્યારે તે બોલ્યાં કે મારા સાધુ આવ્યા હતા તેમને દરબારે ખાવા ન દીધું ને ભુખ્યા તરસ્યા મારીને કાઢી મૂકયા. તેનો બદલો તમે વાળો તોજ મારા ખરા પુત્ર માનીશ. તેવું સાંભળી બંને જણે પોતાનો ઘર વાખરો ગાડામાં ભરીને માને ગાડામાં બેસાડયાં ને સાથીને

કહ્યુ કે અમારી માને તમે ગઢડે મૂકી આવો. પછી ગાડું ચાલ્યું ત્યારે બંને જણ વળાવવા સારૂ ગયા ને પગે લાગીને બોલ્યા જે હે મા, જો જીવતા રહીશું તો ગઢડામાં ભેળા રહીશું ને જો દેહ પડી જશે તો અક્ષરધામમાં ભેળા થઇશું વળી પોતે બોલ્યા કે કેટલાએક સ્ત્રી, દ્રવ્ય ને રાજ્યને અર્થે માથાં કપાવે છે તો આપણે તો ભગવાનને તેના સંતને અર્થે માથાં કપાવવાં છે જેથી બેઉ લોકમાં લાભ છે, એમ કહી પાછા વળીને ઘેર આવી સ્નાન કરી ધોએલાં વસ્ત્ર પહેરી કપાળમાં તિલક કર્યું. અને ઢાલ, તરવાર, બરછી વિગેરે હથિઆર બાંધી તે બને ભાઇ ગામને ચોરે ગયા. ત્યાં લીંબડાના ઝાડ હેઠે ઢોલીઆ ઉપર દરબાર સુતેલો હતો તેને પૂછયું કે સ્વામિનારાયણના સાધુને ગામમાંથી કાઢનાર કોણ? ત્યારે તે દરબાર પોતાની છાતી ઉપર હાથ મૂકીને બોલ્યો કે હું કાઢનાર છું. તેવું સાંભળી તેમણે બરછી મારી તે સોંસરી નીકળી તેથી દરબાર મરણ પામ્યો. તે જોઇ તેના સબંધીઓ વિગેરે હથિઆર લઇ સામા મારવા આવ્યા એટલે તે બંને ભાઇઓ બોલ્યા કે અમારે તો મરવું જ છે પણ તમારે જેને આવવું હોય. તે સામા આવી જાઓ. પણ તે બંને જણનું શૂરવીરપણું જોઇને કોઇ સામા થઇ શક્યા નહિ. પછી ઘણીવાર તે ઠેકાણે રોકાઇને ગઢડાને માર્ગે ચડ્યા પછી માર્ગમાં ખાખરાના વૃક્ષોમાં સંતાઇને સામા પક્ષના

માણસોએ બંદૂકની ગોળીથી તે બેઉ ભાઇને માર્યા જેથી તે મરણ પામ્યા. તે વાત ગઢડામાં તેમની ડોશીએ સાંભળી ને શ્રીજી મહારાજને વાત કરી. ત્યારે શ્રીજી બોલ્યા જે આવી રીતે મારા સાધુનો પક્ષ રાખી મરાયા તેને ધન્ય છે, ને ક્ષત્રીને તો તેમજ જોઇએ. ને આ પ્રમાણે મરનારને સ્વર્ગની પ્રાપ્તિ થાય તો આ તો મારે અર્થે મરાણા માટે તેમને તો અક્ષરધામની પ્રાપ્તિ થઇ રહી. આ પ્રમાણે પોતાની માના સાધુ જાણી કેવળ પક્ષ રાખવાથીજ મરાયા જેથી શ્રીજી બહુ રાજી થયા.



## ભૂજવાળા સુંદરજી સુતાર

શ્રી ભૂજનગરમાં સુંદરજીભાઇ રાજાના દિવાન હતા. તે જ્ઞાતે સુતાર હતા. તે રામાનંદ સ્વામીના ભક્ત હતા પણ જ્યારે શ્રીજી મહારાજ પધાર્યા ત્યારે રામાનંદ સ્વામીએ તેમના સ્વરૂપનો નિશ્ચય કરાવ્યો તેથી શ્રીજીના અનન્ય ભકત થયા.

એક સમયે સુંદરજીભાઇ ભૂજના રાજાનું ખાંડું લઇ ગોંડળ આવ્યા. ત્યાં મંદીરમાં દર્શને ગયા ને હરિજનોને પૂછયું જે આટલામાં કયાંઇ શ્રીજી મહારાજ છે ? ત્યારે તે બોલ્યા કે આંહીથી ત્રણ ગાઉ ઉપર બંધીયા ગામમાં મુળુભાઇને ઘેર

શ્રીજી મહારાજ તથા મુક્તાનંદ સ્વામી વિગેરે છે. તે સાંભળી સુંદરજીભાઇએ તે ખાંડા સાથે આવેલ માણસોને કહ્યું કે આંહીંથી ત્રણ ગાઉ ઉપર મહાદેવ છે તેમને દર્શને ભૂજથી ઉઘાડે પગે એકલાં ચાલીને આવવું એવી અમે માનતા કરેલી છે તે જો તમારી મરજી હોય તો આંહીંથી હું એકલો ત્યાં જાઉં. ત્યાં એક રાત્રી રહી બીજે દિવસે અહીં પાછો આવીશ. ત્યારે સૌએ કહ્યું કે ઠીક, તમારી જેમ મરજી હોય તેમ કરો. પછી પોતે ખાંડાની ભલામણ કરી સાંજના ગોંડળથી ચાલ્યા તે ગામ બંધીયે ગયા. ત્યાં મુળુભાઇને ઘેર શ્રીજી મહારાજ વિરાજમાન હતા અને ભક્તજનોને ઉપદેશ કરતા હતા તે વખતે રાત્રીએ સુંદરજીભાઈ શ્રીજીને દર્શને આવ્યા. તેમણે બહુ કીંમતવાળાં વસ્ત્ર તથા ભારે મૂલ્યવાળા દાગીના પહેરેલા હતા તેમજ મુછો, થોભા રાખેલા તથા અત્તરનો સુગંધ પણ ઘણો હતો. આ સઘળો ઠાઠ જોઇ શ્રીજીએ તેમની પરિક્ષા લેવાનો ઇરાદો કર્યો. સુંદરજીભાઈ દંડવત્ પ્રણામ કરીને પગે લાગ્યા ત્યારે શ્રીજી કહે કોણ આવ્યું? સુંદરજીભાઈ કહે, મહારાજ, આપનો દાસ. ત્યારે શ્રીજી બોલ્યા કે દાસ તો જેમ કહીએ તેમ કરે તે દાસ. ત્યારે તેમણે કહ્યું કે હું પણ જેમ આજ્ઞા આપો તેમ કરૂં. પછી શ્રીજીએ કહ્યું કે આ વસ્ત્ર ઘરેણાં ઉતારીને એક કોર મૂકો અને સાધુ થાઓ. ત્યારે તેમણે તેજ વખતે વસ્ત્ર, ઘરેણાં ઉતારીને એક કોર મૂક્યાં. અને શ્રીજીએ હાથમાં કાતર લઈ

ચોટલી, મુછ અને થોભા કાતરી નાખ્યાં, ભગવાં વસ્ત્ર પહે-રાવ્યાં અને ગોવિંદદાસ નામ પાડયું. પછી કહ્યું કે મુક્તાનંદ સ્વામીને પગે લાગવા જાઓ. તે વખતે મુક્તાનંદ સ્વામીનો ઉતારો બીજે ઘેર હતો, ત્યાં જઇ સ્વામીને પગે લાગ્યા. સ્વામી બોલ્યા કે આ શું કર્યું ? તમે ક્યારે આવ્યા અને ક્યારે સાધુ થયા ? એમ કહી ગોવિંદદાસનો હાથ ઝાલી મુક્તાનંદસ્વામી શ્રીજી પાસે આવ્યા અને કહ્યું કે હે મહારાજ, તમે આ ઠીક ન કર્યું. કેમકે તે ભુજથી ચાલ્યા ત્યારે ત્યાંના રાજાએ પોતાને આવવું પડે તેને બદલે તેમને ખાંડાના અધિપતિ કરી પાલખી આપીને મંગળ કાર્યને માટે મોકલ્યા છે, તેથી અત્યારે આમ કર્યું તે ઠીક નહિ. વળી કાઠીઆ-વાડમાં સુરાખાચર, સોમલોખાચર વિગેરેને પરમહંસ દીક્ષા આપી તેથી તે દેશમાં તો અમારો રોટલો ટળ્યો છે. તેમજ કચ્છ દેશમાં જગજીવન કારભારી સત્સંગનો દ્વેષી છે તેથી તે જાણશે તો વિપેશ ઉપાધી કરશે અને કચ્છ દેશમાં પણ અમારો રોટલો રહેશે નહિ. અને આ વાતની રાજાને ખબર પડશે તો તેને પણ ખોટું લાગશે જે મેં મારે ઠેકાણે મંગળ કાર્ય કરવા મોકલ્યા તેમાં વિઘ્ન કર્યું. માટે હે મહારાજ હવે તેમને આજ્ઞા આપો કે તેમનાં વસ્ત્ર, ઘરેણાં પહેરી વેળાસર ગોંડળ જઇને સૌ ભેળા થાય. એવાં મુક્તાનંદ સ્વામીનાં વચન સાંભળી શ્રીજીએ આજ્ઞા આપી તેથી વસ્ત્ર ઘરેણાં પહેરી લીધાં પણ ચોટલી, મૂછ અને થોભા

કાઢી નાખેલ તે ક્યાંથી લાવે. પછી જ્યારે તે ખાંડામાં આવ્યા ત્યારે તેમને જોઇ સર્વે લોકોએ પૂછ્યું કે મંગળીકમાં આ અમંગળીક શું કર્યું. ત્યારે સુંદરજીભાઇ બોલ્યા કે જે તિર્થે હું ગયો હતો ત્યાંના બ્રાહ્મણોએ કહ્યું કે વાળ ઉતરાવ્યા વિના તમારી માનતા નહિ પહોંચે. તેથી મેં દાઢી મૂછ અને શોભા કઢાવી નાખ્યા છે. આ પ્રમાણે કહી સર્વે જાનનાં માણુસોને શાન્તિ પમાડી ને પાછા ભૂજ ગયા. એવી રીતે જેને ભગવાન ને સંતનો મહાત્મ્ય જ્ઞાને સહિત નિશ્ચય હોય તે શું ન કરે. લોક લાજ વિગેરેનો ત્યાગ કરે તેમજ આ ભક્તે કર્યું



## ગામ સરધારના વાણીઆ ડોસાભાઇ

ડોસાભાઈ જ્ઞાતે વણીક હતા. તે ગામ સરધારમાં રહેતા હતા. તે રામાનંદ સ્વામીના ભક્ત હતા. તેમને જ્યારે શ્રીજી મહારાજના સ્વરૂપનો દઢ નિશ્ચય થયો ત્યારે તેમની પરિક્ષા લેવા શ્રીજીએ તેમનાં ઘર તથા ઘરનો તમામ સામાન તથા ભેંસ, ઘોડી વિગેરે વેચી નંખાવ્યાં. તેની કીંમતના જે રૂપીઆ આવ્યા તે ડોસાભાઈએ શ્રીજીની પાસે લાવીને મૂકયા ત્યારે શ્રીજીએ કહ્યું કે તમારા રૂપીઆ તમે લઇ જાઓ. અમારે જોઇતા નથી. તોપણ તેમણે ન લીધા. પછી શ્રીજીએ તે

રૂપીઆ કુવામાં નંખાવ્યા. છતાં ડોસાભાઇને મનમાં એવો સંકલ્પ પણ ન થયો જે આમ શા માટે કરતા હશે, એવા પરમ ભક્તરાજ હતા.

પછી શ્રીજી મહારાજ તે ડોસાભાઇને તેમના કુટુંબે સહિત ગામ બંધીયા તેડી ગયા. અને ત્યાંના દરબાર મુળુભાઇને કહીને તેમને રહેવા માટે ઘર વિગેરે સર્વે સમૃદ્ધિ અપાવી. તેથી તે ત્યાં રહ્યા.

એક સમયે શ્રીજીએ તેમનાં ડોશીને બોલાવીને કહ્યું કે તમારે ત્રણ દિકરા છે તેમાંથી એકને અમારી સેવામાં આપો ત્યારે ડોશી બોલ્યાં કે તમારી મરજીમાં આવે તેને રાખો. ઘરમાં બધા કુટુંબને નીભાવે એવા એક ડોસાભાઇ હતા તોપણ શ્રીજીએ ડોસાભાઇની માગણી કરી. ડોશીએ તરતજ હા પાડી. પણ તેમાં કાંઇ શંકા કરી નહિ.

ડોસાભાઇ શ્રીજીની પાસે સેવામાં રહ્યા. નિંદ્રામાં સૂતેલા ડોસાભાઇને શ્રીજીએ અર્ધીરાત્રીએ ઉઠાડયા અને કહ્યું કે તું તો વિમુખ છે. તેં રામાનંદ સ્વામીનું વચન લોપ્યું છે માટે તું કાશીની યાત્રા કરી આવ પછી હું મારી પાસે રાખીશ ડોસાભાઇ તરતજ કાશીને માર્ગે ચાલી નીકળ્યા.

શ્રીજીએ મુળુભાઇને કહ્યું કે તમે ધાર સુધી વળાવવા જાઓ. ત્યાંથી ડોસાભાઇને ચાલતા કરજો અને તમે ધાર ઉપર ઉભા રહેજો. મુળુભાઇ પણ સાથે ગયા તે ધાર સુધી

ભેળા ચાલ્ય.. પછી ડોસાભાઇને આગળ ચાલતા કરીને મુળુભાઈ તો ધાર ઉપરજ ઉભા રહ્યા. સાંજ પડી ત્યારે શ્રીજીએ પૂછયું કે મુળુભાઇ કેમ જણાતા નથી. ત્યારે હરિજને કહ્યું કે હે મહારાજ. એતો આપની આજ્ઞાથી ધાર ઉપર ઉભા થઈ રહ્યા છે. પછી શ્રીજીએ મુળુભાઇને બોલાવીને પૂછયું કે અત્યાર સુધી કેમ ઉભા હતા ? ત્યારે મુળુભાઇ કહે હે મહારાજ. તમે કહ્યું હતું કે ડોસાભાઇને ચાલતા કરજો ને તમે ધાર ઉપર ઉભા રહેજો. તેથી હું ઉભો રહ્યો હતો પણ જો પાછું આવવાનું કહ્યું હોત તો આવત. તે સાંભળી શ્રીજી પ્રસન્ન થઇ બોલ્યા કે ડોસાભાઇ મારા વચનનો વિશ્વાસ રાખી કાંઇ પણ શંકા ન કરતાં અર્ધીરાત્રીએ ચાલી નીકળ્યા તેમને તો ધન્ય છે પણ તમનેય ધન્ય છે જે ઉભા રહેવાનું કહ્યું ત્યારે ઉભાજ રહ્યા પણ પાછા ન આવ્યા. પછી માણસ મોકલીને ડોસાભાઇને પાછા બોલાવ્યા અને કહ્યું કે તમારી ડોશી જીવે ત્યાં સુધી તમે તેમની સેવા કરો. તમે ઘરમાં રહેશો તોપણ સાધુજ છો. એમ શ્રીજીની આજ્ઞાથી પાછા ઘરમાં રહ્યા.

એક સમયે બંધીઆ ગામમાં ઘણા લોકોએ શેરડીના વાડ કર્યા હતા. તે વરસમાં ગોળ ઘણો સારો થયો હતો. અને તમામ વાડના ગોળનું માપું ડોસાભાઇએ રાખ્યું હતું. તેવામાંત્યાંના ઢુંઢીઆ વાણીયા ગઢકે પોતાનાં સગાં વહાલાંને ઘેર

આવ્યા. એક દિવસ તેમને લઇને ગઢડાના વાણીયા દાદા ખાચરના દરબારમાં અક્ષર ઓરડીમાં શ્રીજીને દર્શને આવ્યા. ત્યારે શ્રીજીએ પુછયું કે શેઠીઆઓ કયાં રહેવું ? તેઓ કહે અમે બંધીયા ગામમાં રહીએ છીએ. ત્યારે શ્રીજી કહે ત્યાં ડોસાભાઇ અમારા સત્સંગી છે. તેને સંસાર તો અડયોજ નથી. તે તો અમારી આજ્ઞાએ કરીને ઘરમાં રહ્યા છે નહિતો સાધુજ છે. તે સાંભળી વાણીયા બોલ્યા કે અમે ગળા સુધી સંસારમાં બુડેલા છીએ અને તમારો સેવક ડોસાભાઇ ચોટલી સુધી બુડેલા છે. તમારા સત્સંગીનાં તમે વખાણુ કરો તેમાં કાંઇ નવાઇ નહિ. શ્રીજી કહે તે જો સાધુ થાય તો તમે સત્સંગી થશો ? ત્યારે તેમણે વિચાર કર્યો જે હાલ ગોળનો ઘણો સારો ભાવ ડોસાભાઇને આવશે તો તેવો લાભ મૂકીને તે સાધુ નહિ થાય માટે આપણે હા પાડો એમ વિચારી તેમણે કબુલ કર્યું કે જો તે સાધુ થાય તો અમે સત્સંગી થઇશું પછી શ્રીજીએ ભગુજીને ભગવાં વસ્ત્ર આપી બંધીએ મોકલ્યા અને કાગળ લખી આપ્યો જે આ ભગવાં વસ્ત્ર પહેરીને કાગળમાં લખવા મુજબ નામ ધારણ કરી ગઢડે આવવું. ભગુજીએ ચાલતી વખતે વાણીયાને કહ્યું કે તમારે મારી સાથે આવીને પરિક્ષા જોવી હોય તો ચાલો. તેથી વાણીયા પણ ભગુજીની સાથે ચાલ્યા. ડોસાભાઇ ગોળનો તોલ કરતા હતા તેવામાં ભગુજીને વેગળેથી આવતા દીઠા તેથી ગોળનો

તોલ થતો હતો ને ધારણુ બોલતા હતા તે પડયું મૂકીને તરતજ ભગુજીની સામા આવીને પગે લાગીને પૂછયું કે શ્રીજીની શી આજ્ઞા છે ? ત્યારે ભગુજીએ કહ્યું કે આ ભગવાં વસ્ત્ર ધારણુ કરો અને સાધુ થાઓ. ડોસાભાઇએ ત્યાંજ ભગવાં વસ્ત્ર ધારણુ કર્યાં અને સર્વે પાછા ગઢડે આવ્યા. ત્યારે શ્રીજીએ વાણીયાને કહ્યું કે જુઓ, આને સંસાર અડયો છે ? ત્યારે તેઓ કહે ના મહારાજ, અમે તો અજ્ઞાની જીવ છીએ. તેથી અમારા જેવાજ તેમને દેખતા, પણ એ તો મહા વૈરાગ્યવાન છે પછી શ્રીજીએ પૂછયું કે હવે તમારે સત્સંગી થવું છે ? ત્યારે તેઓ બોલ્યા કે ના મહારાજ, અમારાથી તો સત્સંગના નિયમ પાળી શકાય નહિ. એવી રીતે ડોસાભાઇની ફરીથી પરિક્ષા લીધી, અને પછી ધોળાં વસ્ત્ર પહેરાવી પાછા ઘેર મોકલ્યા અને આજ્ઞા કરી કે ડોશી જીવે ત્યાં સુધી તેમની સેવા કરો. તમે તો સદા સાધુજ છો. પછી શ્રીજીની આજ્ઞાથી ડોસાભાઇ પાછા બંધીએ આવીને રહ્યા. એવી રીતે જેને ભગવાન ને સંતનો મહાત્મ્ય જ્ઞાને સહિત નિશ્ચય હોય તે ભગવાનના વચનમાં ફેર પાડે નહિ ને જેમ કહે તેમ કરે.



## ગામ ગોળીડાના રાણા રાજગર.

કાઠીઆવાડમાં ગોળીડા ગામમાં ભીમ, વીસરામ, રાઘવ અને રાણો એ ચાર ભાઈઓ રહેતા હતા તે જ્ઞાતે રાજગર બ્રાહ્મણ હતા. તે શ્રીજી મહારાજના અનન્ય ભકત હતા. અને પ્રગટ ભગવાનના મહિમાના બળે કરીને બહુ શૂરવીર હતા એક સમયે તેમના ગામમાં કોઇક કુસગીને લેવા યમદૂતો આવ્યા. તેમને જોઇને ચારે ભાઇઓએ વિચાર્યું કે આપણે સ્વામિનારાયણના છીએ તો એ જીવને આપણા દેખતાં જમ લઇ જાય તે ઠીક નહિ માટે શ્રીજીનો પ્રતાપ અંતઃકરણમાં ધારીને તેમને પાછા વાળીએ. પછી તેમણે યમદુતોને પાછા જવાનું કહ્યું પણ યમદૂતોએ માન્યું નહિ ને સામા થયા. તેથી ભીમ તથા રાણો બંને જણે યમદૂતોને માર્યા. યમદૂતો તેમને પ્રગટ ભગવાનના ભક્ત અને શૂરવીર જાણીને પાછા ગયા આ પ્રમાણે શ્રીજીના પ્રતાપે યમદૂતોને પણ હઠાવ્યા એવા એ શૂરવીર ભક્ત હતા. વીસરામ ભક્ત સાધુ થયા હતા તેમનું નામ વિશ્વાત્માનંદ પાડયું હતું અને રાઘવ ભક્ત પણ સાધુ થયા હતા તેમનું નામ રાઘવાનંદ પાડયું હતું. ભીમ તથા રાણો ભક્ત પોતાની માની સેવા કરવા સારૂ ઘેર રહ્યા હતા.

કેટલાંક વરસ વીત્યા બાદ રાણા ભક્તનો જ્યારે અંત સમય આવ્યો ત્યારે પહેલાંથી સર્વેને કહેવરાવ્યું કે હું અક્ષરધામમાં જાઉં છું માટે મારી સાથે જેને આવવું હોય

તે ચાલો કારણ કે શ્રીજી મહારાજ સંત મંડળે સહિત વિમાન લઇને મને તેડવા આવ્યા છે. તે વાત સાંભળી બીજા કોઇએ તો ન માન્યું પણ પોતાની માતા તથા દિકરાએ કહ્યું કે અમે સાથે આવીશું. પછી શાણો ભક્ત દેહ ત્યાગ કરી માતાને તથા પુત્રને સાથે લઈ વિમાનમાં બેશી અક્ષરધામમાં ગયા. તે જોઇને ગામનાં સર્વ મનુષ્યો વિસ્મય પામ્યાં અને બોલ્યાં કે સ્વામિનારાયણ ભગવાન સાચા અને તેમના ભક્ત પણ સાચા નહિ તો આવો ચમત્કાર બીજે હોય નહિ.



## પરમ ભક્ત પ્રલ્હાદજી.

પ્રલ્હાદજી અસુરના કુળમાં ઉત્પન્ન થયા હતા, તે હીરણ્‍કશીપુના પુત્ર હતા. નારદ મુનીના અનુગ્રહથી પરમ ભક્ત થયા. તે બાલ્યાવસ્થાથીજ ભગવાનની ભક્તિ કરવા લાગ્યા અને બીજા અસુરના બાળકોને પણ ભક્તિનો ઉપદેશ કરવા લાગ્યા. હીરણ્યકશીપુને આ વાત ગમી નહિ તેથી તેણે પ્રલ્હાદજીને અનેક વિપત્તીઓ આપી છતાં વિષ્ણુની ભક્તિથી ચળાયમાન ન થયા. છેવટ તેમના રક્ષણ માટે ભગવાને સ્થંભમાંથી નૃસિંહજીરૂપે પ્રગટ થઈ હીરણ્યકશીપુને મારી પ્રલ્હાદજીની રક્ષા કરી. તે વખતે નૃસિંહજીનું મહા ભયંકર રૂપ જોઈને પ્રલ્હાદજી બોલ્યા કે હે મહારાજ, હું આ તમારા વિક્રાળ

સ્વરૂપથી નથી બીહીતો ને તમે જે મારી રક્ષા કરી તેને હું રક્ષા નથી માનતો ને તમે જ્યારે મારા ઇંદ્રિયોરૂપ શત્રુના ગણુથકી રક્ષા કરશો ત્યારે હું રક્ષા માનીશ.

એવી રીતે જે ભગવાનનો ભક્ત હોય તે દૈહિક રક્ષા ભગવાન કરે તેણે કરીને હર્ષ ન પામે ને રક્ષા ન કરે તેણે કરીને શોક ન કરે અને અલમસ્ત થકો ભગવાનને ભજે.



## ગામકઠલાલનાં રામબાઈ.

કઠલાલમાં રામબાઇ જ્ઞાતે બ્રાહ્મણ એકલાંજ સત્સંગી હતાં તે શ્રીજીનાં અનન્ય ભક્ત હતાં. એક સમયે પોતે કુવે પાણી ભરતાં હતાં તે વખતે શ્રીજી મહારાજ કાઠી સ્વારો સહિત માણકી ઘોડી ઉપર બેશીને તે ગામના સમીપમાં થઇને નીકળ્યા તે વાત જાણીને તરતજ તે બાઇ પાણીનો ઘડો ભરી સાથે લઇને ગામ બહાર શ્રીજીની પાસે આવી પગે લાગીને પ્રાર્થના કરી જે હે મહારાજ આજ તો આંહીજ રહો મારાથી જે બનશે તે સેવા કરીશ. તે સાંભળી શ્રીજીએ કહ્યું કે તમારો ભાવ ઘણોજ છે પણ મારે વડતાલ જવાની ઉતાવળ છે તેથી હાલ રહેવાશે નહિ. ત્યારે બાઇ બોલ્યાં કે હે મહારાજ આ પાણીના ઘડો ભરી લાવી છું તેમાં ચરણારવિંદ બોળો. શ્રીજીએ પુછ્યું તે

પાણીને શું કરશો ? બાઇ કહે આપનું ચરણામૃત હું પીઇશ અને બાકીનું ગામના કુવામાં નાખીશ, તેથી તે કુવાનું પાણી જે પીશે તે સત્સંગી થઇને તમારૂં ભજન કરશે. તે સાંભળી શ્રીજી બહુ રાજી થયા. અને સુરા ખાચર સોમલા ખાચર વિગેરે પાર્ષદો પણ રાજી થઇને બોલ્યા કે તમને ધન્ય છે. જે આવો શ્રીજીનો મહીમા સમજો છો. પછી શ્રીજીએ તે ઘડામાં ચરણાર્વિંદ બોળ્યું તેથી બહુજ રાજી થઇને શ્રીજીને પગે લાગી ગામમાં આવીને તે પાણી પોતે પીધું અને બાકીનું કુવામાં રેડયું તેથી તે કુવાનું પાણી પીનારાઓ જે ભાગમાં છે તે ભાગના લોકો અદ્યાપી સુધી સત્સંગી છે.

---

**મહાત્મ્યે સહિત નિશ્ચયવાળાની સમજણ.**

ભગવાનને વિષે **મહાત્મ્યે સહિત** નિષ્ઠાવાળો ભક્ત હોય તે તો એમ સમજે જે ગમે તેવો પાપી હોય ને અંત સમે જો તેને સ્વામિનારાયણ એવા નામનું ઉચ્ચારણ થાય તો તે સર્વ પાપ થકી છુટીને બ્રહ્મમહોલને વિષે નિવાસ કરે તો જે એ ભગવાનનો આશ્રિત હોય ને તે ભગવાનના ધામને પામે એમાં શો સંશય છે. એમ મહાત્મ્ય સમજે.

ગ. પ્ર. ૫૬.

જેને મહાત્મ્યે સહિત ભગવાનનો નિશ્ચય હોય તેને તો એમ સમજાય જે જે દિવસે ભગવાનનું દર્શન થયું તે

દિવસથીજ કલ્યાણ તો થઈ રહ્યું છે. અને જે જીવ ભાવે કરીને મારૂં દર્શન કરે તથા મારૂં વચન માને તેનું પણ કલ્યાણ થઈ જાય તો મારે કલ્યાણનો શો સંશય છે. હું તો કૃતાર્થ છું અને જે કાંઇ સાધન કરૂં છું તે તો ભગવાનની પ્રસન્નતાને અર્થે કરૂં છું એમ સમજે તેને ભગવાનનો **મહાત્મ્યે સહિત નિશ્ચય** જાણવો. ગ. પ્ર. ૭૨.

જેને પરિપૂર્ણ (મહાત્મ્યે સહિત) નિશ્ચય હોય તે તો એમ સમજે જે મુને તો ભગવાન મળ્યા તે દિવસથીજ મારૂં કલ્યાણ થઇ ચૂક્યું છે અને જે મારૂં દર્શન કરશે કે મારી વાર્તા સાંભળશે તે જીવ પણ સર્વ પાપથકી મુકાઇને પરમપદને પામશે. વર. ૧૨.

**પ્રત્યક્ષ ભગવાનને વિષે દિવ્ય સાકારપણાની નિષ્ઠાનાં લક્ષણ.**

જેણે પ્રથમ એવો દૃઢ નિશ્ચય કર્યો હોય જે જ્યારે આત્યંતિક પ્રલય થાય છે તેને અંતે પણ ભગવાન સાકાર છે. એવી દૃઢગ્રંથી હૃદયમાં પડી હોય ને પછી જો તેને તેજોમય અગ્નિપણું જે શાસ્ત્રમાં કહ્યું હોય તેનું શ્રવણ થાય તથા એવી વાર્તા કોઇથકી સાંભળે તોપણ તેને સંશય થાય નહિ કેમજ એતો એમ સમજ્યો છે જે ભગવાન તો સદા સાકારજ છે પણ નિરાકાર નથી. અને તેજ ભગવાન રામકૃષ્ણાદિક મૂર્તિઓને ધારણ કરે છે. એવી રીતે જેની દૃઢપણે સમજણ હોય તેની પરિપક્વ નિષ્ઠા જાણવી. પં. ૭.

જ્યારે બ્રહ્માંડનો પ્રલય થાય છે ત્યારે પ્રકૃતિનાં કાર્ય જે ચોવીસ તત્વ તે સર્વે પ્રકૃતિને વિષે લીન થઇ જાય છે અને તે પ્રકૃતિ પુરૂષ પણ અક્ષર બ્રહ્મના તેજમાં અદૃશ્ય થઈ જાય છે, અને પછી એકલું સચ્ચિદાનંદ ચિદઘન જે તેજ તે રહે છે. અને તે તેજને વિષે દિવ્યમૂર્તિ એવા જે ભગવાન પુરૂષોત્તમ વાસુદેવ તે અખંડ વિરાજમાન રહે છે. અને તેજ પોતે દિવ્ય મૂર્તિથકા જીવના કલ્યાણને અર્થે મનુષ્યાકૃતિએ કરીને પૃથ્વીને વિષે સર્વજનને નયન ગોચર થકા વિચરે છે. ત્યારે જે જગતમાં અણુસમજુ મૂર્ખ જીવ છે તે તે ભગવાનને માયિક ગુણે યુક્ત કહે છે. પણ એ માયિક ગુણે યુક્ત નથી એ તો સદા ગુણાતીત દિવ્ય મૂર્તિજ છે. અને તેનું તે જે ભગવાનનું સાકાર દિવ્ય સ્વરૂપ તેને જે વેદાંત શાસ્ત્ર છે તે નિર્ગુણ, અછેદ્ય, અભેદ્ય, સર્વ વ્યાપક એવી રીતે કરીને પ્રતિપાદન કરે છે તે જીવની બુદ્ધિમાંથી માયિકભાવ ટાળવાને અર્થે નિર્ગુણપણે કરીને પ્રતિપાદન કરે છે અને એ ભગવાનતો ઉત્પત્તિ સ્થિતિ ને પ્રલય એ સર્વ કાળને વિષે એક રૂપે કરીનેજ વિરાજમાન છે પણ માયિક પદાર્થની પેઠે વિકારને પામતા નથી સદા દિવ્ય રૂપે કરીને વિરાજમાન રહે છે એવી રીતે પ્રત્યક્ષ પુરૂષોત્તમને વિષે જે દૃઢ નિષ્ઠા........

**દૃઢ નિષ્ઠાની સિદ્ધ દશાનું લક્ષણ.**

અને એવી (પ્રત્યક્ષ પુરૂષોત્તમને વિષે સદા દિવ્ય સાકારપણાની) નિષ્ઠાને પામીને જે સિદ્ધ દશાને પામ્યો હોય તેની આવી દશા હોય જે પિંડ બ્રહ્માંડનો તથા પ્રકૃતિ પુરૂષનો પ્રલય થયા પછી અક્ષર ધામને વિષે જે ભગવાનની મૂર્તિ અખંડ વિરાજમાન રહે છે તે મૂર્તિને સ્થાવર, જંગમ સર્વ આકારને વિષે જ્યાં જ્યાં દૃષ્ટિ જાય ત્યાં ત્યાં સાક્ષાત્કાર દેખે ને એ મૂર્તિ વિના બીજું અણુ માત્ર પણ ભાસે નહિ એ સિદ્ધ દશાનું લક્ષણ છે. કા. ૭

**ભગવાનના દૃઢ નિશ્ચયનું ફળ.**

જે પ્રત્યક્ષ ભગવાનને વિષે દૃઢ નિષ્ઠા રાખે છે ને તેને દર્શને કરીનેજ પોતાને પરિપૂર્ણ માને છે ને બીજું કાંઇ નથી ઇચ્છતો તેને તો ભગવાન પોતે બળાત્કારે પોતાના ધામને વિષે જે પોતાનાં ઐશ્વર્ય છે ને પોતાની મૂર્તિઓ છે તેને દેખાડે છે. ગ. પ્ર. ૯

મોટપ તો પ્રત્યક્ષ ભગવાનના નિશ્ચયે કરીને તથા તે ભગવાનની આજ્ઞાને વિષે વર્તવે કરીને છે. ગ.પ્ર. ૩૧

એક તો ભગવાનનો વિશ્વાસ હોય જે આ મુને મલ્યા છે તે નિશ્ચયજ ભગવાન છે. તથા આસ્તિકપણું હોય તથા ભગવાનનાં જે ઐશ્વર્ય તેને જાણે જે આ ભગવાન છે તે બ્રહ્મમહોલ, ગોલોક, શ્વેતદ્વિપ એ આદિક સર્વે ધામના પાત છે તથા અનંત કોટી બ્રહ્માંડના પતિ છે તથા સર્વના

કર્તા છે. અને પુરૂષ, કાળ, કર્મ, માયા, ત્રણ ગુણ, ચોવીસ તત્ત્વ, બ્રહ્માદિક દેવ એ કોઇને આ બ્રહ્માંડના કર્તા જાણે નહિ એક ભગવાન પુરૂષોત્તમનેજ કર્તા જાણે અને સર્વના અંતર્યામી જાણે એવી રીતની સમજણે સોતો જે પ્રત્યક્ષ ભગવાનના સ્વરૂપને વિષે નિશ્ચય તેજ પરમેશ્વરને વિષે અસાધારણ સ્નેહનું કારણ છે. ગ. પ્ર. ૫૯

એવી રીતે (સદા સાકારને દિવ્ય પણાની) પ્રત્યક્ષ પુરૂષોત્તમને વિષે જે દૃઢ નિષ્ઠા તેને આત્યંતિક કલ્યાણ કહીએ. કા.૭

જેને ભગવાનના સ્વરૂપનો નિશ્ચય હોય તેને ભગવાનનો સંબંધ થયો કહેવાય માટે જેને જે સંઘાર્થે સંબંધ હોય તેના ગુણ તેમાં સહેજે આવે જેમ આપણાં નેત્ર છે તેને જ્યારે દિવા સંઘાથે સંબંધ થાય છે ત્યારે તે દિવાનો પ્રકાશ નેત્રમાં આવે છે તેણે કરીને નેત્ર આગળ અંધરૂં હોય તેનો નાશ થઇ જાય છે તેમ જેને ભગવાનના સ્વરૂપનો દૃઢ નિશ્ચયે કરીને સંબંધ થાય છે તેને વિષે ભગવાનના કલ્યાણકારી ગુણ આવે છે, પછી જેમ ભગવાન સર્વ પ્રકારે નિર્બંધ છે ને જે ચહાય તે કરવાને સમર્થ છે તેમ એ ભક્ત પણ અતિશય સમર્થ થાય છે ને નિર્બંધ થાય છે.

ગ. પ્ર. ૬૨

જેને ભગવાનનો નિશ્ચય હોય તેના હૈયામાં તો પ્રભુના કલ્યાણકારી ગુણ જરૂર આવે.

ગ. પ્ર. ૭૭

મહિમાયે સોતો જે ભગવાનનો નિશ્ચય તે જેને હૃદામાં દૃઢપણે થયો હોય તેને કાળ કર્મ માયા કોઈ બંધન કરવા સમર્થ નથી. ગ. પ્ર. ૬૩

ભગવાનના ભક્તને ભગવાનનો નિશ્ચય મહાત્મ્યે સહિત હોય ને સંતનું ને સત્સંગીનું મહાત્મ્ય ઘણું જાણતો હોય ને તે ભક્તનું જો કર્મ કઠણ હોય ને કાળ પણ કઠણ હોય તોપણ તે ભક્તનેએવી ભક્તિનું અતિશય બળ છે તે કાળ ને કર્મ એ બેય મળીને તેનું ભુંડું કરી શકતા નથી. ગ.પ્ર. ૭૨

પરિપકવ નિશ્ચયવાળાને કોઇક દિવસ કોઇક પ્રારબ્ધને યોગે કરીને કાંઇ વર્તવામાં ફેર પડી જાય તોય પણ તેનું અકલ્યાણ ન થાય ગ.પ્ર. ૬૩

જેને ભગવાનનો અચલ નિશ્ચય હોય તો તેને કોઇ રીતે ભગવાનને વિષે દોષ બુદ્ધિ આવે નહિ અને એવા મોટા જે ભગવાન તેના દાસનો મહિમા જ્યારે વિચારે ત્યારે ભગવાનના ભક્તનો પણ કોઇ રીતે અવગુણ આવે નહી.

ગ. પ્ર. ૭૮

ભગવાન સંબંધી તો એ સાધન છે જે આપત્કાળ હોય ને સર્વ જાય ને એક નિશ્ચય રહે તો **સર્વ સાધન આવે** લો. ૬

અને તે સ્વરૂપને (અક્ષરરૂપ તેજને વિષે પુરૂષોત્તમની મૂર્તિ રહી છે તે સ્વરૂપને) તમે પણ દેખો છો પણ તમારા સમજ્યામાં પરિપૂર્ણ આવતું નથી. (એવા મહાત્મ્યે સહિત દેખતા નથી. અથવા તે સ્વરૂપ પુરૂષોત્તમ નારાયણ છે. એમ જાણતા નથી.) અને જ્યારે એ વાર્તા જાણ્યામાં આવશે (પ્રત્યક્ષ દેખો છો તે પુરૂષોત્તમ નારાયણ છે એમ જાણશો) ત્યારે પંચ વિષય કે કામ ક્રોધાદિક સ્વભાવ તે જીત્યામાં પ્રયાસ થાશે નહિં. **સહેજે જીતાઈ જાશે.** ગ. મ. ૧૩

અને જેમ સ્ત્રીના ઉદરમાં ગર્ભ હોય પછી તેમાંથી પુત્રરૂપ ફળ ઉદય થાય છે તેમ જેને ભગવાનના સ્વરૂપનો નિશ્ચયરૂપ ગર્ભ હોય તેને ભગવાનનું જે **અક્ષરધામ** તે રૂપ ફળની **પ્રાપ્ત થાય છે.** ગ. મ. ૧૦

જે નિરૂત્થાનપણે ભગવાનનો નિશ્ચય એને અમે **તદાત્મકપણું** કહીએ છીએ અને એવું જે એ તદાત્મકપણું તે ભગવાનના એકાંતિક ભક્તના પ્રસંગે કરીને થાય છે પણ કેવળ સમાધીએ કરીને નથી થાતું. ને એવું જે એ તદાત્મક પણું તેનેજ **નિર્વિકલ્પ સમાધી** કહીએ છીએ ને એવી

જાતની જેને નિર્વિકલ્પ સમાધી થઇ હોય ત સંતનું સ્વરૂપ પણ નિર્ગુણ બ્રહ્મજ છે. ને એવા અડગ નિશ્ચયવાળા જે સંત તે નિવૃત્તિ માર્ગને વિષે વર્તે અથવા પ્રવૃત્તિ માર્ગને વિષે વર્તે તોપણ એનું નિર્ગુણજ સ્વરૂપ છે જેમ નારદ ને સનકાદિક એ સર્વ નિવૃત્તિ માર્ગને વિષે પ્રવર્ત્યા અને સપ્તરૂષિ તથા જનકાદિક રાજા એ સર્વ પ્રવૃત્તિ માર્ગને વિષે પ્રવર્ત્યા પણ એ સર્વને ભગવાનના નિશ્ચયે કરીને નિર્ગુણ જાણવા અને જેને ભગવાનના સ્વરૂપનો નિશ્ચય છે ને જો તેમાં થોડી ઘણી ખોટ રહી ગઇ હશે તો પણ તે ભુંડી ગતિને નહિ પામે તેતો અંતે જાતો નિર્ગુણપણાનેજ પામશે અને આવું જે ભગવાનના સ્વરૂપનું જ્ઞાન તે જેને થયું હોય ને તેને થોડી બુદ્ધિ હોય તોપણ એને મોટી બુદ્ધિવાળો જાણવો.

ગ. મ. ૧૪

જેને પ્રત્યક્ષ શ્રીકૃષ્ણ ભગવાનના સ્વરૂપનો દૃઢ નિશ્ચય થયો ને તેમાં કોઇ જાતનો કુતર્ક ન થાય તો તે પુરૂષનાં પ્રાણ લીન ન થયાં હોય તોપણ નિર્વિકલ્પ સમાધિ છે. ને પ્રાણ લીન થયાં હોય તોપણ નિર્વિકલ્પ સમાધિ છે.

વર. ૧

જેને ભગવાનના સ્વરૂપમાં કોઈ રીતનું ઉત્થાન નથી તેને નિર્વિકલ્પ સ્થિતિવાળો જાણવો અને જેને એવી

એકમતિ હોય તેને સ્થિતિ પ્રજ્ઞ જાણવો અને જે પુરૂષને ભગવાનને વિષે એવી દ્રઢમતિ છે તેને ભગવાન સર્વ પાપ થકી મુકાવે છે. ગ. મ. ૧૭

એ ત્રણવાનાં (નિયમ, નિશ્ચય ને પક્ષ) જેમાં પરીપુર્ણ હોય તે પાકો સત્સંગી કહેવાય.

ગ. મ. ૬૧

જેટલો જેને ભગવાનનો નિશ્ચય ને મહિમા સમજાય છે. તેને તેટલા ભુંડા ઘાટબંધ થઇ જાય છે ને જ્યારે ભગવાનનો નિશ્ચય યથાર્થ થાય છે ને યથાર્થ મહિમા સમજાય છે ત્યારે તેને ભુંડા ઘાટ માત્ર ટળી જાય છે.

ગ. અ. ૨૪

પુરૂષોત્તમ ભગવાન જીવુંનાં કલ્યાણને અર્થે પૃથ્વીને વિષે રામકૃષ્ણાદિક અવતારનું ધારણ કરે છે ત્યારે તે ભગવાનના સ્વરૂપનો જેને સત્સમાગમે કરીને દ્રઢ નિશ્ચય થાય તેનો જીવ બીજના ચંદ્રમાની પેઠે દિવસે દિવસે વૃદ્ધિ પામતો જાય છે. અને જેમ ચંદ્રમાને વિષે જેમ જેમ સૂર્યની કલા આવતી જાય તેમ તેમ તે ચંદ્રમા વૃદ્ધિને પામતો જાય છે તે જ્યારે પૂર્ણમાસિ આવે ત્યારે ચંદ્રમા સંપૂર્ણ થાય છે તેમ ભગવાનનો પરિપૂર્ણ નિશ્ચય થય મોર તો એ જીવ અમાવાસ્યાના ચંદ્રની પેઠે કલાએ રહિત

ખદ્યોત જેવો હોય પછી જેમ જેમ પરમેશ્વરના મહિમાએ સહિત નિશ્ચયને પામે છે તેમ તેમ વૃદ્ધિને પામીને પૂર્ણ-માસિના ચંદ્ર જેવો એ જીવાત્મા થાય છે. પછી એને ઇંદ્રિયો અંતઃકરણ નિશ્ચયમાંથી ડગાવવાને સમર્થ નથી થાતાં અને પરમેશ્વર ગમે તેવાં ચરિત્ર કરે તોપણ તેને કોઇ રીતે ભગવાનને વિષે દોષ ભાસતોજ નથી. એવા જેને મહિમાએ સહિત ભગવાનનો નિશ્ચય હોય તે ભક્ત નિર્ભય થઇ ચુકયો. વર. ૧૨

જેને ભગવાનનો ને સંતનો મહાત્મ્યજ્ઞાને સહિત નિશ્ચય હોય તે જરૂર બ્રહ્મ મહોલમાંજ પુગે. પણ બીજે કયાંઇ કોઇ ધામમાં ઓરો રહે નહિ. લો. ૩

## સિદ્ધિયું પરિપકવ નિશ્ચયવાળાનેજ આવે છે.

સિદ્ધિયું તો જેને પરિપકવ ભગવાનનો નિશ્ચય હોય તેનેજ આવે છે. ને બીજાને તો ઘણી દુર્લભ છે. અને એ સિદ્ધિયુંને પણ એ ભક્તની પરીક્ષા લેવા સારૂ ભગવાનજ પ્રેરે છે જે એને હું ઉપર ઘણું હેત છે કે સિદ્ધિયું ઉપર ઘણું હેત છે એવી રીતે ભગવાન પોતાના ભક્તની પરીક્ષા લિએ છે. પછી જો એ પાકો ભક્ત હોય ને ભગવાન વિના બીજું કાંઇ ન ઇચ્છે ને નિર્વાસનિક એવો એકાંતિક ભક્ત હોય તો ભગવાન પોતે તે ભક્તને વશ થઇ જાયછે.

ગ. પ્ર. ૬૧

## કેવો નિશ્ચય ટળી જાય છે.

જેને ભગવાનનો નિશ્ચય થઈને ટળી જાય છે તેને તો શાસ્ત્રના વચનની પ્રતીતિજ નથી એ તો કેવળ મનમુખીને નાસ્તિક છે. તે જો શાસ્ત્રના વચનની પ્રતીતિ હોય તો કોઇ કાળે પરમેશ્વરથી વિમુખ થાયજ નહિ. કાંજે શાસ્ત્રને વિષે તો પરમેશ્વરનું સમર્થપણું, અસમર્થપણું, કર્તાપણું, અકર્તાપણું, એવી અનંત જાતની વાત છે. અને શાસ્ત્રમાં તો અનંત જાતનાં ભગવાનનાં ચરિત્ર છે. માટે પરમેશ્વર ગમે તેવાં ચરિત્ર કરે પણ શાસ્ત્રથી બારણે હોય નહિ માટે શાસ્ત્ર વિના પોતાને મને કરીને જે નિશ્ચય કર્યો હોય તે ટળી જાય છે.

સા. ૧૩

## મહાત્મ્ય જાણ્યા છતાં નિશ્ચયમાંથી પડવાનાં કારણ

ભગવાનને તથા સંતને જેવા છે તેવા નિશ્ચયપણે જાણીને પણ કોઇનું અંતર પાછું પડી જાય છે. તેનું કારણ એ છે જે એણે ભગવાનનો નિશ્ચય કર્યો હતો ત્યારેજ એમાં કાચપ રહી ગઇ છે. તે શું તો કોઈકને સ્વાદે કરીને સારૂં સારૂં ખાવા જોઇતું હોય ને તેને ભગવાન તથા સંત તે ખોદે ત્યારે તેનું અંતર પાછું પડી જાય તથા કામનો ઘાટ રહી ગયો હોય ને તેને ખોદે તથા લોભ રહ્યો હોય ને તે લોભને મુકાવે ને કહે જે આ તારૂં ધન, માલ, ખેતર, વાડી તે કોઇકને આપી દે ત્યારે તે વચન પળે નહિ તેણે કરીને પાછો પડી જાય તથા માન હોય ને તે માનને

સંત તથા ભગવાન ખોદે ને અપમાન કરે ત્યારે તેણે કરીને પણ પાછો પડી જાય. એવી રીતે નિશ્ચય હોય ને જે જે પોતામાં અવગુણ રહી ગયો હોય તેણે કરીને પાછો પડી જાય છે. અને જેણે નિશ્ચય કર્યો હોય તે સમયમાંજ એ અવગુણને ટાળીનેજ કર્યો હોય તો તે પાછો પડે નહિ. અને એ અવગુણ હમણાં પણ જેમાં જેમાં હશે તે જો વિચારીને પોતાના અંતર સામું જુએ તો જણાઇ આવે જે આવી રીતને અંગે હું કાચો છું તે જો એમ મુંને પાળ્યાનું કહેશે તો હું વિમુખ થાઇશ એમ યથાર્થ જાણે.

ગ. છે. ૨૮

## નિશ્ચયમાં ડગમગાટ થવાનો ને ન થવાનો હેતુ.

સંતની ને ભગવાનની પ્રાપ્ત થઇ છે, તોપણ કોઇકને એમ ડગમગાટ રહે છે જે મારૂં કલ્યાણ થાશે કે નહિ થાય તેનું કારણ એ છે જે એ જીવને પૂર્વ જન્મને વિષે ભગવાન કે ભગવાનના સંતની પ્રાપ્તિ થઇ નથી. ને તેમની સેવા પણ તેણે કરી નથી. એને તો આ જન્મમાંજ નવો આદર છે. તે આગલા જન્મમાં ફળશે. અને જેને પૂર્વ જન્મમાં ભગવાનની કે ભગવાનના ભક્તની પ્રાપ્તિ થઇ હશે તથા તેમની સેવા કરી હશે તેને તો આ જન્મમાં ભગવાન કે ભગવાનના ભક્તમાંથી હેત મટેજ નહિ અને નિશ્ચયમાં પણ ડગમગાટ થાય નહિ અને કામ ક્રોધ લોભ સબંધી ઘાટ તો કદાચિત્ રહે પણ ભગવાનનો નિશ્ચય તો કોઇ રીતે મટે

નહિ તે કોઈકને વચને કરીને ન મટે એમાં શું કહેવું. એને તો જો પોતાનું મન ડગમગાટ કરાવે તોપણ ડગમગાટ થાય નહિ અને તેની દ્રઢતા તો જેવી નાથ ભક્તની છે. કે જેવી વિષ્ણુદાસની હતી કે જેવી હિમરાજસાની હતી કે જેવી કાશીદાસને છે કે જેવી ભાઇચંશેઠને હતી કે જેવી દામોદરને છે એવી દ્રઢતા હોય ત્યારે જાણવું જે આ પૂર્વજન્મનો ભગવાનનો ભક્ત છે. ગ. મ. ૫૯

## નિશ્ચયની દ્રઢતાવાળા ગ. મ. ૫૯ માં ગણાવેલા હરિભક્તોની વાર્તાઓ. :

## વડોદરાના નાથ ભક્ત.

વડોદરામાં નાથ ભક્ત રહેતા હતા. તે જ્ઞાતે પાટીદાર હતા. તે શ્રીજી મહારાજના એકાંતિક ભક્ત હતા. તેમનો વ્યવહાર સાધારણ સ્થિતિનો હતો. પોતે કસબી લુગડાં વણવાનું કામ કરતા હતા. તેમાં જે લુગડું સારૂં કિંમતદાર જણાય તે શ્રીજી મહારાજના ઉપયોગમાં આવે તો ઠીક એમ માની શ્રીમંત ગાયકવાડ સરકાર શ્રી સયાજીરાવ મહારાજાને તથા બીજા કોઈ સદ્‌ગૃહસ્થ હરિજનોને બતાવીને કહે કે આ લુગડું મહારાજ શ્રીને તમે આપો તો મારી મહેનતના પૈસા નહિ લઉં એમ કહીને શ્રીજી મહારાજને સારા પોષાક આપતા હતા.

એક સમયે નાથ ભકત વડોદરેથી ગઢડે શ્રીજી મહારાજનાં દર્શન કરવા ગયા હતા. તે પાંચ દિવસ રહી સમાગમ કરીને શ્રીજીની આજ્ઞા માગીને ઘેર જવાને રસ્તે ચાલ્યા. પછીથી એક હરિજનને શ્રીજીએ કહ્યું કે તમે નાથ ભકતને પાછા બોલાવો તેથી તે હરિજન નાથ ભકતની કેડે ચાલ્યા. ચાલતાં ચાલતાં વડોદરાના વિશ્વામિત્રી નદીના પૂલ ઉપર નાથ ભકત ભેળા થયા. ત્યાંથી નાથ ભકતનું ઘર ઘણું નજીક હતું તોપણ જ્યારે તે હરિભકતે કહ્યું કે તમને મહારાજે બોલાવ્યા છે. ત્યારે નાથ ભકત તો પોતાને ઘેર પણ ન ગયા. તેમ કોઇને સંદેશો પણ કહ્યો નહિ, ને ત્યાંથી પાછા વળીને ગઢડે શ્રીજી મહારાજ પાસે આવ્યા; ને પગે લાગીને પૂછયું કે શી આજ્ઞા છે ? ત્યારે શ્રીજીએ પૂછયું કે તમે કયાંથી પાછા વળ્યા ? ત્યારે નાથ ભકતે કહ્યુ કે વિશ્વામિત્રિના પૂલ ઉપરથી. ત્યારે શ્રીજીએ પૂછયું કે તમે ઘેર ગયા હતા ! તો કહે જે ના. ત્યારે વળી શ્રીજીએ પૂછયુ કે કોઇની સાથે સંદેશો કહેવરાવ્યો ? તો કહે જે ના મારા મનમાં એમ થયું જે ભગવાન બોલાવે છે તેમાં બીજા ગોઢાવાળવા શા માટે ખોટી થાવું, તેથી એમને એમ તરતજ ત્યાંથી પાછો વળી આપની પાસે આવ્યો છું. ત્યારે શ્રીજી મહારાજે કહ્યું કે નાથ ભક્તની નિષ્ઠાને ધન્ય છે. પછી બોલાવવા જનાર હરિભક્તને પૂછયું કે તમે ઠેઠ ત્યાંસુધી ગયા ત્યારે પાછા

કેમ ન આવ્યા ? ત્યારે તે હરિજન બોલ્યા જે પોતાના દેહના કામ માટે આખો દિવસ ધોડા કરીએ છીએ. તો આતો લેખાનું છે. એમ જાણી ત્યાં સુધી ગયો. જો આપે એમ આજ્ઞા કરી હોત જે ન મળે તો પાછું આવવું, તો એમ કરત. પણ આપે તો નાથ ભક્તને બોલાવીને આવવા કહ્યું તેથી ત્યાં સુધી ગયો તે સાંભળી શ્રીજી બોલ્યા કે તમારી નિષ્ઠાને પણ ધન્ય છે. એવી રીતે શ્રીજીની આજ્ઞાથી ગઢડે આવીને થોડા દિવસ રહીને પાછા શ્રીજીની આજ્ઞાથી ઘેર ગયા.

નાથ ભક્તને શ્રીજી મહારાજને વિષે જેવી નિષ્ઠા હતી તેવીજ નિષ્ઠા જે પોતાનો સમાગમ કરે તેને પણ કરાવવી એવા આગ્રહવાળા હતા. તેમની જ્ઞાતીના એક પ્રભુદાસ નામે હરિભક્ત વડોદરામાં રહેતા હતા. તેમનો એકજ દીકરો સોળ વરસની ઉમરનો હતો તેના દેહનો અંતકાળ આવ્યો. તે વખતે શ્રીજી મહારાજ સંત મંડળે સહિત ધોળા હાથીનોરથ લઈને આવ્યા. અને તેને પોતાના ધામમાં તેડી ગયા. તેવું આખી પોળને દર્શન થયું. પછી તે દીકરાના દેહને આગ્ન સંસ્કાર કરવા જ્યારે સ્મશાનમાં ગયા ત્યારે ત્યાં કેટલાક કુસંગી લોકો કહેવા લાગ્યા જે હે પ્રભુદાસ, તમને સત્સંગ સદતો નથી. અને નાથ ભક્તના કહેવાથી સત્સંગ કર્યો તો તમારો જુવાન દીકરો મરી ગયો. માટે હવે કંઠી તોડો. ત્યારે તેણે કંઠી તોડીને ચિતામાં નાંખી. પછી ગયાજી જઈને શ્રાદ્ધ

કરીને ત્યાં કેટલુંક દ્રવ્ય વાપર્યું. ત્યાંથી ઘેર આવ્યા પછી તેને નાથ ભક્તે ઘણી રીતે સમજાવ્યા ને સત્સંગ ધારણ કરવાનું કહ્યું. ત્યારે પ્રભુદાસે પૂછ્યું કે હું તમારી સાથે ગઢડે આવું તો શ્રીજી મહારાજ મારા દીકરાને દેખાડશે ? ત્યારે કહેજે હા. પછી નાથ ભક્ત તથા પ્રભુદાસ અને તેમની સ્ત્રી એ ત્રણે ગઢડે આવ્યાં તે વખતે શ્રીજી સભા કરીને વિરાજમાન હતા. ત્યારે તે ત્રણે હરિજનને જોઈ શ્રીજી બોલ્યા કે નાથ ભક્ત આવ્યા ? ત્યારે તે કહે જે હા મહારાજ પછી શ્રીજીએ પૂછ્યું કે પ્રભુદાસ સાથે કેવા ? અમે સાંભળ્યું છે કે પ્રભુદાસનો દીકરો દેહ મૂકી ગયો તે બહુ ખોટું થયું. ત્યારે પ્રભુદાસ બોલ્યા જે મારા દીકરાને તો તમેજ માર્યો છે. વડોદરા શહેરમાં ક્યાં બીજાં માણસોની ખોટ હતી કે ઘોળા હાથીનો રથ લઈને આવ્યા. ને આખી પોળમાં દર્શન આપીને છોકરાને તેડી ગયા. માટે હવે તો અમે સત્સંગ પડતો મૂક્યા છે અને કંઠી તોડી નાંખી છે.. પણ આ નાથ ભક્ત મારી કેડે બહુ લાગ્યા ને ગઢડે આવવાનો બહુજ આગ્રહ કર્યો તેથી ઠરાવ કરીને અમને બેઉને સાથે તેડી લાવ્યા છે. ત્યારે શ્રીજી કહે કે ઠીક તમારે તમારા દીકરાને જોવો છે ? ત્યારે કહ્યું જે હા. પછી શ્રીજીએ હળવદના રહીશ શાસ્ત્રી લક્ષ્મીરામ દેરાહરીને બોલાવીને કહ્યું કે તમે આ હરિભક્તને ઉન્મત્ત ગંગામાં પુરૂષોત્તમ ઘાટ છે ત્યાં જઈને

શ્રાદ્ધ કરાવો. તેથી તે બ્રાહ્મણે ખળખળીએ જઇને શ્રાદ્ધ કરાવ્યું. અને પ્રભુદાસે પિંડદાન આપ્યું તે વખતે તેને દીકરે પ્રત્યક્ષ ખળખળીઆમાં ઉભો રહીને પોતાના હાથે પીંડદાન લીધું તે જોઇ પ્રભુદાસ તથા તેની સ્ત્રી તો છોકરાને વળગી પડયાં ને ચુંબન કરવા મંડયાં. તે જોઇને શ્રાદ્ધ કરાવનાર બ્રાહ્મણે તેમને ઘણા સાદ કર્યા તોપણ તે બંને જણ ન આવ્યાં ત્યારે શ્રાદ્ધનો સામાન લઈ તે બ્રાહ્મણ શ્રીજી પાસે આવ્યા. ને બધી હકીકત કહી દેખાડી પછી શ્રીજીની આજ્ઞાથી તે બ્રાહ્મણ પોતાને ઘેર ગયા. અને થોડી વાર પછી પ્રભુદાસ તથા તેની સ્ત્રી બંને જણાં છોકરાને ન દેખવાથી ખળખળીએથી દરબારમાં આવ્યાં ત્યારે શ્રીજીએ પૂછયું કે કેમ, તમારો દીકરો દેખ્યો? ત્યારે કહે હા મહારાજ દેખ્યો, પણ તે અમારી સાથે બોલ્યો નથી. માટે તે બોલે ને વાતો કરે તો ઠીક પછી શ્રીજી બોલ્યા કે આજ રાત્રીએ તમે બેઉ જણ વાસુદેવનારાયણના ઓરડામાં બેસજો ને તમારો દીકરો તમારી સાથે વાતો કરશે. એમ કહેવાથી રાત્રીએ તે બંને જણ ઓરડામાં બેઠાં. તે વખતે મહા તેજામય દીવ્ય દેહે તે દીકરાએ આવી જેમ ચીત્રકેતુ રાજાને તેના દીકરાએ જ્ઞાન આપ્યું હતું તેમજ પોતાના માતા પિતાને જ્ઞાન આપ્યું જે આ જીવ તો અનેક યોનિમાં અનંત વખત જન્મ્યો છે ને મર્યો છે. કેટલીક વાર તમે મારા દીકરા થયા હશો તો અત્યારે હું તમારો

દીકરો થયો છું. પણ સત્સંગ કરવાથી ને શ્રીજીની ઉપાસનાથી મારા પંચ ભૌક્તિક દેહનો ત્યાગ કરાવી શ્રીજી પોતે તેડવા આવ્યા એવાં બીજા કોનાં ભાગ્ય હોય ! માટે હવે સત્સંગની ખરી દ્રઢતા કરજો. એમ કહીને અદ્રશ્ય થયો પછી પ્રભુદાસે શ્રીજી પાસે ફરીથી વર્તમાન ધારણ કર્યાં ને ઘેર આવ્યા.

છ માસ થયા ત્યારે તેની સ્ત્રી મરી ગઈ. તેને સ્મશાનમાં અગ્નિ સસ્કાર કરવા ગયા ત્યારે વળી કુસંગી લોકો બોલ્યા કે હે પ્રભુદાસ, તમને સત્સંગ સદતો નથી, કારણ કે પહેલી વાર છોકરો મરી ગયો ને બીજીવાર સ્ત્રી મરી ગઇ. માટે સત્સંગનો ત્યાગ કરો ને કંઠી તોડો. ત્યારે પ્રભુદાસ બોલ્યા જે એ તો આ લોકનો ધર્મ છે, તે મરે. પણ હવે કંઠી તો માથા સાટે છે. આ પ્રમાણે નાથ ભક્તના સમાગમથી પ્રભુદાસને અનન્ય નિષ્ઠા થઇ.

નાથ ભક્તને એકજ દીકરો સોળ વરસની ઉમરનો અને ઘરનો તમામ વ્યવહાર ચલાવે તેવો હતો. તેનું નામ પણ પ્રભુદાસ હતું. તે દેહ મૂકીને શ્રીજીના ધામમાં ગયો. તોપણ નાથ ભક્તને કાંઇ શોક થયો નહિ. ને રાજી થઇને ગામમાં સાકર વહેંચી ત્યારે સહુ કહેવા લાગ્યા કે આ શું કરો છો ? ત્યારે બોલ્યા જે માગેલું ઘરેણું હોય તે જેમ તેનો ધણી પાછું લે તેમજ પ્રભુનો આપેલો પ્રભુદાસ હતો

તે પ્રભુએ સેવામાં ખેચી લીધો તેમાં શું ખોટું થયું ? વળી મારૂં જે સારૂં દ્રવ્ય હતું તે આગળ ગયું ને મારે પણ પરમેશ્વરની ભક્તિ કરીને અંતે ભગવાનના ધામને પામવું છે. એવા દ્રઢ નિષ્ઠાવાળા એ નાથ ભક્ત હતા. તેમના ઉપર શ્રીજી મહારાજ તથા મુક્તાનંદ સ્વામી વિગેરે સર્વે સંતો ઘણાજ પ્રસન્ન હતા.

## ડભાણવાળા વિષ્ણુદાસ

વિષ્ણુદાસ ડભાણ ગામમાં રહેતા હતા. તે જ્ઞાતે પાટીદાર હતા. અને શ્રીજી મહારાજના પરમ એકાંતિક ભક્ત હતા. શ્રીજી મહારાજે ડભાણમાં જે જે મોટા મોટા યજ્ઞો કર્યા તે સર્વે વિષ્ણુદાસના નામથી કરાવતા. ને શ્રીજી મહારાજ ગમે તે સ્થાનકે હોય તોપણ વિષ્ણુદાસ ઘેર બેઠાં દેખતા હતા. અને શ્રીજીને વિષે તથા શ્રીજીના ભક્તને વિષે કેવળ દિવ્ય ભાવનીજ દ્રષ્ટિવાળા હતા અને એવી ઉત્તમ નિષ્ઠાવાળા હતા કે જેથી શ્રીજી મહારાજ તેમના ઉપર ઘણાજ પ્રસન્ન હતા. જેથી શ્રીજી મહારાજે તેમનાં ઘણાં વખાણ કરેલાં છે.

## સુંદરીયાણાના હિમરાજશાહ

ભાલ દેશમાં સુંદરીયાણા ગામમાં હિમરાજશાહ નામે વીસા મોઢ વાણીઆ હતા. તે વલ્લભ કુળના આશ્રિત હતા

અને વૈષ્ણવોમાં અગ્રેસર હતા. તેમને ચાર પુત્રો હતા તેમાં વનાશાહ નામે મોટા પુત્ર સત્સંગી થયા હતા. તે જ્યારે ગઢડે શ્રીજીનાં દર્શન કરી ઘેર આવે ત્યારે પોતાના પિતાને કહે જે શ્રીજી મ્હારાજે તથા મુકતાનંદ સ્વામીએ ને ગોપાળાનંદ સ્વામીએ તમને જય નારાયણ કહ્યા છે. ત્યારે શેઠ કહે કે સ્વામી તો એક વિઠ્ઠલનાથજીનેજ કહેવાય, બીજાને ન કહેવાય, બીજાને તો સાધુ કહેવાય પણ સ્વામી ન કહેવાય.

એક સમયે ગોપાળાનંદ સ્વામી મુંદરીયાણે પધાર્યા ત્યારે વનાશાહે પોતાના પિતાને પૂછયું કે ગોપાળાનંદ સ્વામીની નાડી જોવા તમે મંદીરમાં આવશો ? તે રાજવૈદ્ય હતા ને સાધુ સંત ઉપર ભાવ રાખી પરોપકાર બુદ્ધિથી સેવા કરવામાં રૂચીવાળા હતા તેથી તેમણે હા પાડી. પછી તે મંદીરમાં આવી ઠાકોરજીને પગે લાગીને હાથ જોડી સ્વામી પાસે બેઠા. સ્વામીએ નાડી જોવરાવવા માટે તેમના હાથમાં કાંડું આપ્યું. શેઠે હાથની નાડી જોઇ પણ કયાંઇ નાડી બીલકુલ જોવામાંજ આવી નહિ, તેમજ શરીરના જે જે ભાગોમાં નાડીઓ રહેલી છે તે તપાસ કરતાં કોઇ ઠેકાણે નાડી જોવામાં ન આવી તેથી વિસ્મય પામી શેઠે વિચાર કર્યો જે આ મનુષ્ય નથી પણ કોઈ ઇશ્વરાવતાર છે પછી પ્રણામ કરીને બોલ્યા કે વિઠ્ઠલનાથજી સ્વામી જેવા તો આ

ગોપાલાનંદ સ્વામી છે ને સ્વામિનારાયણ તો સાક્ષાત ભગવાન છે- પછી શ્રીજીના સ્વરૂપનો દ્દઢ નિશ્ચય કરી સત્સંગી થયા.

હિમરાજશાહ જ્યારે સત્સંગી થયા ત્યારે તે વાત જાણીને તેમના સંબંધીઓ સહન કરી શકયા નહિ. અને બોલ્યા કે આપણે તો શ્રી વલ્લભકુળના ઉપાસક વૈષ્ણવો કહેવાઇએ. તે વલ્લભકુળમાં શું ઓછું છે. જેથી નવા ધર્મમાં પેઠા. ત્યારે કહે કે એને નવો ધર્મ કેમ કહેવાય? એ ધર્મતો અનાદિ છે. ને સો શાસ્ત્રની મર્યાદા પ્રમાણે ચાલે છે. તે જોઇને મેં સત્સંગ ધારણ કર્યો છે. તેવું સાંભળીને બધા સંબંધીઓએ સોગન ખાઇને ઠરાવ કર્યો કે આજથી તેમને જ્ઞાતિ બહાર કરવા ને તેમની સાથે કોઇપણ જાતનો વ્યવહાર રાખવો નહિ. હિમરાજશાહને જ્ઞાતિ બહાર કર્યા તેને છ વરસ વીત્યાં તોપણ જ્ઞાતિના લોકોએ દ્વેશ મૂકયો નહિ. ને તેવામાં હિમરાજશાહ દેહ ત્યાગ કરી શ્રીજીના ધામમાં ગયા. પછી તેમના કાર્ય ઉપર તેમના પુત્રોએ જ્ઞાતિના લોકોને તેડયા નહિ. અને વનાશાહ તથા પુંજાશાહ એ બે ભાઈઓ ગઢડે આવ્યા. ને શ્રીજી મહારાજને પગે લાગીને પ્રાર્થના કરી જે હે મહારાજ તમે અમારે ત્યાં પધારો પછી શ્રીજી મહારાજ અયોધ્યાવાસી તથા સર્વ સંત મંડળ

સહિત સુંદરીયાણે પધાર્યા. વનાશાહ તથા પુંજાશાહ વિગેરેએ ગાજતે વાજતે સામા આવીને ઘણી ધામધુમથી પોતાને ઘેર પધરાવ્યા. ને જેમ ઘટે તેમ સૌને ઉતારા આપ્યા. ને નિત્યે પ્રેમપૂર્વક નવી નવી રસોઇઓ કરાવીને જમાડયા. અને શ્રીજી પણ સંતની પંક્તિઓમાં ફરીને પીરસે અને નિત્ય સભામાં પ્રશ્ન ઉત્તર થાય ને સંત મંડળ રાસલીલા પૂર્વક કીર્તનો ગાય. એમ કરતાં કેટલાક દિવસ વિત્યાબાદ વસંત પંચમીના ઉત્સવનો દિવસ આવ્યો. તે દિવસે ગામથી બહાર હાલ-માં જ્યાં "સાબુડી" નામે કુવો છે, અને વેદિકા છે, ત્યાંસાધુ હરિભકતો સાથે બહુવાર સુધી રંગ ક્રીડા કરી પછી ગામમાં ઉતારે આવીને તે રંગથી ભીંજાએલાં વસ્ત્રો વનાશાહ વિગેરે ભાઇઓને આપ્યાં. ને સ્નાન કરી સર્વને આનંદ આપીને સુંદરીયાણેથી ભેંસજાળ નાગડકા બોટાદ થઇ પાછા શ્રી ગઢડે પધાર્યા.

આ પ્રમાણે હિમરાજશાહ તથા તેમના પુત્રોએ પોતાની જ્ઞાતિનો ઉપદ્રવ સહન કરીને સત્સંગ રાખ્યો. અને નિષ્કપટ ભાવથી શ્રીજીને પ્રસન્ન કર્યા. શ્રીજીનો અનુગ્રહ ને વરદાન થવાથી જ્ઞાતિ બહાર છતાં પણ દીકરા દીકરી પરણાવવાનો વ્યવહાર ચાલુ છે.



## બોચાસણવાળા કાશીદાસ.

ગુજરાત દેશમાં બોચાસણ ગામમાં કાશીદાસ નામે પાટીદાર હતા. તેમને સંત સમાગમથી સ્વામિનારાયણ ભગવાન છે. એવો નિશ્ચય થયો. પછી પોતાના સર્વ સંબંધીઓ વિગેરે એકસો માણુસનો સંઘ લઇ શ્રીજી મહારાજનાં દર્શન કરવા સારૂ ઘેરથી ચાલી ગામ લોયે આવ્યા. તે સમયે શ્રીજી પોતે ભક્તિનો મહિમા બતાવવા માટે રીંગણાનાં શાક કરતા હતા. તેથી શ્રીજીની મૂર્તિ તથા પહેરેલાં વસ્ત્રો હળદરથી પીળાં રંગવાળાં થયેલાં હતાં તે જોઇ કાશીદાસને વિચાર થયો કે આમને ભગવાન કેમ કહેવાય મારેતો બિષ્ફળ આંટો થયો આ કરતાં ન આવ્યા હોત તો ઠીક હતું. એવો વિચાર કરે છે તેવામાં શ્રીજી સભા કરી વિરાજમાન થયા ને કાશીદાસને બોલાવીને વાત કરી જે કોઇક માણુસ ઘેરથી દુઃખ સહન કરીને કાશીની યાત્રાએ ગયો હોય ને ત્યાં ગંગાજીનું ડોળાએલું પાણી જોઇને તેમાં સ્નાન ન કરે ને પાણી પીએ નહિ અને ખાલી પાછો ઘેર આવે તેને કેવો જાણવો ? તે સાંભળી કાશીદાસને વિચાર થયો જે આ સ્વામિનારાયણ સાક્ષાત્ ભગવાન છે. તેથી મારો સંકલ્પ જાણીને મારો સશય દૂર કરવા માટે પરોક્ષ દૃષ્ટાંત આપીને વાત કરી. આટલી વાત મેં ન સાંભળી હોત તો હું મોટો મૂર્ખ ગણાત. પછી ત્યાં પાંચ દિવસ રહીને શ્રીજીનો

સમાગમ કરી તે ઘેર ગયા. ને ત્યાં પોતના પિતાને તથા સર્વ સબંધીઓને શ્રીજીના સ્વરૂપનો દૃઢ નિશ્ચય કરાવ્યો.

કાશીદાસને ઘણુંજ કરજ થયું ને લેણાવાળાઓએ ફરીયાદ કરી તેથી કાશીદાસને કોર્ટમાં બોલાવ્યા. ત્યારે કાશીદાસે કહ્યું જે તે સદ્‌ગૃહસ્થો પાસેથી મેં રૂપીઆ લીધા છે ને તેમનું લેણું સાચું છે. માટે તેઓના રૂપીઆ ન આપવા એવી મારી દાનત નથી પણ અત્યારે ઘરમાં એકે રૂપીઓ નથી. તે સાંભળી કોર્ટે હુકમ કર્યો કે લેણદારોને તમે પુરેપુરા રૂપીઆ આપીદ્યો ને જો ન આપો તો છ માસ સુધી કેદ ભોગવો. એવો હુકમ થવાથી કાશીદાસના પગમાં લોઢાની બેડીઓ પહેરાવી તુરંગમાં લઈ ગયા. પછી કાશીદાસે કહ્યું કે હું કયાંઇ નાશી જાઉં તેવો નથી. માટે મને નદીમાં નહાવાની રજા આપો તો ઠીક. તેથી તેમને નહાવાજવાની રજા આપી. એક દિવસે નહાવા ગયા. ને સાથે પહેરાવાળા સિપાઇઓ આવેલા તે કાંઠે ઉભા હતા. અને કાશીદાસ નદીમાં પડયા અને સહાયતા માટે શ્રીજીને પ્રાર્થના કરી. શ્રીજી મહારાજે પ્રત્યક્ષ દર્શન આપીને કહ્યું કે મારી કેડે ચાલો. તેથી કાશીદાસ શ્રીજીની પાછળ ચાલ્યા. ને પગમાં થી બેડીઓ તેની મેળેજ તુટી ગઈ ને ગઢડે ગયા. સિપાઈઓ દેખરેખ માટે કાંઠે ઉભેલા હતા તેમણે ઘણી વાટ જોઈ પણ કાશીદાસ પાણીમાંથી બહાર ન નીકળ્યા તેથી પાણીમાં

તપાસ કરાવી પણ તેનો પત્તો લાગ્યો નહિ. તેમ બેડી પણ ક્યાંઇ પડી રહેલી જોવામાં આવી નહિ. તેથી સિપાઇઓએ આવીને પોતાના ઉપરીને બધી વાત જેમ બની તેમ કહી દેખાડી. તે સાંભળી તેમનો ઉપરી વિગેરે સૌ આશ્ચર્ય પામ્યા અને વિચાર કર્યો કે કાશીદાસ પરમભક્તરાજછે તેથી તેમનાઇષ્ટદેવ શ્રી સ્વામિનારાયણ ભગવાને તેમની સહાય કરીને જરૂર પોતાની પાસે તેડી ગયા હશે. એમ ધારીને તેનો આગળ તપાસ કરવો બંધ રાખ્યો.

કાશીદાસને ગઢડે છ માસ થયા એટલે શ્રીજીએ કહ્યું કે તમે ગઢડામાં ઘણું રહ્યા અને સમાગમ કર્યો માટે હવે તમારે ઘેર જાઓ. ત્યારે કાશીદાસ બોલ્યા કે હે મહારાજ હું ઘેર જઇશ પણ મારા લેણદારો મારી ઉપર ફરીયાદી કરશે અને સુખ આવવા દેશે નહિ. ત્યારે શ્રીજીએ કહ્યું કે હું તમારી સાથેજ છું. તમે કોઈ પણ પ્રકારની ચિંતા કરશો નહિ. પછી કાશીદાસ પોતાને ઘેર આવ્યા ને થોડા દિવસ થયા એટલે પાછી લેણદારોએ ફરિયાદી કરી તેથી કાશીદાસને કોર્ટમાં બોલાવ્યા. ને પૂછ્યું ત્યારે તેણે પોતાની તમામ હકીકત કહી દેખાડી. તે સાંભળી કોર્ટ તરફથી એવું કહેવામાં આવ્યું કે કાશીદાસતો છ માસની કેદ ભોગવી રહ્યા. હવે તેને માથે કેદનો સંબંધ લાગશે નહિ. કારણ કે તેનો પંચ ભૂતનો દેહને પગમાં લોઢાની બેડીઓ નાંખેલી છતાં ગઢડે ગયા. ને તે બેડીઓનો પત્તો નથી તો તેનો

દેહ પણ તે નથી. અને જો તેજ દેહ હોય તો ગઢડે કેમ જવાય ? માટે તેમના ઇષ્ટદેવ શ્રી સ્વામિનારાયણ ભગવાને તેમની ખરી ભક્તિ જોઇને સહાય કરેલી છે. માટે હવે કાશીદાસ નિર્દોષ છે.

કાશીદાસની ઉપર કહેલી હકીકત જાણીને કોર્ટના અમલદારો તથા જે જે લેણદારો હતા તે તમામને સ્વામિનારાયણ ભગવાન છે તેવી દઢ નિષ્ઠા થઇ, ને સર્વે સત્સંગી થયા. અને લેણદારોએ કાશીદાસને કહ્યું કે અમારા તમારી પાસે જે લેણા રૂપીઆ છે. તે તમનેજ અમે અર્પણ કયા છે એમ માનો, અને તે સંબંધમાં અમારાથી જે કાંઇ અપરાધો થયેલા છે તે ક્ષમા કરો, અને તમારા જેવી અમોને પણ સ્વામિનારાયણ ભગવાનમાં નિષ્ઠા થાય તેવો આશીર્વાદ આપો. કાશીદાસે સૌનું શ્રેય થાઓ એમ ભગવાનને પ્રાર્થના કરી પછી સૌ પોત પોતાને ઘેર ગયા.



## સુરત વાળા શેઠ ભાઇચંદભાઈ

ભાઈચંદભાઇ સુરતમાં રહેતા હતા. તે જ્ઞાતે વાણીઆ હતા. ને શ્રીજી મહારાજના એકાંતિક ભક્ત હતા. તે ત્રણે અવસ્થાઓમાં શ્રીજીને પ્રત્યક્ષ દેખતા હતા. તથા જ્યાં જ્યાં શ્રીજી મહારાજ ઉચ્છવ સમૈયા કરે ત્યા ત્યાં સંઘ લઇને જતા હતા.

એક સમયે સુરતના કોટવાળ અરદેશર શેઠ જે જ્ઞાતે પારસી હતા. ને ભાઈચંદભાઇના મિત્ર હતા તેમણે ભાઇ-ચંદભાઇને પૂછ્યું જે સ્મરણ માત્રમાં તત્કાળ સ્હાય કરે એવા ભગવાન હાલ છે ? ત્યારે ભાઇચંદભાઇ બોલ્યા કે હાલમાં એવા ભગવાનતો મારા ઇષ્ટદેવ સાક્ષાત્ શ્રી સ્વામિનારાયણ છે. માટે જ્યારે તમારે કષ્ટ આવે ત્યારે તેમને સંભારજો. તેવામાં રાજાએ અરદેશર શેઠની સુબાગીરી પાછી લઇ લીધી હતી. તેથી એક દીવસે અરદેશર શેઠ રાત્રીએ સુતા હતા. તે વખતે એવું સ્મરણ કર્યું જે ભાઇચંદભાઇના ભગવાન સ્વામિનારાયણ મારી સહાય કરો અને લાજ રાખો. એમ ચિંતવન કરતાં કરતાં નિંદ્રા આવી. ને સ્વપ્નામાં તુરત પોતાની આગળ સ્વામિનારાયણને દેખ્યા. ત્યારે પૂછયું કે તમે કોણ છો ? ત્યારે કહ્યું કે જેને તમે સંભારોછો તે સ્વામી-નારાયણ હું છું. પછી તેમના કપાળમાં કુંકુંમનો ચાંલ્લો કરીને બોલ્યા કે સવારમાં રાજા તમને પાછી સુબાગીરી આપશે. એમ કહીને અદ્રશ્ય થયા. પછી સ્વપ્નામાંથી જાગ્યા ત્યારે દર્પણમાં પોતાનું મુખ જોયું તે વેળાએ કુંકુંમનો ચાંલ્લો કપાળમાં જોઇ આશ્ચર્ય પામ્યા ને તેજ દિવસે શ્રીજીના કહેવા પ્રમાણે તેમને સુબાગીરી મળી. આવો અદ્-ભુત ચમત્કાર જોઇ. તેમણે શ્રીજીના સ્વરૂપની સર્વોપરિ દ્રઢ નિષ્ઠા કરી તેમજ તેમના ગુરૂ મુની બાવા લોકીક સાધુ હતા. તેમને પણ શ્રીજીના સ્વરૂપની દ્રઢનિષ્ઠા થઇ.

## અમદાવાદવાળા દામોદરભાઇ

અમદાવાદ શહેરમાં દામોદરભાઈ નામે પાટીદાર રહેતા હતા. તે રામાનંદ સ્વામીના આશ્રિત હતા અને રામાનંદ સ્વામી અંતર્ધ્યાન થયા પછી શ્રીજી મહારાજનો અલૌકિક પ્રતાપ જોઇને તેમને શ્રીજીના સ્વરૂપની દૃઢનિષ્ઠા થઈ હતી. પછી કોઇક વખતે તેમને નથુ ભટની સાથે સંવાદ થયો. તેમાં દામોદરભાઇ બોલ્યા કે શ્રીજી મહારાજ સર્વોપરિ, સર્વ કારણ, અવતારી પુરૂષોત્તમ નારાયણ છે. અને નથુભટ કહે કે શ્રીકૃષ્ણ સર્વોપરિ છે. તે સાંભળી દામોદરભાઇએ કહ્યું કે શ્રી કૃષ્ણ પણ શ્રીજીનું નામ છે, તેથી શ્રીજીને શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ કહેવાય છે. માટે શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ તેજ શ્રીજી મહારાજ છે, પણ જુદા નથી. અને તેજ શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ રામકૃષ્ણાદિક અવતારનું ધારણ કરે છે. માટે શ્રીજી મહારાજ રામકૃષ્ણાદિક અવતારના કારણ અવતારી ને સર્વોપરિ છે. પછી બેઉ જણ શ્રીજી મહારાજ પાસે ગયા. ને વિનયપૂર્વક પગે લાગીને પ્રાર્થના કરી પૂછ્યું જે અમારા બેઉનો સંવાદ ચાલે છે- તેમા કોની વાત સાચી છે? ત્યારે શ્રીજી મહારાજ બોલ્યા જે દામોદરભાઇની વાત સાચી છે. માટે તેવીજ નિષ્ઠા કરવી. કે જેથી બીજા અવતારનો દ્રોહ ન થાય. તે વાત સાંભળીને નથુભટે પણ દામોદરભાઇની પેઠેજ ઉપાસનાની દૃઢતા કરી.

એક સમયે દામોદરભાઈ તથા એક સાધુ એ બેઉને પરસ્પર વાતચીતના પ્રસંગમાં વિવાદ થયો. તેમાં તે સાધુએ તમોગુણના આવેશથી દામોદરભાઇને ધોલ મારી છતાં તે તો કાંઇ બોલ્યા નહિતેમ ક્રોધ પણ કર્યો નહિ. પછી શ્રીજી મહારાજે તે વાત જાણી અને તે સાધુને બોલાવીને ઘણો ઠપકો આપ્યો, ત્યારે દામોદરભાઇએ કહ્યુ કે હે મહારાજ એ સાધુતો મારા બાપ છે, ને બાપતો દીકરાને મારે પણ ખરા. તે સાંભળી શ્રીજી મહારાજ બોલ્યા કે દીકરાને ધન્ય છે ને બાપને પણ ધન્ય છે. એવી રીતે શ્રીજીના ઉપાસક સંતને વિષે પણ આત્મબુદ્ધિવાળા હતા.

શ્રીજી મહારાજ સ્વધામમાં પધાર્યા પછી દામોદરભાઇ ઘરભંગ થયા તેથી ફરીને પરણ્યા. તે વાત રામપ્રતાપ ભાઇએ સાંભળી તેથી જ્યારે દામોદરભાઈ નરનારાયણ દેવનાં દર્શન કરી ભાઇ પાસે દર્શને જાય ત્યારે ભાઇતો લાકડી લઇને ઉભા થાય ને કહે જે જ્યારે વર્તમાન ધારીને સત્સંગી થયા ત્યારે તો બ્રહ્માંડમાં જેટલી સ્ત્રીઓ છે તેઓને મા, બેનને દીકરી સમાન ગણી હતી. અને આ પરણીને બેઠો તે કયા બ્રહ્માંડમાંથી લાવ્યો ? માટે મને તારે મુખ ન દેખાડવું. અને મ.રી પાસે ન આવવું. એમ નિરંતર ઠપકો આપતા ને તિરસ્કાર કરતા. તોપણ દામોદરભાઇને કોઇ પ્રકારનો સત્સંગનો અભાવ આવ્યો નહિ. તેમજ નરનારાયણ દેવનાં દર્શનનો તથા સંત સમાગમ કરવાનો તેમજ રામ

પ્રતાપભાઈ પાસે દર્શને જવાનો નિયમ કાયમ રાખ્યો. એવી રીતે શ્રીજી મહારાજની અનન્ય નિષ્ઠાવાળા હતા.

## કાચા નિશ્ચયવાળાનાં લક્ષણ ને સમજણ.

ભગવાનને વિષે મનુષ્યભાવનો પરઠનારો જે હોય તેને ભગવાનના નિશ્ચય જેવું જણાય છે તોપણ તેનો **નિશ્ચય** કાચો છે ને એ જરૂર સત્સંગમાંથી પડશે. લો. ૧૮

અને જે એમ કહે છે જે મેં ભગવાનને જાણ્યા છે ને મુને નિશ્ચય છે ને જો તે આ વાતને (ભગવાનનું મૂળ સ્વરૂપ તથા મનુષ્ય સ્વરૂપની વાતને) સમજ્યો નથી, તો તેનો **નિશ્ચય કાચો છે.** પં ૪

જેને નિશ્ચયમાં કસર હોય તેને જ્યારે ભગવાનમાં કાંઈ સામર્થી દેખાય ત્યારે અંતર ઝાંખુ થઇ જાય. અને પોતાના હૃદયમાં ભુંડા સંકલ્પ થાતા હોય ને તેને ટાળે તોપણ ટળે નહિ ત્યારે ભગવાનમાં અવગુણ પરઠે જે હું આટલા દહાડાથી સત્સંગ કરી કરીને મરી ગયો તોપણ ભગવાન મારા ભુંડા ઘાટ ટાળતા નથી એવી રીતે ભગવાનમાં દોષ પરઠે. અને જે પદાર્થમાં પોતાને હેત હોય ને કોઈ પ્રકારે તે પદાર્થમાંથી મન પાછું વળતું ન હોય ત્યારે તેવો ને તેવો દોષ ભગવાનને વિષે પરઠે જે જેમ મારે વિષે કામાદિક દોષ છે તેમ ભગવાનને વિષે પણ છે. પણ એ ભગવાન છે તે મોટા કહેવાય છે. એવી રીતના જેને અંતરમાં ઘાટ થાતા હોય

તેના **નિશ્ચયમાં** કસર જાણવી. એનો પરિપકવ નિશ્ચય ન કહેવાય. ગ. પ્ર. ૬૩

ભગવાન મળ્યા પછી જેના મનમાં એમ રહેતું હોય જે જ્યારે અક્ષરાદિક ધામ દેખશું અથવા કોટી કોટી સૂર્યનો પ્રકાશ દેખશું ત્યારે આપણું કલ્યાણ થયું એવી સમજણવાળાને તો **યથાર્થ ભગવાનનો નિશ્ચય નથી.**

ગ. પ્ર. ૭૧

જેને **નિશ્ચયનું** અંગ દુબળું હોય ને તે સત્સંગમાં હોય તોપણ તેને એવો ઘાટ થાય જે શું જાણીએ? મારૂં તે કલ્યાણ થાશે કે નહિ થાય અને હું જ્યારે મરીશ ત્યારે દેવતા થાઇશ કે રાજા થાઇશ? જેને ભગવાનના સ્વરૂપનો પરિપૂર્ણ નિશ્ચય ન હોય તેને એવા ઘાટ થાય.

જેને **મહાત્મ્ય વિનાનો** એકલો નિશ્ચય હોય તેને એમ ઘાટ થાય જે ભગવાન તો મળ્યા છે. પણ શું જાણીએ કલ્યાણ થાશે કે નહિ થાય. ગ. પ્ર. ૭૨

આત્મજ્ઞાન, વૈરાગ્ય ભક્તિ ને સ્વધર્મ એમાંથી જો એકે વાનું ઓછું હોય તો નિશ્ચયછે તોપણ **મહાત્મ્ય વિનાનો** છે

ગ. પ્ર. ૭૫

## નિશ્ચયમાં કાચપ વાળાને ન્યૂનતા ને કલ્યાણમાં વિઘ્ન

જેને એવો (પરિપકવ) નિશ્ચય ન હોય ને તે ગમે તેવો ત્યાગી હોય તોયપણ તેના **કલ્યાણમાં ફેર** છે.

ગ. પ્ર. ૬૩

જેને ભગવાનને ભગવાનના સંતને વિષે જો નિષ્ઠામાં કાંઇક ફેર હોય તો તેનું ભગવાન રૂડું કરવાને ઇચ્છે તોયપણ રૂડું થાતું નથી. ગ. પ્ર. ૭૨

જે નિવૃત્તિ માર્ગને વિષે પ્રવર્ત્યો હોય ને જો ભગવાનનો નિશ્ચય ન હોય તો તેને માયિક ગુણે કરીને સગુણ જાણવા અને એમ જાણવું જે આ અતિશે ત્યાગી જણાય છે. પણ એને ભગવાનનો નિશ્ચય નથી. માટે એ અજ્ઞાની છે તે જરૂર નર્કમાં જાશે ને તે જો સુધો ત્યાગી રહેતો હોય ને કામ ક્રોધાદિકને ટાળ્યામાં સાવધાન વર્તતો હોય તોપણ એના ટાળ્યા કામાદિક નહિ ટળે અને તે અંતે ખરાબ થઇને નર્કમંજ જાશે. અને તેને જો ઝાઝી બુદ્ધિ હોય તોપણ તેને બુદ્ધિહિન જાણવો. ગ. મ. ૧૪

જેને એ (પ્રત્યક્ષ) ભગવાનના સ્વરૂપમાં સંકલ્પવિકલ્પ રહેતા હોય ' બ્રહ્મપુરને વિષે કેવું ભગવાનનું સ્વરૂપ હશે અને શ્વેતદ્વીપ ને વૈકુંઠને વિષે કેવું ભગવાનનું સ્વરૂપ હશે અને તે સ્વરૂપનું ક્યારે દર્શન થાશે એવી જાતના સંકલ્પ વિકલ્પ કર્યા કરે પણ પ્રગટ ભગવાન મળ્યા તેનેજ સર્વના કારણ જાણીને તેણે કરીનેજ પોતાને કૃતાર્થ ન માને અને એવાને જો દેવ ઇચ્છાએ કરીને સમાધી થાય તોપણ સંકલ્પ વિકલ્પ મટે નહિ. અને સમાધીમાં જે જે દેખાય તેથી નવું નવું જોવાને ઇચ્છે પણ મનના વિકલ્પ મટે નહિ એવો

હોય તેને સમાધિ છે. તોપણ **સવિકલ્પ છે** ને સમાધિ ન હોય તોય **સવિકલ્પ છે.** માટે એવો હોય તે ગુણાતિત **એકાંતિક ભક્ત ન કહેવાય.** વર. ૧

જેને યથાર્થ ભગવાનનો નિશ્ચય ન હોય ને યથાર્થ ભગવાનનો મહિમા જણાણો ન હોય તેનાં ઇંદ્રિયો તથા અંતઃકરણ તે પોતપોતાના વિષય થકી યથાર્થપણે નિવૃત્તિ **પામતા નથી.** ગ. પ્ર. ૨૪

જેના હૃદયમાં ભગવાનનો મહિમા સોતો દૃઢ નિશ્ચય ન હોય તેને તો નપુંસક જેવો જાણવો તે એને વચને કરીને કોઇ જીવનો ઉદ્ધાર થાવાનો નહિ. જેમ રાજા હોય તે નપું- સક હોય ને તેનું રાજ્ય જાતું હોય ને વંશ જાતો હોય પણ એ થકી તેની સ્રીને પુત્ર થાય નહિ. અને સર્વ મુલક- માંથી પોતા જેવા નપુંસકને તેડાવીને તે સ્રીને સંગે રાખે તોપણ સ્રીને પુત્ર થાય નહિ તેમ જેને ભગવાનનો મહિમા સહિત નિશ્ચય નથી તો તેને મુખે ગીતા ભાગવત જેવા સદ્‌ગ્રંથ સાંભળે પણ તેણે કરીને કોઇનું કલ્યાણ **નથી થાતું** વર. ૧૨.

અને જ્યારે સમાધિ થાય છે. ને તેમાં બ્રહ્મનું દર્શન થાય છે. ત્યારે કોટી કોટી સૂર્ય સરખો બ્રહ્મનો પ્રકાશ દેખીને જો થોડી સમજણ હોય તો પ્રત્યક્ષ પુરૂષોત્તમ ભગવાનની જે મૂર્તિ છે તેને વિષે ન્યુનપણું સમજે અને બ્રહ્મમાં

અધિકપણું માની લે. એટલે ઉપાસનાનો ભંગ થયા માટે પ્રત્યક્ષ મૂર્તિને વિષે અતિ દૃઢ નિશ્ચય થયો જોઇએ. તો સર્વ કામ સરે. ગ. પ્ર. ૭૩

પ્રત્યક્ષ ભગવાનનો નિશ્ચય ને તે ભગવાનની આજ્ઞાને વિષે વર્તવું એ બે વાનાં જેને ન હોય ને તે ગમે તેવા વ્યવહારે કરીને મોટો હોય તોપણ એ નાનોજ છે.

ગ. પ્ર. ૩૧.

## નિશ્ચયવાળો છતાં, કોના મુખથી ભગવાનની વાતપણ ન સાંભળવી.

શ્રીકૃષ્ણ ભગવાનનો પ્રત્યક્ષપણે નિશ્ચય કર્યો હોય ને તેની ભક્તિ કરતો હોય ને તેનાં દર્શન કરતો હોય તોપણ જે પોતાને પૂર્ણકામ ન માને ને અંતઃકરણમાં ન્યૂનતા વર્તે જે ગોલોક, વૈકુંઠાદિક ધામને વિષે આ ભગવાનનું તેજોમયરૂપ છે. તે મુને જ્યાં સુધી દેખાણું નથી. ત્યાં સુધી મારૂં પરિપૂર્ણ કલ્યાણ થયું નથી. એવું જેને અજ્ઞાન હોય તેના મુખથી ભગવાનની વાતપણ ન સાંભળવી.

ગ. પ્ર. ૯,

અને વળી જેમ દૂધને સાકર હોય ને તેમાં સર્પની લાળ પડી પછી એને જે કોઇ પીએ તેના પ્રાણ જાય તેમ મહાત્મ્ય સહિત જે ભગવાનનો નિશ્ચય તેણે રહિત એવા જે જીવ તેના મુખ થકી ગીતા ભાગવતને સાંભળે તેણે કરીને

કોઇનું કલ્યાણ થાતું નથી. એમાંથી તો મુલગું ભુંડું થાય છે. વર. ૧૨

## નિશ્ચય જનથી એમ કોને કહેવાય.

જે ભક્ત ભગવાનની અષ્ટ પ્રકારની પ્રતિમા આગળ તથા સંત આગળ ગમે તેટલા ફેલફતુર કરે છે. પણ લેશમાત્ર ભગવાનનો ડર રાખતો નથી. ને ભગવાનને અંતર્યામિ જાણીને મર્યાદા નથી રાખતો તો એને ભગવાનનો **નિશ્ચયજ નથી.** ગ. પ્ર. ૬૮

જેને ભગવાનનો યથાર્થ નિશ્ચય હોય તેને તો ભગવાન વિના બીજે કયાંઇ પ્રતીતિ આવેજ નહિ. અને જો બીજે ઠેકાણે પ્રતીતિ આવી તો તેને ભગવાનનો **નિશ્ચયજ નથી** એતો ગુણબુદ્ધિવાળો હરિભક્ત કહેવાય, પણ યથાર્થ ભગવાનનો ભક્ત ન કહેવાય. ગ. મ. ૬૬

## નિશ્ચયમાં સંશય થવાનો ને ન થવાનો હેતુ.

પ્રથમ તો ભગવાનનો નિશ્ચય હોય ને ભજન સ્મરણ કરતો હોય ને પછી ભગવાનનાં મનુષ્ય ચરિત્ર દેખીને તે નિશ્ચયમાં સંશય થઇ જાય છે. તેનું કારણ એ છે જે એણે ભગવાનનો નિશ્ચય કર્યો હતો ત્યારેજ એના નિશ્ચયમાં કસર રહી ગઇ. અને જો કસર ન રહી હોત ને આવી રીતે (ભગવાનના મૂળ સ્વરૂપ તથા મનુષ્ય સ્વરૂપનું) પ્રથમથીજ શ્રવણ કરીને ને તેનું મનન કરીને તેનો ૬૮

અધ્યાસ એના જીવમાં થયો હોત તો એને કોઇ દિવસ સંશય થાતજ નહિ.

ભગવાનનું મનુષ્ય સ્વરૂપ પણ સર્વ શાસ્ત્રમાં વર્ણન કર્યું છે. અને મૂળ જે દિવ્ય રૂપ છે તેનું પણ વર્ણ કર્યું છે તે એ બેય રૂપનું જેણે યથાર્થ શ્રવણ મનન કરીને દ્રઢ નિશ્ચય કર્યો હોય તેને તો કોઈ રીતે સંશય થાય નહિ. અને જેને આવીરી તની સમજણમાં કસર હોય તેને ભગવાનમાં સંશય થાય છે. પં ૪

## નિશ્ચયમાં સંશયવાળાને ન્યૂનતા.

ક્યારેક અસતદેશ, અસતકાળ, અસતસંગ ને શાસ્ત્રાદિકને જોગે કરીને અથવા દેહાભિમાને કરીને ભગવાનના ચરિત્રને વિષે સંદેહ થાય ને ભગવાનનો અભાવ આવે તો એ જીવ પૂર્ણમાસીના ચંદ્રમા જેવો હતો. પણ પાછો અમાવાસ્યાના ચંદ્ર જેવો થઇ જાય છે. માટે પોતામાં જે કાંઇક થોડી ઘણી ખોટ હોય તે એ જીવને ઝાઝી નડતી નથી. પણ પરમેશ્વરના ચરિત્રમાં કોઇ રીતે સંદેહ થાય અથવા પરમેશ્વરનો કોઈ રીતે અભાવ આવે ત્યારે એ જીવ કલ્યાણના માર્ગમાંથી તત્કાળ પડી જાય છે. જેમ વૃક્ષના મૂળ કપાણાં ત્યારે તે વૃક્ષ એની મેળેજ સુકાય જાય તેમ જેને ભગવાનને વિષે દોષ બુદ્ધિ થઈ એ જીવ કોઈ રીતે વિમુખ થયા ાવના રહે નહિ.

આવી રીતે ભગવાનને (દિવ્ય) જાણ્યામાં જેને સંશય હોય ને તે જો ઉર્ધ્વરેતા નૈષ્ટિક બ્રહ્મચારી હોય ને મહા

ત્યાગી હોય તોપણ તેનું કલ્યાણ થાવું અતિ કઠણ છે. પં ૭.

અને જ્યારે ભગવાનને વિષે એવો દિવ્યભાવ ન સમજે ત્યારે એને વાતે વાતે ધોખો થાય ને ગુણ અવગુણ લીધા કરે છે, જે આની કોરનો પક્ષ રાખે છે ને અમારો પક્ષ રાખતા નથી, તથા આને વધુ બોલાવે છે ને અમને નથી બોલાવતા, ને આના ઉપર વધુ હેત છે ને અમારી ઉપર નથી. એવી રીતે ગુણ અવગુણ પરઠયા કરે છે, તેણે કરીને એનું અંતર દિવસે દિવસે પાછું પડીને અંતે તે વિમુખ થાય છે. લો. ૧૮

## પ્રગટ ભગવાનને દિવ્ય સમજવાનું ફળ.

પરમેશ્વરને યથાર્થપણે કરીને પરમેશ્વર જાણ્યા જે એ ભગવાનના સ્વરૂપને વિષે કોઇ પ્રકારે માયકભાવ નથી. અને એ ભગવાન તો માયાને માયાનુ કાર્ય જે ત્રણ ગુણ તે થકી પર છે, એવો જેને ભગવાનનો દ્રઢ નિશ્ચય થયો તે ભગવાનની માયાને તરી ચુકયો છે. અને પોતામાં તો માયાના ગુણનું કાર્ય જે ભૂત ઇંદ્રિયો અંતઃકરણ ને દેવતા તે પોતપોતાની ક્રિયાને વિષે પ્રવર્તે છે તોપણ એ માયાને તર્યા કહેવાય. કેમજે એ માયાનું કાર્ય પોતાને વિષે તો હોય પણ પોતાને ભજન કરવા યોગ્ય એવા જે પ્રગટ પ્રમાણ શ્રી વાસુદેવ ભગવાન તેને તો એ માયાના ગુણથી પર સમજે છે. માટે એને પણ માયાથી પરજ જાણવો. અને

બ્રહ્માદિક દેવ ને વસિષ્ઠ, પરાસર, વિશ્વામિત્રાદિક ઋષિ એ સર્વેમાં ગુણનો પ્રવેશ જણાણો છે તે શાસ્ત્રમાં પણ લખ્યું છે. માટે તે શું મુક્ત ન કહેવાય ? ને માયાને તર્યા ન કહેવાય ? સર્વે મુક્ત છે તે સર્વે માયાને તર્યા છે

વર. ૫

આવી રીતે જેણે ભગવાનને (દિવ્ય) જાણ્યા તેને માયાની નિવૃત્તિ થઇ કહેવાય. પં. ૭

ભગવાનના સ્વરૂપમાં કોઈ દિવસ માયિકપણાનો સંશય ન થાતો હોય ને કદાચિત્ કોઈ કુસંગને જોગે કરીને અથવા પ્રારબ્ધ કર્મને જોગે કરીને કાંઇ અવળું વર્તાઇ જાય તોપણ તેનું કલ્યાણ થાય. પં. ૭

જેને એવી (નિર્લેપ પણાની) પુરૂષોત્તમના સ્વરૂપને વિષે દૃઢ નિષ્ઠા થઇ તેને એથી ઉપરાંત બીજુ કાંઇ સમજવાનું રહ્યું નથી. ગ. મ. ૧૭

**નિશ્ચય છતાં રૂડા ગુણ કેમ આવતા નથી.**

ભગવાન પાસે એક અમ્રત લાવીએ અને સિંઘડીઓ વછનાગ લાવીએ અને દૂધપાક ને સાકર લાવીએ અને અફીણ લાવીએ અને તે સર્વેને ભગવાનના થાળમાં ધરીએ તોપણ જેનો જેવો ગુણ હોય તેનો તેવોને તેવોજ રહે પણ પલટાઈ જાય નહિ તેમ જે જીવ આસુરી ને અતિ કુપાત્ર હોય તે ભગવાનને સમીપે આવે તોપણ પોતાના સ્વભાવને મૂકે નહિ. ગ. પ્ર. ૬૨

## નિશ્ચય છતાં કૃતાર્થપણું કેમ મનાતું નથી.

કામ, ક્રોધ, લોભ, સ્વાદ, સ્નેહ માન ઈત્યાદિક જે શત્રુ તેણે કરીને જેનું અંતઃકરણ દગ્ધ વર્તતું હોય ને તેને નિશ્ચય હોય તોપણ પોતાને કૃતાર્થ માને નહિ. લો. ૧

પોતાનું મન સ્થિર થયું છે ને ભગવાનનો નિશ્ચય પણ અતિશય દૃઢ છે તોપણ હૈયામાં અતિશય આનંદ આવતો નથી જે હું ધન્ય છું ને હું કૃતાર્થ થયો છું ને આ સંસારમાં જે જીવ છે તે કામ, ક્રોધ લોભ, મોહ, મદ, મચ્છર, આશા, તૃષ્ણા તેને વિષે હેરાન થાતા ફરે છે અને ત્રિવિધ તાપમાં રાત દિવસ બળે છે ને મુને તો પ્રગટ પુરૂષોત્તમે કરૂણા કરીને પોતાનું સ્વરૂપ ઓળખાવ્યું છે ને કામ ક્રોધાદિક સર્વે વિકારથી રહિત કર્યો છે અને નારદ સનકાદિક જેવા સંત તેના સમાગમમાં રાખ્યો છે માટે મારૂં મોટું ભાગ્ય છે એવો વિચાર નથી કરતો અને આઠે પહોર અતિશય આનંદમાં નથી વર્તતો એ મોટી ખોટ છે. જેમ બાળકના હાથમાં ચિંતામણી દીધો હોય તેનું તેને મહાત્મ્ય નથી તેમ ભગવાન પુરૂષોત્તમ મળ્યાછે ને તેનો અંતરમાં આઠો પહોર કેફ રહેતો નથી જે મારૂં પૂર્ણકામપણું થયું છે એવું નથી સમજતો એ હરિના ભક્તને મોટી ખોટ છે. ગ પ્ર. ૨૪

## દંભે કરીને વર્તમાનને નિશ્ચય હોય તે કેમ કળાય.

જે દંભે કરીને વર્તમાન પાળે ને દંભે કરીને ભગવા-

નનો નિશ્ચય રાખતો હોય ને તે પોતે બુદ્ધિવાળો હોય ને માની હોય તે પોતાના વર્તમાનને ને પોતાના નિશ્ચયને બીજાના સાચા વર્તમાન ને નિશ્ચય તેની આગળ અધિક કરી દેખાડતો હોય તેની પ્રતિષ્ઠાનો જ્યારે ભંગ થાય ત્યારે એનો દંભ કળાય, નહિ તો ન કળાય. લો. ૫

ભગવાનના ભક્તનો સરસ નરસ નિશ્ચય હોય તે તો ભેળા રહ્યા થકી અને ભેળો વ્યવહાર કર્યો થકી જેવો હોય તેવો કળાઇ આવે છે. પછી જેને થોડો નિશ્ચય હોય તે કચવાઇને સત્સંગના ભિડામાંથી માગ દઇને એકાંત પકડીને જેવું થાય તેવું ભજન કરે પણ હરિભક્તની ભિંસણમાં રહેવાય નહિ. વર. ૫

**દંભે કરીને નિશ્ચય શ્રીહરિને ન ગમે.**

અમને દંભ ન ગમે. તે દંભ તે શું તો પોતાના હૃદયમાં ભગવાનનો નિશ્ચય ભક્તિ ને ધર્મ તે થોડાં હોય ને બીજા આગળ પોતાની મોટપ વધાર્યા સારૂ ઉપરથી તો તેને બહુ જણાવે તે ન ગમે. ગ. છે. ૨૬

**કયો ઘાટ નિશ્ચય ને વર્તમાનમાંથી પાડે ને કયો ઘાટ ન પાડે.**

જે ઘાટને ટાળ્યાનો જતન કરે તોપણ ટળે નહિ એવો જે કાંઇક ધર્મ પાળ્યામાં અયોગ્ય ઘાટ રહેતો હોય અને તે ઘાટ પંદર દિવસ તથા મહિના સુધી ન થાય ને વળી કોઇક દિવસ પ્રગટ થઇ આવે એવો જે ઘાટ

તે ધર્મમાંથી પાડે અનેએમજ ભગવાનના નિશ્ચયમાં પણ જાણવું.

અને જે ઘાટ થયો ને તેને વિચારે કરીને ટાળી નાખે તે પાછો ફરીને તે ઘાટ થાય નહિ તે એ બેમાંથી પાડી શકે નહિ. લો. ૫

**ઉત્તમ મધ્યમ ને કનિષ્ઠ ત્રણ પ્રકારે ભગવાનના જ્ઞાનનું સ્વરૂપ.**

કનિષ્ઠ જ્ઞાનવાળો તે તો પ્રથમ ભગવાનનો પ્રતાપ દેખીને નિશ્ચય કરે ને પછી તેવો પ્રતાપ ન દેખાય ને ભગવાનનો કોઇક દુષ્ટ જીવ દ્રોહ કરતા હોય તેનું કાંઈ ભુંડુ ન થાય ત્યારે તેને નિશ્ચય રહે નહિ એને કનિષ્ઠ જ્ઞાનવાળો કહીએ. લો. ૧

અને મધ્યમ જ્ઞાનવાળો જે હોય તે તો જ્યારે ભગવાનનાં શુભ અશુભ એવાં મનુષ્ય ચરિત્રને દેખે ત્યારે તેમાં મોહ થાય ને નિશ્ચય રહે નહિ તેને મધ્યમ જ્ઞાનવાળો કહીએ. લો. ૧

અને ઉત્તમ જ્ઞાનવાળાને તો એમ વર્તે જે ભગવાનને ગમે તેવી શુભ અશુભ ક્રિયાને કરતા દેખીને પણ તેમાં મોહ થાય નહિ ને નિશ્ચય જાય નહિ તથા જેણે પોતાને નિશ્ચય કરાવ્યો હોય ને તેજ વળી કહે જે એ ભગવાન નથી. ત્યારે તેને એમ જાણે જે એનું માથું ફર્યું છે એવો જે હોય તેને ઉત્તમ જ્ઞાનવાળો કહીએ. લો. ૧

**ત્રણ પ્રકારના જ્ઞાનવાળા ક્યારે સિદ્ધ થાય.**

અને તેમાં જે કનિષ્ઠ જ્ઞાનવાળો તે તો અનેક જન્મે કરીને સિદ્ધ થાય.

અને મધ્યમ જ્ઞાનવાળો બે ત્રણ જન્મે કરીને સિદ્ધ થાય

અને ઉત્તમ જ્ઞાનવાળો તેજ જન્મે કરીને સિદ્ધ થાય.

**નિશ્ચયવાળાને ધર્મની આવશ્યકતા.**

ભગવાનના જ્ઞાનનો ઓથ લઈને (ભગવાનના નિશ્ચયનું બળ લઈને) જે ધર્મને ખોટા કરી નાંખે તેને **અસુર** જાણવો. જે કોઇ પંચ વર્તમાન રૂપ જે ધર્મ તેને મૂકીને જ્ઞાનનું (નિશ્ચયનું) કે ભક્તિનું બળ લેશે તે **ગુરૂદ્રોહી વચનદ્રોહી** છે. અને એવી ધર્મભંગ વાત જે કોઇ કરતો હોય તેને વિમુખ કહેવો. અને એમ કહેવું જે તમે તો અસુરનો પક્ષ લીધો છે તે અમે નહિ માનીએ એમ કહીને તે **અધર્મીની** વાતને ખોટી કરી નાંખવી. ગ. પ્ર. ૭૭



# ૨. ભગવાનનું સ્વરૂપ તથા મહિમા



**ભગવાન તથા મુક્ત અક્ષરધામમાં સદા દિવ્ય સાકાર છે.**

અક્ષરધામને વિષે શ્રી કૃષ્ણ પુરૂષોત્તમ નારાયણ તે સદા વિરાજમાન છે. અને એ અક્ષરધામને વિષે અક્ષરના સાધર્મ્યપણાને પામ્યા એવા અનંત કોટી મુક્ત રહ્યા છે. તે સર્વે પુરૂષોત્તમના દાસ ભાવે વર્તે છે. **ગ. પ્ર. ૨૧**

અક્ષરધામને વિષે પુરૂષોત્તમ ભગવાન પોતે દિવ્ય-રૂપે કરીને સદા વિરાજમાન છે. ગ. પ્ર. ૬૩

શરીરી એવા જે પુરૂષોત્તમ ભગવાન તે તો સદા દિવ્ય મૂર્તિમાન છે. ગ. પ્ર. ૬૪

પુરૂષોત્તમ એવા જે ભગવાન તે જે તે કોટી સૂર્ય ચંદ્ર સરખું તેજોમય એવું પોતાનું અક્ષરધામ તેને વિષે સદા દિવ્યાકાર થકા વિરાજમાન છે. અને બ્રહ્મરૂપ એવા જે અનંત કોટી મુક્ત તેમણે સેવ્યાં છે ચરણ કમળ જેમનાં એવા છે. ગ. પ્ર. ૭૧

ભગવાન દિવ્યરૂપ અગોચર થકા પોતાના અક્ષરધામને વિષે રહ્યા છે અને એ ભગવાન મહારાજાધિરાજ છે ને દિવ્ય-રૂપ એવી જે અસંખ્ય સમૃદ્ધિ તથા અસંખ્ય પાર્ષદ તેણે યુક્ત છે ને અનંત કોટી બ્રહ્માંડના પતિ છે. પં. ૪

આત્યંતિક પ્રલય થાય છે ત્યારે પણ ભગવાન ને ભગવાનના ભક્ત તે દિવ્ય સાકારરૂપે કરીને અક્ષરધામને વિષે દિવ્ય ભોગને ભોગવતા થકા રહે છે અને તે ભગવાનનું રૂપ ને ભગવાનના ભક્તનાં રૂપ તે અનંત સૂર્ય ચંદ્રના પ્રકાશ સરખાં પ્રકાશે યુક્ત છે. પં. ૭

શ્રી રામાનુજનો એમ મત છે જે જીવ, માયા ને પુરૂષોત્તમ એ ત્રણે નિત્ય છે ને પુરૂષોત્તમ છે તે જીવ માયાના નિયંતા છે ને સર્વના કારણ છે ને પોતાના અક્ષરધામને વિષે સદા દિવ્ય આકાર થકા વિરાજમાન છે ને સર્વે જે અવતાર તે તેના છે. લો. ૧૪

સર્વથી પર એક મોટો તેજનો સમૂહ છે. તે તેજનો સમૂહ અધો ઉર્ધ્વ તથા ચારે કોરે પ્રમાણે રહિત છે ને અનંત છે ને તે તેજના સમૂહના મધ્ય ભાગને વિષે એક મોટું સિંહાસન છે ને તેની ઉપર દિવ્ય મૂર્તિ એવા જે શ્રી નારાયણ પુરૂષોત્તમ ભગવાન તે વિરાજમાન છે ને તે સિંહાસનને ચારે કોરે અનંત કોટી મુક્ત બેઠા થકા તે નારાયણનાં દર્શન કરે છે. લો. ૧૪

ભગવાન શ્રી કૃષ્ણ પુરૂષોત્તમ છે તે તો રાજાધિરાજ છે અને અખંડ મૂર્તિ છે અને પોતાનું અક્ષરધામ રૂપી જે તખત તેને વિષે સદા વિરાજમાન છે. ગ. મ. ૬૪

ભગવાનનું બ્રહ્મપુર ધામ છે તેને વિષે ભગવાન સદાય સાકારમૂર્તિ વિરાજમાન છે અને ભગવાનના ભક્ત પણ

એ ભગવાનના ધામમાં મૂર્તિમાન થકા ભગવાનની સેવાને વિષે રહે છે. ગ. છે. ૭

તેજોમય એવું જે અક્ષરબ્રહ્મ તેને વિષે મૂર્તિમાન એવા તે પુરૂષોત્તમ ભગવાન ને તે ભગવાનના જે ભક્ત તે સંઘાથે અખંડ પ્રીતિ જોડી રાખી છે. ગ. મ. ૫૦

પૃથ્વી આદિક ચાર ભૂત વિના એકલોજ આકાશ હોય અને જેટલા આકાશને વિષે તારા છે તેટલા ચંદ્રમા હોય ને તેનો જેવો પ્રકાશ થાય તેવો ચિદાકાશનો પ્રકાશ છે અને તે ચિદાકાશને મધ્યે સદાય ભગવાનની મૂર્તિ વિરાજમાન છે. વર. ૯

અનંત કોટી સૂર્ય ચંદ્રમા ને અગ્નિ તે સરખું પ્રકાશમાન એવું જે અક્ષરધામ તેને વિષે શ્રી પુરૂષોત્તમ ભગવાન સદા દિવ્ય મૂર્તિ થકા વિરાજમાન છે. વર. ૧૨

એક ચૈતન્ય તેજનો શશી છે ને તેના મધ્યને વિષે શ્રી પુરૂષોત્તમ ભગવાનની મૂર્તિ સદા વિરાજમાન છે. ગ. છે. ૩૦

કોટી કોટી ચદ્રમા સૂર્ય આગ્ન તેના જેવો તેજનો સમૂહ છે ને તે તેજનો સમૂહ સમુદ્ર જેવો જણાય છે એવું બ્રહ્મરૂપ તેજોમય જે ભગવાનનું ધામ તેને વિષે પુરૂષોત્તમ ભગવાનની આકૃતિ રહી છે ને તે આકૃનિમાંથી એ પોતે ભગવાન અવતાર ધારે છે અને એ ભગવાન કેવા છે તો ક્ષર અક્ષર થકી પર છે ને સર્વ કારણના પણ કારણ છે.

ને અક્ષરરૂપ એવા જે અનંત કોટી મુક્ત તેમણે સેવ્યાં છે ચરણ કમળ જેનાં એવા છે. ગ. છે. ૩૧

પુરૂષોત્તમ ભગવાનને બ્રહ્મજ્યોતિના સમૂહને વિષે અનાદિ સાકાર મૂર્તિ સમજવા ને તેનાજ સર્વે અવતાર છે. ગ. છે. ૩૬

**ભગવાનના અનાદિ મૂળ સ્વરૂપનું વર્ણન**

વેદ, પુરાણ, મહાભારત, સ્મૃતિયું ઈત્યાદિક જે શાસ્ત્ર તેને વિષે ભગવાનનું સનાતન અનાદિ દિવ્ય એવું જે મૂળ સ્વરૂપ પોતાના અક્ષરધામમાં રહ્યું છે તે કહ્યું છે. ત ભગવાન કેવા છે તો આ ચક્ષુ ઈંદ્રિએ કરીને દીઠામાં આવે છે જે યત્કિંચિત્ રૂપ તે જેવા નથી. અને શ્રવણે કરીને સાંભળ્યામાં આવે છે જે કાંઇ શબ્દ માત્ર તે જેવો એ ભગવાનનો શબ્દ નથી. અને ત્વચાએ કરીને સ્પર્શમાં આવે છે જે સ્પર્શ તે જેવો એનો સ્પર્શ નથી. અને નાસિકાએ કરીને સુંઘ્યામાં આવે છે જે સુગંધ તે જેવો એનો સુગંધ નથી. અને જીભ્હાએ કરીને વર્ણન કર્યામાં આવે એવા પણ એ ભગવાન નથી. અને મનના સંકલ્પમાં આવે એવા નથી. તથા ચિત્તના ચિંતવનમાં આવે એવા નથી. તથા બુદ્ધિના નિશ્ચયમાં આવે એવા નથી. તથા અહંકારે કરીને અહંપણું ધરાય એવા નથી જે એ ભગવાનનો હું છું ને એ મારા છે. એવી રીતે ઈંદ્રિયો અંતઃકરણને અગોચર એ ભગવાન રહ્યા છે.

અને એ ભગવાનનો જેવો આકાર છે તેવો આ બ્રહ્માંડમાં કોઇનો આકાર નથી જેની એને ઉપમા દઈએ કેમજે આ બ્રહ્માંડમાં જેટલા પુરૂષ પ્રકૃતિ થકી ઉત્પન્ન થયા જે આકાર તે સર્વે માયિક છે અને ભગવાન છે તે દિવ્ય છે ને અમાયિક છે માટે એ બેયને વિષે અતિશય વિલક્ષણપણું છે તે સારૂ એને ને એને સાદૃશ્યપણું કેમ થાય? જેમ મનુષ્યને કહીએ જે આ માણસ ભેંસ જેવો છે; સર્પ જેવો છે, ચરકલા જેવો છે, ગધેડા જેવો છે, કૂતરા જેવો છે, કાગડા જેવો છે, હાથી જેવો છે; એવી ઉપમા મનુષ્યને સંભવે નહિ કેમજે મનુષ્ય થકી એ બીજા જે સર્વે તે વિજાતી છે. અને મનુષ્ય મનુષ્યમાં પણ અતિશય સાદ્રશ્યપણું નથી જેની ઉપમા એમ દેઇએ જે આ તે આ જેવોજ છે અને જો તે તે જેવોજ હોય તો તેની ઓળખાણ કેમ થાય માટે મનુષ્ય મનુષ્ય સજાતી છે તેને વિષે પણ સાદ્રશ્યપણું અત્યંત છે નહિ. જુઓને આ ભગો મુળો બે સરખ. કહેવાય છે પણ ઝાઝા દિવસ ભેગા રહીએ તો ઓળખાઈ જાય જે આ ભગો છે ને આ મુળો છે માટે જો વિલક્ષણતા ન હોય તો ઓળખાય કેમ? માટે મનુષ્ય મનુષ્યમાં પણ અતિ સાદ્રશ્યપણું નથી તો માયિક અમાયિકને વિષે સાદ્રશ્યપણું કેમ આવે જેની ઉપમા ભગવાનને દેઇએ. કાંજે ભગવાન છે તે ઇંદ્રિયો અંતઃકરણને અગોચર છે એમ સર્વ શાસ્ત્રમાં કહ્યું છે. જે એ ભગવાન

જ્યારે જીવને પોતાનું દર્શન દેવાને ન ઇચ્છે ત્યારે તો આવી રીતે દિવ્યરૂપ અગોચર થકા પોતાના અક્ષરધામને વિષે રહ્યા છે. પં. ૪

ભગવાન તો સચ્ચિદાનંદ રૂપ છે ને તેજોમય મૂર્તિ છે. અને જેના એક એક રોમને વિષે કોટી કોટી સૂર્ય જેવો પ્રકાશ છે. ને કોટી કામને પણ લજ્જા પમાડે એવા તે ભગવાન રૂપાળા છે. અને અનંત કોટી બ્રહ્માંડના પતિ છે, રાજાધિરાજ છે, સર્વના નિયંતા છે, સર્વના અંતર્યામિ છે, અને અતિશય સુખ સ્વરૂપ છે, ને જેના સુખની આગળ અનંત રૂપવાન સ્ત્રીયુંને જોયાનું જે સુખ તે તુચ્છ થઇ જાય છે. અને આ લોક પરલોક સબંધી જે પંચ વિષયનાં સુખ તે ભગવાનની મૂર્તિના સુખ આગળ તુચ્છ થઇ જાય છે. એવું ભગવાનનું સ્વરૂપ છે તે સ્વરૂપ સદા દ્વિભુજજ છે ને પોતાની ઇચ્છાએ કરીને કયારેક ચતુર્ભુજ પણ જણાય છે અષ્ટભુજ પણ જણાય છે ને સહસ્રભુજ પણ દેખાય છે ને તેજ ભગવાન મચ્છ કચ્છ વારાહાદિક રૂપને તથા રામકૃષ્ણાદિક રૂપને કોઇક કાર્યને અર્થે ધારણ કરે છે પણ જ એ પોતાનું મૂળરૂપ છે તેને તજીને એ અવતારનું ધારણ નથી કરતા. લો. ૧૮

તેજને વિષે એક ભગવાનની મૂર્તિ દેખાય છે તે અતિ પ્રકાશમય છે ને તે મૂર્તિ ઘનશ્યામ છે તોપણ અતિશય તેજે કરીને શ્યામ નથી જણાતી અતિશય શ્વેત જણાય છે

ને તે મૂર્તિ દ્વિભુજ છે અને તે મૂર્તિને બે ચરણ છે અને અતિશય મનોહર છે પણ ચારભુજા કે અષ્ટભુજા કે સહસ્ત્ર-ભુજા તે એ મૂર્તિને નથી. એ મૂર્તિ તો અતિ સૌમ્ય છે અને મનુષ્યના જેવી આકૃતિ છે ને કિશોર છે તે એ મૂર્તિ ક્યારેક તો એ તેજમાં ઉભી દેખાય છે ને ક્યારેક બેઠી દેખાય છે ને ક્યારેક હરતી ફરતી દેખાય છે. ને એ મૂર્તિને ચારે કોરે મૂકતનાં મંડળ ભરાઈને બેઠાં છે તે સર્વે મૂકત છે તે એક નજરે તે ભગવાનની મૂર્તિ સામું જોઇ રહ્યા છે. અને એજે એકરસ તેજ છે તેને આત્મા કહીએ તથા બ્રહ્મ કહીએ ને અક્ષરધામ કહીએ અને એ પ્રકાશને વિષે જે ભગવાનની મૂર્તિ છે તેને આત્માનું તત્વ કહીએ તથા પરબ્રહ્મ કહીએ તથા પુરૂષોત્તમ કહીએ. તેજ ભગવાન રામકૃષ્ણાદિક રૂપે કરીને પોતાની ઈચ્છાએ જીવુંના કલ્યાણને અર્થે જુગ જુગને વિષે પ્રગટ થાય છે. અને એ અક્ષરાતીત જે પુરૂષોત્તમ ભગવાન છે તેજ સર્વ અવ-તારનું કારણ છે અને સર્વે અવતાર પુરૂષોત્તમમાંથી પ્રગટ થાય છે અને પાછા પુરૂષોત્તમને વિષે લીન થાય છે.

ગ. મ. ૧૩

## ભગવાન સંબંધી અલૌકિક સુખનું વર્ણન.

ભગવાનનું જેવું રૂપ છે તેવું આ બ્રહ્માંડમાં બ્રહ્માદિક સ્તંબ પર્યંત કોઇનું રૂપ નથી જે જેની એને ઉપમા દેઈએ

તથા એનો જેવો **શબ્દ** છે તેવો બીજો આ બ્રહ્માંડમાં કોઇનો શબ્દ નથી જે જેની એને ઉપમા દેઇએ. અને એ ભગવાનનો જેવો **સુગંધ** છે તેવો આ બ્રહ્માંડમાં કોઇનો સુગંધ નથી જે જેની એને ઉપમા દેઇએ તથા એ ભગવાનનો જેવો **સ્પર્શ** છે તેવો આ બ્રહ્માંડમાં કોઇનો સ્પર્શ નથી જે જેની એને ઉપમા દેઇએ. તથા એ ભગવાનમાં જેવો **રસ** છે તેવો આ બ્રહ્માંડમાં કોઇનો રસ નથી જે જેની એને ઉપમા દેઇએ. પં. ૪

ગોલોક, વૈકુંઠ, શ્વેતદ્વિપ તથા બ્રહ્મપુર તથા અનંત કોટી બ્રહ્માંડના પતિ જે બ્રહ્માદિક દેવ એ સર્વેના સ્વામી પુરૂષોત્તમ ભગવાન છે અને તે ભગવાનનું જે એક નિમેષ માત્રનું **દર્શન** તે ઉપર અનંતકોટી બ્રહ્માંડનાં જે વિષય સુખ છે તે સર્વેને વારી ફેરીને નાખી દેઇએ અને ભગવાનના એક રોમમાં જેટલું સુખ રહ્યું છે તેટલું સુખ જો અનંત કોટી બ્રહ્માંડનાં વિષય સુખ ભેળાં કરીએ તોપણ તેના કોટીમા ભાગની બરોબર પણ થાય નહિ. અને જે ભગવાનનું અક્ષરધામ છે તેની આગળ બીજા જે દેવતાના લોક છે તેને મોક્ષધર્મને વિષે નર્ક તુલ્ય કહ્યા છે. સા. ૧

અને એ ભગવાનના ધામના સુખ આગળ બીજા લોકનાં જે સુખ તે તો નર્ક જેવાં છે એમ મોક્ષધર્મમાં કહ્યું છે. ગ. છે. ૨૮

જેમ કોઇક ભારે શાહુકાર હોય ને રસ્તાને બેય કોરે છાયાને અર્થે ઝાડ રોપાવે છે તથા પાણીની પરબ બંધાવે છે તથા સદાવ્રત કરાવે છે તે ગરીબ સારૂ કરાવે છે તેમ બ્રહ્મા શિવ અને ઇંદ્રાદિક દેવ છે તે તો એ ભગવાનની આગળ જેવાં સડતાળાનાં રાંક હોય ને પીપરની ટેટી બાફીને ખાતા હોય તે જેવા ગરીબ છે તે બ્રહ્માદિક દેવ મનુષ્યના સુખને અર્થે ઉત્તમ એવા પંચ વિષય તે ભગવાને રચ્યા છે અને જેમ શાહુકારે સદાવ્રત ધર્મશાળાદિકમાં સુખ જેવાં રાંકને અર્થે રચ્યાં છે તે કરતાં તે શાહુકારના ઘરમાં સુખ તે અતિ ઉત્તમ હશે એમ જણાય છે તેમ એ ભગવાને બ્રહ્માદિકને અર્થે એવાં સુખ રચ્યાં છે તો પોતાના ધામમાં તો એ કરતાં અતિ ઉત્તમ સુખ હશે એમ બુદ્ધિવાળો હોય તેને જાણ્યામાં આવે છે

અને સંસારમાં જે પશુ મનુષ્ય દેવતા ભૂત ઇત્યાદિક જ્યાં જ્યાં પંચ વિષય સંબંધી સુખ જણાય છે તે ધર્મે સહિત જે કિંચિત્ ભગવાનનો સબંધ તેણે કરીને છે પણ પંડે ભગવાનમાં જેવું સુખ છે તેવું કોઇને વિષે નથી. જેમ આ મશાલ બળે છે તે મશાલને સમીપે જેવો પ્રકાશ છે તેવો થોડેક છેટે નથી ને તેથી ઘણે છેટે તો મૂળગો નથી તેમ બીજે ઠેકાણે તો કિંચિત સુખ છે ને સંપૂર્ણ સુખ તો ભગવાનના સમીપમાં રહ્યુ છે. પં. ૧

સર્વ સુખમય મૂર્તિ તો એ ભગવાનજ છે ને બીજે પંચ વિષયમાં જે સુખ તે તો એ ભગવાનના સુખનો કિંચિત્ લેશ છે. ગ. છે. ૨૮

પશુના સુખથી મનુષ્યમાં અધિક સુખ છે ને તે કરતાં રાજાનું સુખ અધિક છે ને તેથી ઇંદ્રનું અધિક છે ને તેથી બ્રહ્મસ્પતિનું ને તેથી બ્રહ્માનું તેથી વૈકુંઠ લોકનું ને તેથી ગોલોકનું સુખ તે અધિક છે ને તેથી ભગવાનના અક્ષરધામનું સુખ અતિ અધિક છે ને તે ભગવાનના સુખ આગળ બ્રહ્માદિકનું સુખ તો જેવું ભારે ગ્રહસ્થને બારણે કોઇક રાંક ઠીકરૂં લઇને માગવા આવ્યો હોય તેના જેવું છે. પં. ૧

અને જેમ કોઇક ભારે ધનાઢ્ય ગ્રહસ્થ હોય તે પોતાના ઘરમાં અનેક પ્રકારનાં ભોજન જમતો હોય ને તે જમીને ઉચ્છિષ્ટ જે કાંઇક બટકું રોટલો વધે તે કુતરાને નાખે ત્યારે તે અતિશય તુચ્છ કહેવાય ને પોતે જમતો હોય તે મહા સુખમય કહેવાય તેમ ભગવાને બ્રહ્માંડને વિષે અનેક જીવને પંચ વિષય સબંધી સુખ આપ્યું છે તે તો કુતરાને નાખ્યો જે બટકું રોટલો તેની પેઠે અતિ તુચ્છ છે ને પોતાને વિષે જે સુખ છે તે તો મહા મોટું છે.

ગ. છે. ૩૯

જેમ કોડી કરતાં પૈસામાં વધુ માલ છે ને તેથી રૂપીઆમાં વધુ માલ છે ને તેથી સોનામહોરમાં વધુ માલ છે

ને તેથી ચિંતામણીમાં વધુ માલ છે તેમ જ્યાં જ્યાં પંચ વિષયનું સુખ છે તેથી ભગવાનના ધામમાં ભગવાનનું સુખ અતિ અધિક છે. પં. ૧

ચિદાકાશને મધ્યે સદાય ભગવાનની મૂર્તિ વિરાજમાન છે તે મૂર્તિને વિષે જ્યારે સમાધી થાય ત્યારે એક ક્ષણુ માત્ર ભગવાનના સ્વરૂપમાં સ્થીતિ થઇ હોય તે ભજનના કરનારાને એમ જણાય જે હજારૂ વર્ષ પર્યંત મેં સમાધીને વિષે સુખ ભોગવ્યું એવી રીતે ભગવાનના સ્વરૂપ સબંધી જે નિર્ગુણુ સુખ છે તે જણાય છે અને જે માયિક સુખ છે તે બહુ કાળ ભોગવ્યું હોય તોપણુ અંતે ક્ષણુ જેવું જણાય છે. માટે ભગવાનના સ્વરૂપ સબંધી જે નિર્ગુણુ સુખ છે તે અખંડ અવિનાશી છે ને માયિક સુખ છે તે નાશવંત છે. વર. ૯

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ એ પંચ વિષય સબંધી જે સુખ તે દિવ્યમૂર્તિ એવા જે ભગવાન પુરૂષોત્તમ તેની જે સુખમય મૂર્તિ તે રૂપ જે એક સ્થળ તેને વિષે રહ્યું છે તે જો ભગવાનની મૂર્તિનાં દર્શન કરતા હોઇએ તો રૂપનું સુખ પ્રાપ્ત થાય ને બીજા જે સ્પર્શ આદિક ચાર વિષય તેનું સુખ પણુ પ્રાપ્ત થાય તે એકજ સમયને વિષે થાય છે અને બીજા માયિક જે પંચ વિષય છે તેમાં તો એક વિષયનો સબંધ થાય ત્યારે એક વિષયનું સુખ પ્રાપ્ત

થાય પણ બીજા વિષયનું ન થાય માટે માયિક વિષયમાં ભિન્ન ભિન્નપણે સુખ રહ્યું છે અને તે સુખ તો તુચ્છ છે ને નાશવંત ને અંતે અપાર દુઃખનું કારણ છે. અને ભગવાનમાં તો સર્વ વિષયનું સુખ એક કાળે પ્રાપ્ત થાય છે ને તે સુખ મહા અલૌકિક છે ને અખંડ અવિનાશી છે.

ગ. છે. ૨૭

પંચ વિષય છે તે તો ભગવાનના કર્યા થાય છે માટે ભગવાનમાં તો એથી અતિ ઝાઝું સુખ છે શા માટે જે શબ્દ હોય તેમાં એટલું શબ્દ સબંધીજ સુખ હોય પણ બીજા જે ચાર વિષય રહ્યા તેનું સુખ શબ્દમાં ન હોય એવીજ રીતે સ્પર્શમાં સ્પર્શનુંજ સુખ હોય પણ બીજું ન હોય તેમજ રૂપમાં રૂપ સબંધીજ સુખ હોય તેમજ રસ ને ગંધ તેમાં પણ પોત પોતા સબંધીજ સુખ હોય પણ એક વિષયમાં પંચ વિષયનું સુખ ભેળું ન આવે અને ભગવાનનું જે સ્વરૂપ છે તેમા તો સર્વ સુખ ભેળાં રહ્યાં છે તે એક દર્શન કરે તોપણ તે ભક્ત પૂર્ણકામ થઇ જાય. એવી રીતે ભગવાનના સ્પર્શાદિક પણ પોતાના ભક્તને પુર્ણકામ કરે છે અને માયિક જે વિષય સબંધી સુખ છે તે તો સર્વે નાશવન્ત છે અને ભગવાન સબંધી સુખ છે તે તો અખંડ છે.

જ. મ. ૧

ભગવાને બ્રહ્માંડને વિષે પંચ વિષય સબંધી સુખ જીવુંને આપ્યુ છે ને સુખ કેવુ છે તો એ સુખને સારૂ

કેટલાક પોતાનાં માથાં કપાવે છે એવું મહા દુર્લભ જેવું જણાય છે ત્યારે પોતાની મૂર્તિમાં તથા પોતાના ધામમાં જે સુખ છે તે તો બહુભારે છે અને પ્રાકૃત વિષય સુખ છે તે તો અન્ય પદાર્થને આશરીને રહ્યું છે તથા પૃથક્ પૃથક્ છે અને જે ભગવાન છે તે તો સર્વ સુખમાત્રના રાશી છે ને એ ભગવાન સબંધી જે સુખ છે તે અવિનાશી છે ને મહા અલૌકિક છે. ગ. છે. ૩૯

અને એ ભગવાનનું જેવું ધામ છે તેવું સ્થાનક આ બ્રહ્માંડમાં કોઇ નથી જે જેની એને ઉપમા દેઇએ. તે સાત દ્વિપ ને નવખંડમાં જે જે સ્થાનક છે તથા મેરૂ ઉપર ઘણીક શોભાએ યુક્ત બ્રહ્માદિકનાં સ્થાનક છે તથા લોકાલોકાચલને વિષે ઘણાંક સ્થાનક છે તથા ઇંદ્ર, વરૂણ, કુબેર, શિવ, બ્રહ્મા એનાં જે સ્થાનક છે તથા બીજાં પણ ઘણાંક સ્થાનક છે એ સર્વે માંહેલું એવું એકે સ્થાનક નથી જે જેની ભગવાનના ધામને ઉપમા થાય.

અને ભગવાનના ધામને વિષે રહ્યા જે ભગવાનના ભક્ત તેને જેવું સુખ છે તેવું આ બ્રહ્માંડમાં કોઇ સુખ છે નહિ જેની એને ઉપમા દેઇએ. પં. ૪

**ભગવાન સર્વના કારણ છે.**

પચાસ કોટી યોજન પૃથ્વીનુ પીઠ છે તે પૃથ્વી ઉપર ઘટપટાદિક અનેક પદાર્થ છે તે સર્વે પદાર્થમાં એ પૃથ્વી

રહી છે ને પોતાને સ્વરૂપે કરીને નોખી પણ રહી છે અને જ્યારે પૃથ્વીની દ્રષ્ટિએ કરીને જોઇએ ત્યારે એ સર્વે પદાર્થ રૂપે પૃથ્વી થઇ છે ને પૃથ્વી વિના બીજું કાંઇ પદાર્થ નથી અને તે પૃથ્વી જળના એક અંશમાંથી થઈ છે ને જળ તો પૃથ્વીની હેઠે પણ છે ને પડખે પણ છે ને ઉપર પણ છે ને પૃથ્વીના મધ્યમાં પણ જળ સર્વત્ર વ્યાપી રહ્યું છે માટે જળની દ્રષ્ટિએ કરીને જોઇએ તો પૃથ્વી નથી એકલું જળજ છે અને એ જળ પણ તેજના એક અંશમાંથી થયું છે માટે તેજની દ્રષ્ટિએ કરીને જોઇએ તો જળ નથી એકલું તેજજ છે અને તે તેજ પણ વાયુના એક અંશમાંથી થયું છે માટે તે વાયુની દ્રષ્ટિએ કરીને જોઇએ તો તેજ નથી એકલો વાયુજ છે ને તે વાયુ પણ આકાશના એક અંશમાંથી થયો છે માટે જો આકાશની દ્રષ્ટિએ કરીને જોઇએ તો વાયુ આદિક જે ચાર ભૂત ને તેનું કાર્ય જે પિંડ ને બ્રહ્માંડ તે કાંઈ ભાસેજ નહિ એકલો આકાશજ સર્વત્ર ભાસે. અને એ આકાશ પણ તમાસાહંકારના એક અંશમાંથી ઉત્પન્ન થયો છે ને તે તામસાહંકાર, રાજસાહંકાર, સાત્વિકાહંકાર ને ભૂત ઇંદ્રિયું અંતઃકરણ ને દેવતા એ સર્વે મહતત્ત્વના એક અંશમાંથી ઉત્પન્ન થયા છે. માટે મહતત્ત્વની દ્રષ્ટિએ જોઈએ તો ત્રણ પ્રકારનો અહંકાર તથા ભૂત ઇંદ્રિયો અંત-:કરણ ને દેવતા એ સર્વે નથી એકલું મહતત્ત્વજ છે અને તે મહતત્ત્વ પણ પ્રધાન પ્રકૃતિના એક અંશમાંથી ઉત્પન્ન થયું

છે માટે એ પ્રકૃતિની દ્રષ્ટિએ જોઇએ તો મહતત્ત્વ નથી એકલી એ પ્રકૃતિજ છે અને તે પ્રકૃતિ પણ પ્રલય કાળમાં પુરૂષના એક અંશમાં લીન થઈ જાય છે અને પાછી સૃષ્ટિ સમયે એક અંશમાંથી ઉત્પન્ન થાય છે માટે પુરૂષની દ્રષ્ટિએ કરીને જોઇએ તો એ પ્રકૃતિ નથી એકલો પુરૂષજ છે. અને એવા અનંતકોટી પુરૂષ છે તે મહામાયાના એક અંશમાંથી ઉત્પન્ન થાયછે માટે મહામાયાની દ્રષ્ટિએ જોઇએ તો એ પુરૂષ નથી એકલી મહામાયાજ છે. અને એ મહામાયા પણ મહાપુરૂષના એક અંશમાંથી ઉત્પન્ન થાય છે માટે એ મહા પુરૂષની દ્રષ્ટિએ જોઇએ તો એ મહામાયા નથી એકલો મહાપુરૂષજ છે અને એ મહાપુરૂષ પણ પુરૂષોત્તમ ભગવા-નનું ધામ જે અક્ષર તેના એક દેશમાંથી ઉપજે છે માટે એ અક્ષરની દ્રષ્ટિએ કરીને જોઇએ તો એ મહાપુરૂષાદિક સર્વે નથી એક અક્ષરજ છે અને તે અક્ષર થકી પર અક્ષ-રાતીત એવા જે પુરૂષોત્તમ ભગવાન તે છે. તે સર્વની ઉત્પત્તિ સ્થીતિ ને પ્રલય તેના કર્તા છે ને તે સર્વના કારણ છે. અને જે કારણ હોય તે પોતાના કાર્યને વિષે વ્યાપક હોય ને તેથી જુદું પણ રહે માટે એ સર્વના કારણ જે પુરૂષોત્તમ ભગવાન તેની દ્રષ્ટિએ કરીને જોઇએ ત્યારે એ પુરૂષોત્તમ ભગવાન વિના બીજું કાંઈ ભાસેજ નહિ.

ગ. પ્ર. ૫૧

કારણ હોય તે તો નાનું હોય ને સૂક્ષ્મ હોય તોપણ મોટા કાર્યની ઉત્પત્તિ કરવાને સમર્થ છે એજ કારણમાં મોટાઈ છે જેમ મળ પ્રકૃતિનાં કાર્ય એવાં જે અનંત પ્રધાન તેનો મોટો વિસ્તાર છે પણ કારણરૂપ જે મૂળ પ્રકૃતિ તે તો સ્ત્રીને આકારે છે તથા પૃથ્વીનું કારણ જે ગંધ તે સૂક્ષ્મ છે ને તેનું કાર્ય જે પૃથ્વી તે મોટી છે. તેમજ આકાશાદિક જે બીજાં ચાર ભૂત તેનો મોટો વિસ્તાર છે ને તેનાં કારણ જે શબ્દાદિક તે સૂક્ષ્મ છે અને જે કારણ હોય તે નાનું હોય તોપણ તે મોટા કાર્યને ઉત્પન્ન કરવા સમર્થ થાય એવી એમાં કળા રહી છે જેમ અગ્નિદેવ છે તે તો મનુષ્ય જેવો મૂર્તિમાન છે અને માણસ જેવડો છે અને તેનું કાર્ય જે અગ્નિની જ્વાળાઉ તે તો અતિ મોટીયું છે તથા જેમ વરૂણની મૂર્તિ તે તો મનુષ્ય જેવડી છે અને તેનું કાર્ય રૂપ જે જળ તે તો અતિ ઝાઝું છે અને જેમ સુર્યની મૂર્તિ તો મનુષ્ય જેવી રથમાં બેઠી છે અને તેનુ કાર્ય જે પ્રકાશ તે તો આખા બ્રહ્માંડમાં વ્યાપી રહ્યો છે તેમ સર્વના કારણ એવા જે શ્રી પુરૂષોત્તમ નારાયણ શ્રીકૃષ્ણ તે તો મનુષ્ય જેવડા છે તોપણ અનંત કોટી બ્રહ્માંડના કારણ છે ને જે મૂર્ખ હોય તે એમ સમજે જે જેનું કાર્ય આવડું મોટું છે તો તેનું કારણ તો કેવડું મોટું હશે એ તો મૂર્ખની સમજણ છે. અને સર્વના કારણરૂપ એવા

ભગવાન તે મનુષ્ય જેવા છે તોપણ પોતાના અંગમાંથી યોગ કળાએ કરીને અનંત કોટી બ્રહ્માંડને ઉત્પન્ન કરવાને સમર્થ છે ને પાછાં પોતાને વિષે લય કરવાને સમર્થ છે જેમ અગ્નિ, વરૂણ, સૂર્ય તે પોતાના કાર્યરૂપે મોટા જણાય છે ને વળી કાર્યને પોતામાં લીન કરીને એક પોતેજ રહે છે તેમ ભગવાનના એક એક રોમમાં અનંત કોટી બ્રહ્માંડ અણુંની પેઠે રહ્યાં છે તે અષ્ટાવર્ણ ને ચોદલોક સુદ્ધાં રહ્યાં છે એવી રીતે કારણમાં અલૌકીકપણું છે ને મોટાઇ પણું છે તેને સમજુ હોય તે જાણે જે ભગવાન મનુષ્ય જેવા જણાય છે તોપણ એ ભગવાન સર્વના કારણ છે અને સર્વના કર્તા છે ને સમર્થ છે. લો. ૨

જે જે થકી મોટો હોયતે તે થકી સૂક્ષ્મ હોય ને તેનું કારણ પણ હોય જેમ પૃથ્વી થકી જળ મોટું છે અને તે પૃથ્વીનું કારણ છે અને તે થકી સૂક્ષ્મ પણ છે. ને જળ થકી તેજ મોટું છે ને તેજ થકી વાયુ મોટો છે ને વાયુ થકી આકાશ મોટો છે. એવી રીતે અહંકાર. મહતત્વ; પ્રધાન પુરૂષ ને પ્રકૃતિ પુરૂષ ને અક્ષર એ સર્વે એક બીજાથી મોટા છે ને એક બીજાથી સુક્ષ્મ છે ને કારણ છે અને એ સર્વે મૂર્તિમાન છે.

પૃથ્વીનું કારણ જે જળ તે તે થકીમોટું પણ છે અને સુક્ષ્મ પણ છે એવી રીતે જળનું કારણ તે તેજ છે તેજનું કારણ વાયુ છે વાયુનું કારણ આકાશ છે આકાશનું

કારણ અહંકાર છે અહંકારનું કારણ મહતત્ત્વ છે મહતત્ત્વનું કારણ પ્રધાન ને પૂરૂષ છે અને પ્રધાન ને પુરૂષનું કારણ મૂળ પ્રકૃતિ ને બ્રહ્મ છે અને એ સર્વેનું કારણ અક્ષરબ્રહ્મ છે ને તે અક્ષર તો પુરૂષોત્તમ ભગવાનનું ધામ છે તે અક્ષરધામને વિષે પુરૂષોત્તમ ભગવાન પોતે સદા વિરાજમાન છે અને પોતાની અંતર્યામિ શકિતએ કરીને અક્ષરધામ અને અનંત કોટી બ્રહ્માંડ અને તે બ્રહ્માંડુના જે ઇશ્વર તે સર્વને વિષે અન્વયપણે રહ્યા છે. ગ. પ્ર. ૬૩

## ભગવાન સર્વના કર્તા છે.

પરમેશ્વર છે તે તો દેશ કાળ કર્મ માયા એ સર્વના પ્રેરક છે અને પોતાની ઇચ્છાએ કરીને દેશ કાળાદિકનું પ્રધાનપણું રહેવા દેછે પણ સર્વે પરમેશ્વરને આધારે છે જેમ શીશુમાર ચક્ર છે તે ધ્રુ મંડળને આધારે છે અને જેમ પ્રજા સર્વ રાજાને આધારે છે તેમાં દિવાન હોય તથા વજીર હોય તેનું રાજા ચાલવા દે તેટલુંજ ચાલે પણ ન ચાલવા દે ત્યારે એક અણું માત્ર પણું ન ચાલે તેમ દેશ કાળ કર્મ માયા તેનું પરમેશ્વર ચાલવા દે તેટલું ચાલે પણ પરમેશ્વરના ગમતા બહાર અણુંમાત્ર પણ ન ચાલે માટે સર્વ કર્તા તે પરમેશ્વરજ છે. ગ. મ. ૨૧

જીવનું કલ્યાણ તો આટલીજ વાતમાં છે જે પ્રગટ પ્રમાણ એવા જે શ્રીકૃષ્ણ નારાયણ તેનુંજ કર્યું સર્વે થાય

છે પણ કાળ કર્મ ને માયાદિક કોઈનું કર્યું કાંઈ થાતું નથી એવી રીતે ભગવાનને વિષેજ એક કર્તાપણું સમજવું એજ કલ્યાણનું પરમ કારણ છે. કા. ૧૦

ભગવાનનેજ સર્વ કર્તા જાણે તોપણ જન્મ મરણના દુઃખથી તો જીવ તરી જાય. કા. ૧૦

આ સર્વ જગતના કર્તા હર્તા ભગવાન છે તેને કર્તા હર્તા ન સમજીએ ને વિશ્વના કર્તા હર્તા કાળને જાણીએ અથવા માયાને જાણીએ અથવા કર્મને જાણીએ અથવા સ્વભાવને જાણીએ એ તે ભગવાનનો દ્રોહ છે. કેમ જે ભગવાન સર્વના કર્તા હર્તા છે તેનો ત્યાગ કરીને કેવળ કાળ કર્મ સ્વભાવ ને માયા તેને જગતના કર્તા હર્તા કહે છે માટે એ ભગવાનનો અતિ દ્રોહ છે ત્યાં દ્રષ્ટાંત જેમ તમે (ગામ બુવાના પટેલ કાનદાસજીને કહે છે) ગામના પટેલ છો તે જે તમારી ગામમાં પટેલાઇ ન રહેવા દે તે તમારો દ્રોહી કહેવાય અને વળી જેમ ચક્રવર્તિ રાજા હોય તેનો હુકમ ખોટો કરીને જે રાજા ન હોય તેનો હુકમ ચલાવે તે પુરૂષ રાજાનો દ્રોહી કહેવાય તેમ ભગવાનને અકર્તા કહેવા અને ભગવાન વિના બીજા જે કાળાદિક તેને કર્તા કહેવા એજ ભગવાનનો દ્રોહ છે. વર. ૨

જે જીવ ભગવાનને સર્વ કર્તા હર્તા નથી જાણતો તો તેથી બીજો કોઇ પાપી નથી. અને ગૌહત્યા, બ્રહ્મહત્યા,

ગુરુસ્ત્રીનો સંગ તથા બ્રહ્મવેત્તા સદ્‌ગુરુનો દ્રોહ તે થકી પણ એને વધુ પાપી જાણવો કાંજે ભગવાન વિના બીજા જે કાળ કર્માદિક તેને એ કર્તા જાણે છે માટે એવો જે નાસ્તિક ચંડાલ હોય તેની તો છાયામાં પણ ઉભું રહેવું નહિ ને ભુલમાં પણ તેના મુખનું વચન સાંભળવું નહિ.

કા. ૧૦

## ભગવાન સર્વથી સમર્થ છે

ભગવાન તો જેમ ક્ષરના આત્મા છે તેમજ પ્રકૃતિ પુરૂષ થકી પર જે અક્ષરબ્રહ્મ તેના પણ આત્મા છે અને ક્ષર અક્ષર બેયને પોતાની શક્તિએ કરીને ધરી રહ્યા છે અને પોતે તો ક્ષર અક્ષરથી ન્યારા છે અને ભગવાનની મોટાઈ તો એવી છે જે જેના એક એક રોમના છિદ્રને વિષે અનંત કોટી બ્રહ્માંડ પરમાણુંની પેઠે રહ્યાં છે.

ગ. પ્ર. ૭૨

આ દેહ ઇંદ્રિયું ને અંતઃકરણ તેને જાણનારો જે જીવ તે જ્યારે સુષુપ્તિમાં લીન થાય છે ત્યારે એનાં ઇંદ્રિયું અંતઃકરણ પણ સુષુપ્તિમાં લીન થાયછે તે સમયમાં એ જીવને ભગવાન પ્રકાસે છે. અને જ્યારે સુષુપ્તિમાંથી સ્વપ્નમાં આવે છે ત્યારે તે સ્વપ્ન સંબંધી જે સ્થાન ભોગ, વિષય ને જીવ એ સર્વને ભગવાન પ્રકાસે છે અને જાગ્રતમાં પણ ભગવાન પ્રકાસે છે એવી રીતે રૂપપણે ને

અરૂપપણે કરીને રહ્યા જે જીવ તેને ભગવાન પ્રકાસે છે અને પ્રધાનમાંથી મહતત્ત્વ થયું અને મહતત્ત્વમાંથી ત્રણ પ્રકારનો અહંકાર થયો ને તે અહંકારમાંથી ઇંદ્રિયું, દેવતા, પંચભૂત, પંચમાત્રા એ સર્વ થયાં તેમને પણ ભગવાને પ્રકાસ્યાં છે અને એ સર્વ તત્ત્વે મળીને રચ્યો એવો જે વિરાટ તેને પણ ભગવાન પ્રકાસે છે અને એ સર્વ જ્યારે માયામાં લીન થાય છે ત્યારે તે માયાને પણ ભગવાન પ્રકાસે છે એવી રીતે જીવ ને ઇશ્વર એ બેય જ્યારે રૂપપણે થાય છે ત્યારે ભગવાન પ્રકાસે છે અને જ્યારે એ જીવ ને ઇશ્વર બેય નામરૂપ રહિત થકા સુષુપ્તિમાં ને પ્રધાનમાં રહે છે ત્યારે પણ ભગવાન પ્રકાસે છે અને જે કાળ તે એ માયાદિક તત્ત્વને નામરૂપપણાને પમાડે છે ને અરૂપપણાને પમાડે છે એવો જે કાળ તે કાળને પણ ભગવાન પ્રકાસે છે. કા. ૧

ભગવાનની બીકે કરીને ઇંદ્ર વરસે છે, સૂર્ય, અગ્નિ, ચંદ્રમા પ્રકાશ કરે છે, પૃથ્વી સર્વને ધારી રહી છે, સમુદ્ર મર્યાદા નથી લોપતા, ઔષધીઓ રૂતુને પામીને ફળે છે. અને જે ભગવાન જગતની ઉત્પત્તિ, સ્થીતિ ને પ્રલયને કરે છે અને જેની શક્તિ કાળ છે માયા છે પુરૂષ છે અક્ષર છે. લો. ૧૭

ભગવાન જેવા તો ભગવાનજ છે ને બીજા જે પ્રકૃતિ પુરૂષાદિક તે તો એના ભક્ત છે ને એનું ધ્યાન કરે છે.

પં. ૨

પુરૂષોત્તમ વાસુદેવ છે તે પુરૂષ રૂપે કરીને અનેક બ્રહ્માંડની ઉત્પત્તિ સ્થીતિ ને પ્રલયના કર્તા છે માટે પુરૂષ રૂપે કરીનેજ બહુધા શાસ્ત્રમાં પુરૂષોત્તમને કહ્યા છે ત્યારે પુરૂષમાં ને વાસુદેવમાં કેટલો ભેદ છે તો જેમ આ જીવને વિષે ને વૈરાજ પુરૂષ ઇશ્વરને વિષે ભેદ છે ને વળી જેમ ઈશ્વરને વિષે ને પુરૂષને વિષે ભેદ છે તેમ પુરૂષ ને પુરૂષોત્તમ એવા જે વાસુદેવ ભગવાન તેને વિષે એવો ઘણો ભેદ છે ને પુરૂષોત્તમ વાસુદેવ તો સર્વના સ્વામી છે. અને એવા અક્ષરાત્મક પુરૂષ બ્રહ્મરૂપ ઘણાક છે તે જે તે વાસુદેવના ચર્ણારબિંદની ઉપાસના કરે છે ને સ્તુતી કરે છે.

ગ. મ. ૩૧

ભગવાન મહારાજાધિરાજ છે ને દિવ્યરૂપ એવી જે અસંખ્ય સમૃદ્ધિ તથા અસંખ્ય પાર્ષદ તેણે યુક્ત છે ને અનંત કોટી બ્રહ્માંડના પતિ છે. જેમ આ લોકમાં કોઇક મોટો ચક્રવર્તિ રાજા હોય તેનું સૂર્યના ઉદય અસ્ત સુધી રાજ્ય હોય અને તેજ રાજા પોતાના તપને બળે કરીને દેવતાના જેવા ઐશ્વર્યને પામ્યો હોય ને સ્વર્ગ મૃત્યુ પાતાલ એ ત્રિલોકીના રાજ્યને કરતો હોય જેમ અર્જુન હતા તે એને એ દેહે કરીને સ્વર્ગને વિષે ઇંદ્રાસનને ઉપર

કેટલાક વર્ષ સુધી રહ્યા તથા નહુષ રાજા પણ ઇંદ્ર થયો હતો એવો જે પ્રતાપી ચક્રવર્તિ રાજા તેને ઘેર જેટલાં ગામ છે તેની ગણુતી થાય નહિ એ તો અસંખ્ય છે તથા ગામ ગામના જે પટેલ તેની પણ ગણુતી નથી અને તે ગામ ગામના અસંખ્ય પટેલ તે એના દરબારમાં અરજ કરવા આવતા હોય અને તે રાજાના ધનમાલ ભોગ સ્થાનક સમૃદ્ધિ તે પણ ગણુતીમાં આવે નહિ તેમ એ ભગવાન અસંખ્ય કોટી જે બ્રહ્માંડરૂપ ગામ તેના રાજાધિરાજ છે. અને એ બ્રહ્માંડરૂપ જે ગામ તેના મુખ્ય પટેલ તો બ્રહ્મા વિષ્ણુ ને શિવ છે. જેમ એક ગામમાં એક પટેલ મોટો હોય તેને તે ગામની સર્વે પ્રજા આવીને નમે ને આજ્ઞામાં રહે ને તે પટેલ રાજાને નમે તેમ બ્રહ્માંડ બ્રહ્માંડ પ્રત્યે બ્રહ્મા વિષ્ણુ શિવ છે તે મોટેરા છે ને બીજા જે બ્રહ્માંડમાં દવ, દૈત્ય, મનુષ્ય, રૂષિ, પ્રજાપતિ તે એને ભજે છે ને આજ્ઞામા રહે છે ને એ બ્રહ્મા વિષ્ણુ શિવ તે ભગવાન. પુરૂષોતમને ભજે છે ને આજ્ઞામાં વર્તે છે પં. ૪

જેમ કોઇ મોટો રાજા હોય તેના જે ગોલા ને ગોલીયું હોય તેને પણ સાત ભોમિની તો હવેલીયું રહેવાની હોય અને બાગ બગીચા ને ઘોડાવેલ્યું ઘરેણાં એ આદિક જે સામગ્રીયું તેણે કરીને દેવલોક સરખાં તેનાં ઘર જણાય ત્યારે તે રાજાનો જે દરબાર તથા તેમાં જે સામગ્રીયું

તે તો અતિ શોભાયમાન હોય તેમ શ્રી પુરૂષોત્તમ ભગવાનની આજ્ઞામાં વર્તતા એવા જે બ્રહ્માંડના અધિપતિ બ્રહ્માદિક તેના જે લોક ને તે લોકના વૈભવ તેના પારને પમાતો નથી તો જેના નાભીકમલમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા એવા જે વિરાટ પુરૂષ તેના વૈભવનો પાર તો ક્યાંથી પમાય. અને એવાં અનંતકોટી બ્રહ્માંડ તે એક એક રોમ પ્રત્યે અણુંની પેઠે ઉડતાં ફરે છે એવું એ ભગવાનનું ધામ છે ને તે ધામને વિષે પુરૂષોતમ ભગવાન પોતે દિવ્યરૂપે કરીને સદા વિરાજમાન છે અને તે ધામમાં અપાર દિવ્ય સામગ્રી છે તે ભગવાનની મોટપનો પાર તો આવેજ કેમ? અને તે ભગવાનના સેવકના એક એક રોમને વિષે કોટી કોટી સૂર્યના જેવો પ્રકાશ છે માટે જેના સેવક એવા છે તો એમના સ્વામી જે પુરૂષોત્તમ ભગવાન તેનો મહિમા તો કેમ કહેવાય. ગ. પ્ર. ૬૩

## ભગવાન કાર્ય કારણરૂપે કેમ રહ્યા છે

અતિ સમર્થ જે ભગવાન તે પોતે અક્ષરમાં પ્રવેશ કરીને અક્ષરરૂપે થાય છે ને પછી મૂળ પ્રકૃતિ પુરૂષરૂપ થાય છે તે પછી પ્રધાન પુરૂષરૂપે થાય છે ને પછી પ્રધાનમાંથી થયાં જે ચોવીસ તત્ત્વ તેને વિષે પ્રવેશ કરીને તે રૂપે થાય છે ને પછી બ્રહ્મા વિષ્ણું શિવમાં પ્રવેશ કરીને તેતે રૂપે થાય છે. ગ. પ્ર. ૬૩

પુરૂષોત્તમ નારાયણ તે કોઇ કાર્યને અર્થે પુરૂષરૂપે થાય છે ત્યારે એ પુરૂષ છે તે પુરૂષોત્તમના પ્રકાશમાં લીન થઇ જાય છે ને પુરૂષોત્તમજ રહે છે તેમજ માયારૂપે થાય છે ત્યારે માયા પણ પુરૂષોત્તમના તેજમાં લીન થઇ જાય છે ને તે રૂપે ભગવાનજ રહે છે અને પછી એ ભગવાન મહતત્ત્વ રૂપે થાય છે ને તે મહતત્ત્વમાંથી થયાં જે બીજા તત્ત્વ તે રૂપે થાય છે અને પછી તે તત્ત્વનું કાર્ય જે વિરાટ તે રૂપે થાય છે તથા તે વિરાટ પુરૂષથી થયા જે બ્રહ્માદિક તે રૂપે થાય છે તથા નારદ સનકાદિક રૂપે થાય છે એવી રીતે અનેક પ્રકારના કાર્યને અર્થે જેને જેને વિષે એ પુરૂષોત્તમ ભગવાનનો પ્રવેશ થાય છે તેને તેને પોતાના પ્રકાશે કરીને લીન કરી નાખીને પોતેજ તે રૂપે કરીને સર્વોત્કર્ષપણે વિરાજમાન થકા રહે છે અને જેને વિષે પોતે વિરાજમાન રહે છે તેના પ્રકાશને પોતે ઢાંકીને પોતાનો પ્રકાશ પ્રગટ કરે છે જેમ અગ્નિ લોઢાને વિષે આવે છે ત્યારે લોઢાનો જે શીતળ ગુણ ને કાળો વર્ણ તેને ટાળીને પોતે પોતાના ગુણને પ્રકાશ કરે છે તથા જેમ સૂર્ય ઉદય થાય છે તેના પ્રકાશમાં સર્વ તારા ચંદ્રમાદિકનાં તેજ લીન થઇ જાય છે ને એક સૂર્યનોજ પ્રકાશ રહે છે તેમ એ ભગવાન જેને જેને વિષે આવે છે તેના તેજનો પરાભવ કરીને પોતાના પ્રકાશને અધિકપણે જણાવે છે અને જે

કાર્યને અર્થે પોતે જેમાં પ્રવેશ કર્યો હતો તે કાર્ય કરી રહ્યા કેડે તેમાંથી પોતે નોખા નીસરી જાય છે ત્યારે તો તે પંડે જેવો હોય તેવો રહે છે ને તેમાં જે અધિક દૈવત જણાતું હતું તે તો પુરૂષોત્તમ ભગવાનનું હતું એમ જાણવું. પં. ૭

પુરૂષોત્તમ ભગવાને પોતેકરી એવી જે નાના પ્રકારની યોનીયું તેમને વિષે કારણપણે અંતર્યામિરૂપે કરીને ન્યૂનાધિક ભાવે પ્રકાશ કરે છે તેની વિગતી જે અક્ષરાતીત એવા જે પુરૂષોત્તમ ભગવાન તે સૃષ્ટિ સમયને વિષે અક્ષર સામી દ્રષ્ટિ કરે છે ત્યારે તે અક્ષરમાંથી પુરૂષ પ્રગટ થઈ આવે છે પછી તે પુરૂષોત્તમ જે તે અક્ષરમાં પ્રવેશ કરીને પુરૂષને વિષે પ્રવેશ કરે છે ને પુરૂષરૂપે થઇને પ્રકૃતિને પ્રેરે છે એવી રીતે જેમ જેમ પુરૂષોત્તમનો પ્રવેશ થાતો ગયો તેમ તેમ સૃષ્ટિની પ્રવૃત્તિ થઈ ને પછી તે પ્રકૃતિ પુરૂષ થકી પ્રધાન પુરૂષ થયા અને તે પ્રધાન પુરૂષ થકી મહતત્ત્વ થયું ને મહતત્ત્વ થકી ત્રણ પ્રકારનો અહંકાર થયો તે અહંકાર થકી ભૂત, વિષય, ઇંદ્રિયો, અંતઃકરણ ને દેવતા તે થયા ને તે થકી વિરાટ પુરૂષ થયા ને તેની નાભિ કમળમાંથી બ્રહ્મા થયા ને તે બ્રહ્મા થકી મરિચ્યાદિક પ્રજાપતિ થયા ને તે થકી કશ્યપ પ્રજાપતિ થયા ને તે થકી ઇંદ્રાદિક દેવતા થયા ને દૈત્ય થયા અને

સ્થાવર જંગમ સર્વ સૃષ્ટિ થઇ અને પુરૂષોત્તમ ભગવાન જે તે એ સર્વેમાં કારણપણે અંતર્યામિરૂપે પ્રવેશ કરીને રહ્યા પણ જેવા અક્ષરમાં છે તેવી રીતે પુરૂષ પ્રકૃતિમાં નથી ને જેવા પુરૂષ પ્રકૃતિમાં છે તેવા પ્રધાન પુરૂષમાં નથી ને જેવા પ્રધાન પુરૂષમાં છે તેવા મહતત્ત્વાદિક ચોવીસ તત્ત્વમાં નથી ને જેવા ચોવીસ તત્ત્વમાં છે તેવા વિરાટ પુરૂષમાં નથી ને જેવા વિરાટ પુરૂષમાં છે તેવા બ્રહ્માામાં નથી ને જેવા બ્રહ્માામાં છે તેવા મરિચ્યાદિકમાં નથી ને જેવા મરિચ્યાદિકમાં છે તેવા કશ્યપમાં નથી ને કશ્યપમાં છે તેવા ઈંદ્રાદિક દેવતામાં નથી જેવા ઈંદ્રાદિક દેવતામાં છે તેવા મનુષ્યમાં નથી ને જેવા મનુષ્યમાં છે તેવા પશુમાં નથી. એવી રીતે પુરૂષોત્તમ ભગવાન જે તે તારતમ્યતાએ સર્વેમાં કારણપણે અંતર્યામિરૂપે કરીને રહ્યા છે જેમ કાષ્ટને વિષે અગ્નિ રહ્યો છે તે મોટા કાષ્ટમાં મોટો અગ્નિ રહ્યો છે ને લાંબા કાષ્ટમાં લાંબો અગ્નિ રહ્યો છે ને વાંકા કાષ્ટમાં વાંકો અગ્નિ રહ્યો છે તેમ એ પુરૂષોત્તમ ભગવાન છે તે જે દ્વારે જેટલું કાર્ય કરાવવું હોય તેને વિષે તેટલી સામર્થીએ યુકત થકા રહે છે અને અક્ષર ને પુરૂષ પ્રકૃતિ આદ્યે સર્વને વિષે પુરૂષોત્તમ ભગવાન અંતર્યામિરૂપે રહ્યા છે પણ પાત્રની તારતમ્યતાએ કરીને સામર્થીમાં તારતમ્યપણું છે. એવી રીતે એક પુરૂષોત્તમ

ભગવાન છે તે અંતર્યામિરૂપે કરીને એ સર્વને વિષે પ્રવેશ કરીને રહ્યા છે પણ જીવ ઇશ્વરપણાને પોતે પામીને બહુરૂપે નથી થયા. ગ. પ્ર. ૪૧

અધ્યાત્મ જે વિરાટ પુરૂષનાં ઇંદ્રિયો ને અધિભૂત જે તેના પંચમહાભૂત અને અધિદૈવ જે વિરાટના ઇંદ્રિયોના દેવતા એ સર્વે વિરાટને વિષે આવ્યા તોપણ વિરાટ ઉભો ન થયો પછી વાસુદેવ ભગવાને પુરૂષરૂપે થઇને વિરાટ પુરૂષને વિષે પ્રવેશ કર્યો ત્યારે વિરાટ પુરૂષ ઉભા થયા તે ભગવાન વિરાટ પુરૂષનાં જે અધ્યાત્મ અધિભૂત ને અધિદૈવ તેને વિષે તદાત્મકપણે કરીને વર્તે છે ને સ્વરૂપે તો વિરાટ થકી ન્યારા છે ને તેનેજ આશ્રય કરવા યોગ્ય સ્વરૂપ કહ્યું છે. ગ. મ. ૧૦

भूमिरापो नलोवायुः खंमनो बुद्धिरेवच॥ अहंकार इतीयमे भिन्नाप्रकृतिरष्टधा ॥ એ વ્યાપ્ય એવી જડ પ્રકૃતિ છે ॥ अपरेयमि तस्त्वन्यां प्रकृतिं विद्धि मे परां जीवभूतां महाबाहो ययेदंधार्यते जगत् ॥ એ વ્યાપક એવી ચૈતન્ય પ્રકૃતિ છે. અને જે પ્રત્યક્ષ ભગવાન છે તે કેવા છે તો એ અષ્ટ પ્રકારની જે વ્યાપ્ય પ્રકૃતિ અને તેને વિષે વ્યાપક એવી જે ચૈતન્ય પ્રકૃતિ તે બેયના આધાર છે જેમ આકાશ છે તે પૃથ્વી આદિક ચાર તત્ત્વનો

આધાર છે ને પૃથ્વીની જ્યારે સંકોચ અવસ્થા થાય છે તે ભેળો આકાશ પણ સંકોચને પામે છે ને પૃથ્વીની વિકાસ અવસ્થા થાય છે તે ભેળી આકાશની પણ વિકાસ અવસ્થા છે. તથા જળ. તેજ ને વાયુની સંકોચ વિકાસ અવસ્થા ભેળી આકાશની પણ સંકોચ વિકાસ અવસ્થા છે. અને પૃથ્વી આદિક ૮ તત્વની સંકોચ વિકાસ અવસ્થા તે બેય આકાશને વિષે થાય છે. તેમ એ બે પ્રકૃતિની સંકોચ વિકાસ અવસ્થા ભેળી ભગવાનની પણ સંકોચ વિકાસ અવસ્થા છે. અને એ બે પ્રકૃતિની સંકોચ વિકાસ અવસ્થા તે ભગવાનને વિષે છે એવા જે ભગવાન તે સર્વના આત્મા છે ॥ यस्याक्षर शरीरं यस्यात्मा शरीरं यस्य पृथ्वी शरीरं ॥ ઇત્યાદિક શ્રુતિયું છે. તથા અન્નમય બ્રહ્મ કહ્યો છે મનોમય બ્રહ્મ કહ્યો છે વિજ્ઞાનમય બ્રહ્મ કહ્યો છે આનંદમય બ્રહ્મ કહ્યો છે ઇત્યાદિક ઘણીક પ્રકારની બ્રહ્મવિદ્યા કહી છે તેનું શું તાત્પર્ય છે જે, ભગવાન સર્વના કારણ છે ને સર્વના આધાર છે માટે એ સર્વને બ્રહ્મ કહ્યા છે પણ એ સર્વે શરીર છે ને એ સર્વના શરીરી તે ભગવાન શ્રીકૃષ્ણ પ્રત્યક્ષ પુરૂષોત્તમ છે તે ભગવાનને વિષે એ જડચૈતન્યરૂપ જે બે પ્રકૃતિ તે સંકોચ વિકાસ અવસ્થાએ કરીને પોતાના કાર્ય સોતી સુખે કરીને રહી છે અને એ સર્વને વિષે ભગવાન જે તે અંતર્યામિરૂપે કારણપણે કરીને રહ્યા છે. લો. ૭

સાંખ્યવાળે ચોવીસ તત્ત્વ કહ્યાં છે તે સાંખ્યને મતે તેવીસ÷ તત્ત્વ ને ચોવીસમો ક્ષેત્રજ્ઞ જે જીવ ઇશ્વિરરૂપ ચૈતન્ય તે છે. એવી રીતે ચોવીસ તત્ત્વ કહ્યાં છે કેમજે ક્ષેત્ર ક્ષેત્રજ્ઞને તો અન્યોઅન્ય આશ્રયપણું છે તે ક્ષેત્રજ્ઞ વિના ક્ષેત્ર કહેવાય નહિ ને ક્ષેત્ર વિના ક્ષેત્રજ્ઞ કહેવાય નહિ તે માટે તત્ત્વ ભેળાજ જીવ ઇશ્વરને કહ્યા છે. અને ભગવાન છે તે તો ક્ષેત્ર ને ક્ષેત્રજ્ઞ એ બેયના આશ્રય છે માટે ભગવાન થકી માયિક તત્ત્વ જુદાં કેમ કહેવાય. અને જેમ આકાશ છે તેને વિષે ચાર તત્ત્વ રહ્યાં છે તોપણ આકાશને કોઇનો દોષ અડતો નથી તેમ પરમેશ્વરના સ્વરૂપને પણ માયિક તત્ત્વનો એકેય દોષ અડતો નથી. એવુંજ ભગવાનનું સ્વરૂપ છે. ગ. મ. ૧૭

ભગવાન નિર્ગુણ રૂપે તો અતિ સૂક્ષ્મ કરતાં પણ સૂક્ષ્મ છે અને સગુણ રૂપે તે. અતિ સ્થૂલ કરતાં પણ સ્થૂલ

÷ ચોવીસ તત્ત્વ જેમ ભગવાન વિના કાંઈ કરવાને સમર્થ નથી તેમ જીવ ઇશ્વર પણ ભગવાન વિના કાંઇ કરવાને સમર્થ નથી માટે સાંખ્યશાસ્ત્ર જીવ ઇશ્વરને પણ ચોવીસ તત્ત્વ ભેળાજ ગણે છે ને જીવ ઇશ્વરે સહિત ચોવીસ તત્ત્વ કહે છે ને પરમાત્માને પચવિસમા કહે છે. અત્રે જીવ ઇશ્વરને જુદા લખ્યા છે તેથી તત્ત્વ તેવીસ લખ્યાં છે. પરંતુ તત્ત્વ ચોવીસ છે. જીવ ઇશ્વરને જુદા ગણે ને તત્ત્વ ચોવીસ લખે તો જીવ ઈશ્વિર પચવિસમા થાય ને પરમાત્મા છાવસમા થાય તો સાંખ્યશાસ્ત્રના મતને બાધ આવે તે બાધ ટાળવા માટે તત્ત્વ તેવીસ લખ્યાં છે.

છે ત્યારે એ બેય રૂપનું ધરનારૂં જે ભગવાનનું મૂળ સ્વરૂપ તે કેવું છે તો જે પ્રગટ પ્રમાણ મનુષ્યાકારે દેખાય છે (શ્રીજી મહારાજ) એજ ભગવાનનું સદાય મૂળ સ્વરૂપ છે. અને નિર્ગુણપણું ને સગુણપણું એ તો એ મૂર્તિનું કોઇક અલૌકીક ઐશ્વર્ય છે.

જેમ આકાશ છે તે શીતકાળે તથાઉષ્ણકાળે વાદળાંએ રહિત હોય અને જ્યારે વર્ષારૂતુ આવે ત્યારે અસંખ્ય વાદળાંની ઘટાએ કરીને ભરાઇ જાય છે તે કાળે કરીને આકાશમાં વાદળાં ઉપજે છે ને પાછાં લીન થઇ જાય છે તેમ ભગવાન પોતાની ઇચ્છાએ કરીને પોતામાંથી નિર્ગુણ ને સગુણરૂપ જે ઐશ્વર્ય તેને પ્રગટ કરીને પાછું પોતાને વિષે લીન કરે છે. કા. ૮

## ભગવાનના પૃથ્વીને વિષે અવતાર

### ભગવાનને અવતાર ધર્યાનું પ્રયોજન.

ભગવાનને અવતાર ધર્યાનું એજ પ્રયોજન છે જે ભગવાનને વિષે અતિશય પ્રીતિવાળા જે ભકત હોય તેની ભકિતને આધીન થઇને તે ભકતને સુખ દેવાને અર્થે જેવી ભકતની ઇચ્છા હોય તેવા રૂપનું ધારણ કરે છે પછી જેવા જેવા પોતાના ભકતના મનોરથ હોય તે સર્વે પુરા કરે છે અને તે ભકત હોય તે સ્થૂલભાવે યુકત છે અને દેહધારી છે માટે ભગવાન પણ સ્થૂલભાવને ધારણ કરીને દેહધારી જેવા

થાય છે. અને તે પોતાના ભકતને લાડ લડાવે છે અને પોતાની સામર્થીને છપાડીને તે ભકત સંઘાથે પુત્રભાવે વર્તે છે અથવા સખાભાવે વર્તે છે અથવા સગા સબંધીને ભાવે વર્તે છે તેણે કરીને એ ભકતને ભગવાનની ઝાઝી મર્યાદા રહેતી નથી પછી જેવી એ ભકતની ઇચ્છા હોય તેવી રીતે લાડ લડાવે છે. માટે પોતાના જે પ્રેમી ભકત તેના મનોરથ પુરા કરવા એજ ભગવાનને અવતાર ધર્યાનું પ્રયોજન છે. અને તે ભેળું અસંખ્ય જીવનું કલ્યાણ પણ કરે છે ને ધર્મનું સ્થાપન પણ કરે છે. કા. ૫

ભગવાનના જે અવતાર પૃથ્વીને વિષે થાય છે તે ધર્મના સ્થાપનને અર્થે થાય છે તે કેવળ વર્ણાશ્રમના ધર્મ સ્થાપન કરવાને અર્થેજ નથી થાતા કેમ જે વર્ણાશ્રમના ધર્મ તો સપ્તર્ષિ આદિક ' પ્રવૃત્તિ ધર્મના આચાર્ય છે તે પણ સ્થાપન કરે છે માટે એટલા સારૂજ ભગવાનના અવતાર નથી થાતા ભગવાનના અવતાર તો પોતાના એકાંતિક ભકતના જે ધર્મ તેને પ્રવર્તાવવાને અર્થે થાય છે. ગ. મ. ૪૬

શ્રી. કૃષ્ણ નારાયણ એવા જે પુરૂષોત્તમ ભગવાન તેના જે અવતાર તે ધર્મના સ્થાપનને અર્થે તથા બ્રહ્મચર્ય અહિંસાદિક ધર્મ, આત્મનિષ્ઠા વૈરાગ્ય ને મહાત્મ્યે સહિત ભકિત એ ચાર ગુણે સંપન્ન એવાજે પોતાના એકાંતિક

ભક્ત તેને દર્શન દેવાને અર્થે ને તેમની રક્ષા કરવાને અર્થે તથા અધર્મનો ઉચ્છેદ કરવાને અર્થે દેવ મનુષ્યાદિકને વિષે થાય છે. ગ. મ. ૧૯

## અવતાર ધરવાનો પ્રકાર

જેમ કોઇ પુરૂષ હોય ને તલાવને વિષે ડબકી ખાય તે ડબકી ખાઇને ગમેતો ત્યાં ને ત્યાં નિસરે અથવા કાંઠે નિસરે અથવા આસપાસ નિસરે તેમ પુરૂષોત્તમ ભગવાન છે તે અક્ષરરૂપ ધામને વિષે ડબકી ખાય ને ગમે તો ત્યાંથી પાધરાજ મનુષ્યાકૃતિને ધારે છે ને ગમે તો એવી રીતે (અક્ષર, મૂળ પ્રકૃતિ પુરૂષ, પ્રધાન પુરૂષ, ચોવીસ તત્ત્વ, વિરાટ પુરૂષાદિકરૂપે અનુક્રમે થઇને) અનુક્રમે કરીને મનુંષ્યાકૃતિ ધારે છે. ગ. પ્ર. ૬૩

## વૈરાજ પુરૂષદ્વારાએ અવતારની સમજણ.

વૈરાજ પુરૂષ દ્વારાએ અવતાર થાય છે એમ શાસ્ત્રમાં કહ્યું છે તે તો એમ સમજવુ જે વાસુદેવ નારાયણ તે પુરૂષરૂપે કરીને વૈરાજ પુરૂષને વિષે આવીને વિરાજમાન હોય ત્યારે અવતાર કહ્યા છે માટે તે અવતાર તો સર્વે વાસુદેવ ભગવાનનાજ છે. અને એ વાસુદેવ ભગવાન જ્યારે પ્રતિ લોમપણે એ વૈરાજ પુરૂષ થકી નોખા પડી જાય ત્યારે એ કેવળ વૈરાજ પુરૂષ થકી અવતાર સંભવેજ નહિ માટે એ થકી અવતાર તો એને વિષે વાસુદેવ આવ્યા છે તે

સારૂં કહ્યા છે. અને એને વિષે વાસુદેવ જે ક્ષેત્રજ્ઞ તેણે પ્રવેશ કર્યો નહોતો ત્યારે એ વૈરાજ પુરૂષ પોતાની ક્રિયા કરવી તેને વિષે પણ સમર્થ નહોતા થયા. ગ. મ. ૩૧

**ભગવાન અક્ષરધામમાં રહ્યા થકાજ અનંત ઠેકાણે અનંતરૂપે દેખાય છે.**

ભગવાન પોતે પોતાના અક્ષરધામને વિષે સદા વિરાજમાન છે. અને મૂળ માયામાંથી ઉપજ્યાં જે અનંતકોટી પ્રધાન પુરૂષ તે થકી અનંતકોટી બ્રહ્માંડ ઉપજે છે પછી તે ભગવાન પોતાના અક્ષરધામમાં એક ઠેકાણે રહ્યા થકા પોતાની ઇચ્છાએ કરીને તે અનંતકોટી બ્રહ્માંડને વિષે પોતાના ભક્તને અનંતરૂપે દેખાય છે. લો. ૪

ભગવાનનુ મૂળ સ્વરૂપ સદા દ્વિભુજજ છે ને પોતાની ઇચ્છાએ કરીને ક્યારેક ચતુર્ભુજ પણ જણાય છે અષ્ટભુજ પણ જણાય છે ને સહસ્રભુજ પણ દેખાય છે ને તેજ ભગવાન મચ્છ કચ્છ વરાહાદિકરૂપને તથા રામકૃષ્ણાદિક રૂપને કોઇક કાર્યને અર્થે ધારણ કરે છે પણ જે એ પોતાનું મૂળરૂપ છે તેને તજીને એ અવતારનું ધારણ નથી કરતા. લો. ૧૮

ભગવાનની મૂર્તિ તો સદા એક સરખી છે તોપણ ભગવાન પોતાની મૂર્તિને જ્યાં જેવી દેખાડી જોઇએ ત્યાં તેવી પોતાની ઇચ્છાએ કરીને દેખાડે છે. અને જ્યાં જેટલો પ્રકાશ કરવો ઘટે ત્યાં તેટલો પ્રકાશ કરે છે. અને પોતે તો

સદા દ્વિભુજ છે તોપણ પોતાની ઈચ્છાએ કરીને ક્યાંઈ ચાર ભુજ ક્યાંઇ અષ્ટભુજ ક્યાંઇ અનંતભુજને દેખાડે છે. તથા મચ્છ કચ્છાદિકરૂપે કરીને ભાસે છે એવી રીતે જ્યાં જેવું ઘટે ત્યાં તેવું રૂપ પ્રકાસે છે. ને પોતે તો સદા એક રૂપેજ વિરાજમાન રહે છે. ને વળી એક ઠેકાણે રહ્યા થકા અનંત-કોટી બ્રહ્માંડને વિષે અંતર્યામિરૂપે વ્યાપીને રહે છે જેમ વ્યાસજી એક હતા તે શુકજીને સાદ કર્યો તે સ્થાવર જંગમ સર્વે જીવમાં રહીને સાદ કર્યો અને શુકજીએ હુંકારો દીધો ત્યારે પણ સ્થાવર જંગમ સર્વે સૃષ્ટિમાં રહીને હુંકારો દીધો. એવી રીતે શુકજી જેવા મોટા સિધ્ધ હોય તે પણ જે સર્વ જગતમાં વ્યાપવાને સમર્થ થાય છે તે તો ભગવાનના ભજ-નના પ્રતાપે કરીને એવી યોગકળાને પામ્યા છે તો પોતે ભગવાન પુરૂષોત્તમ તે તો યોગેશ્વર છે. ને સર્વ યોગકળાના નિધિ છે તે એક ઠેકાણે રહ્યા થકા અનંતકોટી બ્રહ્માંડમાં પોતાની ઈચ્છાએ કરીને જ્યાં જેમ ઘટે ત્યાં તેમ ભાસે છે તેમાં શું કહેવું ? અને એ ભગવાનમાં એમ હોય તેનું શું આશ્ચર્ય છે? કેમજે કોઇક ગોડીઓ હોય ને તે તુચ્છ માયાને જાણે છે તેમાં પણ લોકોને કેવું આશ્ચર્ય થાય છે ને તેની યથાર્થ ખબર પડતી નથી તો ભગવાનમાં તો સર્વ યોગ કલાઉં રહી છે તે મહા આશ્ચર્યરૂપ છે તેને જીવ કેમ જાણી શકે. લો. ૪

ભગવાન જે પુરૂષોત્તમ તે તો અક્ષરધામને વિષે સદાય વિરાજમાન રંહે છે ને તે સત્ય સંકલ્પ છે અક્ષરધામને વિષે રહ્યા થકા જે બ્રહ્માંડમાં જે જે રૂપ પ્રકાશ્યાં જોઇએ તેવા તેવા રૂપને પ્રકાશ કરે છે જેમ શ્રી કૃષ્ણ ભગવાને રાસક્રીડા કરી ત્યારે પોતે એક હતા તે જેટલી ગોપાંગનાઉ હતી તેટલા રૂપે થયા તેમજ પુરૂષોત્તમ ભગવાન બ્રહ્માંડ બ્રહ્માંડ પ્રત્યે જ્યાં જેવું રૂપ પ્રકાશ્યું જોઇએ ત્યાં તેવા રૂપને અક્ષરધામમાં રહ્યા થકા પ્રકાસે છે. અને પોતે તો સદાય અક્ષરધામમાં રંહ છે. ગ. મ. ૪૨

અક્ષરધામને વિષે ભગવાન અખંડ વિરાજમાન રહે છે. અને તે ધામમાં રહ્યા થકા અનંત કોટી જે બ્રહ્માંડ છે તેને વિષે જ્યાં જેને જેમ દર્શન દેવું ઘટે ત્યાં તેને તેમ દર્શન દે છે. અને જે સાથે બોલવું ઘટે તે સાથે બોલે છે અને જેનો સ્પર્શ કરવો ઘટે તેનો સ્પર્શ કરે છે. જેમ કોઇ સિદ્ધ પુરૂષ હોય તે એક ઠેકાણે બેઠો થકો હજાર ગાઉ દેખે ને હજારો ગાઉની વાર્તાને સાંભળે તેમ ભગવાન પોતાના અક્ષરધામમાં રહ્યા થકા અનંતકોટી બ્રહ્માંડને વિષે જ્યાં જેમ જણાવું ઘટે ત્યાં તેમજ જણાય છે ને પોતે તો સદા પોતાનાજ અક્ષરધામમાં છે. અને એક ઠેકાણે રહ્યા થકા જે અનંત ઠેકાણે જણાય છે તે તો પોતાની યોગકળા છે. જેમ રાસમંડળને વિષે જેટલી ગોપીઓ

હોય તો જાણે જે વનમાં બેઠો છું પણ તે ઈંદ્રના લોકના સુખે કરીને સુખીયો ન માને તેસુખને તુચ્છ જાણે. પં. ૧

જેને ભગવાનનો મહિમા સમજાય છે તેને રાજ્ય હોય અથવા ભીખ માગી ખાય તે બેય સરખું વર્તે અને બાળક સ્ત્રી અને સોળ વર્ષની સ્ત્રી અને એશી વર્ષની સ્ત્રી તે સર્વમાં સરખો ભાવ વર્તે અને જે જે સંસારમા સારૂ નરસું પદાર્થ હોય તે સર્વમાં સરખી ભાવના રહે પણ સારા પદાર્થમાં પતંગીયાની પેઠે અંજાઇ જાય નહિ અને ભગવાન વિના બીજા કોઇ પદાર્થમાં લોભાય નહિ એક ભગવાનની મૂર્તિમાંજ લોભાય અને એવી રીતે જે વર્તતો હોય તે ભક્ત ગમે તેવા મોટા વિષય હોય તેમાં બંધાય નહિ. ગ. મ. ૪

જેણે ભગવાનનું મહાત્મ્ય જાણ્યું છે તે એ ભગવાનને ભજતા હોય એવા જે સંત તેનું પણ બહુ મહાત્મ્ય સમજે જે એવા મોટા જે ભગવાન તેના સાક્ષાત ઉપાસક એ સંત છે માટે એ બહુ મોટા છે જેમ ઉદ્ધવ પોતે કેવા મોટા હતા પણ જો આવી રીતે ભગવાનનું મહાત્મ્ય સમજતા હતા તો પોતાને કાંઇ ડહાપણનું માન ને રહ્યું ને ગોપીયુંના ચરણની રજને પામવાને ઇચ્છયા ને વૃક્ષવેલીનો અવતાર માગ્યો કેમજે એવા મોટા ભગવાન જેના માર્ગને વેદની શ્રુતિ ખોળે છે તે ભગવાનને વિષે

એ ગોપીયુંની પ્રીતિ અતિશય ભાળી તેમ એવા ભગવાનના સંત હોય તેને આગળ માન કેમ રહે? ને તેને નમાય કેમ નહિ? તેને આગળ તો દાસાનુદાસ થઈને રહેવાય ને પાંચ પાંચ ખાસડાં મારે તો પણ ખમે ને એમ સમજે જે મારાં મોટાં ભાગ્ય થયાં જે આવા સંતનો હું તિરસ્કાર સહું છું નહિ તો પ્રારબ્ધ વશ થઇને બાયડી છોકરાંના તિરસ્કાર સહેવા પડત તથા માબાપના તથા રાજાના સહેવા પડત અને પ્રારબ્ધ વશ થઇને ડોડીની ભાજી ખાવી પડત તથા મોથ ખોદીને ખાવી પડત તે કરતાં આ સંતને સંગે રહીને હું નિઃસ્વાદી વર્તમાનપાળું છું તે મારૂં મોટું ભાગ્ય છે અને પ્રારબ્ધ વશ થઈને જેવાં તેવાં વસ્ત્ર તથા ચીંથરા પહેરવાં પડત તે કરતાં આ સંતને સંગે રહીને હું ગોદડી ઓઢું છું તે મારૂં મોટું ભાગ્ય છે. અને સંતની સભામાં જાય છે ને પોતાને માન જડતું નથી ત્યારે સંતનો અવગુણ લે છે ત્યારે એને સંતની મોટપ જાણ્યામાં આવી નથી નહિ તો અવગુણ લેત નહિ જેમ મુંબઈનો ગવર્નર-સાહેબ ખુરશી નાખીને બેઠો હોય ને તેની સભામાં કોઇ ગરીબ માણસ જાય ને તેને ખુરશી ન નાખી દે ને આદર કોઈ ન કરે ત્યારે કાંઈ એને તે ઇંગ્રેજ ઉપર ધોખો ખાય છે? ને કાંઈ તેને ગાળ દીધાનું મનમાં થાય છે? લેશમાત્ર પણ થાતું નથી. શા માટે જે એ ઇંગ્રેજની મોટાઈ જાણી

છે જે એ તો મુલકનો બાદશાહ છે ને હું તો કંગાલ છું એવું જાણીને ધોખો થાય નહિ તેમ જો સંતની મોટાઇ જાણી હોય તો તે સંત ગમે તેવો તિરસ્કાર કરે તોપણ ધોખો ખાય નહિ ને જેટલો લે એટલો પોતાનો અવગુણ લે પણ સંતનો અવગુણ તો કોઇ રીતે લેજ નહિ માટે જેને ભગવાનનું ને સંતનું મહાત્મ્ય સમજાણું છે તેનો **પાયો સત્સંગમાં અચલ** છે અને જેને મહાત્મ્ય નથી સમજાણું તેનો વિશ્વાસ નહિ. લો. ૧૭.

જે ભગવાનનું મહાત્મ્ય અતિશય સમજતો હોય તેને માન ન આવે કેમજે જુઓને ઉધ્ધવજી કેવા ડાહ્યા હતા ને નીતિશાસ્ત્રમાં કુશળ હતા ને દેહે કરીને રાજા જેવા હતા તો ગોપીયુંને વિષે ભગવાનનો સ્નેહ જોઇને તેની આગળ પોતાનું માન ન રહ્યું ને એમ બોલ્યા જે એ ગોપીયુંના ચરણની રજ જેને અડતી હોય એવાં જે વૃક્ષ લતા તૃણ ને ગુચ્છ તે માહેલો હું કોઇક થાઉં અને તુલસીદાસજીએ કહ્યું છે જે "તુલસી જાકે મુખનસેં ભુલે નીકસે રામ, તાકે પગકી પેનીયું મેરે તનકી ચામ" એમ જેને ભુલે પણ ભગવાનનું નામ મુખથી નીસરે તેને અર્થે પોતાના શરીરના ચર્મના જોડા કરાવી આપે તો જે ભગવાનના ભક્ત હોય ને ભગવાનનુ નિરતર નામસ્મરણ ભજન, કિર્તન વદન કરતા હોય ને જો ભગવાનનું મહાત્મ્ય

સમજતા હોય તો તેને આગળ શું માન રહે? ન જ રહે, માટે મહાત્મ્ય સમજે ત્યારે માન જાય છે. લો. ૧૬

॥ श्रुपतय एवन तेययुरं तमनं नतया ॥ એવી રીતે મહાત્મ્યે સહિત ભગવાનને જાણ્યા હોય ને એવા જે ભગવાન તેના જે સંત તે સાથે માન, ઇર્ષા, ક્રોધ કેમ થાય? અને જો થાય છે તો જાણ્યામાં ફેર છે કેમ જે ગવર્નર સાહેબને જાણ્યો છે, જે એ સમગ્ર પૃથ્વીનો બાદશાહ છે ને બળીયો છે તે જો તેનો એક ગરીબ સરખો હુમેલીયો આવ્યો હોય તો તેનો હુકમ મોટો રાજા હોય તે પણ માને ને તે જેમ કહે તેમ દોરાયો દોરાય શા માટે જે તે રાજાએ એમ જાણ્યું છે જે બળીયો જે ગવર્નર સાહેબ તેનો એ હુમેલીયો છે અને જેથી જે બળીયો તેની આગળ માન રહે નહિ તેમ જેણે ભગવાનને સમગ્ર ઐશ્વર્ય સમૃદ્ધિના ધણી જાણ્યા હોય તો તેના સંતની આગળ માન કેમ રહે? જુઓને ઉદ્ધવજી કેવા મોટા હતા અને કેવા ડાહ્યા હતા પણ જો ભગવાનના મોટાઇને જાણતા હતા તો તે ભગવાનને વિષે હેતવાળી જે વ્રજની ગોપીયું તેના ચરણની રજને પામ્યા સારૂ વનવેલીનો અવતાર માગ્યો તે કહ્યું છે જે ॥ आसामहोचरण रेणुजुषामहंस्यां ॥ તથા બ્રહ્માએ પણ કહ્યું જે ॥ अहोभाग्य महोभाग्यं नंद गोप व्रजौकसां । यन्मित्रं परमानंदं पूर्णं ब्रह्मसनातनं ॥ એવી રીતે બ્રહ્મા પણ ભગ-

વાનનું મહાત્મ્ય જાણતા હતા તો એવી રીતે બોલ્યા તે માટે જો ભગવાનની ને સંતની એવી રીતે મોટાઇ જાણતો હોય તો માન ઇર્ષ્યા ક્રોધ રહેજ નહિ ને તેને આગળ દાસાનુદાસ થઇને વર્તે ને ગમે તેટલું અપમાન કરે તો પણ તેના સંગને મુકીને છેટે જાવાને ઇચ્છેજ નહિ ને એમ મનમાં થાય નહિ જે હવે તો કયાં સુધી અમીએ આપણ તો આપણે ઘેર બેઠા થકાજ ભજન કરશું, તે માટે એમ મહાત્મ્ય સમજે તો માન ટળે. ગ. છે. ૨૮

ભગવાનના સ્વરૂપનુ મહાત્મ્ય તથા શ્રધ્ધા હોય તો અખંડ ચિંતવન થાય તે મહાત્મ્ય એમ જાણવુ જે ભગવાન તો જેવા પ્રકૃતિ પુરૂષ થકી પર છે તેવાને તેવાજ પ્રકૃતિ પુરૂષમાં આવ્યા છે, તોપણ પ્રતાપે યુકત છે અને પ્રકૃતિ પુરૂષનુ કાર્ય જે બ્રહ્માંડ તને વિષે આવ્યા છે તોપણ ભગવાન તેવાને તેવાજ પ્રતાપે યુક્ત છે પણ ભગવાનની મૂર્તિને વિષે કોઇ રીતે માયાનો લેશ અડતો નથી જેમ અન્ય ધાતુ છે ને સોનુ પણ છે તને ભેળા કરીને પૃથ્વીમાં દાટે તો સોના વિના અન્ય ધાતુ છે તે નવે ઘણે કાળે કરીને મુળ ભેગાં ધુળ થઇ જાય અને સોનુ હોય ને તો જેમ પૃથ્વીમાં રહે તેમ વૃદ્ધિ પામે પણ ઘટે નહિ તેમ ભગવાન અને બીજા જે બ્રહ્માદિક દેવ તથા મુની તે કાંઇ સરખા નથી કેમજે જ્યારે વિષયરૂપી ધુળનો યોગ થાય ત્યારે ભગવાન વિના બીજા ગમે તેવા મોટા હોય તોપણ

વિષયમાં એક રસ થઇ જાય અને ભગવાન તો મનુષ્ય જેવા જણાતા હોય તોપણ એને માયિક પદાર્થ બાધ કરવાને સમર્થ થાય નહિ. અને ગમે તેવા વિષય હોય તો તેમાં કોઇ દિવસ લોપાય નહિ એવું ભગવાનનું અલૌકીક સામર્થ્ય છે. એમ ભગવાનનું મહાત્મ્ય જાણે તો તેને ભગવાનનું અખંડ ચિંતવન થાય. ગ. મ. ૪

ભગવાનનું મહાત્મ્ય જણાય તો મંદ શ્રધ્ધા હોય તે પણ વૃદ્ધિને પામે જેમ પાણી પીવાનું પાત્ર મૃતિકાનું હોય તેમાં સહેજેજ પ્રીતિ થાય નહિ અને તે પાત્ર જો સુવર્ણનું હોય તો તેમાં સહેજેજ પ્રીતિ થાય તેમ ભગવાનનું તથા ભગવાનની કથા કિર્તનાદિકનુ મહાત્મ્ય જણાય તો સહજ સ્વભાવેજ ભગવાનમાં તથા કથા કિર્તનાદિકમાં શ્રદ્ધા વૃદ્ધિ પામે છે માટે જે પ્રકારે ભગવાનનું મહાત્મ્ય સમજાય તે ઉપાય કરવો ને જો એ ઉપાય કરે તો શ્રદ્ધા ન હોય તોપણ શ્રદ્ધા થાય છે અને જો મંદ શ્રદ્ધા હોય તો તે વૃદ્ધિને પામે છે. ગ. મ. ૧૬

અનિરૂદ્ધ પ્રદ્યુમ્ન સંકર્ષણ ને વાસુદેવ એ જે ચતુર્વ્યુહ તથા કેશવાદિક જે ચોવીસ મૂર્તિયું તથા વારાહાદિક અવતાર એ સર્વના કારણ એવા જે પ્રત્યક્ષ શ્રી કૃષ્ણ પુરૂષોત્તમ ભગવાન તેનો મહિમા અતિશયપણે કરીને સમજે તો

તેને ભગવાનની શ્રવણાદિક જે નવધા ભક્તિ તે અચળ રહે. ગ. પ્ર. ૭૮

જે ભક્ત એમ સમજે જે આ ભગવાન ને આ સંત તે સર્વે વૈકુંઠ ગોલોક ને બ્રહ્મપુર તેના નિવાસી છે તે સંત ને પરમેશ્વર જ્યાં વિરાજમાન છે ત્યાંજ એ સર્વે ધામ છે અને એ સંત ભેળો મારો નિવાસ થયો છે તે મારૂં અતિબડુંભાગ્ય છે એવી રીતે સમજે તો આઠે પહોર આશ્ચર્ય સરખું રહે અને આઠે પહોર આનંદના સમુદ્રમ. ઝીલતો રહે ગ. પ્ર. ૭૮

જે ભકત ભગવાનની મૂર્તિમાં નિર્ગુણપણું ને સગુણ પણું સમજે તે ભકતને કાળ કર્મ ને માયા તે બંધન કરવાને સમર્થ થાતા નથી. અને તેને આઠે પહોર અંતરમાં આશ્ચર્ય રહ્યા કરે છે. કા. ૮

પ્રગટ પ્રમાણ એવા જે શ્રી કૃષ્ણ નારાયણ તેનુંજ કર્યું સર્વે થાય છે પણ કાળ કર્મ ને માયા આદિક કોઇનું કર્યું કાંઇ થાતું નથી એવી રીતે ભગવાનને વિષેજ એક કર્તાપણું સમજવું એજ કલ્યાણનું પરમ કારણ છે. કા. ૧૦

ભગવાનનેજ સર્વ કર્તા જાણે તોપણ જન્મ મરણના દુઃખ થકી તો જીવ તરી જાય કા. ૧૦

વેદાદિક પાંચ શાસ્ત્રે કરીને ભગવાનના સ્વરૂપને સમજે ત્યારે સંપૂર્ણ ભગવાનના સ્વરૂપનું જ્ઞાન થાય છે ને એમ જાણવું તેને સંપૂર્ણ જ્ઞાન કહીએ. અને ભગવાન પણ એમ સમજેજ રાજી થાય છે. વર. ૨

જ્યારે ભગવાનની મોટપ સામું જોઇએ ત્યારે તો એવું કોઇ પદાર્થ છે નહિ જે તેની કોટીમા ભાગના પાશં ગમાં પણ આવે એવા ભગવાનને યથાર્થ જાણીને જો હેત કર્યું હોય તો માયિક પદાર્થ જે પિંડ બ્રહ્માંડાદિક તેમાં ક્યાંઇ પણ પ્રીતિ રહે નહિ માયિક પદાર્થ સર્વે તુચ્છજ થઇ જાય અને એ ભગવાનનો જ્યારે યથાર્થ મહિમા જણાણો ત્યારે ચિત્રકેતુ રાજાએ કરોડ સ્રીયુંનો ત્યાગ કર્યો અને સર્વે પૃથ્વીનું ચક્રવર્તિ રાજ્ય હતું તે રાજ્યનો પણ ત્યાગ કર્યો ને તે એમ સમજ્યા જે ભગવાનના સુખ આગળ એ સો લાખ સ્રીયુંનું સુખ તે શી ગણુતીમાં અને ચક્રવર્તિ રાજ્યનું સુખ પણ શી ગણુતીમાં અને તેથી ઇંદ્રના લોકનું ને બ્રહ્માના લોકનું સુખ પણ શી ગણુતીમાં. ગ. .મ ૫૭

જેને શ્રધ્ધા તથા હરિ ને હરિજનના વચનને વિષે વિશ્વાસ તથા ભગવાનને વિષે પ્રીતિ તથા ભગવાનના સ્વરૂપનું મહાત્મ્ય એ ચાર વાનાં જેના હૃદયમાં હોય તેની વાસના નિવૃત્ત થઇ જાય છે તેમાં પણ જો એક મહાત્મ્ય

અતિશય દ્રઢ હોય તો શ્રદ્ધા તથા વિશ્વાસ તથા પ્રીતિ એ ત્રણ દુબળાં હોય તોપણ મહા બળવાન થાય છે.

સા. ૫

**ભગવાનનું મહાત્મ્ય સમજવામાં ખામીથી ન્યૂનતા.**

પોતાનું મન સ્થિર થયું છે ને ભગવાનનો નિશ્ચય પણ અતિશય દ્રઢ છે તોપણ હૈયામાં અતિશય આનંદ આવતો નથી જે હુ ધન્ય છું ને હું કૃતાર્થ થયો છું ને આ સંસારમાં જે જીવ છે તે કામ ક્રોધ લોભ મોહ મદ મત્સર આશા તૃષ્ણા તેને વિષે હેરાન થાતા ફરે છે અને ત્રિવિધી તાપમાં રાત દિવસ બળે છે ને મુને તો પ્રગટ પુરૂષોત્તમે કરૂણા કરીને પોતાનું સ્વરૂપ ઓળખાવ્યું છે ને કામ ક્રોધાદિક સર્વ વિકારથી રહિત કર્યો છે અને નારદ સનકાદિક જેવા સંત તેના સમાગમમાં રાખ્યો છે માટે મારૂં મોટું ભાગ્ય છે એવો વિચાર નથી કરતો ને આઠો પોહાર અતિશય આનંદમાં નથી વર્તતા એ મોટી ખોટ છે જેમ બાળકના હાથમાં ચિંતામણિ દીધો હોય તેનું તેને મહાત્મ્ય નથી એટલે તેનો તેને આનંદ નથી તેમ ભગવાન પુરૂષોત્તમ મળ્યા છે ને તેનો અંતરમાં આઠો પોહાર કેફ રહેતો નથી જે મારૂં પુર્ણકામપણું થયું છે એવું નથી સમજતો એ હરિના ભક્તને મોટી ખોટ છે. ગ. પ્ર. ૨૯

જેને યથાર્થ ભગવાનનો નિશ્ચય ન હોય ને યથાર્થ ભગવાનનો મહિમા જણાણો ન હોય તેનાં ઇંદ્રિયો તથા અંતઃકરણ તે પોતપોતાના **વિષય થકી** યથાર્થપણે **નિવૃત્તિ પામતાં નથી.** ગ. પ્ર. ૨૪

સ્વધર્મે યુક્ત એવો જે ભગવાનનો ભક્ત તેના અંતરને વિષે તો પોતાનું યથાર્થ પૂર્ણકામપણું મનાતું નથી ને તે પૂર્ણકામપણું તો આત્મનિષ્ટા ને ભગવાનના મહાત્મ્યનુ જ્ઞાન તેણે કરીનેજ થાય છે અને એ બેમાં જેટલી ન્યૂનતા રહે છે તેટલી **પૂર્ણકામપણામાં ન્યૂનતા રહે છે.** અને એ બેમાં જેટલી ખામી રહે તેટલી તો **સમાધિમાં પણ નડે છે.** ગ. પ્ર. ૨૫

ભગવાનનું મહાત્મ્ય યથાર્થ જાણ્યું નથી એટલે **અસદ્ વાસના ટળતી નથી.** ગ. પ્ર. ૭૮

બીજા જે ત્રણ પ્રકારના ( આર્ત, જીજ્ઞાસુ, ને અર્થાર્થી ) ભક્ત છે તેને ભગવાનનો નિશ્ચયતો છે. તોય પણ ભગવાનનો મહિમા યથાર્થ પણે જાણતા નથી. તે માટે એને ભગવાન વિના બીજી કામના રહી જાય છે. તે માટે **જ્ઞાનીને બરોબર થાતા નથી.** ગ. પ્ર. ૫૬

ભગવાનનું જેવું મહાત્મ્ય છે તેવું એને સમજ્યામાં આવ્યું નથી. માટે ભગવાનને વિષે ને ભગવાનની કથાને **વિષે હેત થાતું નથી.** ગ. પ્ર. ૭૮

ભગવાનનો મહિમા જેને ન સમજાણો હોય તેને તો ફાટી લંગોટી તથા તુંબડી તેમાંથી પણ મનને ઉખેડવું મહા મુશ્કેલ છે. માટે ભગવાનની મૂર્તિનું મહાત્મ્ય જાણ્યા વિના બીજાં કોટી સાધન કરે તોપણ ભગવાનની મૂર્તિનું અખંડ ચિંતવન થાતું નથી. ગ. મ. ૪.

મહાત્મ્ય સમજ્યા વિના **માન જાતુ નથી.** લો. ૧૬

જેને ભગવાનનું ને સંતનું મહાત્મ્ય સમજાણું છે તેનો પાયો સત્સંગમાં અચળ છે અને જેને મહાત્મ્ય નથી તેનો **વિશ્વાસ નહિ.** લો. ૧૭

જે ભગવાનનું મહાત્મ્ય ન સમજે તેને તો ભગવાનના ભક્ત સઘાથે **વેર બંધાય ખરૂં.** કા. ૯

**ભગવાનને સર્વ કર્તા ન જાણવાથી ન્યૂનતા (પાપ)**

આ સર્વ જગતના કર્તાહર્તા ભગવાન છે તેને કર્તા હર્તા ન સમજીએ ને વિશ્વના કર્તા હર્તા કાળને જાણીએ અથવા માયાને જાણીએ અથવા કર્મને જાણીએ અથવા સ્વભાવને જાણીએ એ તે ભગવાનનો દ્રોહ છે કેમજે ભગવાન સર્વના કર્તા હર્તા છે તેનો ત્યાગ કરીને કેવળ કાળ કર્મ, સ્વભાવ ને માયા તેને જગતના કર્તા હર્તા કહે છે માટે એ ભગવાનનો અતિદ્રોહ છે ત્યાં દ્રષ્ટાંત જેમ તમે (ગામ બુવાના પટેલ કાનદાસજીને કહે છે) ગામના પટેલ

છે તે જે તમારી ગામમાં પટેલાઈ ન રહેવા દે તે તમારો દ્રોહી કહેવાય અને વળી જેમ ચક્રવર્તિ રાજા હોય તેનો હુકમ ખોટો કરીને જે રાજા ન હોય તેનો હુકમ ચલાવે તે પુરૂષ રાજાનો દ્રોહી કહેવાય તેમ ભગવાનને અકર્તા કહેવા અને ભગવાન વિના બીજાને કાળાદિક તેને કર્તા કહેવા એજ ભગવાનનો દ્રોહ છે. વર. ૨

જે જીવ ભગવાનને સર્વ કર્તા હર્તા નથી જાણતો તો તેથી બીજો કોઇ પાપી નથી અને ગૌહત્યા, બ્રહ્મહત્યા, ગુરૂસ્ત્રીનો સંગ તથા બ્રહ્માવેત્તા સદ્‌ગુરૂનો દ્રોહ તે થકી પણ એને વધુ પાપી જાણવો કાંજે ભગવાન વિના બીજા જે કાળ કર્માદિક તેને એ કર્તા જાણે છે માટે એવો જે નાસ્તિક ચંડાલ હોય તેની તો છાયામાં પણ ઉભું રહેવું નહિ ને ભુલમાં પણ તેના મુખનું વચન સાંભળવું નહિ. કા. ૧૦

## પંડિતને ભગવાનનો મહિમા ન સમજાયાનો હેતુ

આ સંસારને વિષે જે પંડિત છે તે શાસ્ત્ર પુરાણ સર્વે વાંચે છે પણ તેને ભગવાનનો ને સંતનો જેમ છે તેમ મહિમા સમજાતો નથી તેનું કારણ એ છે જે તે શાસ્ત્ર પુરાણ વાંચે છે તો ખરા પણ એને ભગવાનનો આશરો નથી માટે કામ, ક્રોધ, લોભ, ઇર્ષ્યા, મત્સર એણે એના જીવને હરવી નાખ્યો છે અને કામાદિક જે શત્રુ તે એને

કોઇ કાળે માથું ઉપાડવા દેતા નથી પછી તે પડિને પોતાની પેઠેજ ભગવાનને ભગવાનના સંતને સમજે જે જેમ અમારા કામાદિક શત્રુ કોઇ કાળે નિવૃત્તિ પામતા નથી તેમ એના પણ કામાદિક શત્રુ નિવૃત્તિ નહિ પામતા હોય એમ ભગવાન ને ભગવાનના સંતને વિષે દોષ સમજે માટે શાસ્ત્ર પુરાણ વાંચે પણ એને ભગવાન કે ભગવાનના સંતનું જેમ છે તેમ યથાર્થ મહાત્મ્ય સમજાતું નથી. વર' ૧૧

**ભગવાનનું મહાત્મ્ય સમજનારા ભક્તને ધર્મની આવશ્યકતા**

અતિશય મોટા જે ભગવાન તેના મર્યાદાને વિષે કાળ, માયા, બ્રહ્માશિવ સૂર્ય ચંદ્રમા ઇત્યાદિક સર્વે સમર્થ છે તે પણ નિરંતર વર્તે છે. એવું જાણીને તે ભગવાને બાંધી જે ધર્મ મર્યાદા તેને વિષે એ ભગવાનની પ્રસન્નતાને અર્થે પોતે ( ભગવાનનો સાચો ભક્ત ) નિરંતર વર્તે પણ ને ધર્મ મર્યાદાનો કયારેય લોપ ન કરે.

ભગવાન તો પતિતપાવન છે અધમ ઉદ્ધારણ છે તે માટે કાંઇક ધર્મ વિરૂદ્ધ અવળું વર્તાઇ જાશે તો તેની શી ચિંતા છે ભગવાનનો સમર્થ છે એવી રીતે મહાત્મ્યનો ઓથ લઇને મૂળગો પાપ કરવા થકી ડરે નહિ એવો જે હોય તે તો દુષ્ટ છે પાપી છે ને એવી સમજણવાળો હોય ને તે ઉપરથી ભક્ત જેવો જણાતો હોય તો પણ

તેને ભક્ત ન જાણવો ને તેનો સંગ ક્યારેય ન કરવો.
ગ. છે. ૩૨

## મહિમાનો ઓથ લઈને મોળી વાત કરનારાને પ્રાયશ્ચિત

વાતના કરનારા એમ વાત કરે છે જે ભગવાનનું જે વચન તેને યથાર્થ કોણ પાળી શકે છે? માટે જેટલું પળે તેટલું પાળીએ અને ભગવાન તો અધમ ઉદ્ધારણ છે તે કલ્યાણ કરશે અને ભગવાનનું સ્વરૂપ જે હૃદયમાં ધારવું તે કાંઇ આપણું ધાર્યું ધરાતું નથી એ તો ભગવાન જેને દયા કરીને ધરાવે છે તેને ધરાય છે એવી રીતની મોળી વાત કરીને ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિ ઇત્યાદિ જે ભગવાનની પ્રસન્નતાનાં સાધન તેમાંથી બીજાને મોળા પાડે છે માટે જે એવી હિંમત રહિત વાત કરે તેને તો નપુંસક જાણવો અને એવી હિંમત વિનાની વાત જે દિવસ થઈ જાય તે દિવસ ઉપવાસ કરવો. ગ. પ્ર. ૧૭

## ભગવાનનો મહિમા જાણ્યોજ નથી એમ ક્યાં સુધી કહેવાય.

જ્યાં સુધી વિષયનો લીધો લેવાય ત્યાં સુધી એ ભક્તે ભગવાનનો અલૌકિક મહિમા જાણ્યોજ નથી અને જો ઉદ્ધવજી હતા તેને ભગવાને એમ કહ્યું જે ઉદ્ધવ હું થકી અણુંમાત્ર ન્યૂન નથી તે શા માટે જે ઉદ્ધવજીએ અલૌકિક

ભગવાનનું મહાત્મ્ય જાણ્યું હતું ને પંચ વિષયના લીધા લેવાતા નહોતા. ગ. મ. ૬

ग्रुपतय एव तेन ययुरं तमनं ततया ।। એવી રીતે મહાત્મ્યે સહિત ભગવાનને જાણ્યા હોય ને એવા જે ભગવાન તેના જે સંત તે સાથે માન ઇર્ષ્યા ક્રોધ કેમ થાય? અને જો થાય છે તો જાણ્યામાં ફેર છે. ગ. છે. ૨૮



# ૩. ઉપાસના

## ઉપાસનાનું રૂપ

ઉપાસના તો તેને કહીએ જે ભગવાનના સ્વરૂપને વિષે સદા સાકારપણાની દ્રઢ નિષ્ઠા હોય ને પોતે જે ભજનનો કરનારો તે બ્રહ્મરૂપ થાય તોપણ તે નિષ્ઠા જાયજ નહિ ને ગમે તેવા નિરાકાર પ્રતિપાદનના ગ્રંથને સાંભળે તોપણ ભગવાનના સ્વરૂપને સદા સાકારજ સમજે અને શાસ્ત્રને વિષે ગમે તેવી વાત આવે પણ પોતે ભગવાનના સાકાર સ્વરૂપનુંજ પ્રતિપાદન કરે પણ પોતાની ઉપાસનાનું ખંડન થાવા દેજ નહિ એવી રીતે જેની દ્રઢ સમજણ હોય તેને ઉપાસનાવાળો કહીએ. ગ. પ્ર. ૪૦

ભગવાનને કયારેય પણ નિરાકાર ન સમજે સદાય દિવ્ય સાકાર મુર્તિ સમજે અને ગમે એટલાં પુરાણ ઉપનિષદ વેદ ઈત્યાદિક ગ્રંથનું શ્રવણ થાય ને તેમાં નિરાકારપણા જેવું સાંભળ્વામાં આવે તોપણ એમ જાણે જે કાંતો આપણને એ શાસ્ત્રનો અર્થ સમજાતો નથી ને કાંતો એમાં કેમ કહ્યું હશે પણ ભગવાન તો સદા સાકારજ છે. અને જો સાકાર ન સમજે તો તેની ઉપાસના દ્રઢ ન કહેવાય. ગ. છે. ૩૫

## ઉપાસના કોણે કરવી

જે શુકજી જેવા બ્રહ્મ સ્થિતિને પામ્યા હોય તેને પણ એ શ્રીકૃષ્ણ પરબ્રહ્મની ઉપાસના ભક્તિ કરવી. ગ. મ. ૩૯

## સાકારની ઉપાસના કરવાની શ્રીહરિની આજ્ઞા.

ભગવાનના આકારને વિષે દ્રઢ પ્રતિતી રાખીને એની દ્રઢ ઉપાસના કરવી એમ અમે તમને સર્વને કહીએ છીએ તે આ વાર્તાને સર્વ દ્રઢ કરીને રાખજો ગ. મ. ૩૯

## ઉપાસનાની આવશ્યકતા

કેટલાક સિદ્ધ થાય છે ને કેટલાક સર્વજ્ઞ થાયછે ને કેટલાક દેવતા થાય છે ઇત્યાદિક અનંત પ્રકારની મોટપ પામે છે તથા પરમપદને પામે છે એ સર્વ ભગવાનની ઉપાસનાને બળે પામે છે. પણ ઉપાસના વિના કોઇ વાત સિદ્ધ થાતી નથી. માટે શાસ્ત્રમાંથી આત્મા અનાત્માની વિગત સમજીને અથવા કોઇ મોટા સંતના મુખથી વાત સાંભળીને જાણે જે હું આત્મા અનાત્માની વિગતી કરી લઉં એમ વિગતી થાતી નથી એ તો એ જીવને જેટલી પોતાના ઇષ્ટદેવ જે પરમેશ્વર તેને વિષે નિષ્ઠા હોય તેટલોજ આત્મા અનાત્માનો વિવેક થાય છે. પણ ઇષ્ટ દેવના બળ વિનાતો કોઇ સાધન સિદ્ધ થાતાં નથી ને જેને ગોપીયુંના જેવી પ્રેમલક્ષણા ભક્તિ છે તેને તો સર્વે સાધન સંપૂર્ણ થયાં છે

અને જેને એવો પ્રેમ ન હોય તેને તો ભગવાનનો મહિમા સમજવો જે ભગવાન તો ગોલોક વૈકુંઠ શ્વેતદ્વિપ બ્રહ્મમહોલ તેના પતિ છે અને મનુષ્ય જેવા જણાય છે તે તો ભક્તના સુખને અર્થે જણાય છે પણ એની મૂર્તિ છે તે ગોલોકાદિક જે પોતાનાં ધામ તેને વિષે એક એક નખમાં કોટિ કોટિ સૂર્યના પ્રકાશે યુકત જણાય છે ને મૃત્યલોકને વિષે તો એ ભગવાનની મનુષ્ય સેવા કરે છે ને દીવો કરે ત્યારે એને આગળ પ્રકાશ થાય છે પણ એ તો સૂર્ય ચંદ્રાદિક સર્વને પ્રકાશના દાતા છે ને ગોલોકાદિક જે ધામ છે તેને વિષે તો રાધિકા લક્ષ્મી આદિક જે પોતાના ભકત છે તેમણે નિરંતર સેવ્યા એવા એ ભગવાન છે અને જયારે બ્રહ્માંડનો પ્રલય થઈ જાય છે. ત્યારે આ પ્રગટ ભગવાન છે તેજ એક રહે છે ને પછી સૃષ્ટિ રચવાને સમે પણ પ્રકૃતિ પુરૂષ દ્વારે કરીને અનંત કોટિ બ્રહ્માંડને એજ ભગવાન ઉપજાવે છે એવી રીતે ભગવાનનો મહિમા વિચારવો એજ આત્મા અનાત્માની વિગતિનું કારણ છે ને જેટલી એ ભકતને ભગવાનના માહાત્મ્યે સહિત ભગવાનને વિષે નિષ્ટા છે તેટલોજ એ ભકતના હૃદયમાં વૈરાગ્ય આવે છે માટે બીજા સાધનના બળને તજીને એકલું ભગવાનની ઉપાસનાનું બળ રાખવું.

ગ. પ્ર. ૫૬

જેમ નદી તરવી હોય ત્યાં તો જેને તરતાં આવડતું હોય તે તરી જાય ને જેનો તરતાં ન આવડતું હોય તે તો

ઉભો થઇ રહે પણ જ્યારે સમુદ્ર તરવો હોય ત્યારે તો તે બેયને વહાણનું કામ પડે છે તે+ ટાઢ, તડકો, ભુખ, તરસ, માન, અપમાન, સુખ દુઃખ તે રૂપી જે નદી તેને તો આત્મનિષ્ટાવાળો હોય તે તરી જાય પણ મૃત્યુ સમો તો સમુદ્ર જેવો છે માટે ત્યાં તો આત્મનિષ્ટાવાળો હોય તથા વગર આત્મનિષ્ટાવાળો હોય એ બેયને ભગવાનની ઉપાસના રૂપી વહાણનું કામ પડે છે માટે અંતકાળે તો ભગવાનનો દ્રઢ આશરો હોય તેજ કામમાં આવે છે પણ અંત સમે આત્મનિષ્ટા કાંઇ કામમાં આવતી નથી તે સારૂ ભગવાનની **ઉપાસનાને** દ્રઢ કરીને રાખવી  ગ. પ્ર. ૬૧

ભગવાનની મૂર્તિની જે ઉપાસના ને ધ્યાન તે વિના જે આત્માને દેખવો ને બ્રહ્મને દેખવો તે તો થાયજ નહિ ને **ઉપાસનાએ કરીનેજ** આત્મા દેખાય પણ તે વિના દેખાયજ નહિ ને ઉપાસના વિના આત્મા બ્રહ્મને દેખવાને ઇચ્છવું તે કેમ છે તો જેમ આકાશને જીભે કરીને સો વર્ષ સુધી ચાટીએ તોપણ કયારેય ખાટો ખારો સ્વાદ આવેજ નહિ તેમ ભગવાનની મૂર્તિની ઉપાસના વિના આત્મા બ્રહ્મ દેખાયજ નહિ તે ગમે તેટલું જતન કરે તોપણ ન દેખાય અને નિર્બીજ એવા જે સાંખ્ય ને યોગ તેણે કરીને આત્માનું દર્શન શાસ્ત્રમાં કહ્યું છે તે ભલે કહ્યું છે પણ અમે એવો કોઈ દીઠો નથી ને અનુભવમાં

પણ એ વાર્તા મળતી આવતી નથી માટે એ વાર્તા ખોટી છે. ગ. છે. ૩૬

ભગવાનની ઉપાસના કરવી ને ભગવાનનાં ચરિત્ર ગાવવાં સાંભળવાં ને ભગવાનનું નામ સ્મરણ કરવું ને પોત પોતાના ધર્મમાં રહેવું એવી રીતે પોતાના જીવનું કલ્યાણ થાવું તે કાંઇ કઠણ નથી એ તો જેમ વહાણમાં બેશીને સમુદ્રને તરવો એવો સુગમ માર્ગ છે અને આત્મદર્શને કરીને કલ્યાણ કરવું તે તો જેમ તુંબડાં બાંધીને સમુદ્ર તરવો એવો કઠણ માર્ગ છે. ગ. મ. ૩૫

અને વળી ભગવાનની મૂર્તિની ઉપાસના ને ભગવાનનાં ચરિત્ર ને ભગવાનનું નામસ્મરણ એ ત્રણ વાનાં વિના કેવળ ધર્મે કરીને કલ્યાણ થાવુ તે તો તુંબડાં બાંધીને સમુદ્ર તરવો તેવું કઠણ છે. ગ. મ. ૩૫

### કયા સ્વરૂપની ઉપાસના કરવી

રામાનુજ સ્વામીએ જેવી રીતે ક્ષર અક્ષર થકી પર જે પુરૂષોત્તમ ભગવાન તેનું નિરૂપણ કર્યું છે તે પુરૂષોત્તમ ભગવાનને વિષે તો અમારે ઉપાસના છે. લો. ૧૪

આવી રીતે તો અમારે ઉપાસના છે જે સર્વથી પર એક મોટો તેજનો સમૂહ છે તે તેજનો સમૂહ અધો ઉર્ધ્વ તથા ચારેકોરે પ્રમાણે રહિત છે ને અનંત છે ને તે તેજના સમૂહના મધ્ય ભાગને વિષે એક મોટું સિંહા-

સન છે ને તેની ઉપર દિવ્ય મૂર્તિ એવા જે શ્રી નારાયણ પુરૂષોત્તમ ભગવાન તે વિરાજમાન છે ને તે સિંહાસનને ચારેકોરે અનંત કોટિ મુકત બેઠા થકા તે નારાયણનાં દર્શન કરે છે એવા જે મુક્તે સહિત શ્રી નારાયણ તેને અમે નિરંતર દેખીએ છીએ અને તે ભગવાનને વિષે તેજનું અતિશયપણું છે તેણે કરીને જ્યારે એ સભા સહિત તે ભગવાનનાં દર્શન નથી થાતાં ત્યારે અમને અતિશય કષ્ટ થાય છે અને તે તેજનો સમૂહ તો નિરંતર દેખાય છે તો પણ એને વિષે રૂચી નથી અને ભગવાનની મૂર્તિના દર્શને કરીનેજ અતિ સુખ થાય છે. અમારે એવી રીતે ઉપાસના છે. લો. ૧૪

એક ચૈતન્યના તેજનો રાશી છે ને તેના મધ્યને વિષે શ્રી પુરૂષોત્તમ ભગવાનની મૂર્તિ સદા વિરાજમાન છે એવો દૃઢ નિશ્ચય હોય ને તે ભગવાનની ઉપાસના ભક્તિ કરતો હોય તે વાત ગમે પણ કેવળ ચૈતન્ય તેજને માનતો હોય ને તેની ઉપાસના કરતા હોય ને ભગવાનને સદા સાકાર ન માનતો હોય ને તેની ઉપાસના ન કરતો હોય તો તે ન ગમે ॥ ગ. છે. ૩૦

અષ્ટાવરણે યુક્ત એવાં જે કોટિ કોટિ બ્રહ્માંડ તે જે અક્ષરને વિષે અણુની પેઠે જણાય છે એવું જે પુરૂષોત્તમ નારાયણનું ધામરૂપ અક્ષર તે રૂપે પોતે રહ્યા થકા પુરૂ-

**ષોત્તમની ઉપાસના** કરે તેને ઉત્તમ નિર્વિકલ્પ નિશ્ચયવાળો કહીએ લો. ૧૨

જેમ નદીયું સમુદ્રને વિષે લીન થાય છે ને જેમ સતિ ને પતંગ તે અગ્નિને વિષે બળી જાય છે ને જેમ શુરો રણને વિષે ટુક ટુક થઇ જાય છે તેમ એક રસ પરિપૂર્ણ એવું જે બ્રહ્મસ્વરૂપ [અક્ષર] તેને વિષે અમે અમારા આત્માને લીન કરી રાખ્યો છે, અને તે તેજોમય એવું જે અક્ષરબ્રહ્મ તેને વિષે મૂર્તિમાન એવા જે **પુરૂષોત્તમ ભગવાન** ને તે ભગવાનના જે ભક્ત તે સંગાથે **અખંડ પ્રીતિ** જોડી રાખી છે. ગ. મ. ૫૦

બ્રહ્મ છે તે તો નિર્વિકાર છે ને નિરંશ છે માટે એ વિકારને પામે નહિ ને એના અંશ પણ થાય નહિ અને એ બ્રહ્મને જે સર્વરૂપે કહે છે તેનું તો એમ છે જે એ બ્રહ્મ જે તે પ્રકૃતિ પુરૂષ આદિક સર્વના કારણ છે ને આધાર છે ને સર્વને વિષે અંતર્યામિ શક્તિએ કરીને વ્યાપક છે માટે જે કારણ ને આધાર ને વ્યાપક હોય તે કાર્ય થકી પ્રથક હોય નહિ એમ સમજણને લેઇને એ બ્રહ્મને શાસ્ત્ર જે તે સર્વરૂપ કહે છે પણ એ બ્રહ્મજ વિકાર પામીને ચરાચર જીવરૂપે થઇ ગયા એમ ન સમજવું. અને એ બ્રહ્મ થકી પરબ્રહ્મ જે પુરૂષોત્તમ નારાયણ તે નોખા છે ને એ બ્રહ્મના પણ કારણ છે ને આધાર છે ને પ્રેરક છે એમ

સમજીને પોતાના જીવાત્માને એ બ્રહ્મ સંગાથે એકતા કરીને [અક્ષરરૂપ થઇને] પરબ્રહ્મની ( પુરૂષોત્તમ નારાયણની ) સ્વામી સેવકભાવે ઉપાસના કરવી. ગ. મ. ૩

પુરૂષોત્તમ વાસુદેવ છે તે પુરૂષરૂપે કરીને અનેક બ્રહ્માંડની ઉત્પત્તિ સ્થિતિ પ્રલયના કર્તા છે માટે પુરૂષરૂપે કરીનેજ બહુધા શાસ્ત્રમાં પુરૂષોત્તમને કહ્યા છે. અને પુરૂષમાં ને વાસુદેવમાં એ ભેદ છે જે જેમ આ જીવને વિષે ને વૈરાજ પુરૂષ-ઇશ્વરને વિષે ભેદ છે ને વળી જેમ ઇશ્વરને વિષે ને પુરૂષને વિષે ભેદ છે તેમ પુરૂષ ને પુરૂષોત્તમ એવા જે વાસુદેવ ભગવાન તેને વિષે એવો ઘણો ભેદ છે ને પુરૂષોત્તમ વાસુદેવ તો સર્વના સ્વામિ છે અને એવા અક્ષરાત્મક પુરૂષ બ્રહ્મરૂપ ઘણાક છે તે જે તે (પુરૂષોત્તમ) વાસુદેવના ચરણારવિંદની ઉપાસના કરે છે ને સ્તુતિ કરે છે.

પ્રત્યક્ષ પુરૂષોત્તમ ભગવાનના સ્વરૂપમાં ને અક્ષરધામને વિષે રહ્યા જે ભગવાન તેના સ્વરૂપમાં કાંઇ પણ ભેદ નથી એ બે એકજ છે અને એવા જે આ પ્રત્યક્ષ પુરૂષોત્તમ ભગવાન (શ્રીજી મહારાજ ) તે અક્ષરાદિક સર્વના નિયંતા છે ને ઇશ્વરના પણ ઇશ્વર છે ને સર્વ કારણના પણ કારણ છે તે સર્વોપરિ વર્તે છે ને સર્વ અવતારના અવતારી છે ને તમારે સર્વને એકાંતિક ભાવે કરીને ઉપાસના કરવા યોગ્ય છે. ગ. છે. ૩૮

## ઉપાસનામાં પતિવ્રતાપણાની ટેક.

ભગવાનના અવતારને વિષે પતિવ્રતાના જેવી અનન્યપણે નિષ્ટા રાખવી જેમ સિતાજીને શ્રીરામચંદ્રને વિષે નિર્દોષપણે નિષ્ટા હતી તેમ નિષ્ટા રાખવી ,અને એવા જે ભગવાન તેની હેતે કરીને માનસી પુજા કરવી તથા દેહે કરીને નવ પ્રકારે ભક્તિ કરવી. અને જો એ શ્રીકૃષ્ણ નારાયણના અવતાર પૃથ્વીને વિષે પ્રગટ ન હોય તો તેની જે પ્રતિમા તેની પુજા મને કરીને તથા દેહે કરીને ચંદન પુષ્પ તુલસી આદિક સામગ્રી વતે કરવી પણ ભગવાન વિના બીજા દેવની ઉપાસના ન કરવી અને જો બીજા દેવની ઉપાસના કરીએ તો તેમાં મોટો દોષ લાગે છે ને પતિવ્રતાપણું જાય છે ને વેશ્યાના જેવી ભક્તિ થાય છે માટે ભગવાનને વિષે સિતા ને રૂક્ષ્મણીના જેવી ભક્તિ કરવી અને તે ભગવાનનું ધ્યાન કરવું અને તે વિના બીજા કોઈ દેવનું ધ્યાન ન કરવું બીજું જે સાધુ સિધ્ધ ગતિને પામ્યો હોય ને સમાધિનિષ્ટ હોય તેનું પણ ધ્યાન ન કરવું.

ગ. મ. ૧૯

એક પુરૂષોત્તમ નારાયણ વિના બીજા જે શિવ બ્રહ્માદિક દેવતા તેનું ધ્યાન જે મોક્ષને ઇચ્છતો હોય તેને કરવું

નહિ. અને મનુષ્યને વિષે તથા દેવતાને વિષે જે પુરૂષોત્તમ નારાયણની રામકૃષ્ણાદિક મૂર્તિયું તેનું ધ્યાન કરવું લો. ૧૧

જેવી ભગવાનની મૂર્તિ પોતાને મળી હોય તેનુ ધ્યાન કરવું અને પૂર્વે ભગવાનના અવતાર થઇ ગયા તે મુર્તિનું ધ્યાન ન કરવું અને પોતાને ભગવાનની મૂર્તિ મળી હોય તેને વિષેજ પતિવ્રતાપણાની પેઠે ટેક રાખવી. જેમ પાર્વતીએ કહ્યું છે જે ॥ કોટિ જન્મ લગ રગડ હમારી વરૂ શંભુ કે રહુ કુમારી ॥ લો. ૧૧

જેમ પતિવ્રતા સ્ત્રી હોય તેને પોતાનો પતિ કંગાલ હોય ને કુરૂપ હોય અથવા રોગી કે વૃદ્ધ હોય તોપણ બીજા જે ઃતાલેવર ને રૂપવાન ને જોબનવાન પુરૂષ તેને જોઇને લેશમાત્ર મનમાં ગુણ આવે નહિ અને જે પતિવ્રતા હોય તે તો બીજા પુરૂષ સામું ભાવે કરીને જુએ અથવા હસીને બોલે ત્યારે એનું પતિવ્રતાપણું નાશપામે અને તે પતિવ્રતાને ઘેર કોઇક પરોણા આવ્યા હોય તો તેને અન્ન જળ આપે તથા પોતાના પતિના જે સંબંધી પુરૂષ તેને અન્ન જળ આપે તે તો પતિના સંબંધી જાણીને આપે પણ પોતાના પતિના જેવી બીજા પુરૂષ માત્ર સંગાથે લેશ માત્ર પ્રીતિ ન હોય અને પોતાના પતિના જેવો બીજા પુરૂષનો ગુણ પણ ન આવે ને પોતાના પતિની મરજી

પ્રમાણેજ વર્તે એવી રીતે પતિવ્રતા સ્ત્રીને પોતાના પતિ સંગાથે દ્રઢ ટેક છે તેમજ ભગવાનના ભકતને પણ ભગવાન સંગાથે દ્રઢ ટેક જોઇએ અને જેવે રૂપે કરીને ભગવાનનુ દર્શન પોતાને થયું છે ને તે સંગાથે જેને પતિવ્રતાના જેવી દ્રઢ પ્રીતિ બંધાણી છે તેને મોટા મોટા જે બીજા મુકત સાધુ તે સંગાથે પણ પ્રીતિ થાયજ નહિ અને પોતાના ઇષ્ટદેવ જે ભગવાન તેના જે બીજા અવતાર હોય તે સંગાથે પણ પ્રીતિ થાય નહિ કેવળ જે સ્વરૂપની પોતાને પ્રાપ્તિ થઇ હોય તેને સગાથેજ પ્રીતિ રહે ને તેની મરજી પ્રમાણેજ વર્તે ને બીજાને જે કાંઇક માને તે તો તેના જાણીને માને એવી જેને પોતાના ઇષ્ટદેવ જે ભગવાન તેને વિષે પતિવ્રતાના જેવી દ્રઢ ભકિત હોય ને તે ગમે તેવા બીજા ગુણવાનને દેખે પણ તેને વિષે હેત થાયજ નહિ જેમ હનુમાનજી શ્રી રઘુનાથજીના ભકત છે તે રામાવતાર પછી બીજા કેટલાક ભગવાનના અવતાર થયા છે પણ હનુમાનજીને રામચંદ્રજીને વિષેજ પતિવ્રતાના જેવી ભક્તિ રહી છે તે માટે હનુમાનજીની ભક્તિ તે પતિવ્રતાના જેવી છે. એવી રીતે જે ભગવાનના ભક્તની ટેક હોય તેની પતિવ્રતાના જેવી ભક્તિ કહેવાય. અને જેનું અંગ એવુ ન હોય તો તેની વ્યભિચારણીના જેવી ભક્તિ કહેવાય માટે જાણી જોઇને પોતાનું નાક કપાય એવી ભકિત ન કરવી ને ભગ-

વાનના ભક્તને તો સમજી વિચારીને પતિવ્રતાના જેવી દૃઢ ભક્તિ કરવી. ગ. છે. ૧૬

## ઉપાસના દૃઢ કેમ થતી જાય

ભગવાનનો મહિમા જેમ જેમ વધુ સમજાતો જાય અને પછી જેમ જેમ પોતાની વૃત્તિ હેતે કરીને ભગવાન સંગાથે ચોંટતી જાય તેમ તેમ ઉપાસના સુધી દૃઢ થતી જાય. ત્યાં દૃષ્ટાંત છે-જેમ સમુદ્ર છે તેને વિષે કિડી પણ જઇને પાણી પીએ અને ચરકલુ પણ પીએ ને મનુષ્ય પશુ ઘોડા હાથી તથા મોટા મોટા મગર મચ્છ એ સર્વ સમુદ્રનું જળ પીઇને બળીયા થાય છે પણ સમુદ્ર લેશ માત્ર ઓછો થાતો નથી અને જે જે જીવનું જેવું જેવું મોટું ગજું હોય તે તે જીવ તે પ્રમાણે સમુદ્રનો મહિમા વધુ જાણે છે વળી બીજું દૃષ્ટાંત છે-જેમ આકાશ છે તેને વિષે મચ્છર ઉડે ને ચરકલું ઉડે ને સમળા ઉડે ને સિચાણો પણ ઉડે ને અનલપક્ષી પણ ઉડે ને ગરૂડ પણ ઉડે તોપણ એ સર્વને આકાશ અપારનો અપાર રહે છે અને જેને પાંખને વિષે વધુ બળ હોય તે આકાશનો મહિમા વધુ જાણે છે અને પોતાને વિષે ન્યૂનપણું સમજતો જાય છે તેમ મરિચ્યાદિક પ્રજાપતિની પેઠે અલ્પ ઉપાસનાવાળા ભક્ત તો મચ્છર જેવા છે અને બ્રહ્માદિકની પેઠે તેથી અધિક ઉપાસનાવાળા ભક્ત તો ચરકલા જેવા છે અને

વિરાટ પુરૂષાદિકની પેઠે તેથી અધિક ઉપાસનાવાળા ભકત તો સમળા જેવા છે અને પ્રધાનપુરૂષની પેઠે તેથી અધિક ઉપાસનાવાળા ભકત તો સિચાણા:જેવા છે અને શુદ્ધ પ્રકૃતિ પુરૂષની પેઠે તેથી અધિક ઉપાસનાવાળા ભકત તો અનલ પક્ષી જેવા છે અને અક્ષરધામમાં રહેનારા જે અક્ષરમુકત તેની પેઠે તેથી અધિક ઉપાસનાવાળા ભકત તો ગરૂડ જેવા છે અને એ સર્વ ભકત જેમ જેમ વધુ વધુ સામર્થીને પામ્યા છે તેમ તેમ ભગવાનનો મહિમા વધુ વધુ જાણતા ગયા છે. અને જેમ જેમ વધુ સામર્થીને પામતા ગયા તેમ તેમ ભગવાનને વિષે સ્વામીસેવકપણાનો ભાવ પણ અતિ દ્રઢ થાતો ગયો છે.

જેમ પુનમના ચંદ્રમાનું મંડળ હોય તે આંહિથીતો નાની થાળી જેવું દેખાય છે પણ જેમ જેમ એની સમીપે જાય તેમ તેમ-મોટું-મોટું-જણાતું જાય પછી અતિશય ઢુંકડો જાય ત્યારે તો દ્રષ્ટિ પણ પહોચી શકે નહિ એવું મોટું જણાય તેમ માયારૂપી અંતરાય ટળીને જેમ જેમ ભગવાનને ઢુંકડું થવાય છે તેમ તેમ ભગવાનની પણ અતિ અપાર મોટપ જણાતી જાય છે અને ભગવાનને વિષે દાસ-પણું પણ અતિ દ્રઢ થતું જાય છે સા. ૧૭

## ઉપાસનાના બળવાળાની સમજણ

જે એવો (ઉપાસનાના બળવાળો) ભક્ત હોય તે તો એમ સમજે જે ગમે તેવો પાપી હોય ને જો તેને અંત સમે 'સ્વામિનારાયણ' એવા નામનું ઉચ્ચારણ થાય તો તે સર્વ પાપ થકી છુટીને બ્રહ્મમહોલને વિષે નિવાસ કરે તો જે એ ભગવાનનો આશ્રિત હોય ને તે એ ભગવાનના ધામને પામે એમાં શો સંશય છે ? એમ મહાત્મ્ય સમજે ગ. પ્ર. ૫૬

## ૬૯ આશરાવાળાએ (ઉપાસનાવાળાએ) કેમ વર્તવું

એ (અક્ષરાતીત પુરૂષોત્તમના પ્રત્યક્ષ આશરો હોય તેવો) ભકતજન હોય તેને પોતાનું જે મન છે તેને પરમેશ્વરના ચરણારવિંદને વિષે દ્રઢ કરીને રાખવું જેમ વજ્રની પૃથ્વી હોય તેમાં વજ્રની ખીલી ચોઢી હોય તે કોઇ રીતે ઉખડે નહિ તેમ ભગવાનના ચરણારવિંદને વિષે પોતાના મનને દ્રઢ રાખવું અને એવી રીતે જે ભગવાનના ચરણારવિંદને વિષે પોતાના મનને રાખે તેને મરીને ભગવાનના ધામમાં જાવું એમ નથી એતો છતી દેહેજ ભગવાનના ધામને પામી રહ્યો છે ગ. છે. ૭

## ઉપાસનાની પુષ્ટનો હેતુ

જે અતિશય ત્યાગ રાખે અથવા દયા રાખે તેથી ભગવાનની ભક્તિ થાય નહિ ત્યારે ઉપાસનાનો ભંગ થાય છે અને પૂર્વે જે જે અતિશય ત્યાગી થયા છે તેના માર્ગમાં ઉપાસનાનો નાશ થઇ ગયો છે માટે અમે એમ વિચારીને પરમેશ્વરની ઉપાસના રહેવા સારૂ ત્યાગનો પક્ષ મોળો કરીને ભગવાનનાં મંદિર કરાવ્યાં છે તેમ. જો થોડો ત્યાગ રહેશે તોપણ ઉપાસના રહેશે તો તેણે કરીને ઘણાક જીવનાં કલ્યાણ થાશે. અને જેને ભગવાનની ભક્તિ કરવી તેને તો હુંડીઆની પેઠે દયા રાખ્યે પણ કેમ ઠીક પડે એને તો પરમેશ્વરને વાસ્તે પુષ્પ લાવ્યા જોઇએ તુલસી લાવ્યા જોઇએ ભાજી તરકારી લાવી જોઇએ ઠાકોરજીને વાસ્તે બાગ બગીચા કરાવ્યા જોઇએ મંદિર કરાવ્યા જોઇએ માટે જે અતિશય ત્યાગ રાખીને ને અતિશય દયા રાખીને મુઠો વાળીને બેસી રહે તેણે ભગવાનની ભક્તિ થાતી નથી. અને જ્યારે ભક્તિએ રહિત થાય ત્યારે ભગવાનની ઉપાસનાનો નાશ થઇ જાય એટલે પછવાડેથી અખંડ પરંપરા ચાલે તે સારૂ અમે મંદિર કરાવ્યાં છે તે અખંડ ભગવાનની ઉપાસના રાખ્યા સારૂ કરાવ્યાં છે અને જે ઉપાસક હોય તે પોતાના ધર્મથી ભ્રષ્ટ થાયજ નહિ માટે પોતાના ધર્મમાં રહીને

ભગવાનની ભક્તિ ઉપાસના કરવી એ અમારો સિદ્ધાંત છે.
ગ. મ. ૨૭

## દંભી ઉપાસનાવાળો કોણ?

સાંખ્ય, યોગ, વેદાંત ને પંચરાત્ર એ ચારે શાસ્ત્રને મૂકીને જે પોતાના મનની કલ્પનાએ કરીને ગમે તેવી રીતે શાસ્ત્રને સમજીને વર્તે છે ને તે જો વેદાંની છે અથવા ઉપાસનાવાળો છે તે બેય ભુલા પડયા છે ને કલ્યાણનો માર્ગ એ બેમાંથી કોઇને જડયો નથી માટે એ વેદાંતી તે દંભી જ્ઞાની છે ને એ ઉપાસનાવાળો તે પણ દંભી ભક્ત છે.
ગ. પ્ર. ૫૨

## ઉપાસના રહિતના સંગનો ત્યાગ કરવાની શ્રીહરિની આજ્ઞા.

જેનો સંગ કર્યા થકી તથા જે શાસ્ર સાંભળવા થકી ભગવાનની ઉપાસનાનું ખંડન થઇને સ્વામીસેવકભાવ ટળી જાતો હોય તો તે સંગનો તથા તે શાસ્ત્રનો શ્વપચની પેઠે તત્કાળ ત્યાગ કરવો. કા. ૧૦

## ઉપાસનાની દ્રઢતાવાળાને ફળ પ્રાપ્તિ.

આવી રીતે (દિવ્ય સાકારપણે) જેને પ્રત્યક્ષ ભગવાનના સ્વરૂપની દ્રઢ ઉપાસના હોય ને તે ભગવાનના સ્વરૂ-

પમાં કોઇ દિવસ માયિકપણાનો સંશય ન થાતો હોય ને તેને કદાચિત કોઇ કુસંગને યોગે કરીને અથવા પ્રારબ્ધ કર્મને યોગે કરીને કાંઈ અવળું વર્તાઇ જાય તો પણ તેનું કલ્યાણ થાય. પં. ૭

ભગવાનનું બ્રહ્મપુર ધામ છે તેને વિષે ભગવાન સદાય સાકાર મૂર્તિ વિરાજમાન છે અને ભગવાનના ભક્ત પણ એ ભગવાનના ધામમાં મૂર્તિમાન થકા ભગવાનની સેવાને વિષે રહેછે, તે ભગવાનનો જેને પ્રત્યક્ષ પ્રમાણ દઢ આશરો હોય તેને મનમાં એવી બ્હીક ન રાખવી જે હું રખે મરીને ભૂત પ્રેત થાઉં કે રખે ઇંદ્ર લોકનેજ પામું કે રખે બ્રહ્મલોકનેજ પામું એવી આશંકા મનમાં રાખવી નહિ કેમજે જે એવો ભગવાનનો ભકત હોય તે તો ભગવાનના ધામનેજ પામે પણ વચમાં ક્યાંઇ તેને ભગવાન રહેવા નહિ. ગ. છે. ૭

## સંશયવાળાને ન્યૂનતા

જો આવી રીતે ( દિવ્ય સાકારપણે ) ભગવાનને જાણવામાં જેને સંશય હોય ને ને જો ઉર્ધ્વરેતા-નૈષ્ઠિક બ્રહ્મચારી હોય ને મહાત્યાગી હોય. તો પણ તેનું કલ્યાણ થાવું અતિ કઠણ છે. પં. ૭

## ઉપાસનાના યોગ્ય અને અયોગ્ય ભેદની સમજણ.

શ્રીકૃષ્ણ ભગવાને પોતાના જન્મ સમયમાં વસુદેવ દેવકીને પરમેશ્વરપણાની પ્રતીતિને અર્થે જે ચતુર્ભુજ રૂપ દેખાડયું તથા બ્રહ્માને જે અનેક ચતુર્ભુજ રૂપ દેખાડયાં તથા અક્રૂરને જે શેષશાયી રૂપ દેખાડયું તથા અર્જુનને વિશ્વરૂપ દેખાડયું ઇત્યાદિક રૂપને ભેદે કરીને જે શ્રીકૃષ્ણ ભગવાનની ઉપાસનાના ભેદ કહેવા તે તો યોગ્ય છે પણ એ શ્રીકૃષ્ણ ભગવાન વ્રજને વિષે બાળમુકુંદ કહેવાયા મુરલી મનોહર કહેવાયા રાધાકૃષ્ણ કહેવાયા તથા વાછડાં ચાર્યાં ગાયો ચારી ગોવર્ધન પર્વત ધાર્યો ગોપીયું સાથે રાસક્રીડા કરી તથા મથુરાં પુરીમાં આવીને કંસને માર્યો યાદવને સુખીયા કર્યા તથા સાંદીપિની બ્રાહ્મણને ઘેર વિદ્યા ભણ્યા તથા કુબજ્યા સંઘાથે વિહાર કર્યો તથા દ્વારિકાપુરીમાં વસ્યા ને રૂક્મિણી આદિક અષ્ટ પટરાણીયુંને પરણ્યા તથા સોળ હજાર સ્ત્રીયુંને પરણ્યા તથા હસ્તિનાપુરમાં રહ્યા ને પાંડવની સર્વ કષ્ટ થકી રક્ષા કરી ને દ્રૌપદિની લાજ રાખી ને અર્જુનના સારથિ થયા ઇત્યાદિક સ્થાનકને ભેદે કરીને જે શ્રીકૃષ્ણ ભગવાનની અનેક લીલા છે તેણે કરીને એ શ્રીકૃષ્ણ ભગવાનના દ્વિભુજ સ્વરૂપને વિષે ઉપાસનાના ભેદ ન કરવા અને જે કરશે તે વચન દ્રોહી ગુરૂદ્રોહી છે. વર. ૧૮

# સાકારનિષ્ઠા.

## સાકાર સ્વરૂપનું પ્રતિપાદન (નિરૂપણ)

ભગવાન પુરૂષોત્તમ છે તે તો સદા સાકારજ છે ને મહા તેજોમય મૂર્તિ છે અને અંતર્યામિપણે કરીને સર્વત્ર પૂર્ણ એવું જે સચ્ચિદાનંદ બ્રહ્મ છે તે તો મૂર્તિમાન એવા જે પુરૂષોત્તમ ભગવાન તેનું તેજ છે. અને શ્રુતિએ પણ એમ કહ્યું છે જે તે ભગવાન માયા સામું જોતા હવા અને જ્યારે, જુએ ત્યારે તેને શું એકલી આંખ્યજ હોય? હાથ પગ પણ હોય માટે સાકાર રૂપનું પ્રતિપાદન થયું. અને વળી જેમ સમગ્ર જળ છે તેના જીવરૂપ જે વરૂણ તે પોતાના લોકને વિષે સાકાર છે ને જળ નિરાકાર કહેવાય છે તે જેમ અગ્નિની જે જ્વાળા છે તે નિરાકાર કહેવાય છે અને તેના દેવતા જે અગ્નિ તે અગ્નિલોકને વિષે સાકાર છે ને જેમ સમગ્ર તડકો તે નિરાકાર કહેવાય છે ને સૂર્યના મંડળને વિષે જે સૂર્યદેવ છે તે સાકાર છે. તેમ સચ્ચિદાનંદ બ્રહ્મ છે તે નિરાકાર છે અને પુરૂષોત્તમ જે ભગવાન તે સાકાર છે. ગ. અ. ૪૫

જેમ અગ્નિ છે તે પ્રકાશ સ્વરૂપે તો અરૂપ છે ને અગ્નિ પોતે તો મૂર્તિમાન છે તે જ્યારે અગ્નિને અર્જુ

થયું હતું ત્યારે મૂર્તિમાન અગ્નિ શ્રીકૃષ્ણ ભગવાન ને અર્જુન પાસે આવ્યો હતો પછી જયારે ઇંદ્રનું ખાંડવ વન બાળવા ગયો ત્યારે તેજ અગ્નિ જવાળારૂપ થઇને સમગ્ર વનમાં વ્યાપ્યો તેમજ પુરૂષોત્તમ ભગવાન છે તે બ્રહ્મરૂપ જે પોતાની અંતર્યામિ શકિત તેણે કરીને સર્વને વિષે વ્યાપક છે ને મૂર્તિમાન થકા સર્વથી જુદા છે અને બ્રહ્મ છે તે તો પુરૂષોત્તમ ભગવાનની કીરણ છે અને પોતે ભગવાન તો સદા સાકાર મૂર્તિજ છે. ગ. મ. ૧૦

શ્રીમદ્ ભાગવતમાં સાકાર બ્રહ્મનું પ્રતિપાદન છે પણ જે વાંચનારા હોય તેને જો પરમેશ્વરની ભકિત ન હોય તો ભગવાનનું સ્વરૂપ શ્રીમદ્ ભાગવતમાંથી પણ નિરાકાર સમજાય છે. અને દ્વિતિય સ્કંધમાં જયાં આશ્રયનું રૂપ કર્યું છે ત્યાં પણ ભગવાનનું સ્વરૂપ ભકિત હિન હોય તેને નિરાકાર સમજાય છે પણ ભગવાનનું સ્વરૂપ નિરાકાર નથી. કાંજે ભગવાન થકીજ સર્વ સ્થાવર જંગમ સૃષ્ટિ થાય છે તે જો ભગવાન નિરાકાર હોય તો તે થકી સાકાર સૃષ્ટિ કેમ થાય જેમ આકાશ નિરાકાર છે તો તે થકી જેવા પૃથ્વી થકી ઘટાદિક આકાર થાય છે તેવા થાતા નથી તેમ બ્રહ્માદિક જે સૃષ્ટિ તે સાકાર છે તો તેના કરનારા જે પરમેશ્વર તે પણ સાકારજ છે. અને ભાગવતમાં અધ્યાત્મ અધિભૂત ને અધિદૈવ એ ત્રણનો જે આધાર છે

તે ભગવાનનું સ્વરૂપ છે એમ કહ્યું છે તેની વાત કરીએ તે સાંભળો. અધ્યાત્મ જે વિરાટ પુરૂષની ઇંદ્રિયો ને અધિભૂત જે તેનાં પંચ મહાભૂત અને અધિદેવ જે વિરાટના ઇંદ્રિયોના દેવતા એ સર્વે વિરાટને વિષે આવ્યા તોપણ વિરાટ ઉભા ન થયા પછી વાસુદેવ ભગવાને પુરૂષરૂપે થઇને જ્યારે વિરાટ પુરૂષને વિષે પ્રવેશ કર્યો ત્યારે વિરાટપુરૂષ ઉભા થયા. તે ભગવાન વિરાટ પુરૂષનાં જે અધ્યાત્મ અધિભૂત ને અધિદેવ તેને વિષે તદાત્મકપણે કરીને વર્તે છે ને સ્વરૂપે તો વિરાટ થકી ન્યારા છે ને તેનેજ આશ્રય કરવા યોગ્ય સ્વરૂપ કહ્યું છે. ગ. મ. ૧૦

અને જો ભગવાનને આકાર ન હોય તો જ્યારે આત્યંતિક પ્રલય હતો ત્યારે શ્રુતિએ એમ કહ્યું જે ॥ सऐक्षत ॥ કહેતાં તે ભગવાન જે તે જોતા હવા ત્યારે જો જોયું તો એ ભગવાનનું નેત્ર શ્રોત્રાદિક અવયવે સહિત આકાર એવુ દિવ્ય સ્વરૂપજ હતું અને વળી એમ પણ કહ્યું છે જે ॥ पुरुषेणात्मभूतेन वीर्यमाधत्त वीर्यवान् ॥ એવી રીતે પુરૂષરૂપે થઇને એ પુરૂષોત્તમ તેણે માયાને વિષે વિર્યને ધારણ કર્યું ત્યારે એ ભગવાન પ્રથમજ સાકાર હતા. પં. ૭.

વેદમાં તો ભગવાનનું સ્વરૂપ બહુ રીતે વર્ણવીને નારાયણે પોતે પોતાને મુખે કહ્યું છે પણ તે કોઇના સમ-

જ્યામાં આવ્યું નહિ ત્યારે સાંખ્યશાસ્ત્રે કરીને ચોવીસ તત્વ કહ્યાં ને પચવીસમું ભગવાનનું સ્વરૂપ કહ્યું તે સાંખ્યના આચાર્ય જે કપિલમુની તેણે એમ વિચાર્યું જે સ્થૂલ સૂક્ષ્મ ને કારણ તેને વિષે જીવ એકપણે કરીને વર્તે છે અને એથી ન્યારો જીવ રહી શકતો નથી ને ઈશ્વર છે તે પણ પોતાની ઉપાધી જે વિરાટ સુત્રાત્મા ને અવ્યાકૃત તેને વિષે એકપણે વર્તે છે પણ તે વિના રહી શકતો નથી માટે સાંખ્યશાસ્ત્રે જીવને ને ઈશ્વરને ચોવીશ તત્વ ભેળાજ ગણ્યા છે અને પચવીસમા પરમાત્માને કહ્યા છે. અને યોગશાસ્ત્રના આચાર્ય જે હિરણ્યગર્ભ રૂષિ તેણે ચોવીસ તત્વ કહીને પચવીસમો જીવને કહ્યો છે તેનજ પચવીસમા ઈશ્વરને કહ્યા છે અને પરમાત્માને છવીસમા કહ્યા છે. એવી રીતે સાંખ્યશાસ્ત્ર ને યોગશાસ્ત્ર તેણે ભગવાનનું સ્વરૂપ કહ્યું તોપણ સાક્ષાત્કાર ભગવાનના સ્વરૂપનું જ્ઞાન ન થયું અને અનુમાન પ્રમાણે તો થયું જે સાંખ્યને મતે ચોવીસ તત્વથી પર જીવ ઈશ્વર છે ને તેથી પર પરમાત્મા છે તે સત્ય છે. એવી રીતે પરમાત્માના સ્વરૂપનું બેય શાસ્ત્ર વતે અનુમાન પ્રમાણે કરીને જ્ઞાન થયું પણ તે ભગવાન કાળા છે કે પીળા છે? કે લાંબા છે કે ટુંકા છે? કે સાકાર છે કે નિરાકાર છે? એવું કાંઇ જ્ઞાન ન થયું પછી પોતે વાસુદેવ ભગવાને પંચરાત્ર નામે તંત્ર કર્યું તેને વિષે એમ પ્રતિપાદન કર્યું

જે શ્રી કૃષ્ણ પુરૂષોત્તમ ભગવાન છે તે પોતાના અક્ષરધામને વિષે સદા દિવ્ય સાકાર મૂર્તિમાન રહ્યા છે અને તેજ ભગવાન જે તે શ્વેતદ્વિપવાસી જે અનંત નિરન્નમુક્ત તેમને પાંચ વખત પોતાનું દર્શન આપે છે તથા વૈકુંઠ લોકને વિષે તેજ ભગવાન ચતુર્ભુજ મૂર્તિ થકા લક્ષ્મીજીએ સહિત છે ને શંખ, ચક્ર, ગદા, પદ્મને ધરી રહ્યા છે તથા વિષ્વકસેનાદિક જે પાર્ષદ તેમણે સેવ્યા છે અને એજ ભગ વાન પૂજવા યોગ્ય ભજવા યોગ્ય ને પામવા યોગ્ય છે અને તેજ ભગવાન રામકૃષ્ણાદિક અવતાર ધારણ કરે છેઅને વાસુદેવ સંકર્ષણ પ્રદ્યુમ્ન અનિરૂદ્ધ એ ચતુર્વ્યૂહરૂપે વર્તે છે એવી રીતે સાકાર મૂર્તિનું પ્રતિપાદન કર્યું છે પછી તેજ પંચરાત્ર તંત્રને નારદજીએ ફરીને કર્યું ત્યારે તે નારદ પંચરાત્ર કહેવાણું તેને વિષે એવી રીતે ભગવાનના સ્વરૂપનું પ્રતિપાદન કર્યું જે કોઈ રીતે સંશય રહ્યો નહિ અન તેજ રીતે શિવજીએ પાશુપતશાસ્ત્ર કર્યું તેને વિષે પણ અષ્ટભુજ ચતુર્ભુજરૂપે કરીને શ્રીનારાયણના સ્વરૂપનુજ વર્ણન કર્યું છે ત માટે શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે જે ॥ नारायण परावेदा देवा नारायणांगजा: ॥ नारायण परालोका नारायण परामखा: ॥ नारायण परोयोगो नारायण परंतप: ॥ नारायण परंज्ञानं नारायण परागति: ॥ તથા वासुदेव परावेदा वासुदेव परा-मखा: ॥ वासुदेव परायोगा वासुदेव परा:क्रिया: ॥ वासुदेव

परंज्ञानं वासुदेव परंतपः॥ वासुदेव परोधर्मो वासुदेव परागतिः॥
એવી રીતે એ પાંચ શાસ્ત્રે કરીને શ્રીકૃષ્ણ નારાયણ વાસુદેવના સ્વરૂપનુંજ પ્રતિપાદન કર્યું છે અને એ પાંચ શાસ્ત્રે કરીને જે ભગવાનના સ્વરૂપને સમજે તેજ પુરો જ્ઞાની કહેવાય જેમ દુધ છે તેને નેત્રે જુએ ત્યારે ધોળું દેખાય અને નાકે સુંઘે ત્યારે સુગંધવાનઃ જણાય અને આંગળીએ કરીને અડે ત્યારે ટાઢું ઉનું જણાય અને જીવ્હાએ કરીને ચાખે ત્યારે સ્વાદ જણાય પણ એક ઇંદ્રિયે કરીને દુધના સ્વરૂપનું સંપૂર્ણ જ્ઞાન ન થાય અને સર્વે ઇંદ્રિયે કરીને તપાસી જુએ ત્યારે સંપૂર્ણ જ્ઞાન થાય છે તેમ વેદાદિક પાંચ શાસ્ત્રે કરીને ભગવાનના સ્વરૂપને સમજે ત્યારે સંપૂર્ણ ભગવાનના સ્વરૂપનું જ્ઞાન થાય છે ને એમ જાણવું તેને સંપૂર્ણ જ્ઞાન કહીએ. વર. ૨

શાસ્ત્રની રીતે સાકાર ભગવાનના ભજને કરીને કલ્યાણ છે ને અમે પણ એજ પક્ષનું ગ્રહણ કરીએ છીએ.

ગ. પ્ર. ૭૧

અને આ જે વાર્તા (અક્ષરધામમાં પુરૂષોત્તમ ભગવાન સાકાર છે) તે અમે પ્રત્યક્ષ દેખીને કહી છે માટે એમાં કાંઇ સંશય નથી. ગ. પ્ર. ૬૪

## સાકાર સ્વરૂપમાં આશંકાઓનું સમાધાન.

અને કોઇ એમ કહેશે જે શ્રુતિમાં એમ કહ્યું છે જે પરમેશ્વર તો કર ચરણાદિકે રહિત છે ને સર્વત્ર પૂર્ણ છે તો એ જે શ્રુતિએ કર ચરણાદિકનો નિષેધ કર્યો છે તે તો માયિક કરચરણાદિકનો નિષેધ કર્યો છે. અને ભગવાનનો આકાર છે તે તો દિવ્ય છે પણ માયિક નથી. ગ. પ્ર. ૪૫

શ્રીમદ્ ભાગવતને વિષે વાસુદેવ સંકર્ષણ પ્રદ્યુમ્ન ને અનિરૂદ્ધ એ ચતુર્વ્યુહનીજ વાર્તા છે તે કોઇ ઠેકાણે એને સગુણ કરી કહે છે અને કોઇ ઠેકાણે એને નિર્ગુણ કરી કહે છે. તે જ્યારે નિર્ગુણ કરી કહે છે ત્યારે વાસુદેવ ભગવાનને કહે છે ને જ્યારે સગુણ કરીને કહે છે ત્યારે સંકર્ષણ અનિરૂદ્ધ ને પ્રદ્યુમ્નને કહે છે માટે જ્યારે નિર્ગુણપણે કહ્યા હોય ત્યારે સાંભળનારાની ને વાંચનારાની મતિ ભ્રમી જાય છે અને એમ જાણે છે જે ભગવાનનો તો આકાર નથી તે સમજનારાની અવળી સમજણ છે અને શાસ્ત્રમાં જે શબ્દ છે તે એકાંતિક ભક્ત વિના બીજાને સમજાતા નથી તે કીયા શબ્દ. તો જે ભગવાન અરૂપ છે જ્યોતિસ્વરૂપ છે નિર્ગુણ છે ને સર્વત્ર વ્યાપક છે એવાં વચન સાંભળીને મૂર્ખ હોય તે એમ જાણે જે શાસ્ત્રમાં તો ભગવાનને અરૂપજ કહ્યા છે અને જે એકાંતિક ભક્ત હોય તે તો એમ જાણે જે શાસ્ત્રમાં ભગવાનને જે અરૂપ ને નિર્ગુણ કહ્યા છે તે તો માયિક

એવા જે રૂપ :ને ગુણ તેના નિષેધને અર્થે કહ્યા છે પણ ભગવાન તો નિત્ય દિવ્યમૂર્તિ છે ને અનંત કલ્યાણગુણે યુકત છે. અને તેજના પુંજરૂપ કહ્યા છે તે તો મૂર્તિ વિના તેજ હોય નહિ માટે એ તેજ તે મૂર્તિનુંજ છે જેમ અગ્નિની મૂર્તિ છે તે મૂર્તિમાંથી અગ્નિની જ્વાળા પ્રગટ થાય છે તેણે કરીને તે અગ્નિની મૂર્તિ દેખાતી નથી અને જ્વાળા દેખાય છે પણ સમજુ હોય તે એમ જાણે જે અગ્નિની મૂર્તિમાંથીજ જ્વાળા નીકળે છે. તેમજ વરૂણની મૂર્તિમાંથી જળ પ્રગટ થાય છે તે જળ દેખાય છે અને વરૂણની મૂર્તિ દેખાતી નથી પણ સમજુ હોય તે એમ જાણે જે વરૂણની મૂર્તિ-માંથી સર્વે જળ છે તેમ બ્રહ્મસત્તારૂપ જે કોટિ સૂર્ય જેવો પ્રકાશ છે તે પુરૂષોત્તમ ભગવાનની મૂર્તિનો પ્રકાશ છે.

અને શાસ્ત્રમાં એવાં વચન હોય જે જેમ કાંટે કરીને કાંટો કાઢીને પછી બેયનો ત્યાગ કરે તેમ ભગવાન પૃથ્વીનો ભાર ઉતારવાને કાજે દેહ ધરે છે તે ભાર ઉતારીને દેહનો ત્યાગ કરે છે એવા જે શબ્દ તેને સાંભળીને મૂર્ખ હોય તે ભુલા પડે છે અને ભગવાનને અરૂપ સમજે છે પણ ભગ-વાનની જે મૂર્તિ તેને દિવ્ય જાણતા નથી અને એકાંતિક ભકત હોય તે તો એમ જાણે જે જ્યારે શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનની પ્રતિજ્ઞા રાખવાને કાજે બ્રાહ્મણનો પુત્ર લેવાને ગયા ત્યારે દ્વારિકામાંથી રથ ઉપર :બેસીને અર્જુન સોતા

ચાલ્યા તે લોકાલોક પર્વતને ઓળંગીને માયાનો જે અંધકાર તેને સુદર્શન ચક્રે કરીને કાપીને તેને વિષે રથને હાંકીને ને તેજપુંજને વિષે પ્રવેશ કરીને અને ભુમાપુરૂષ પાસેથી બ્રાહ્મણના પુત્રને લઇ આવતા હવા માટે શ્રીકૃષ્ણ ભગવાન દિવ્યમૂર્તિ હતા તો તેને પ્રતાપે કરીને લાકડાનો જે રથ અને પંચભૂતના દેહવાળા જે ઘોડા તે સર્વ દિવ્ય ને માયા પર જે ચૈતન્ય તે રૂપ થાતા હવા અને જો દિવ્યરૂપ ન થયા હોય તો જેટલું માયાનું કાર્ય હોય તેટલું માયામાંજ લીન થાય પણ માયાથી પર જે બ્રહ્મ ત્યાં સુધી પહોંચે નહિ માટે જે ભગવાનની મૂર્તિને પ્રતાપે માયિક પદાર્થ હતાં તે પણ અમાયિક થયાં એવું જે ભગવાનનું સ્વરૂપ તેને મૂર્ખ હોય તે માયિક સમજે અને જે એકાંતિક સંત છે તે તો ભગવાનની મૂર્તિને અક્ષરાતીત સમજે છે ને મૂર્તિમાન એવા જે પુરૂષોત્તમ ભગવાન તેને બ્રહ્મરૂપ જે અનંત કોટિ મુકત અને અક્ષરધામ એ સર્વેના આત્મા જાણે છે માટે કોઇ ગમે તેવાં શાસ્ત્ર વંચાતાં હોય ને તેમાં ભગવાનનું નિર્ગુણપણે કરીને પ્રતિપાદન આવે તે ઠેકાણે એમ જાણવું જે એ ભગવાનની મૂર્તિનો મહિમા કહ્યો છે પણ ભગવાન તો સદા મૂર્તિમાનજ છે. ગ. પ્ર. ૬૬

પરબ્રહ્મ પુરૂષોત્તમ એવા જે ભગવાન તેજ પોતે કૃપાએ કરીને જીવના કલ્યાણને અર્થે પૃથ્વીને વિષે પ્રગટ થાય છે

ત્યારે જે જે તત્ત્વનો અંગીકાર કરે છે તે સર્વ તત્ત્વ બ્રહ્મરૂપ છે કાંજે રામકૃષ્ણાદિક અવતારને વિષે સ્થૂલ સૂક્ષ્મ ને કારણ એ ત્રણ દેહ તથા જાગ્રત સ્વપ્ન ને સુષુપ્તિ એ ત્રણ અવસ્થા તે જણાય છે તથા દસ ઇંદ્રિ પંચ પ્રાણ ઇત્યાદિક સર્વે તત્ત્વ મનુષ્યની પેઠે જણાય છે પણ એ સર્વે બ્રહ્મ છે પણ માયિક નથી તે માટે એ ભગવાનના આકારનુ ખંડન ક્યારે પણ ન કરવું. ગ. પ્ર. ૭૧

ભગવાનનુ સાકાર દિવ્ય સ્વરૂપ તેને જે વેદાંત શાસ્ત્ર છે તે નિર્ગુણ અછેદ્ય અભેદ્ય સર્વ વ્યાપક એવી રીતે કરીને પ્રતિપાદન કરે છે તે જીવની બુદ્ધિમાંથી માયિકભાવ ટાળવાને અર્થે નિર્ગુણપણે કરીને પ્રતિપાદન કરે છે. કા. ૭

શરીરી એવા જે પુરૂષોત્તમ ભગવાન તે તો સદાય દિવ્ય મૂર્તિમાન છે ને એવા જે એ ભગવાન તે જે તે વ્યાપક ને દ્રષ્ટા એવા જે સર્વે આત્મા ને તે આત્માને વ્યાપ્ય ને આત્માને દૃશ્ય એવા જે દેહ એ સર્વમાં પોતાની અંતર્યામિ શક્તિએ કરીને આત્માપણે રહ્યા છે, અને એવી રીતે સર્વેના આત્મા જે પુરૂષોત્તમ ભગવાન તેમને જ્યારે રૂપવાન એવુ જે દૃશ્ય તેના આત્માપણે કરીને શાસ્ત્રને વિષે કહ્યા હોય ત્યારે તે પુરૂષોત્તમને દૃશ્યરૂપે કરીને પ્રતિપાદન કર્યા હોય ને જ્યારે દૃષ્ટાના આત્માપણે કરીને પ્રતિપાદન કર્યા હોય ત્યારે એ પુરૂષોત્તમને અરૂપપણે કરીને શાસ્ત્રમાં

કહ્યા હોય છે ને વસ્તુતાએ તો રૂપવાન જે દશ્ય ને અરૂપ જે આત્મા એ બેય થકી પુરૂષોત્તમ ભગવાન ન્યારા છે ને સદા **મૂર્તિમાન** છે ને પ્રાકૃત આકારે રહિત છે ને મૂર્તિમાન થકા પણ દ્રષ્ટા ને દશ્ય એ બેયના દ્રષ્ટા છે ને એ આત્મા ને અક્ષર એ સર્વેના પ્રેરક છે ને સ્વતંત્ર છે ને નિયંતા છે ને સકળ ઐશ્વર્ય સંપન્ન છે ને પર થકી પર એવું જે અક્ષર તે થકી પણ પર છે. ગ. પ્ર. ૬૪

## સાકારની પરિપક્વ નિષ્ઠાવાળાનાં લક્ષણ

જેણે પ્રથમ એવો દ્દઢ નિશ્ચય કર્યો હોય જે જ્યારે આત્યન્તિક પ્રલય થાય છે તેને અંતે પણ ભગવાન સાકાર છે એવી દ્દઢ ગ્રંથી હૃદયમાં પડી હોય ને પછી જો તેને તેજોમય અલિંગપણું જે શાસ્ત્રમાં કહ્યુ હોય તેનું શ્રવણ થાય તથા એવી વાર્તા કોઇ થકી સાંભળે તોપણ તેને સંશય થાય નહિ કેમ જે એ તો એમ સમજ્યો છે જે ભગવાન તો સદા **સાકારજ** છે પણ નિરાકાર નથી તેજ ભગવાન રામકૃષ્ણાદિક મૂર્તિયુંને ધારણ કરે છે એવી રીતે જેની દ્દઢપણે સમજણ હોય તેની **પરિપક્વ નિષ્ઠા** જાણવી.

પં. ૭

## સાકાર નિષ્ઠા કોના થકી પમાય છે

આ વાર્તા (સાકારપણાની નિષ્ઠા) તો જેને એ ભગવાનના સ્વરૂપમાં સદા દિવ્ય સાકારપણે ઉપાસનાની દ્દઢ

નિષ્ટા થઇ હોય તે થકીજ પમાય છે પણ બીજા થકી તો પમાતી નથી. ગ. પ્ર. ૬૪

## ભગવાનના સ્વરૂપ સબંધી મૂર્ખની સમજણ

મૂર્ખ હોય તે જો ભગવાનને સાકાર સમજે તો કેવળ મનુષ્ય જેવાજ સમજે ને જો નિરાકાર સમજે તો બીજા આકારને જેમ માયિક જાણે તેમ ભગવાનના આકારને પણ માયિક જાણે ને અરૂપ એવું ભગવાનનું સ્વરૂપ કલ્પે માટે એ બે પ્રકારે મૂર્ખને તો અવળું પડે છે. પં. ૭

## સાકારની નિષ્ટાવાળાની મહત્તા ને તેને ફળ

જેના હૃદયમાં ભગવાનની ભક્તિ હોય ને એમ સમજતો હોય જે જેવા પ્રગટ ભગવાન પૃથ્વી ઉપર બિરાજે છે અને જેવા તે ભગવાનના ભકત ભગવાનને સમીપે બિરાજે છે તેવા ને તેવાજ જ્યારે આત્યંતિક પ્રલય થાય છે ત્યારે પણ રહે છે. અને આ ભગવાન ને ભગવાનના ભકત તે સદા સાકારજ છે એમ સમજતો હોય ને ગમે તેવા વેદાંતના ગ્રંથ સાંભળે પણ ભગવાન ને ભગવાનના ભકતને નિરાકાર સમજેજ નહિ અને એમ જાણે જે એ ભગવાન વિના બીજો કોઇ જગતનો કર્તા છેજ નહિ અને એમ જાણે જે એ ભગવાન વિના સુકું પાંદડું પણ ફરવાને સમર્થ નથી એવી જેને ભગવાનને વિષે સાકારપણાની દૃઢ પ્રતિતી હોય

ને તે જેવો તેવો હોય તોપણ એ અમને ગમે છે ને એને માથે કાળ, કર્મ ને માયા તેનો હુકમ નથી અને જો એને દંડ દેવો હોય તો ભગવાન પોતે દે છે પણ બીજા કોઈનો એને માથે હુકમ નથી. અને જેના હૃદયમાં ભગવાનની એવી નિષ્ઠા અચલ હોય ને તે ગમે તેટલાં શાસ્ત્ર સાંભળે અથવા ગમે તેનો સંગ કરે તોપણ પોતાને જે ભગવાનના સાકારપણાની નિષ્ઠા છે તે ટળે નહિ અને તેજના બિંબ જેવા નિરાકાર ભગવાનને કોઇ દિવસ સમજેજ નહિ એવી નિષ્ટાવાળો જે સંત છે તેના પગની રજને તો અમે પણ માથે ચઢાવીએ છીએ અને તેને દુખવતા થકા મનમાં બ્હીએ છીએ અને તેના દર્શનને પણ ઇચ્છીએ છીએ. અને એવા ભગવાનના પ્રતાપે કરીને પોતાનું કલ્યાણ ઇચ્છે છે તે તો જેમ નાવમાં બેસીને સમુદ્ર તરવાને ઈચ્છે એવા ડાહ્યા છે. અને એવા ભગવાનના સ્વરૂપના જ્ઞાનવાળા છે તે સર્વે દેહને મૂકીને ભગવાનના ધામમાં ચૈતન્યનીજ મૂર્તિ થઇને ભગવાનના હજુરમાં રહે છે. અને જે એવા યથાર્થ ભગવાનના ભક્ત છે તેનું દર્શન તો ભગવાનના દર્શન તુલ્ય છે અને એના દર્શને કરીને અનંત પતિત જીવનો ઉદ્ધાર થાય છે એવા એ મોટા છે. ગ. પ્ર. ૩૭

પુરૂષોત્તમ ભગવાન તે જીવના કલ્યાણને અર્થે કૃપાએ કરીને પૃથ્વીને વિષે મનુષ્ય જેવા જણાય છે તેને જે આવી

રીતે સદા દિવ્ય મૂર્તિમાન જાણીને ઉપાસના ભક્તિ કરે છે તે તો એ ભગવાનના સાધર્મ્યપણાને પામે છે ને અનંત ઐશ્વર્યને પામે છે ને બ્રહ્મભાવને પામ્યો જે પોતાનો આત્મા તેણે કરીને પ્રેમે સહિત નિરંતર પરમ આદર થકી પુરૂષોત્તમ ભગવાનની સેવાને વિષે વર્તે છે. ગ. પ્ર. ૬૪

ભગવાનના આકારને વિષે દૃઢ પ્રતિતી હશે ને કદાચિત એ જીવ કાંઈક પાપ કરશે તોપણ એનો ઉદ્ધાર થાશે કેમજે પાપ કરે તેનું તો પ્રાયશ્ચિત કહ્યું છે. ગ. મ. ૩૯

ભગવાનને સાકાર જાણીને નિષ્ઠા રાખી હોય ને કદાચિત તેથી કાંઇક પાપ થઇ ગયું હોય તો એનો શો ભાર છે ? એ પાપ તો ભગવાનને પ્રતાપે કરીને સર્વે બળી જાશે ને એનો જીવ ભગવાનને પામશે. ગ. મ. ૩૯

જેમ સ્ત્રીના ઉદરમાં ગર્ભ હોય પછી તેમાંથી પુત્રરૂપ ફળ ઉદય થાય છે તેમ જેને ભગવાનના સ્વરૂપનો નિશ્ચય (સાકારની નિષ્ટા) રૂપ ગર્ભ હોય તેને ભગવાનનુ જે અક્ષરધામ તે રૂપ ફળની પ્રાપ્તિ થાય છે માટે એવો ઉપાય કરવો જેણે કરીને એ ગર્ભને વિઘ્ન નથાય તે બીજાને પણ એવી વાત કરવી જેણે કરીને ભગવાનના નિશ્ચય (સાકારની નિષ્ટા) રૂપ ગર્ભનો પાત ન થાય. ગ. મ. ૧૦

ભગવાનને જગતના કર્તાહર્તા જાણે અને મૂર્તિમાન જાણે તે ઉપરજ ભગવાન રાજી થાય છે. વર. ૨

ભગવાનનો દ્રોહ તેને જે ન કરે (નિરાકાર ન જાણે) તેણે સંપૂર્ણ ભગવાનની પૂજા કરી. વર. ૨

**સાકારની નિષ્ઠા રહિત (નિરાકારની નિષ્ઠાવાળા) ને ન્યૂનતા.**

એવી ( સાકારની ) નિષ્ટા ન હોય ને તે જો ત્યાગ વૈરાગ્યે યુક્ત હોય તોપણ તેનો અમારા અંતરમાં ભાર આવે નહિ અને એવી ( સાકારની ) નિષ્ટા વિનાના જે જીવ છે તે પોતાના સાધનને બળે કરીને પોતાનું કલ્યાણ ઇચ્છે છે પણ એવા પરમેશ્વરના પ્રતાપે કરીને પોતાનુ કલ્યાણ ઇચ્છતા નથી એવા જે જડમતિવાળા પુરૂષ છે તે તો જેમ નાવ વિના પોતાના બાહુ બળે કરીને સમુદ્ર તરવાને ઇચ્છે તેવા મૂર્ખ છે. અને એવી નિષ્ટા જેને ન હોય ને તેણે બીજાં સાધન જો કર્યાં હોય તો તે બીજા દેવતાના લોકમાં રહે છે ગ. પ્ર. ૩૭

જે ભગવાનને નિરાકાર જાણીને ધ્યાન ઉપાસના કરે છે તે તો બ્રહ્મ સુષુપ્તિમાં વિષે લીન થાય છે તે પાછો કોઇ દિવસ નિસરતા નથી ને કોઈ ઐશ્ચર્યને પણ પામતો નથી ગ. પ્ર. ૬૪

સર્વ શુભ સંપન્ન હોય ને જો ભગવાનને અલિંગ સમજતો હોય પણ મૂર્તિમાન ન સમજે એ મોટો દોષ

છે, એણે કરીને એના બીજા સર્વે ગુણ દોષરૂપ થઇ જાય છે લો. ૧૬

ભગવાન તો સદા સાકાર છે તેને જે નિરાકાર સમજવા એજ ભગવાનના આકારનું ખંડન કર્યું કહેવાય છે અને ભગવાનના સર્વે અપરાધ થકી જે ભગવાનના આકારનું ખંડન કરવું એ મોટો અપરાધ છે તે માટે એ અપરાધ તો ક્યારે પણ કરવો નહિ અને એ અપરાધ કરે તો એને પંચ મહાપાપ કરતાં પણ અધિક પાપ લાગે છે ગ. પ્ર. ૭૧

ભગવાનને જે નિરાકાર સમજે એ તો પંચ મહાપાપ કરતાં પણ **અતિ મોટું પાપ** છે એ પાપનું કોઈ પ્રાયશ્ચિત નથી ગ. મ. ૩૯

જેમ કોઇક એવા કાગળ લખી લખીને મેલે જે અમારો રાજા છે તે નાક કાન વિનાનો છે અથવા હાથ પગ વિનાનો છે એવી રીતે રાજાનું રૂપ સંપૂર્ણ હોય તેને ખંડીત કરીને વર્ણવે તે રાજાનો દ્રોહી કહેવાય તેમ ભગવાન છે તે કર ચરણાદિક સમગ્ર અંગે સંપૂર્ણ છે અને લેશ માત્ર પણ કોઇ અંગે વિકલ નથી અને સદા મૂર્તિમાનજ છે તેને અરૂપ કહેવા એજ ભગવાનનો દ્રોહ છે એવી જાતનો જે ભગવાનનો દ્રોહ કરે (અરૂપ કહે) અને તે

ચંદન પુષ્પાદિકે કરીને ભગવાનને પૂજે છે તો પણ ભગવાનનો દ્રોહી છે વર. ૨

ભગવાનને નિરાકાર જાણે તો ભગવાનનો દ્રોહ કર્યો કહેવાય ગ. મ. ૯

## ભગવાનને વિષે સ્વામીસેવકપણું

### અક્ષરધામમાં મુક્ત ભગવાનની સેવામાં રહે છે.

અક્ષરનાં બે સ્વરૂપ છે. એક તો નિરાકાર એકરસ ચૈતન્ય છે તેને ચિદાકાશ કહીએ બ્રહ્મમહોલ કહીએ ને એ અક્ષર બીજે રૂપે કરીને પુરૂષોત્તમ નારાયણની સેવામાં રહે છે અને એ અક્ષરધામને પામ્યો જે ભક્ત તે પણ અક્ષરના સાધર્મ્યપણાને પામે છે. ને ભગવાનની અખંડ સેવામાં રહે છે. અને એ અક્ષરધામને વિષે અક્ષરના સાધર્મ્યપણાને પામ્યા એવા અનંતકોટિ મુક્ત રહ્યા છે તે સર્વે પુરૂષોત્તમના દાસ ભાવે વર્તે છે ને પુરૂષોત્તમ નારાયણ તે સર્વના સ્વામી છે ને અનંતકોટિ બ્રહ્માંડના રાજાધિરાજ છે ગ. પ્ર. ૨૧

અક્ષરધામને વિષે પોતાના સાધર્મ્યપણાને પામ્યા એવા જે અનંતકોટિ મુકત તે એ ભગવાનની સેવાને વિષે રહે છે ગ. પ્ર. ૬૩

જે સદા દિવ્ય મૂર્તિમાન જાણીને પુરૂષોત્તમ ભગવાનની ઉપાસના ભકિત કરે છે તે તો એ ભગવાનના સાધર્મ્યપણાને પામ્યો જે પોતાનો આત્મા તેણે કરીને પ્રેમે સહિત નિરંતર પરમ આદર થકી ભગવાનની સેવાને વિષેવર્તે છે
ગ. પ્ર. ૬૪

દેહ તો પુરૂષનો ને સ્રીનો બેય માયિક છે ને નાશવત છે અને ભજનનો કરનારો જે જીવાત્મા તે દેહ મૂકીને ભગવાનના ધામમાં જાય છે ત્યારે જેવી ભગવાનની મરજી હોય તેવો તેનો આકાર બંધાય છે અથવા એ ભક્તને જેવો સેવાનો અવકાશ આવે તેવો આકાર ધરીને ભગવાનની સેવા કરે છે.
ગ. છે. ૨૨

અક્ષરધામને વિષે રહ્યા જે ભગવાન તે જે તે તે મુક્ત પુરૂષ તેમણે દિવ્ય એવા જે નાના પ્રકારના ઉપચાર તેણે કરીને સેવ્યા થકા ને તે મુક્ત પુરૂષને પરમ આનંદને ઉપજાવતા થકા સદા વિરાજમાન છે. ગ. છે. ૩૮

## અક્ષરધામમાં નારાયણ ને મુક્તમાં ભેદ

જ્યારે સર્વે મુક્તુંને ગુણનો સંબંધ ન હોય ને નિર્ગુણપણે કરીને અક્ષરધામને વિષે રહ્યા હોય અને નારાયણ પણ ત્યાં તેવીજ રીતે રહ્યા હોય તે વારે એ સર્વે ચૈતન્યમય છે ને નિર્ગુણ છે ને ॥ मम साधर्म्य मागताः ॥

એવી રીતે નારાયણના સાધર્મ્યપણાને પામ્યા છે એવા જે મુક્ત ને નારાયણ તેને વિષે ભેદ એમ સમજવો. જેમ ચંદ્રમા છે ને તારા છે તેમાં ભેદ છે કે નહિ? જુઓને પ્રકાશ પણે કરીને સરખા નથી અને બિંબમાં પણ ઘણો ભેદ છે અને સર્વ ઔષધીનું પોષણ તે પણ ચંદ્રમા વતેજ થાય પણ બીજે તારે ન થાય અને રાત્રિનો અંધકાર તે પણ ચંદ્રમાએ કરીને ટળે પણ તારાએ કરીને ટળે નહિ તેમ નારાયણ તથા મુક્તુંમાં ભેદ છે. અને વળી જેમ રાજા ને રાજાના ચાકર તે મનુષ્ય જાતિએ કરીને સરખા છે પણ રાજાનું સામર્થ્ય, ઐશ્વર્ય, રૂપ, લાવણ્યતા તે સર્વોપરિ છે અને જે રાજા વતે થાય તે ચાકર વતે થાય નહિ સુઝે એવડો મોટો હોય તો પણ ન થાય, તેમ પુરૂષોત્તમ નારાયણ તે સર્વ કર્તા છે સર્વ કારણ છે સર્વ નિયંતા છે અને અતિ રૂપવાન છે અતિ તેજસ્વી છે અને અતિ સમર્થ છે ને કર્તું મકર્તું અન્યથા કર્તું છે તે જો પોતાની ઇચ્છામાં આવે તો એ અક્ષરધામને વિષે રહ્યા જે મુક્ત તે સર્વેને પોતાના તેજને વિષે લીન કરીને પોતે એકજ વિરાજમાન રહે અને સુઝે તો એ સર્વે મુક્ત તેણે સેવ્યા થકા એમની ભક્તિને અંગીકાર કરે ને એ સોતા વિરાજમાન રહે અને જે અક્ષરધામને વિષે પોતે રહ્યા છે તે અક્ષરને પણ લીન કરીને પોતે સ્વેરાટ થકા

એકલા વિરાજમાન રહે અને પોતાના મનમાં આવે તો એ અક્ષરધામ વિના પણ અનંતકોટિ મુક્તને પોતાને ઐશ્વર્યે કરીને ધારવાને સમર્થ છે જેમ પૃથુ ભગવાને પૃથ્વીને કહ્યું જે મારા ધનુષ્ય થકી નિસર્યાં જે બાણ તેણે કરીને તુંને મારીને મારા સામર્થ્યે કરીને આ સર્વ જગતને ધારવાને હું સમર્થ છું તેમ એ નારાયણ પોતાને ઐશ્વર્યે કરીને સર્વોપરિ વર્તે છે. લો. ૧૩

જીવ પુરુષ અક્ષર ને પુરુષોત્તમ એ સર્વેનું તેજ પ્રકાશપણે તો સજાતિ છે માટે એમના પ્રકાશના ભેદ પાડવાને તો કોઇ સમર્થ છે નહિ ને ભેદ તો અતિશય છે તે ભેદને દેખવાને કોઇ સમર્થ નથી અને જેને એ ભગવાન કૃપા કરે છે તેણે કરીને તેને પ્રકાશમય એવો દિવ્ય દેહ બંધાય છે પછી તે એમ જાણે છે જે આ હું છું ને આ પુરુષ છે ને આ અક્ષર છે ને એ સર્વથી વિલક્ષણ એવા આ પુરુષોત્તમ છે એવી રીતે એ સર્વેને પ્રથકપણે દેખે છે ને એમના પ્રકાશને પણ વિલક્ષણપણે દેખે છે પણ બીજો તો કોઇ પ્રથક દેખવાને અર્થે સમર્થ થાય નહિ. લો. ૧૫

ભગવાનનો ભક્ત હોય તેણે જેવા ભગવાનને જાણ્યા હોય જે ભગવાન આટલી સામર્થીએ યુક્ત છે અને આટલી શોભાએ યુક્ત છે અને આવા સુખરૂપ છે એવી

રીતે એ ભકતે જેટલો ભગવાનનો મહિમા જાણ્યો છે અને જેવા પ્રતાપે યુકત ભગવાનને જાણ્યા છે તે ભકત જ્યારે દેહ મૂકીને ભગવાનના ધામમાં જાય છે ત્યારે રૂપ તથા સામર્થી તે ભક્તની પણ તેવીજ થાય છે તો પણ ભગવાનની સામર્થી અને સુંદરપણું ઈત્યાદિક જે પ્રતાપ તે એ ભકતને ભગવાનને વિષે અતિશય જણાય છે ત્યારે એ ભકત એમ જાણે છે જે મેં જેટલો પ્રતાપ જાણ્યો હતો ને સુંદરપણું જાણ્યું હતું તેટલું ઐશ્વર્ય ને તેટલું સુંદરપણું તો મુંને પણ ભગવાને આપ્યું છે તો પણ ભગવાનનું ઐશ્વર્ય ને ભગવાનનું સુંદરપણું તે તો અતિશય અપાર દેખાય છે માટે મું જેવા અનંત ભગવાનના સાધર્મ્યપણાને પામ્યા છે તો પણ ભગવાન જેવો કોઇ થાવાને સમર્થ થાતો નથી શા માટે જે ભગવાનનો મહિમા, ગુણ, કર્મ, જન્મ ને સામર્થી તથા સુંદરતા, સુખદાયકપણું એ આદિક જે અનંત કલ્યાણકારી ગુણ તેના પારને શેષ સારદા બ્રહ્માદિક દેવતા તથા ચાર વેદ એ પામતા નથી અને ભગવાન પોતે પણ પોતાના મહિમાના પારને પામતા નથી. માટે ભગવાન તો સર્વ સામર્થીએ કરીને અપાર છે અને એ ભગવાનને ભજીને અનંત કોટી વૈષ્ણવ ભગવાન સરખા થયા છે તો પણ ભગવાનમાંથી કોઇ જાતનો પ્રતાપ આણું જેટલો પણ

ન્યૂન થયો નથી જેમ મીઠા જળનો સમુદ્ર ભર્યો હોય તેમાંથી મનુષ્ય પશુ પંખી સર્વે જેટલું ભાવે તેટલું જળ પીએ તથા પાત્ર ભરી લે તો પણ ઓછું થતું નથી. શા માટે જે તે સમુદ્ર તો અગાધ છે તેમજ ભગવાનનો મહિમા પણ અતિશય અપાર છે માટે કોઇ રીતે કરીને વધેઘટે એવો નથી તે સારૂ જે જે ભગવાનના ભક્ત બ્રહ્મસ્વરૂપ થયા છે તો પણ ભગવાનના દ્રઢ દાસ થઇને ભગવાનનું ભજન કરે છે. એવી રીતે ભગવાનના ભક્ત ભગવાનના સાધર્મ્યપણાને પામે છે તો પણ સ્વામિસેવકપણું રહે છે.

ગ. મ. ૬૭

ભગવાનના સાધર્મ્યપણાને પામ્યા એવા જે ભગવાનના ધામમાં ભક્ત છે તેનો આકાર પણ ભગવાન જેવો છે તો પણ તે પુરૂષ છે ને ભગવાન પુરૂષોત્તમ છે. ને તે સર્વેમાં શ્રેષ્ઠ છે ને એમને ઉપાસ્ય છે ને સર્વના સ્વામી છે.

ગ. જે. ૩૭

જે ભગવાનના ભક્ત હોય તે ભગવાનને પ્રતાપે કરીને બ્રહ્મા શિવ શુકજી નારદ તે જેવા પણ થાય અને બ્રહ્મ તથા અક્ષર જેવા પણ થાય તો પણ શ્રી પુરૂષોત્તમ નારાયણ જેવો થવાને તો કોઈ સમર્થ નથી. કા. ૧૦

**સ્વામિસેવકને ભાવે ભક્તિ ઉપાસના કરવાની શ્રી હરિની આજ્ઞા**

અમારો તો એજ ઈસક છે ને એજ સિદ્ધાંત છે જે તપે કરીને ભગવાનને રાજી કરવા ને ભગવાનને સર્વેના કર્તાહર્તા જાણીને અને સ્વામિસેવકને ભાવે કરીને તે (પુરૂષોત્તમ નારાયણ) ભગવાનની ભકિત કરવી અને કોઈ રીતે તે ભગવાનની ઉપાસના ખંડન થવા દેવી નહિ માટે તમો પણ સર્વે આ અમારા વચનને પરમ સિદ્ધાંત કરી માનજો. કા. ૧૦

**નારાયણ ને મુકતને સરખા કહેનારને પાપ ને તેના સંગનો નિષેધ.**

જેનો સંગ કર્યા થકી તથા જે શાસ્ત્ર સાંભળવા થકી ભગવાનની ઉપાસનાનું ખંડન થઈને સ્વામિસેવક ભાવ ટળી જાતો હોય તો તે સંગનો તથા તે શાસ્ત્રનો શ્વપચની પેઠે તત્કાળ ત્યાગ કરવો કા. ૧૦

એને (અક્ષરાતીત પુરૂષોત્તમ નારાયણને) ને બીજા અક્ષરાદિક મુકતને સરખા કહે છે તે દુષ્ટ મતવાળા જાણવા ને તેને અતિ પાપી જાણવા અને એનાં દર્શન પણ કરવાં નહિ ને એવી રીતની સમજણવાળાનાં દર્શન કરીએ તો પંચમહાપાપ જેવું પાપ થાય. લો. ૧૩

**શ્રીજી મહારાજને સર્વ અવતારના કારણ અવતારી ને સર્વોપરિ સમજવા વિષે [ સ્વરૂપ નિષ્ઠા ].**



## શ્રી હરિને અવતારી સમજવાની આવશ્યકતા.

જ્ઞાન માર્ગ તો એવો સમજવો જે કોઇ રીતે ભગવાનના સ્વરૂપનો દ્રોહ થાય નહિ ને કોઇક કાળે ભગવાનના વચનનો લોપ થાતો હોય તો તેની ચિંતા નહિ પણ ભગવાનના સ્વરૂપનો દ્રોહ થાવા દેવો નહિ ને જો ભગવાનનું વચન કાંઇક લોપાણું હોય તો તે ભગવાનની પ્રાર્થના કરીને પણ છુટકો થાય પણ ભગવાનના સ્વરૂપનો દ્રોહ કર્યો હોય તો તેનો કોઇ રીતે છુટકો થાય નહિ માટે જે સમજુ હોય તેને ભગવાનના વચનમાં તો જેટલું પોતાની સામર્થી પ્રમાણે રહેવાય તેટલું અવશ્ય રહેવું પણ ભગવાનની મૂર્તિનું બળ અતિશય રાખવું જે સર્વોપરિ ને સદા દિવ્ય સાકાર મૂર્તિ ને સર્વ અવતારનું અવતારી એવું જે સ્વરૂપ તેજ મુંને પ્રાપ્ત થયુ છે અને જો એમ ન જાણે ને નિરાકાર જાણે ને બીજા અવતાર જેવા જાણે તો એનો દ્રોહ કર્યો કહેવાય ગ. મ. ૯

પુરૂષોત્તમ ભગવાનને બ્રહ્મજ્યોતિના સમૂહને વિષે અનાદિ સાકાર મૂર્તિ સમજવા ને તેનાજ સર્વે અવતાર છે એમ સમજીને તે પ્રત્યક્ષ ભગવાનનો જે તે ભાવે કરીને આશ્રય કરવો ને ધર્મે સહિત ને ભગવાનની ભકિત કરવી ને તેવી ભકિતએ યુકત જે સાધુ તેનો સંગ કરવો એ કલ્યાણનું અસાધારણ સાધન છે ગ. છે. ૩૬

## અવતારીને સર્વોપરિ સમજવાની રીત.

**ભૂત ભવિષ્ય ને વર્તમાન ત્રણે કાળનાં સર્વ આશ્ચર્યના કર્તા પ્રગટ ભગવાન (શ્રીજી મહારાજ) છે.**

આ પૃથ્વી જેની રાખી સ્થિર રહી છે ને ડોલાવી ડોલે છે તથા આ તારામંડળ જેનું રાખ્યું અધર રહ્યું છે તથા જેના વરસાવ્યા મેઘ વરસે છે તથા જેની આજ્ઞાએ કરીને સૂર્ય ચંદ્ર ઉદય અસ્તપણાને પામે છે તથા ચંદ્રમાની કળા વધે ઘટે છે તથા પાળ વિનાનો સમુદ્ર જેની મર્યાદામાં રહે છે તથા જળના બિંદુમાંથી મનુષ્ય ઉત્પન્ન થાય છે ને તેને હાથ પગ નાક કાન એ આદિક દશ ઇંદ્રિયો થઇ આવે છે તથા આકાશને વિષે અધર જળ રાખી મુકયું છે ને તેમાં ગાજવીજ થાય છે એવાં અનંત આશ્ચર્ય છે તે સર્વે મુંને મળ્યા એવા જે ભગવાન (શ્રીજી મહારાજ) તેનાં કર્યાં જ થાય છે એમ સમજે પણ પ્રગટ પ્રમાણ જે ભગવાન (શ્રીજી મહારાજ) તે વિના બીજો કોઇ એ આશ્ચર્યનો કરનારો છે એમ માને નહિ.

અને પૂર્વે જે અનંત પ્રકારનાં આશ્ચર્ય થઇ ગયાં છે તથા હમણાં જે થાય છે તથા આગળ થાશે તે સર્વે (ત્રણે કાળમાં અવતારાદિક થકી જે જે આશ્ચર્ય થાય છે તે સર્વે) મુંને મળ્યા એવા જે પ્રત્યક્ષ ભગવાન તે વતેજ થાય છે.

ગ. પ્ર. ૨૭

**શ્રીકૃષ્ણાવતારને વિષે સર્વોપરિપણાનું કારણ કહીને પ્રગટ ભગવાનને (શ્રીજી મહારાજને) સર્વોપરિ ને સર્વના કારણ કહ્યા છે.**

અમે આખી વાર સુધી વિચાર કર્યો ને સર્વ શાસ્ત્રમાં નજર ફેરવીને જોયું ત્યારે એમ જણાવ્યું જે શ્રીકૃષ્ણ જેવો અવતાર સર્વ શક્તિએ યુકત બીજો કોઇ નથી થયો કેમજે બીજી જે સર્વે પોતાની અનંત મૂર્તિયું ભિન્ન ભિન્ન પણે રહી છે તે સર્વનો ભાવ શ્રીકૃષ્ણ ભગવાને પોતાને વિષે દેખાડયો કેવી રીતે તો પ્રથમ પોતે દેવકી થકી જન્મ્યા ત્યારે શંખ ચક્ર ગદા પદ્મ ધારીને ચતુર્ભુજરૂપ દર્શન દીધું તેણે કરીને લક્ષ્મીપતિ જે વૈકુંઠનાથ તેનો ભાવ પોતામાં જણાવ્યો તથા માતા જસોદાને પોતાના મુખમાં વિશ્વરૂપ દેખાડયું તેણે કરીને સહસ્ત્રશીર્ષાપણે કરીને અનિરૂદ્ધપણું પોતામાં જણાવ્યું તથા અક્રુરને જમુનાના ધ્રોમાં દર્શન દીધાં તેણે કરીને શેષશાયીપણું જણુવ્યું તથા અર્જુનને રણસંગ્રામમાં વિશ્વરૂપ દેખાડયું જે ॥पश्यमेपार्थ रुपाणि शतशोथ सहस्त्रशः॥ એવી રીતે અનંત બ્રહ્માંડ દેખાડીને પુરૂષોત્તમપણું જણુવ્યું તથા પોતે શ્રી કૃષ્ણે કહ્યું જે ॥ यस्मात्क्षर मतितोहमक्षरादपिचोत्तमः॥ अतोस्मिलोके वेदेचप्रथितः पुरुषोत्तमः ॥ એવી રીતે પોતે પોતાનું પુરૂષોત્તમપણું જણુવ્યું તથા ગોલોક-વાસી જે રાધિકા સહિત શ્રીકૃષ્ણ તે તો પોતેજ હતા ને

બ્રાહ્મણના બાળકને લેવા ગયા ત્યારે અર્જુનને પોતાનું ભૂમાપુરૂષરૂપે દર્શન કરાવ્યું તથા શ્વેતદ્વિપવાસી વાસુદેવ તેણે તો પોતેજ એ અવતાર ધર્યો હતો તથા નરનારાયણ તો સમગ્ર ભારતને વિષે તથા ભાગવતમાં શ્રીકૃષ્ણુનેજ કહ્યા છે તે માટે એ શ્રીકૃષ્ણુના અવતારને વિષે તો ભિન્ન ભિન્નપણે કહી જે એજ ભગવાનની મૂર્તિયું તથા શક્તિયું ઐશ્વર્ય તે સમગ્ર છે માટે એ અવતાર તે બહુ મોટો થયો છે અને બીજી મૂર્તિને વિષે થોડું ઐશ્વર્ય છે અને એને વિષે સંપૂર્ણ ઐશ્વર્ય છે માટે કૃષ્ણાવતાર જેવો કોઇ અવતાર નથી અને એ અવતાર સર્વોપરિ વર્તે છે. અને બીજા અવતારે કરીને થોડી શક્તિ જણવી છે અને આ અવતારે કરીને સંપૂર્ણ ઐશ્વર્ય શક્તિયું જણવી માટે આ અવતાર સર્વોત્કૃષ્ટપણે વર્તે છે એવી રીતે* (સર્વોપરિપણાની અને સર્વ કારણપણાની) જેની પ્રત્યક્ષ શ્રીકૃષ્ણુના (શ્રીજી મહારાજના) સ્વરૂપમાં અચલ મતિ હોય ને એ મતિ કોઇ દિવસ વ્યભિચારને ન પામતી હોય (બીજાને વિષે એવી

* એવી રીતે—બીજી મૂર્તિઓનું ઐશ્વર્ય શ્રીકૃષ્ણ ભગવાને પોતાને વિષે જણાવ્યું છે તે કારણથી જેમ શ્રીકૃષ્ણ સર્વોપરિ અવતાર કહેવાય છે એવી રીતે એટલે તેજ પદ્ધતીએ જોતા પ્રત્યક્ષ શ્રીકૃષ્ણુ એટલે શ્રીજી મહારાજે સમગ્ર અવતારોને પોતાને વિષે લીન કરી બતાવીને અનંત ઐશ્વર્ય બતાવ્યાં છે તેથી શ્રીજી મહારાજ સર્વ અવતારના અવતારી અને સર્વના કારણુ છે.

મતિ ન થતી હોય ને શ્રીજી મહારાજને વિષેજ સર્વોપરિપણાની અને સર્વ કારણપણાની મતિ હોય) ને તેની વતે કોઈ કુસંગે કરીને કદાચિત કાંઇક અવળું સવળું વર્તાઇ ગયું હોય તો પણ તે કલ્યાણના માર્ગમાંથી પડે નહિ એનું કલ્યાણજ થાય. પં ૬

**વાસુદેવ (શ્રીકૃષ્ણ પં. ૬)ની ઉપાસના કરતાં પુરુષોત્તમની ઉપાસના અધિક છે.**

શ્વેતદ્વિપવાસી વાસુદેવ તેણે તો પોતેજ એ અવતાર (શ્રીકૃષ્ણાવતાર) ધર્યો હતો. પં. ૬

શ્વેતદ્વિપને વિષે રહ્યા જે ષટ ઉર્મિએ રહિત એવા નિરન્ન મુક્ત તે જેવા પોતે થઇને વાસુદેવની ઉપાસના કરે તેને **મધ્યમ** નિર્વિકલ્પ નિશ્ચયવાળો કહીએ. અને અષ્ટાવરણે યુક્ત એવાં જે કોટિ કોટિ બ્રહ્માંડ તે જે અક્ષરને વિષે અણુની પેઠે જણાય છે એવું જે પુરૂષોત્તમ નારાયણનું ધામરૂપ અક્ષર તે રૂપે પોતે રહ્યો થકો પુરૂષોત્તમની ઉપાસના કરે તેને **ઉત્તમ** નિર્વિકલ્પ નિશ્ચયવાળો કહીએ. લો. ૧૨

**શ્રીમદ્ ભાગવતમાં કહ્યા જે વાસુદેવ (શ્રીકૃષ્ણ) તેના પણ કારણ શ્રીજી મહારાજ છે.**

શ્રીમદ્ ભાગવતને વિષે વાસુદેવ સંકર્ષણ અનિરૂદ્ધ ને પ્રદ્યુમ્ન એ ચતુર્વ્યુહનીજ વાર્તા છે તે કોઇ ઠેકાણે એને

સગુણ કરીને કહે છે અને કોઇ ઠેકાણે એને નિર્ગુણ કરીને કહે છે તે જ્યારે નિર્ગુણ કરી રહે છે ત્યારે વાસુદેવ ભગવાનને કહે છે અને જ્યારે સગુણ કરીને કહે છે ત્યારે સંકર્ષણ અનિરૂદ્ધ પ્રદ્યુમ્નને કહે છે. ગ. પ્ર. ૬૬

એજ શ્રીકૃષ્ણ વાસુદેવ તેણે વસુદેવ દેવકીને પ્રત્યક્ષ ચતુર્ભુજરૂપે અદ્દ્ભૂત બાળક થકા દર્શન દીધું એ અનાદિ વાસુદેવરૂપ છે. ગ. મ. ૩૯

અનિરૂદ્ધ પ્રદ્યુમ્ન સંકર્ષણ ને વાસુદેવ એ જે ચતુર્વ્યુહ તથા કેશવાદિક જે ચોવિશ મૂર્તિયું તથા વારાહાદિક અવતાર એ સર્વના કારણ એવા જે પ્રત્યક્ષ શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ ભગવાન તેનો મહિમા અતિશયપણે કરીને સમજે (તેને ભગવાનની શ્રવણાદિક જે નવધા ભક્તિ તે અચલ રહે) ગ. પ્ર. ૭૮

**મચ્છ કચ્છાદિક અવતારનું અવતારી તે ભગવાનનું ગોલોકવાસી શ્રીકૃષ્ણ સ્વરૂપ છે ને પ્રગટ ભગવાન (શ્રીજી મહારાજ) રામકૃષ્ણાદિક સર્વે અવતારના અવતારી ને બ્રહ્મપુર ગોલોકાદિક સર્વે ધામના પતિછે**

અમે વ્યાસજીના કરેલ જે સર્વે ગ્રંથ તે સાંભળ્યા ને પછી પૂર્વાપર વિચારીને જોયું ત્યારે તેમાંથી અમને એમ સમજાણું છે જે મચ્છ કચ્છ વારાહ નૃસિંહાદિક જે ભગવાનના અવતાર છે તે સર્વે અવતારના અવતારી તે

શ્રીકૃષ્ણ ભગવાન છે પણ બીજા અવતારની પેઠે શ્રીકૃષ્ણ ભગવાન તે અવતાર નથી તે તો અવતારીજ છે.

ગ. મ. ૬૪

ગોલોકવાસી રાધિકા સહિત શ્રીકૃષ્ણ તે તો એ પો. તેજ હતા. પં. ૬

જે પ્રત્યક્ષ ભગવાન મળ્યા છે તે પરમાત્મા છે અને ગોલોક વૈકુંઠ શ્વેતદ્વિપ તથા બ્રહ્મપુર તથા અનંતકોટિ બ્રહ્માંડના પતિ જે બ્રહ્માદિક દેવ એ સર્વેના સ્વામી જે શ્રી પુરૂષોત્તમ ભગવાન તે મુને પ્રત્યક્ષ મળ્યા છે. સા. ૧.

અને એવા જે આ પ્રત્યક્ષ પુરૂષોત્તમ ભગવાન તે અક્ષરાદિક સર્વના નિયંતા છે ને ઇશ્વરના પણ ઇશ્વર છે ને સર્વ કારણના પણ કારણ છે ને સર્વોપરિ વર્તે છે ને સર્વ (રામકૃષ્ણાદિક સવ) અવતારના અવતારી છે ને તમારે સર્વેને એકાંતિક ભાવે કરીને ઉપાસના કરવા યોગ્ય છે. ગ. છે. ૩૮

## સર્વે અવતારના કારણ અક્ષરાતીત પુરૂષોત્તમ નારાયણ (શ્રીજી મહારાજ) છે.

મચ્છ કચ્છ વરાહ વામન પરશુરામ અને રામકૃષ્ણાદિક એ જે ભગવાનના અનંત અવતાર તેનો મહિમા વિચારે જે જે ભગવાને રામકૃષ્ણાદિક અવતારે કરીને

(રામકૃષ્ણાદિક અવતારને વિષે કારણપણે કરીને) અનંત જીવનો ઉદ્ધાર કર્યો છે તે ભગવાનના (પુરૂષોત્તમ નારાયણના)÷ આ સંત છે તેનો મારે સમાગમ મળ્યો છે તે માટે હું પ્રણ અતિ બડભાગી છું એમ સમજે તો દિવસે દિવસે સંતનો મહિમા અતિશય જણાતો જાય. ગ. પ્ર. ૭૮

અનંત કોટિ સૂર્ય ચન્દ્રમા ને અગ્નિ તે સરખું પ્રકાશમાન એવું જે અક્ષરધામ તેને વિષે શ્રી પુરૂષોત્તમ ભગવાન સદા દિવ્ય મૂર્તિ થકા વિરાજમાન છે અને તેજ ભગવાન જીવુંના કલ્યાણને અર્થે પૃથ્વીને વિષે રામકૃષ્ણાદિક અવતારનું ધારણ કરે છે વર. ૧૨

એક રસ તેજ છે તેને આત્મા કહીએ તથા બ્રહ્મ કહીએ ને અક્ષરધામ કહીએ અને એ પ્રકાશને વિષે જે ભગવાનની મૂર્તિ છે તેને આત્માનું તત્વ કહીએ તથા પરબ્રહ્મ કહીએ તથા પુરૂષોત્તમ કહીએ. તેજ ભગવાન રામકૃષ્ણાદિક રૂપે કરીને પોતાની ઇચ્છાએ જીવુંના કલ્યાણને અર્થે યુગ યુગને વિષે પ્રગટ થાય છે ગ. મ. ૧૩

---

÷ તાત્પર્ય કે આ સંત શ્રીજી મહારાજના છે અને શ્રીજી મહારાજ પુરૂષોત્તમ નારાયણ છે અને તેમણે રામકૃષ્ણાદિક અવતારે કરીને અનંત જીવનાં કલ્યાણ કર્યાં છે એમ શ્રીજી મહારાજને સર્વ કારણ અવતારી સમજે તો તેના સંતનો મહિમા અતિશય જણાય.

## શ્રી કૃષ્ણને વિષે હેત ને અક્ષરધામમાં પુરૂષોત્તમ નારાયણની મૂર્તિને વિષે ઉપાસના કહીને તેનેજ સર્વોપરિ કહ્યા છે

ભગવાનના જે ઘણાક અવતાર થયા છે તેને એમ જાણીએ છીએ જે એ સર્વે અવતાર નારાયણના છે તો પણ તે અવતારમાં રૂષભ દેવજી બહુ ગમે તથા તેથી ઉતરતા કપિલજી તથા દત્તાત્રેય એ બે સરખા જણાય છે અને એ ત્રણે અવતાર કરતાં કોટિ ઘણું શ્રીકૃષ્ણને વિષે અમારે હેત છે ને એમ જાણીએ છીએ જે બીજા સર્વે અવતાર કરતાં આ અવતાર બહુ મોટો થયો ને બહુ સમર્થ છે ને એમાં અવતાર અવતારી એવો ભેદ નથી જણાતો. અને બીજા જે મચ્છ કચ્છાદિક તે ભગવાનના અવતાર છે પણ તેમાં અમારી અતિ રૂચી નથી.

અને આવી રીતે તો અમારે ઉપાસના છે જે સર્વથી પર એક મોટો તેજનો સમૂહ છે તે તેજનો સમૂહ અધો ઊર્ધ્વ તથા ચારેકોરે પ્રમાણે રહિત છે ને અનંત છે ને તે તેજના સમૂહના મધ્ય ભાગને વિષે એક મોટું સિંહાસન છે ને તેની ઉપર દિવ્યમૂર્તિ એવા જે શ્રી નારાયણ પુરૂષોત્તમ ભગવાન તે વિરાજમાન છે ને તે સિંહાસનને ચારે કોરે અનંતકોટિ મુકત બેઠા થકા તે નારાયણનાં દર્શન કરે છે. એવા જે મુકતે સહિત નારાયણ તેને અમે

નિરંતર દેખીએ છીએ અને તે ભગવાનને વિષે તેજનું અધિકપણું છે તેણે કરીને જ્યારે એ સભાસહિત તે ભગવાનનાં દર્શન નથી થાતાં ત્યારે અમને અતિશય કષ્ટ થાય છે અને તે તેજનો સમૂહ તો નિરંતર દેખાય છે તો પણ એને વિષે રૂચી નથી અને ભગવાનની મૂર્તિના દર્શને કરીનેજ અતિ સુખ થાય છે. અમારે એવી રીતે ઉપાસના છે.

**વૈકુંઠ ગોલોકાદિક સર્વે કરતાં ભગવાનના અક્ષરધામનું સુખ અતિ અધિક કહ્યું છે.**

પશુના સુખથી મનુષ્યમાં અધિક સુખ છે ને તે કરતાં રાજાનું સુખ અધિક છે ને તેથી દેવતાનું સુખ અધિક છે ને તેથી ઇંદ્રનું અધિક છે ને તેથી બ્રહસ્પતિનું ને તેથી બ્રહ્માનું તેથી વૈકુંઠ લોકનું ને તેથા ગોલોકનું સુખ તે અધિક છે ને તેથી ભગવાનના અક્ષરધામનું સુખ અતિ અધિક છે. પં. ૧

ભગવાન તે આવા છે ને આવો એ ભગવાનના ભજન સ્મરણ. કથા વાર્તાને વિષે માલ છે અને અક્ષર તે આવો છે ને આવું એ અક્ષર સબંધી સુખ છે તથા ગોલોક વૈકુંઠ શ્વેતદ્વિપ સબંધી સુખ તે આવું છે તથા પ્રકૃતિ પુરૂષ સબંધી સુખ તે આવું છે અને બ્રહ્મલોક સબંધી સુખ તે આવું છે. ને સ્વર્ગનું સુખ તે આવું છે તથા રાજ્યાદિકનું સુખ તે આવું છે એવી રીતે સર્વેના સુખનું અનુ-

માન કરીને અને ભગવાનના (પુરૂષોત્તમ નારાયણના) સુખને સર્વેથી અધિક માનીને જે ભગવાનને વિષે જોડાણો હોય તેને એવો કીયો પદાર્થ છે તે ભગવાનના ચરણારવિંદથી પાડે? કોઇ ન પાડે? લો. ૧૭

## ભગવાનના અક્ષરધામની પ્રાપ્તિ બીજાં ધામની પ્રાપ્તિ કરતાં દુર્લભ છે

વૈરાગ્ય. બ્રહ્મચર્ય, શ્રદ્ધા, અહિંસા ધર્મ ને :આત્મનિષ્ટા એમાંથી કોઇ અંગમાં ન્યૂનતા હોય તો આત્યંતિક મોક્ષ જે ભગવાનનું અક્ષરધામ તેને તો ન પામે અને એ વિના બીજાં જે ભગવાનનાં ધામ છે તેને પામે સા. ૧૧

## શ્રીજી મહારાજ અક્ષરાતીત પુરૂષોત્તમ નારાયણ અવતારી છે.

પ્રગટ પ્રમાણ મનુષ્યાકારે દેખાય છે (શ્રીજી મહારાજ) એજ ભગવાનનું મૂળ સ્વરૂપ છે. કા. ૮

તેજને વિષે જે મૂર્તિ છે તેજ આ પ્રત્યક્ષ મહારાજ (શ્રીજી મહારાજ) છે એમ જાણજો. ગ. મ. ૧૩

કોટિ કોટિ ચંદ્રમા સૂર્ય અગ્નિ તેના જેવો તેજનો સમૂહ છે ને તે તેજનો સમૂહ સમુદ્ર જેવો જણાય છે એવું બ્રહ્મરૂપ તેજોમય જે ભગવાનનું ધામ તેને વિષે જે પુરૂષોત્તમ ભગવાનની આકૃતિ રહી છે ને તે આકૃતિમાંથી

એ પોતે ભગવાન અવતાર ધારે છે અને એ ભગવાન કેવા છે તો ક્ષર અક્ષર થકી પર છે ને સર્વ કારણના પણ કારણ છે ને અક્ષરરૂપ એવા જે અનંતકોટિ મુક્ત તેમણે સેવ્યાં છે ચરણ કમળ જેમનાં એવા છે અને એવા જે ભગવાન તેજ પોતે દયાએ કરીને જીવુંના પરમ કલ્યાણ કરવાને અર્થે હમણાં પ્રગટ પ્રમાણ થકા તમારી સર્વના દષ્ટીને ગોચર સાક્ષાતપણે વર્તે છે માટે તે જે ધામમાં રહી મૂર્તિ ને આ પ્રગટ શ્રીકૃષ્ણની (શ્રીજી મહારાજની) મૂર્તિ તેમાં અધિકપણે સાદ્રશ્યપણું છે. ગ. છે. ૩૧

ગુણાતીત એવું જે અક્ષરધામ તેને વિષે જે મૂર્તિ છે તેજ મૂર્તિ પ્રત્યક્ષ છે. એ બેમાં ફેર નથી. જેમ ધામની મૂર્તિ ગુણાતીત છે તેમજ મનુષ્ય મૂર્તિ પણ ગુણાતીત છે. ગ. છે. ૩૧

ભગવાન તો સદા સાકારજ છે ને અનેક બ્રહ્માંડની ઉત્પત્તિ સ્થિતિ પ્રલયના કર્તા છે ને સદા પોતાના અક્ષરધામને વિષે વિરાજમાન છે ને રાજાધિરાજ છે ને તેજ આ પ્રત્યક્ષ છે. ગ. છે. ૩૫

પુરૂષોત્તમ ભગવાનને બ્રહ્મ જ્યોતિના સમૂહને વિષે અનાદિ સાકાર મૂર્તિ સમજવા ને તેનાજ સર્વે અવતાર છે એમ સમજીને તે (અવતારી) પ્રત્યક્ષ ભગવાનનો જે તે ભાવે કરીને આશ્રય કરવો. ગ. છે. ૩૬

ભગવાનના અક્ષરધામને વિષે જે ભગવાનનો આકાર છે તથા તે ભગવાનના પાર્ષદ જે મુકત તેમના જે આકાર છે તે સર્વે સત્ય છે ને દિવ્ય છે ને અતિશય પ્રકાશે યુક્ત છે અને તે ભગવાનનો ને તે મુકતનો જે આકાર તે પુરૂષના જેવો દ્વિભુજ છે ને સચ્ચિદાનંદ રૂપ છે અને તે અક્ષરધામને વિષે રહ્યા જે ભગવાન તે જેતે તે મુકત પુરૂષ તેમણે દિવ્ય એવા જે નાના પ્રકારના ઉપચાર તેણે કરીને સેવ્યા થકા ને તે મુકત પુરૂષને પરમ આનંદને ઉપજાવતા થકા સદા વિરાજમાન છે અને એવા સર્વોપરિ જે પુરૂષોત્તમ ભગવાન તેજ દયાએ કરીને જીવુંના કલ્યાણને અર્થે આ પૃથ્વીને વિષે પ્રગટ થયા થકા સર્વ જનના નયનગોચર વર્તે છે ને તમારા ઇષ્ટદેવ છે ને તમારી સેવાને અંગિકાર કરે છે ને એવા જે એ પ્રત્યક્ષ પુરૂષોત્તમ ભગવાન તેના સ્વરૂપમાં ને અક્ષરધામને વિષે રહ્યા જે ભગવાન તેના સ્વરૂપમાં કાંઇ પણ ભેદ નથી એ બે એકજ છે અને એવા જે આ પ્રત્યક્ષ પુરૂષોત્તમ ભગવાન તે અક્ષરાદિક સર્વના નિયતા છે ને ઇશ્વરના પણ ઇશ્વર છે ને સર્વ કારણના પણ કારણ છે ને સર્વોપરિ વર્તે છે ને સર્વ અવતારના અવતારી છે ને તમારે સર્વને એકાંતિક ભાવે કરીને ઉપાસના કરવા યોગ્ય છે.

ગ. છે. ૩૮

મુને તો પ્રગટ પુરૂષોત્તમે કરૂણા કરીને પોતાનું સ્વરૂપ ઓળખાવ્યું છે. ગ. પ્ર. ૨૪

અક્ષરાતીત એવા જે ભગવાન પુરૂષોત્તમ તે અમને પ્રત્યક્ષ મળ્યા છે અને અમે કૃતાર્થ થયા છીએ ગ. પ્ર. ૩૧

આ જે અમે તમને વાત કરી (અક્ષરરૂપ તેજને વિષે પુરૂષોત્તમ નારાયણની મુર્તિ છે ને તેજ આ પ્રત્યક્ષ મહારાજ છે) તે સર્વ શાસ્ત્રનો સિધ્ધાંત છે ને અનુભવમાં પણ એમજ દ્રઢ છે અને અમે પ્રત્યક્ષ નજરે જોઇને તમને આ વાત કહી છે ને જો પ્રત્યક્ષ જોઇને ન કહી હોય તો અમને સર્વ પરમહંસના સમ છે ગ. મ. ૧૩

જેવી શ્વેતદ્વિપમાં સભા છે ને જેવી ગોલોક વૈકુંઠ લોકને વિષે સભા છે ને જેવી બદ્રિકાશ્રમને વિષે સભા છે તેથી પણ હું આ સત્સંગીની સભાને અધિક÷ જાણું છું અને સર્વ હરિભક્તને અતિશય પ્રકાશેયુક્ત દેખું છું એમાં જો લગાર પણ મિથ્યા કહેતા હોઇએ તો આ સંત સભાના સમ છે તે સમ શા સારૂ ખાવા પડે છે જે સર્વને એવું અલૌકિકપણું સમજાતું નથી અને દેખવામાં પણ આવતું નથી તે સારૂ સમ ખાવા પડે છે ગ. છે. ૨

---

÷ ગોલોકાદિકની સભા કરતાં આ સત્સંગીની સભાને અધિક કહીને શ્રીહરિ પોતાનું સર્વોપરિ પણું જણાવે છે

આ સત્સંગ છે તે તો અલૌકિક છે ને જેવા શ્વેત-દ્વિપ વૈકુંઠ ગોલોક તેને વિષે ભગવાનના પાર્ષદ છે તે જેવાજ આ સર્વ સત્સંગી છે અને અમે તો જેવા સર્વથી પર ને દિવ્ય અક્ષરધામ તેને વિષે ભગવાનના પાર્ષદ છે તે જેવા ( અક્ષર મુક્તો .જેવા )÷જો આ સત્સંગીને ન જાણતા હોઇએ તો અમને ભગવાન તથા ભગવાનના ભક્તના સમ છે ગ. છે. ૨૧

**શ્રીજી મહારાજને વિષે અવતારીપણાની નિષ્ઠાવાળાને ફળ**

એવી રીતે (સર્વોપરિપણાની ને સર્વકારણપણાની) જેની પ્રત્યક્ષ શ્રી કૃષ્ણના (શ્રીજી મહારાજના) સ્વરૂપમાં અચળ મતિ હોય ને એ મતિ કોઇ દિવસ વ્યભિચારને ન પામતી હોય ને તેની વતે કોઇ કુસંગે કરીને કદાચિત કાંઇક અવળું સવળું વર્તાઇ ગયું હોય તોપણ તે કલ્યાણના માર્ગમાંથી પડે નહિ એનું કલ્યાણજ થાય. પં. ૬

જે એમ ( પ્રગટ ભગવાન શ્રીજી મહારાજને દિવ્ય આકાર ને અવતારી ) જાણતો હોય ને તેથી જો કદાચિત સત્સંગથી બહાર નિસરી જવાણું તોય પણ તેને ભગવાનની મૂર્તિમાંથી હેત ટળતું નથી ને તે હમણાં તો સત્સંગથી

÷સત્સંગીને અક્ષર મુકતો જેવા કહીને પોતાને પુરૂષોત્તમ કહેવાનું તાત્પર્ય છે.

મહાર છે પણ દેહ મૂકીને તો અંતે ભગવાનનું જે અક્ષરધામ તેને વિષે ભગવાનની સમીપે જાશે .ગ. મ. ૯

જ્યારે એવું ભગવાનનું સ્વરૂપ છે તેને દ્રઢ કરીને સમજશો ત્યારે તમને કોઇ પ્રકારનું વિઘ્ન કલ્યાણના માર્ગને વિષે નહિ થાય અને તમે એમ કહેશો જે અમને તો એ સ્વરૂપની તમે જેમ કહો છો તેમ દ્રઢતા છે તોપણ પ્રાણ ઇંદ્રિયો કેમ લીન નથી થાતાં તો એ તો પરમેશ્વરની ઇચ્છાએ એમ રહ્યું છે એમ સમજવું પણ તેને કાંઇ કરવું રહ્યું નથી એ તો કૃતાર્થ છે અને એતો સર્વ સાધનના અંતને પામ્યો છે.

જ્યારે એ સ્વરૂપ જેને જાણ્યામાં આવે તેને જેમ અમને કોઇ વિષય સબંધી સુખમાં આશક્તિ નથી તેમ તે પુરૂષને પણ ક્યાંઇ આશક્તિ રહેજ નહિ અને જ્યારે એ વાર્તા સમજ્યામાં આવશે ત્યારે પંચ વિષય કે કામક્રોધાદિક સ્વભાવ તે જીત્યામાં પ્રયાસ થાશે નહિ સહેજે જીતાઇ જાશે.

અને આ વાર્તા યથાર્થ સમજાણી હોય ને કોઇક આરબ્ધ કર્મને વશ થઇને જો કોઇક નીચ ઉંચ દેહની પ્રાપ્તિ થાય તો પણ વૃત્રાસુરની પેઠે જ્ઞાન જાય નહિ તથા જેમ ભરતજીને મૃગનો દેહ આવ્યો તો .પણ પૂર્વ

જન્મનું જ્ઞાન ટળ્યું નહિ એવું આ જ્ઞાનનું અતિશય મહાત્મ્ય છે.

અને જો ભગવાનના સ્વરૂપની આવી રીતે દ્રઢતા હોય ને કદાચિત જો નિર્માન નિર્લોભ નિષ્કામ નિઃસ્વાદ ને નિઃસ્નેહ એમાં કંઈક થોડી ઘણી કાચપ રહી જાય તો તેની કાંઈ ચિંતા નથી. ગ. મ. ૧૩

ભગવાનના સ્વરૂપનું જ્ઞાન અને ભગવાનનું મહાત્મ્ય જાણવું એ બે અસાધારણ મોક્ષના હેતુ છે. ગ. પ્ર. ૫૭

ભગવાન તો સદા સાકારજ છે ને અનેક બ્રહ્માંડની ઉત્પત્તિ સ્થિતિ પ્રલયના કર્તા છે ને સદા પોતાના અક્ષરધામને વિષે વિરાજમાન છે ને રાજાધિરાજ છે ને તેજ આ પ્રત્ય છે. એવી રીતે જે આ સમજણ તે કોઇ રીતે કોઇ કાળે ડગી ન જાય સદા એમજ સમજે. એક તો એ લક્ષણ હોય. (જે સાધુના હૃદયમાં ભગવાન રહ્યા હોય તે સાધુનાં છો લક્ષણ માંહેનું આ પહેલું લક્ષણ છે)

ગ. છે. ૩૫

અનિરૂદ્ધ પ્રદ્યુમ્ન સંકર્ષણ ને વાસુદેવ એ જે ચતુર્વ્યુહ તથા કેશવાદિક જે ચોવિસ મૂર્તિયું તથા વારાહાદિક અવતાર એ સર્વના કારણ એવા જે પ્રત્યક્ષ શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ ભગવાન તેનો મહિમા અતિશયપણે કરીને સમજે

તેને ભગવાનની શ્રવણાદિક જે નવધા ભક્તિ તે અચલ રહે. ગ. પ્ર. ૭૮

## અવતારીપણાની વાર્તાનો વિશેષ મહિમા અને તે વાર્તા સમજવાની શ્રીહરિની આજ્ઞા

આ સમયમાં જેવી સત્સંગમાં વાર્તા (અવતારી પુરુષોત્તમ નારાયણ પ્રગટ થયા છે તે વાર્તા) થાય છે તેને જો નરદ સનકાદિક ને બ્રહ્માદિક દેવતા સાંભળે તો સાંભળીને એમ કહેજે આવી વાર્તા કોઇ કાળે સાંભળી પણ નથી અને સાભળશું પણ નહિ આ વાર્તા તો ન ભૂતો ન ભવિષ્યાત એવી છે અને અતિશય ઝીણી વાર્તા થાય છે તો પણ અતિશય સ્થૂલ બુધ્ધિવાળા હોય તેને પણ સમજાય છે એવી મૂર્તિમાન વાર્તા થાય છે માટે આ સમે જેને સત્સંગમાં પ્રતિતી આવી છે તેના પુન્યનો પાર આવે એમ નથી એવુ જાણીને સત્સંગી હોય તેને પોતાને વિષે કૃતાર્થપણું માન્યું જોઇએ અને જેને ભગવાનને વિષે અતિશય પ્રીતિ હોય તેને તો આ વાર્તા સમજાય અથવા ન સમજાય તોપણ તેને તો કાંઇ કરવું રહ્યું નથી પણ જેને પરમેશ્વરને વિષે અતિશય પ્રીતિ તો ન હોય તેને તો જરૂર ભગવાનના સ્વરૂપનો મહિમા સમજ્યો જોઇએ માટે જે ડાહ્યો હોય તેને તો આ વાર્તા (શ્રીજી મહારાજ સર્વ અવતારના કારણ અવતારી છે એ વાર્તા) સમજી વિચારીને અતિ દ્રઢ ભગ-

વાનનો આશરો કરવો એજ મત અતિસારમાં સાર છે.

ગ. મ. ૯

દેહ છતે જે પ્રકારે આવું રહસ્ય સમજાય તેવો ઉપાય કરવો. ગ. મ. ૧૩

નારદ સનકાદિક ને બ્રહ્માદિક દેવ તેમની સભામાં પણ નિરંતર આજ વાર્તા (પુરૂષોત્તમ ભગવાનના સ્વરૂપ સંબંધી વાર્તા ) થાય છે અને આવી ભગવત્ સ્વરૂપ સંબંધી જે વાર્તા તે તો શાસ્ત્રમાંથી પણ પોતાની મેળે સમજાય નહિ અને સદ્ગ્રંથોમાં આવી વાર્તા તો હોય પણ જયારે સત્પુરૂષ પ્રગટ થાય છે ત્યારે તેમના મુખ થકીજ એ વાત સમજ્યામાં આવે છે પણ પોતાની બુદ્ધિબળે કરીને સદ્ગ્રંથોમાંથી પણ સમજાતી નથી. ગ. મ. ૧૩

અને એ ( અક્ષરરૂપ તેજને વિષે જે મૂર્તિ છે તે) અક્ષરાતીત જે પુરૂષોત્તમ ભગવાન છે તેજ સર્વે અવતારનું કારણ છે અને સર્વે અવતાર પુરૂષોત્તમમાંથી પ્રગટ થાય છે અને પાછા પુરૂષોત્તમને વિષે લીન થાય છે.

અને તે તેજને વિષે જે મૂર્તિ છે તેજ આ પ્રત્યક્ષ મહારાજ છે એમ જાણજો ને જો એમ ન જણાય તો એટલું તો જરૂર જાણજો જે અક્ષરરૂપ જે તેજ તેને વિષે જે મૂર્તિ છે તેને મહારાજ દેખે છે એમ જાણશો તોપણ

તમારે મારે વિષે હેત રહેશે તેણે કરીને તમારૂં પરમ કલ્યાણ થાશે.

અને આ વાતને નિત્ય નવી ને નવી રાખજો પણ ગાફલપણે કરીને વિસારી દેશોમાં આજ છે તેવીજ કાલ નવી રાખજો અને તેવીજ દેહનો અંત થાય ત્યાં સુધી પણ દિનદિન પ્રત્યે નવી ને નવી રાખજો અને જે જે ભગવાનની વાત કરો તે તે વાતને વિષે આ વાતનું બીજ લાવજો એમ અમારી આજ્ઞા છે. અને આ વાર્તા તો એવી જીવનદાર છે જે દેહ રહે ત્યાં સુધી પણ નિત્ય પ્રત્યે કરવી અને દેહ મૂકીને ભાગવતિતનુએ કરીને પણ આજ વાર્તા કરવી છે અને આ જે અમે તમને વાત કહી તે સર્વ શાસ્ત્રનો સિદ્ધાંત છે ને અનુભવમાં પણ એમજ દૃઢ છે અને અમે પ્રત્યક્ષ નજરે જોઇને તમને આ વાત કહી છે ને જો પ્રત્યક્ષ જોઇને ન કહી હોય તો અમને સર્વ પરમહંસના સમ છે. ગ. મ. ૧૩

**ભગવાનનું (અવતારી) સ્વરૂપ યથાર્થ સમજાયું હોય તેનાં લક્ષણ**

જેને આવી રીતે યથાર્થ ભગવાનનું (અવતારી) સ્વરૂપ સમજ્યામાં આવ્યું છે તેને જો ભૂત ભવિષ્ય ને વર્તમાન ત્રણે કાળને વિષે દૃષ્ટિ પહોંચતી હોય તો પણ તેને એ વાર્તાનો કાંઇ ગર્વ હોય નહિ અને કોઇને વર કે શાપ દે નહિ ને

કોઇ ઠેકાણે વર કે શાપ દે પણ ખરા ને કોઇ ઠેકાણે નિર્ભય રહે ને કોઇ ઠેકાણે બીએ પણ ખરા પણ તેણે કરીને પોતે કાંઇ હર્ષ શોક મનમાં લાવે નહિ અને જેને ભગવાનનો કહ્યો એવી રીતે દ્રઢ આશ્રય હોય તે જાણીને તો ભુંડું કર્મ કરેજ નહિ પણ કદાચિત ભુંડા દેશકાળાદિકને યોગે કરીને જો કાંઇક અવળું કર્મ થઇ જાય તો પણ તે દ્રઢ આશ્રયવાળો કલ્યાણના માર્ગથકી પડી જાય નહિ માટે એ જે ભગવાનનો દ્રઢ આશ્રય છે એવો નિર્વિઘ્ન માર્ગ કોઇ નથી એ વાત ને સમજણી હોય તેનો તો **અતિ મોટો આશય હોય** જુઓને અમારે પરમહંસ તથા સત્સંગી સમસ્ત પાસેથી કાંઇ સ્વાર્થ સાધવો નથી તો પણ કોઇને બોલાવીએ છીએ કોઇને વઢીએ છીએ કોઇને કાઢી મુકીએ છીએ તેનું એજ પ્રયોજન છે **જે કોઇ રીતે આ વાત સમજાય તો બહુ સારૂ થાય.** માટે આ વાતો છે તે સર્વે દ્રઢ કરીને રાખજો. **ગ. અ. ૧૩**

**સ્વરૂપ નિષ્ઠામાં (અવતારી સમજવામાં) ખામીવાળાને ન્યૂનતા.**

જે હમણાં સત્સંગમાં રહેતો હશે અને શાસ્ત્રનાં વચનમા પણ રહેતો હશે ને તેને જો ભગવત્ સ્વરૂપની નિષ્ઠા (અવતારી ને દિવ્ય સાકારપણાની નિષ્ઠા) પાકી નહિ હોય તો તે જ્યારે દેહ મૂકશે ત્યારે કાંતો બ્રહ્માના

લોકમાં જાશે ને કાંતો કોઈક બીજા દેવતાના લોકમાં જાશે પણ તે પુરૂષોત્તમ ભગવાનના ધામને વિષે નહિ જાય. ગ. મ. ૯

અને એ ભગવાનના સ્વરૂપની દ્રઢતા વિના તો ગમે તેટલો ત્યાગ રાખો ને ગમે તેટલા ઉપવાસ કરો પણ કલ્યાણના માર્ગમાં ખામી ભાગશે નહિ. ગ. મ. ૧૩

ભગવાનના સ્વરૂપમાં જો કોઈ રીતની સમજ્યામાં કસર રહી તો કોઇ રીતે વાંધો ભાગશે નહિ માટે દેહ છતે જે પ્રકારે આવો રહસ્ય સમજાય તેવો ઉપાય કરવો ગ. મ. ૧૩

પોતાને આક્ષાત મળ્યું જે ભગવાનનું સ્વરૂપ ( શ્રીજી મહારાજનું સ્વરૂપ ) તેને સદા દિવ્ય સાકારમૂર્તિ ને સર્વ અવતારનું કારણ અવતારી એવું જાણવું અને જો એમ ન જાણે ને નિરાકાર જાણે ને બીજા અવતાર જેવા જાણે તો એનો દ્રોહ કર્યો કહેવાય ગ. મ. ૯

## સ્વરૂપ નિષ્ઠાના બળનો પ્રતાપ

જેમ અર્જુન હતા તેને તો ભગવત્ સ્વરૂપનું બળ હતું અને યુધિષ્ટિર રાજાને તો શાસ્રના વચનનું બળ હતું પછી જ્યારે ભારતી લડાઇ થઇ ત્યારે શ્રી કૃષ્ણ ભગવાને અર્જુનને કહ્યુ જે ॥ सर्व धर्मान् परित्यज्य मामेकं शरणं

व्रज ॥ अहं त्वां सर्व पापेभ्यो मोक्षयिष्यामि मांशुचः ॥ १ ॥ એ શ્લોકનો એ અર્થ છે જે હે અર્જુન સર્વ ધર્મને તજીને તું એક મારાજ શરણને પામ્ય તો હું તુંને સર્વ પાપ થકી મુકાવીશ તું કાંઇ શોક કરીશ માં. એ વચનને માનીને અર્જુન જે તે લડાઇને વિષે અનંત દોષ થયા તોપણ લેશમાત્ર મનમાં આંખા થયા નહિ અને ભગવાનના આશ્રયનું બળ રાખી રહ્યા અને યુધિષ્ટિરે કંઇ પાપ કર્યું નહિ તોપણ શાસ્ત્રના વચનનો વિશ્વાસ હતો તેણે કરીને એમ જાણ્યું જે મારૂં કોઇ કાળે કલ્યાણ નહિ થાય પછી સર્વ રૂષિએ સમજાવ્યા તથા વ્યાસજીએ સમજાવ્યા તથા શ્રીકૃષ્ણ ભગવાને પોતે સમજાવ્યા તોપણ શોક મૂક્યો નહિ પછી શ્રીકૃષ્ણ ભગવાને ભિષ્મ પાસે લઇ જઇને શાસ્ત્ર સંબંધી કથા સંભળાવી ત્યારે કંઇક વિશ્વાસ આવ્યો તોય પણ અર્જુન જેવા નિઃસંશય થયા નહિ માટે બુદ્ધિમાનને તો ભગવત સ્વરૂપનું બળ અતિશય રાખ્યું જોઇએ એ બળ જો લેશમાત્ર પણ હોય તો મોટા ભયથી રક્ષા કરે તે પણ શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું છે જે ॥ स्वल्प मप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥ એ શ્લોકનો એ અર્થ છે જે ભગવત સ્વરૂપના બળનો લેશ માત્ર હોય તે પણ મોટા ભય થકી રક્ષાને કરે છે જેમ અર્જુને ભારતી લડાઇ કરી ત્યારે તેને વિષે કેટલીક જાતના

અધર્મ રૂપી મોટા મોટા ભય આવ્યા પણ તે ભયથકી જે અર્જુનની રક્ષા થઈ તે ભગવત્ સ્વરુપના બળને પ્રતાપે થઇ માટે જેને સર્વથી ભગવત્ સ્વરૂપનું બળ અધિક હોય એજ એકાંતિક ભકત કહેવાય ને તેજ પાકો સત્સંગી કહેવાય અને શ્રીમદ્ ભાગવતમાં પણ એજ વાત પ્રધાન છે જે શ્રુતિ સ્મૃતિના ધર્મને કાંઇક તજાય :તો તેની ચિંતા નહિ પણ ભગવાનનો આશ્રય તજવો નહિ. ગ. મ. ૯

**સ્વરૂપ નિષ્ઠા આગળ ધર્મને ગૌણ કહ્યાનો હેતુ**

અને કોઇક એમ જાણે જે આવી વાત (ધર્મની ગૌણતાની વાત) કરીએ તો ધર્મ ખોટા થઇ જાય પણ આ વાર્તા કાંઇ ધર્મને ખોટા કર્યા સારૂ નથી આ તો એટલા સારુ છે જે દેશ, કાળ, ક્રિયા, સંગ, મંત્ર, શાસ્ત્ર, ઉપદેશ ને દેવતા એટલાં વાનાં શુભ ને અશુભ એ બે પ્રકારનાં છે તેમાંથી જો અશુભનો જોગ થાય ને એને કાંઇક વિઘ્ન પડે તો પણ જો ભગવાનના સ્વરૂપમાં નિષ્ટા પાકી હોય તો તે કલ્યાણના માર્ગમાંથી કોઈ કાળે પડે નહિ અને જો ભગવત્ સ્વરૂપની નિષ્ટામાં કાચપ હોય તો જે દિવસ ધર્મમાંથી ચળી જવાય તે દિવસ તે એમ જાણે જે હું નર્કમાં પડી ચુકયો માટે જેને ભગવત્ સ્વરૂપનું બળ તેજ પાકો સત્સંગી છે અને એ વિના બીજા તો ગુણબુદ્ધિવાળા કહેવાય અને જેને ભગવત્

સ્વરૂપની નિષ્ટા પાકી હોય તેનેજ શાસ્ત્રમાં પણ એકાંતિક ભક્ત કહ્યા છે. ગ. મ. ૯

**સ્વરૂપનિષ્ટા દ્રઢપણે રાખ્યાથી ધર્મનિષ્ટા દ્રઢપણે રહેશે.**

એક તો અર્જુનની પેઠે જે સ્વરૂપનિષ્ટા અને બીજી યુધિષ્ઠિર રાજાની પેઠે જે ધર્મનિષ્ટા એ બે નિષ્ટા છે તેમાંથી જે સ્વરૂપનિષ્ટાનું બળ રાખે તેને ધર્મ-નિષ્ટા મોળી પડી જાય છે અને જે ધર્મનિષ્ટાનું બળ રાખે તેને સ્વરૂપનિષ્ટા મોળી પડી જાય છે માટે એ બેમાંથી એકે નિષ્ટા મોળી ન પડે તેનો એ ઉપાય છે જે—

પૃથ્વીનો ને ધર્મનો શ્રીમદ્ ભાગવતના પ્રથમ સ્કંધને વિષે સંવાદ છે તેમાં એમ કહ્યું છે જે સત્ય શૌચાદિક જે કલ્યાણ કરી એવા ઓગણચાળીસ ગુણ, તેણે યુક્ત ભગવાનનું સ્વરૂપ છે માટે સર્વે ધર્મ ભગવાનની મૂર્તિને આધારે રહે છે તે સારૂ ભગવાનને ધર્મ ધુરંધર કહ્યા છે અને વળી શ્રીમદ્ ભાગવતના પ્રથમ સ્કંધને વિષે શૌનકાદિક ઋષિએ સૂતપુરાણીને પુછ્યું છે જે ધર્મના બખતરરૂપ એવા જે શ્રી કૃષ્ણ ભગવાન તે અંતર્ધ્યાન થયા પછી ધર્મ કેને શરણે રહ્યો ? માટે ધર્મ તે ભગવાનની મૂર્તિનેજ આધારે રહે છે, તે સારૂ જે ભગવાનની મૂર્તિને વિષે નિષ્ટા રાખે તેને ભગવાનનું સ્વરૂપ હૃદયમાં રહે એટલે તેના હૃદયમાં ધર્મ પણ રહે

માટે જે સ્વરૂપનિષ્ટા રાખે તેને ધર્મનિષ્ટા સહેજેજ રહે અને એકલી ધર્મનિષ્ટા રાખે તો સ્વરૂપનિષ્ટા મોળી પડી જાય છે તે કારણપણા માટે બુદ્ધિવાન હોય તેને સ્વરૂપ નિષ્ટાજ દ્રઢ કરીને રાખવી તો તે ભેળી ધર્મનિષ્ટા પણ દ્રઢપણે રહેશે.
ગ. મ. ૧૬

**શ્રીહરિના સર્વે અવતાર પૂજ્ય છે.**

અને આ ભગવાનના (પ્રત્યક્ષ પુરુષોત્તમના) જે પૂર્વે ઘણાક અવતાર થયા છે તે પણ નમસ્કાર કરવા યોગ્ય છે ને પૂજવા યોગ્ય છે.
ગ. છે. ૩૮

જેને ભગવાનની મૂર્તિ અંતરમાં અખંડ દેખાતી હોય તેણે પણ ભગવાને જે જે અવતારે કરીને જે જે સ્થાનકને વિષે જે જે લીલા કરી હોય તે સંભારી રાખવી.

ગ. પ્ર. ૩

અને વળી પરોક્ષ જે શ્રીકૃષ્ણ રામચંદ્રાદિક ભગવાનના અવતાર તેનાં જે ચરિત્ર તે જ્યાં જ્યાં કહ્યાં હોય તેને પણ સાંભળવાં અને ગાવવાં.
ગ. મ. ૩૫

અને બીજા જે સર્વે અવતાર (મચ્છ, કચ્છ, વારાહ, નૃસિંહાદિક) તે પણ શ્રીકૃષ્ણ ભગવાનનાજ છે માટે એ અવતાર ને એ અવતારના પ્રતિપાદન કરનારા જે ગ્રંથ તે સર્વેને આપણે માનવા પણ વિશેષે કરીને તો શ્રીકૃષ્ણ

## વચનામૃત એકીકરણ

ભગવાન ને તેના પ્રતિપાદન કરનારા જે ગ્રંથ તેનેજ માનવા. ગ. મ. ૬૪

ભગવાનના અવતાર ચરિત્રે યુકત એવાં કાવ્ય કિર્તન બીજા કવિનાં હોય. તો તેને પણ ગાવવાં ને સાંભળવાં. ગ. મ. ૩૫



# ભગવાનનો સબંધ તથા નિવાસ

## ભગવાનનો સબંધ થયો ક્યારે કહેવાય

જે ભગવાનને કાળ જેવા ન જાણે, કર્મ જેવા ન જાણે, સ્વભાવ જેવા ન જાણે, માયા જેવા ન જાણે, પુરૂષ (મૂળ પુરૂષ) જેવા ન જાણે, ને સર્વ થકી ભગવાનને જુદા જાણે ને એ સર્વના નિયંતા જાણે ને સર્વના કર્તા જાણે અને એ સર્વને કર્તા થકા પણ એ નિર્લેપ છે એમ ભગવાનને જાણે અને એવી રીતે જે પ્રત્યક્ષ ભગવાનના સ્વરૂપનો નિશ્ચય કર્યો છે તે કોઈ રીતે કરીને ડગે નહિ તે ગમે તેવાં તરેહ તરેહનાં શાસ્ત્ર સાંભળે અને ગમે તેવા મતવાદીની વાત સાંભળે અને ગમે તેવા પોતાનું અંતઃકરણ કુતર્ક કરે પણ કોઇ રીતે કરીને ભગવાનના સ્વરૂપમા ડગમગાટ થાય નહિ એવી જાતનો જેને ભગવાનના સ્વરૂપનો નિશ્ચય હોય તેને ભગવાનનો સબંધ થયો કહેવાય

ગ. અ. ૬૨

## ભગવાનનો સાક્ષાત સબંધ કોને હોય

શાસ્ત્રે કહ્યાં જે નિષ્કામ, નિર્લોભ, નિર્માન, નિઃસ્વાદ,

નિઃસ્નેહ ઇત્યાદિક સંતનાં લક્ષણ તેને સાંભળીને એવાં લક્ષણ જ્યાં દેખાય એવા જે સંત તેને ને ભગવાનને સાક્ષાત સબંધ હોય ગ. છે. ૨૭

**ભગવાન સાથે અખંડ સબંધ કોને રહે છે**

જેને ભગવાનને વિષે દ્રઢ પ્રીતિ છે અને ભગવાનને અખંડ સબંધે રહિત જે માયિક પંચ વિષય તેને તુચ્છ કરી નાખ્યા છે અને શબ્દાદિક પંચે વિષયે કરીને ભગવાન સંગાથે દ્રઢપણે જોડાણો છે તે ભક્ત ભગવાનની આજ્ઞાએ કરીને જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં ભગવાનની મૂર્તિ પણ એ ભક્ત ભેગીજ જાય છે ને જેમ એ ભક્તને ભગવાન વિના રહેવાતું નથી તેમજ ભગવાનને પણ એ ભક્ત વિના રહેવાતું નથી અને એ ભક્તના હૃદયમાંથી આંખ્યનું મટકું ભરીએ એટલી વાર છેટે રહેતા નથી માટે એ ભક્તને પાંચે પ્રકારે ભગવાન સંગાથે **અખંડ સબંધ** રહે છે કેમ જે જે શબ્દાદિક પંચ વિષય વિના જીવ માત્રને રહેવાતું નથી તે શબ્દાદિક પંચ વિષયને એણે તુચ્છ કર્યા છે ને પંચે પ્રકારે કરીને ભગવાનને વિષે જોડાણો છે તે માટે એ ભક્તને ભગવાન સાથે અખંડ સબંધ રહે છે.

**ભગવાનનો સંબંધ કયારે થાય છે.**

જેને ભગવાનનો સંબધ થયો છે તેના ભાગ્યનો પાર આવે નહિ. અને તે ભગવાનનો સબંધ એક જન્મને

પુન્યે કરીને થાતો નથી એ તો શ્રી કૃષ્ણ ભગવાને ગીતામાં કહ્યું છે જે ॥ अनेक जन्म संसिद्ध स्ततोयाति परांगतिम् ॥ એ શ્લોકનો એ અર્થ છે જે અનેક જન્મનું સુકૃત ભેળું થાય છે તેણે કરીને જે સંસિદ્ધ થયો તે પરમપદને પામે છે. તે પરમપદ તે શું જે પ્રત્યક્ષ ભગવાનની પ્રાપ્તિ તેજ પરમપદ છે. ગ. મ. ૮

## ભગવાનના સબંધનું ફળ (ઐશ્વર્ય)

જેને જે સંગાથે સબંધ હોય તેના ગુણ તેમાં સ્હેજે આવે જેમ આપણાં નેત્ર છે તેને જ્યારે દિવા સંગાથે સબંધ થાય છે ત્યારે તે દિવાનો પ્રકાશ નેત્રમાં આવે છે તેણે કરીને નેત્ર આગળ અંધારૂં હોય તેનો નાશ થઇ જાય છે તેમ જેને ભગવાનના સ્વરૂપના દ્રઢ નિશ્ચયે કરીને સબંધ થાય છે તેને વિષે શ્રીમદ્ ભાગવતમાં કહ્યા જે ॥ सत्य शौच दयाक्षांति ॥ ઇત્યાદિક ઓગણચાલીસ ભગવાનના કલ્યાણકારી ગુણ આવે છે પછી જેમ ભગવાન સર્વ પ્રકારે નિર્બંધ છે ને જે ચહાય તે કરવાને સમર્થ છે તેમ એ ભક્ત પણ અતિશય સમર્થ થાય છે ને નિર્બંધ થાય છે. ગ. પ્ર. ૬૨

## ભગવાનના સબંધને પામે તે નિર્ગુણ છે.

કોઇક મૂર્ખ લોક છે તે એમ કહે છે જે ગોપીકાના અંગનાં કિર્તન હોય તે રહેવા દ્યો ને નિર્ગુણ કિર્તન હોય

તે ગાઓ તથા જે ઉઘાડા થઈને ફરતા હોય તેને મૂર્ખ હોય તે નિર્ગુણ પુરૂષ કહે છે પણ જો ઉઘાડા ચાલ્યે નિર્ગુણ થવાતું હોય તો કુતરાં ગધેડાં ઇત્યાદિક સર્વ નિર્ગુણ કહેવાય માટે એ તો મૂર્ખની સમજણ છે. અને જ્ઞાની ભક્ત હોય તે તો એમ જાણે જે ભગવાનનું સ્વરૂપ છે તેજ નિર્ગુણ છે અને જેને જેને તે ભગવાનનો સબંધ થયો તે સર્વે નિર્ગુણ માર્ગવાળા છે અને જે જે કથા કિર્તનને વિષે ભગવાનના સ્વરૂપનો સબંધ છે તે સર્વ નિર્ગુણ કહેવાય. અને જે કથા કિર્તનને વિષે ભગવાનનો સબંધ ન હોય તે માયિક ગુણે યુક્ત છે માટે સગુણ કહેવાય અને જો ભગવાનની પ્રાપ્તિ ન થઇ હોય ને તે ઉઘાડા ફરે તો નિર્ગુણ ન કહેવાય અને જેને ભગવાનની પ્રાપ્તિ થઇ છે અને ગ્રહસ્થાશ્રમી છે તોપણ તે નિર્ગુણ કહેવાય અને ત્યાગી હોય તોપણ નિર્ગુણ કહેવાય. માટે ભગવાનને પામ્યાનો જે માર્ગ તેજ નિર્ગુણ માર્ગ છે અને તે જે જે ભગવાન સબંધી ક્રિયા કરે તે સર્વ નિર્ગુણ છે અને જેને ભગવાનનો સબંધ થયો છે તેના ભાગ્યનો પાર આવે નહિ. ગ. મ. ૮

ભગવાન તો મનુષ્ય દેહ ધારણ કરે છે તોપણ કૈવલ્ય રૂપેજ છે અને તે ભગવાન જે જગ્યામાં વિરાજતા હોય તે જગ્યા પણ નિર્ગુણ છે અને તે ભગવાનનાં વસ્ત્ર અલંકાર તથા વાહન તથા પરિચર્યાના કરનારા સેવક તથા ખાન-

પાનાદિક જે જે પદાર્થ ભગવાનના સબંધને પામે છે તે સર્વે નિર્ગુણ છે. ગ. મ. ૧૩

શ્રી કૃષ્ણ ભગવાને ઉદ્ધવ પ્રત્યે ગુણ વિભાગના અધ્યાયમાં કહ્યું છે જે હું નિર્ગુણ છું ને મારા સબંધને જે પામે છે તે પણ નિર્ગુણ થાય છે માટે કામભાવ, દ્વેષભાવ, ભયભાવ, સબંધભાવ, સ્નેહભાવ એમાંથી જે જે ભાવે કરીને એ શ્રીકૃષ્ણ ભગવાનને જે જીવ આશર્યા તે નિર્ગુણ થઇ ગયા. વર. ૧૮

નિરૂત્થાનપણે ભગવાનનો નિશ્ચય એને અમે તદાત્મકપણું કહીએ છીએ અને એવું જે એ તદાત્મકપણું તેનેજ નિર્વિકલ્પ સમાધિ કહીએ છીએ ને એવી જાતની જેને નિર્વિકલ્પ સમાધિ થઈ હોય તે સંતનું સ્વરૂપ પણ નિર્ગુણ બ્રહ્મજ છે અને એવા અડગ નિશ્ચયવાળા જે સંત તે નિવૃત્તિ માર્ગને વિષે વર્તે અથવા પ્રવૃત્તિ માર્ગને વિષે વર્તે તોપણ એનું નિર્ગુણજ સ્વરૂપ છે જેમ નારદ ને સનકાદિક એ સર્વે નિવૃત્તિ માર્ગને વિષે પ્રવર્ત્યા ;અને સપ્તરૂષિ તથા જનકાદિક રાજા એ સર્વે પ્રવૃત્તિ માર્ગને વિષે પ્રવર્ત્યા પણ એ સર્વેને ભગવાનના નિશ્ચયે કરીને નિર્ગુણ જાણવા. ગ. મ. ૧૪

**ભગવાનના સમ્બંધથી સુખની પ્રાપ્તિ થાય છે.**

સંસારમાં જે પશુ મનુષ્ય દેવતા ભૂત ઇત્યાદિક જ્યાં

જ્યાં પંચ વિષય સબંધી સુખ જણાય છે તે ધર્મે સહિત કિંચિત ભગવાનનો સબંધ તેણે કરીને છે માટે જે મુમુક્ષુ હોય તે પોતાના હૃદયમાં એમ વિચારે જે થોડેક ભગવાનને સબંધે કરીને એવું સુખ થાય છે માટે મારે ભગવાનનો સબંધ અતિશય રાખવો છે ને હું અતિ સબંધ રાખીશ તો મારે ઉત્કૃષ્ટ સુખની પ્રાપ્તિ થાશે એમ વિચારીને ને ભગવાનના સુખનો લોભ રાખીને જેમ ભગવાનનો સબંધ અતિશય રહે તેમ ઉપાય કરે. પં. ૧

## ભગવાન કેવા ભક્તમાં નિવાસ કરીને રહે છે

આપણા સત્સંગમાં જે સમાધિનિષ્ટ પુરૂષ હોય તે પણ સમાધિએ કરીને બીજાના દેહમાં પ્રવેશ કરીને સર્વને દેખે છે અને સર્વ શબ્દને સાંભળે છે. અને શાસ્ત્રમાં પણ એવાં વચન છે જે શુકજી વૃક્ષમાં રહીને બોલ્યા હતા. માટે મોટા જે સત્પુરૂષ હોય અથવા જે પરમેશ્વર હોય તે જ્યાં ઇચ્છા આવે ત્યાં પ્રવેશ કરે છે માટે તે પરમેશ્વરે પોતાની આજ્ઞાએ કરીને જે મૂર્તિ પુજવા આપી હોય તે મૂર્તિ અષ્ટ પ્રકારની કહી છે તેમાં પોતે સાક્ષાત પ્રવેશ કરીને વિરાજમાન રહે છે. અને ભગવાને તો શ્રીમુખે એમ કહ્યું છે જે મારી અષ્ટ પ્રકારની જે પ્રતિમા તથા જે સંત તેને વિષે હું અખંડ નિવાસ કરીને રહું છું. ગ. પ્ર. ૬૮

જેની આવી સમજણ હોય તેના હૃદયમાં ભગવાન

સર્વ પ્રકારે નિવાસ કરીને રહે છે તેની વિગત જે-જે એમ સમજતો હોય જે આ પૃથ્વી જેની રાખી સ્થિર રહી છે ને ડોલાવી ડોલે છે તથા આ તારામંડળ જેનું રાખ્યું અધર રહ્યું છે તથા જેના વરસાવ્યા મેઘ વરસે છે તથા જેની આજ્ઞાએ કરીને સૂર્ય ચંદ્ર ઉદય અસ્તપણાને પામે છે તથા ચંદ્રમાની કળા વધે ઘટે છે તથા ખારા જળનો સમુદ્ર જેની મર્યાદામાં રહે છે તથા જળના બિંદુમાંથી મનુષ્ય ઉત્પન્ન થાય છે ને તેને હાથ પગ નાક કાન એ આદિક દસ ઇંદ્રિયું થઇ આવે છે તથા આકાશને વિષે અધર જળ રાખી મુક્યું છે ને તેમાં ગાજવિજ થાય છે એવા અનંત આશ્ચર્ય છે તે સર્વે મુંને મળ્યા એવા જે ભગવાન તેનાં કર્યાંજ થાય છે એમ સમજે પણ પ્રગટ પ્રમાણ જે ભગવાન તે વિના બીજો કોઇ એ આશ્ચર્યનો કરનારો છે એમ માને નહિ. અને પૂર્વે જે જે અનંત પ્રકારનાં આશ્ચર્ય થઇ ગયાં છે તથા હમણાં જે થાય છે તથા આગળ થાશે તે સર્વે મુને મળ્યા એવા જે પ્રત્યક્ષ ભગવાન તે વતેજ થાય છે એમ સમજે અને વળી પોતે એમ સમજતો હોય જે ચહાય કોઇ મારી ઉપર ધુળ નાંખો ચહાય કોઇ ગમે તેવું અપમાન કરો ચહાય કોઇ હાથીએ બેસાડો ચહાય કોઇ નાક, કાન કાપીને ગધેડે બેસાડો તેમાં મારે સમભાવ છે તથા જેને રૂપવાન એવી જોબન સ્ત્રી

ન થગ કુરૂપવાન સ્ત્રી અથવા વૃદ્ધ સ્ત્રી તેને વિષે તુલ્ય-ભાવ રહે છે તથા સુવર્ણનો ઢગલો હોય તથા પથરનો ઢગલો હોય તે બેયને જે તુલ્ય જાણે છે એવી જાતના જ્ઞાન, ભક્તિ, વૈરાગ્યાદિક જે અનંત શુભ ગુણ તેણે યુકત જે ભકત હોય તેના હૃદયમાં ભગવાન નિવાસ કરે છે. ગ. પ્ર. ૨૭

જ્ઞાન, વૈરાગ્ય ને ભક્તિ તથા બીજા કોઇ શ્રેષ્ટ ગુણ હોય તેને અભિમાને કરીને અટંટ થાવું નહિ તો એ પુરૂષના હૃદયને વિષે પ્રગટ પ્રમાણ એવા જે શ્રી કૃષ્ણ નારાયણ તે પ્રસન્ન થઇને નિવાસ કરીને રહે છે

ગ. પ્ર. ૫૬

જે સાધુના હૃદયમાં ભગવાન રહ્યા હોય તે સાધુનાં લક્ષણમાં પ્રથમ તો મોટું લક્ષણ એ છે જે ભગવાનને કયારેય પણ નિરાકાર ન સમજે સદાય દિવ્ય સાકાર મૂર્તિ સમજે અને ગમે એટલાં પુરાણ ઉપનિષદ વેદ ઇત્યાદિક ગ્રંથનું શ્રવણ થાય ને તેમા નિરાકારપણા જેવું સાંભળ્યામાં આવે તોપણ એમ જાણે જે કાંતો આપણને એ શાસ્ત્રનો અર્થ સમજાતો નથી ને કાંતો એમાં કેમ કહ્યું હશે પણ ભગવાન તો સદા સાકારજ છે અને જો સાકાર ન સમજે તો તેની ઉપાસના દ્રઢ ન કહેવાય ને સાકાર ન હોય તેને વિષે આકાશની પેઠે કર્ત્તાપણું ન કહેવાય તથા એક દેશને વિષે

રહેવાપણું ન કહેવાય માટે ભગવાન તો સદા સાકારજ છે ને અનેક બ્રહ્માંડની ઉત્પત્તિ સ્થિતિ પ્રલયના કર્ત્તા છે ને સદા પોતાના અક્ષરધામને વિષે વિરાજમાન છે ને રાજાધિરાજ છે ને તેજ આ પ્રત્યક્ષ છે એવી રીતે જે આ સમજણ તે કોઇ રીતે કોઇ કાળે ડગી ન જાય સદા એમજ સમજે એક તો એ લક્ષણ હોય ૧. તથા એ ભગવાનની જે એકાંતિક ભક્તિ તેને પોતે કરતો હોય ને એ ભગવાનનું જે નામસ્મરણ ને કથા કિર્તનાદિક તેને કોઇ કરતું હોય તેને દેખીને મનમાં બહુ રાજી થાય ૨. તથા એ ભગવાનના ભક્તમાં રહેવું હોય તેમાં કોઇ સ્વભાવ આડો આવે નહિ ને તે સ્વભાવને મૂકે પણ ભગવદ્ ભક્તના સંગનો ત્યાગ ન કરે ને તે પોતાના સ્વભાવને સાધુ ખોટે તો સાધુનો અભાવ ન લે ને પોતાના સ્વભાવનો અવગુણ લેતો રહે પણ કચવાઇને ભક્તના સમૂહમાંથી છેટે રહેવાનો કોઇ દિવસ મન ઘાટ પણ ન કરે એમને એમ ભક્તના સમૂહમાં પડયો રહે એવો હોય ૩. તથા સારૂં વસ્ત્ર સારૂં ભોજન સારૂં જળ તથા જે જે કાંઇ સારૂં પદાર્થ પોતાને પાસ થાય તો મન એમ ઘાટ કરે જે આ પદાર્થ હું ભગવાનના ભક્તને આપું તો ઠીક ને તે પદાર્થ તેને આપે ને રાજી થાય એવો હોય. ૪ તથા ભક્તના સમૂહમાં રહેતો હોય ને તેની કોરનું એમ ન થાય જે આતો કેટલાય વરસ ભેગો રહ્યો

પણ એના અંતરનો તો કાંઈ તાગ આવ્યો નહિ ને આ તે કોણ જાણે કેવોય હશે એનું તો કાંઈ કળાતું નથી એવો ન હોય ને જેવો એ માંહી બાહેર હોય તેને સર્વે જાણે જે આ તે આવો છે એવો જે સરળ સ્વભાવવાળો હોય ૫. અને શાન્ત સ્વભાવવાળો હોય તોપણ કુસંગીની સોબત ન ગમે. ને તે થાય તો તપી જાય એવી રીતે વિમુખના સંગની સ્વાભાવિક અરૂચી વર્તતી હોય ૬ આવે છો લક્ષણે યુક્ત જે સાધુ હોય તેના હૃદયમાં સાક્ષાત ભગવાન વિરાજમાન છે એમ જાણવું. ગ. છે. ૩૫

## જેના હૃદયમાં ભગવાનનો નિવાસ હોય તેની સામર્થી

તે ભક્ત જે તે ભગવાનના પ્રતાપે કરીને અનંત પ્રકારનાં ઐશ્વર્ય તેને પામે છે ને અનંત જીવના ઉદ્ધારને કરે છે અને એવી સામર્થી યુક્ત થકો પણ અન્ય જીવના માન અપમાનને સહન કરે છે એ પણ મોટી સામર્થી છે કાંજે સમર્થ થકા જરણા કરવી તે કોઇથી થાય નહિ એવી રીતે જરણા કરે તેને અતિ મોટા જાણવા અને એ સમર્થ તો કેવો જે એના નેત્રમાં ભગવાન જોનારા છે તે માટે બ્રહ્માંડમાં જેટલા જીવ પ્રાણી છે તેના નેત્રને પ્રકાશ કરવાને સમર્થ થાય છે અને એના પગમાં ચાલનારા ભગવાન છે તે માટે બ્રહ્માંડમાં સર્વ જીવના પગને વિષે ચાલવાની શક્તિને પોષણ કરવાને એ સમર્થ થાય છે. એમ એ સંતની

સર્વ ઇંદ્રિયોમાં ભગવાન રહ્યા છે તે માટે એ સંત તો બ્રહ્માંડમાં સર્વ જીવની ઇંદ્રિયોને પ્રકાશ કરવાને સમર્થ થાય છે માટે એ સંત તો સર્વ જગતના આધારરૂપ છે તે તુચ્છ જીવનું અપમાન સહે તે એમની એ અતિશય મોટપ છે.

ગ. પ્ર. ૨૭



# ૫. સત્સંગ

## સત્સંગ કોને કહીએ

સત્ય રૂપ એવો જે પોતાનો આત્મા તથા સત્યરૂપ એવા જે ભગવાન તેનો જે સંગ તેને સત્સંગ કહીએ (સત્સંગીની વ્યાખ્યા ઉપરથી) ગ. છે. ૩૯

सच्छब्देन परंब्रह्म साधवश्च तदाश्रयाः ।
प्रोक्त स्तदीयो धर्मश्च शास्त्रमे तद्त्रीकाश्रयम् ॥

સત શબ્દ વડે કરીને પરબ્રહ્મ પુરૂષોત્તમ સદા દિવ્ય સાકાર મૂર્તિ એવા જે પ્રત્યક્ષ ભગવાન તથા તેમના આશ્રિત પરમ એકાંતિક સાધુ તથા તેમણે સ્થાપેલો પરમ એકાંતિક ધર્મ અને ઉપર કહેલી ત્રણ વસ્તુનું વર્ણન જેમાં છે એવું જે શાસ્ત્ર–આ ચાર વસ્તુનો સંગ તેનું નામ સત્સંગ.

સત્સંગી જીવન પ્રકરણ ત્રીજું

## સત્સંગની મહત્તા

સર્વ સાધનનું ફળરૂપ તો આ સત્સંગ છે. તે શ્રી કૃષ્ણ ભગવાને ઉદ્ધવ પ્રત્યે એકાદશ સ્કંધમાં કહ્યું છે જે અષ્ટાંગયોગ તથા સાંખ્ય વિચાર તથા શાસ્ત્ર પઠન તથા તપ, ત્યાગ, યોગ, યજન ને વ્રતાદિકે કરીને હું તેવો વશ થાતો નથી જેવો સત્સંગે કરીને વશ થાઉં છું ગ. છે. ૨

એકાદશ સ્કંધના બારમા અધ્યાયમાં શ્રીકૃષ્ણ ભગવાને ઉદ્ધવ પ્રત્યે કહ્યું છે જે અષ્ટાંગયોગ, સાંખ્ય, તપ, ત્યાગ, તિર્થ, વ્રત, યજ્ઞ ને દાનાદિક એણે કરીને હું તેવો વશ થાતો નથી જેવો સત્સંગે કરીને વશ થાઉ છું એમ ભગવાને કહ્યું છે માટે સર્વ સાધન કરતાં સત્સંગ અધિક થયો ગ. મ. ૫૪

આ સમે જેને સત્સંગમાં પ્રતીતિ આવી છે તેના પુન્યનો પાર આવે એમ નથી. ગ. મ. ૯

**નિષ્કામપણે અને આત્મસત્તારૂપ થઇને સત્સંગ કરવાની આવશ્યકતા**

હું સત્સંગ કરૂં તો મારો દેહ માંદો છે તે સાજો થાય અથવા વાંઝીયો છું તે દિકરો આવે કે દિકરા મરી મરી જાય છે તે જીવતા રહે કે નિર્ધન છું તે ધનવાન થઉં કે ગામગરાસ ગયો છે તે સત્સંગ કરીએ તો પાછો આવે એવી જાતની જે પદાર્થની ઇચ્છા તે રાખીને સત્સંગ ન કરવો. અને જો એવી જાતની ઇચ્છા રાખીને સત્સંગ કરે ને એ પદાર્થની ઇચ્છા પુરી થાય તો અતિશય પાકો સત્સંગી થઇ જાય. અને જો ઇચ્છા પુરી ન થાય તો નિશ્ચય ઘટી જાય માટે સત્સંગ કરવો તે પોતે પોતાના જીવના કલ્યાણનેજ અર્થે કરવો પણ કોઇ પદાર્થની ઇચ્છા તો રાખવીજ નહિ કાંજે ઘરમાં દસ માણસ હોઇએ ને તે દસેનું મૃત્યુ આવ્યું હોય

તેમાંથી એક જણો જો ઉગરે તો શું થોડો છે? કે હાથમાં રામપત્તર આવવાનું હોય ને રોટલા ખાવા મળે તો શું થોડા છે? સર્વ જાનારૂં હતું તેમાંથી એટલું રહ્યું તે તો ઘણું છે એમ માનવું. એમ અતિશય દુ:ખ થાવાનું હોય તો તેમાંથી પરમેશ્વરનો આશરો કરીએ તો થોડુંક ઓછું થાય ખરૂં; પણ એ જીવને એમ સમજાતું નથી. અને જો સુગી લખી હોય તો કાંટેથી ટળી જાય એટલો તો ફેર પડે છે.

જે કોઈ સત્સંગ કરે છે તેને વ્યવહારે દુ:ખ થાવાનું લખ્યું હોય તે થાય નહિ તોપણ પદાર્થ નાશવંત છે માટે એ પદાર્થની ઇચ્છાએ સત્સંગ કરે તો એને નિશ્ચયમાં સંશય થયા વિનાનો રહેજ નહિ માટે સત્સંગ કરવો તે તો એકલો નિષ્કામપણે પોતાના જીવના કલ્યાણનેજ અર્થે કરવો તો અડગ નિશ્ચય થાય. ગ. પ્ર. ૭૦

જે સત્તારૂપ રહી નહિ શકે તેને કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સરાદિક જે શત્રુ તે પીડયા વિના રહેજ નહિ માટે જે આત્મસત્તારૂપ થઇને ભકિત નહિ કરતા હોય તેનું રૂપ તો આ સત્સંગમાં ઉઘાડું થયા વિના રહેજ નહિ. અને જેને જ્ઞાન વૈરાગ્ય ધર્મ ને ભક્તિ એ અતિશય દૃઢ નહિ હોય તે તો અંતે જાતાં ઢીલો પડયા વિના નહિજ રહે જેમ મીણે પાયેલ દોરો હોય ને તે શીયાળામાં ને

ચોમાસામાં તો અકડ રહે પણ જ્યારે ઉનાળો આવે ત્યારે જરૂર ઢીલો થઇ જાય તેમ અહિયાં હરિભકતને સર્વે પ્રકારે સુખ રહે ને સત્સંગમાં પણ સન્માન થાતું રહે તે રૂપ જે ચોમાસું ને શીયાળો તેમાં તો જ્ઞાન વૈરાગ્ય ધર્મને ભક્તિ તે સુધાં આકરાં જણાય પણ જ્યારે સત્સંગમાં અપમાન થાય ને દેહે કરીને પણ દુઃખી થાય તે રૂપ જે ઉનાળો તેમાં તો જ્ઞાન વૈરાગ્ય ધર્મ ને ભકિત તે મીણે પાયેલ દોરાની પેઠે ઢીલા થઇ જાય તો પણ અમે તો (શ્રી હરિ) તેનો ત્યાગ કરતા નથી પણ એજ એની મેળે મનમાં ઓશીયાળો થઇને સત્સંગમાંથી પાછો હઠી જાય છે. પછી તે સત્સંગી કહેવાતો હોય તોપણ તેને અંતરે સત્સંગ સબંધી સુખ ન રહે. માટે સત્સંગ કરવો તે તો આત્મસત્તારૂપ થઇને અતિ દૃઢપણે કરવો પણ દેહ તથા દેહના સબંધી તે સંગાથે હેત રહી જાય એવો સત્સંગ કરવો નહિ. જેમ સોનાનો દોરો કર્યો હોય તે છએ રૂતુમાં સરખો રહે પણ ઉનાળાને તાપે કરીને ઢીલો થાય નહિ તેમ જેનો દૃઢ (આત્મસત્તારૂપ થઇને) સત્સંગ હોય તેને ગમે તેવા દુઃખ આવી પડે તથા ગમે તેટલું સત્સંગમાં અપમાન થાય પણ તેનું કેઈ રીતે સત્સંગમાંથી મન પાછું હઠે નહિ. **ગ. છે. ૨૧**

## સત્સંગમાં વૃદ્ધિ કોણ પામે છે.

સંતનો અવગુણ જો ન લે તો એને સત્સંગમાં દૃઢ

પ્રીતિ થાય. ગ. પ્ર. ૧

આ સત્સંગમાં જે વિવેકી છે તે તો દિવસે દિવસે પોતાને વિષે અવગુણને દેખે છે ને ભગવાન ને ભગવાનના ભક્તને વિષે ગુણને દેખે છે ને ભગવાન ને સાધુ પોતાના હિતને અર્થે કઠણ વચન કહે છે તેને પોતાના હિતકારી માને છે ને દુઃખ નથી લગાડતો તે તો દિવસે દિવસે સત્સંગને વિષે મોટપને પામે છે. ગ. પ્ર. ૬

મોટા જે સાધુ તેનો જે ગુણ લે છે તેનું સત્સંગમાં અગવૃદ્ધિ પામતું જાય છે ને તેને ભગવાનને વિષે ભકિત પણ વૃદ્ધિ પામે છે માટે જો અવગુણ લે નહિ તો તેને શુભ ગુણની દિવસ દિવસ પ્રત્યે વૃદ્ધિ થાતી જાય છે.

ગ. પ્ર. ૫૩

સત્સંગમાં જેને વધારો થાવાનો હોય તેને શુભ વાસના વૃદ્ધિ પામે છે ત્યારે તેને દિવસે દિવસે સત્સંગી માત્રનો હૈયામાં ગુણજ આવે અને સર્વે હરિભકતને મોટા સમજે ને પોતાને ન્યૂન સમજે ને આઠે પહોર તેના હૈયામાં સત્સંગનો આનંદ વર્ત્યા કરે એવાં લક્ષણ જ્યારે હોય ત્યારે જાણીએ જે શુભ વાસના વૃદ્ધિ પામી છે ને તે જેમ જેમ વધુ વધુ સત્સંગ કરે તેમ તેમ વધુ વધુ સમાસ થાતો જાય ને અતિશય મોટપને પામી જાય છે ગ. પ્ર. ૨૮

ભગવાનનો ભક્ત હોય તેને તો સર્વ સત્સંગીનો ગુણજ લેવો ને પોતાનો તો અવગુણજ લેવો એવી રીતે સમજતો હોય ને થોડી બુદ્ધિ હોય તોપણ તેનો સત્સંગ દિવસે દિવસે વૃદ્ધિ પામતો જાય ગ. મ. ૨૬

**સત્સંગ દ્રઢ કેમ રહે**

જેને પરમેશ્વરના વચનની ખટક રહે અને નાનું મોટું વચન લોપી શકે નહિ એવી રીતનો જેનો સ્વભાવ હોય તેને ગમે તેવો આપત્કાળ આવે તોય પણ એ ધર્મ થકી પડેજ નહિ માટે જેને વચનમાં દ્રઢતા છે તેનોજ ધર્મ દ્રઢ રહે અને તેનોજ સત્સંગ પણ દ્રઢ રહે ગ. પ્ર. ૫૪

જેને સત્સંગનો અતિ દ્રઢ પક્ષ હોય તે જ્યારે કોઇ સત્સંગનું ઘસાતું બોલે ત્યારે ખમી શકેજ નહિ જેમ પોતાના કુટુંબી હોય ને તે સાથે કચવાણ થઇ હોય તોય પણ જ્યારે તેનું કોઇ ઘસાતું બોલે ત્યારે ખમાય નહિ એવી રીતે જેવો દેહના સંબંધીનો પક્ષ છે તેવો જેને સત્સંગનો પક્ષ હોય તેનો પાયો સત્સંગને વિષે અચળ છે ગ. પ્ર. ૭૯

જેમ દત્તાત્રેયે પંચભૂત, ચંદ્રમા, પશુ, વેશ્યા, કુમારી; પોતાનો દેહ ઇત્યાદિક સર્વેમાંથી પણ ગુણ લીધા એવી રીતે સંતમાં જેને ગુણ ગ્રહણ કર્યાનો સ્વભાવ હોય તેનોજ સત્સંગમાં દ્રઢ પાયો થાય છે લો. ૫

ભગવાનની બ્હીકે કરીને ઇંદ્ર વરસે છે. સૂર્ય અગ્નિ, ચંદ્રમા પ્રકાશ કરે છે, પૃથ્વી સર્વને ધારી રહી છે, સમુદ્ર મર્યાદા નથી લોપતા, ઓષધિયો ઋતુને પામીને ફળે છે અને જે ભગવાન જગતની ઉત્પત્તિ સ્થીતિ પ્રલયને કરે છે અને જેની શક્તિ કાળ છે, માયા છે, પુરૂષ છે, અક્ષર છે એવી રીતે જે ભગવાનની મોટપને સમજતો હોય તેને જગતમાં એવું શું પદાર્થ છે તે બંધન કરે? તે કામ, લોભ, ક્રોધ. માન, ઇર્ષ્યા, સ્વાદ, સૂક્ષ્મ વસ્ત્ર, ધન, સ્ત્રી તથા જે જે પંચ વિષય સંબંધી પદાર્થ તે એને કોઇ બંધન કરે નહિ કાંજે એણે તો સર્વનું પરિમાણ કરી રાખ્યું છે જે ભગવાન તે આવા છે ને આવો એ ભગવાનના ભજન સ્મરણ કથા વાર્તાને વિષે માલ છે અને અક્ષર તે આવો છે અને આવું એ અક્ષર સંબંધી સુખ છે તથા ગોલોક વૈકુંઠ શ્વેતદ્વિપ સંબંધી સુખ તે આવું છે તથા પ્રકૃતિ પુરૂષ સંબંધી સુખ તે આવું છે અને બ્રહ્મલોક સંબંધી સુખ તે આવું છે ને સ્વર્ગનું સુખ તે આવું છે તથા રાજ્યાદિકનું સુખ તે આવું છે એવી રીતે એ સર્વના સુખનું અનુમાન કરીને અને ભગવાનના સુખને સર્વથી અધિક માનીને જે ભગવાનને વિષે જોડાણો હોય તેને એવો કીયો પદાર્થ છે તે ભગવાનના ચરણારવિંદથી પાડે? કોઇ ન પાડે (તેનો પાયો સત્સંગમાં અચળ છે.)

અને એ ભગવાનને ભજતા હોય એવા જે સંત તેનું પણ એ બહુ મહાત્મ્ય સમજે જે એવા મોટા જે ભગવાન તેના સાક્ષાત્ ઉપાસક એ સંત છે માટે એ બહુ મોટા છે. જેમ ઉધ્ધવ પોતે કેવા મોટા હતા પણ જો આવી રીતે ભગવાનનું મહાત્મ્ય સમજતા હતા તો પોતાને કાંઇ ડહાપણનું માન ન રહ્યું ને ગોપીયુંના ચરણની રજને પામવાને ઇચ્છયા ને વૃક્ષવેલીનો અવતાર માગ્યો કેમ જે એવા મોટા ભગવાન જેના માર્ગને વેદની શ્રુતિ ખોળે છે તે ભગવાનને વિષે એ ગોપીયુંની પ્રીતિ અતિશય ભાળી તેમ એવા ભગવાનના સંત હોય તેને આગળ માન કેમ રહે? ને તેને નમાય કેમ નહિ? તેને આગળ તો દાસાનુદાસ થઇને રહેવાય ને પાંચ પાંચ ખાસડાં મારે તોપણ ખમે. અને જેમ મુંબઇનો ગવર્નર સાહેબ ખુરસી નાખીને બેઠો હોય ને તેની સભામાં કોઇ ગરીબ માણસ જાય ને તેને ખુરસી ન નાખી દે ને આદર કોઇ ન કરે ત્યારે કાંઇ એને તે ઇંગ્રેજ ઉપર ધોખો થાય છે? ને તેને ગાળ દીધાનું મનમાં થાય છે? લેશ માત્ર પણ થાતું નથી. શા માટે જે એ ઇંગ્રેજની મોટાઇ જાણી છે જે એ તો મુલકનો બાદશાહ છે ને હું તો કંગાલ છું. એવું જાણીને ધોખો થાય નહિ તેમ એ સંતની મોટાઇ જાણી હોય તો તે સંત ગમે તેવો તિરસ્કાર કરે તોપણ ધોખો થાય નહિ ને જેટલો લે એટલો

ખીજાનો અવગુણ લે પણ સંતનો અવગુણ તો કોઇ રીતે લેજ નહિ માટે જેને ભગવાનનું ને સંતનું મહાત્મ્ય (ઉપર પ્રમાણે) સમજાણું છે તેનો પાયો સત્સગમાં અચળ છે.

લો. ૧૭

જ્યારે અતિશય માંદો થાય ને તે મહવાડમાં ગાકરી પણ સારી પેઠે ન થઇ હોય તોપણ કોઇનો અવગુણ ન લે ને પોતે મુંઝાય પણ નહિ તથા વાંક વિના પણ પરમેશ્વર ને સંત તે પોતાનું અતિશય અપમાન કરે તો પણ કોઇનો અવગુણ ન લે ત્યારે એનો પરમેશ્વરને ને સંતને વિશ્વાસ આવે અને ત્રીજો પ્રકાર એ છે જે જેટલા સત્સંગમાં નિયમ છે તેમાંથી જો લેશમાત્ર ફેર પડે તો અતિશે દુખાઈ જાય ને તેનું તત્કાળ પ્રાયશ્ચિત કરે અને જો મનમાં ખોટો ઘાટ થાય તો બીજાને દેકે કરીને વર્તમાનમાં ફેર પડે તેટલોજ દુખાય ને ત્રાસ પામે ત્યારે એનો પરમેશ્વરને ને સંતને પરિપૂર્ણ વિશ્વાસ આવે જે આ કોઇ કાળે સત્સંગમાંથી ડગશે નહિ.

ગ. છે. ૧૪

સત્સંગ કરવો તે તો આત્મસત્તારૂપ થઇને અતિ દ્રઢપણે કરવો પણ દેહ તથા દેહના સંબંધી તે સંગાથે હેત રહી જાય એવો સત્સંગ કરવો નહિ જેમ સોનાનો દોરો કર્યો હોય તે છએ રૂતુમાં સરખો રહે પણ ઉનાળાને તાપે કરીને ઢીલો થાય નહિ તેમ જેનો દ્રઢ સત્સંગ હોય

તેને ગમે તેવાં દુઃખ આવી પડે તથા ગમે તેટલું સત્સંગમાં અપમાન થાય પણ તેનું કોઈ રીતે સત્સંગમાંથી મન પાછું હઠે નહિ. ગ. છે. ૬૧

## સત્સંગ પ્રધાન કેમ રહે

જેમ કોઇક ગ્રહસ્થ હોય તેને પોતાની માતા બેન અથવા દિકરી અતિ સ્વરૂપવાન હોય તેને જોઇને જો ભુંડો ઘાટ થઇ જાય તો પછી તેની કેવી દાઝ થાય તેવી દાઝ જ્યારે સત્સંગ વિના બીજું પદાર્થ પ્રધાન થાય ત્યારે થઇ જોઈએ (તો સત્સંગ પ્રધાન રહે) અને જ્યારે એવી દાઝ અયોગ્ય પદાર્થના સંકલ્પને દેખીને ન થાય તેના હૃદયમાં તો સત્સંગ પણ પ્રધાન ન રહે. ગ. છે. ૨

## થોડી બુદ્ધિવાળો સત્સંગમાં દ્રઢપણે કેમ રહે છે

આ સંસારને વિષે દૈવી ને આસુરી બે પ્રકારના જીવ છે તેમાં દૈવી હોય ને તેને થોડી બુદ્ધિ હોય તોપણ કોઇ કાળે સત્સંગમાંથી વિમુખ ન થાય જેમ શેરડીને વાવીને લીંબડાના પાનનું ખાતર નાખીને કડવું પાણી સીંચ્યા કરીએ તોપણ શેરડીનો રસ તે મીઠોજ થાય તેમ દૈવી જીવ છે તે ભગવાનને સન્મુખજ રહે છે. ગ. છે. ૧૪

## સર્વ સાધનથી સત્સંગ અધિક જણાતો હોય તેનાં લક્ષણ

જેને ભગવાનના સંતને વિષેજ આત્મબુદ્ધિ છે જેમ કોઇક રાજા હોય ને તે વાંઝીયો હોય ને પછી તેને ગઢપણમાં દિકરો આવે પછી તે છોકરો તેને ગાળો દે મુંછુ તાણે તોપણ અભાવ આવે નહિ અને કોઇકના છોકરાને મારે તથા ગામમાં અનીતિ કરી આવે તોપણ કોઇ રીતે તેનો અવગુણ આવેજ નહિ શા માટે જે એ રાજાને પોતાના દિકરાને વિષે આત્મબુદ્ધિ થઇ ગઇ છે એવી જેને ભગવાનના ભક્તને વિષે આત્મબુદ્ધિ થાય છે તેણેજ સર્વ સાધન થકી અધિક કલ્યાણકારી સત્સંગને જાણ્યો છે. એ વાર્તા ભાગવતમાં કહી છે જે ॥ यस्यात्मबुध्धिः कुण पैत्रि धातु केस्वधीः कलत्रादि भौमइज्यधीः ॥ यत्तीर्थ बुध्धिः सलिलेन कर्हिचिज्जनेष्व भिज्ञेषु सएव गोखरः ॥ એ શ્લોકને વિષે એ વાર્તા યથાર્થ કહી છે ગ. મ. ૫૪

સત્સંગ ઉપર હેત હોય તેનાં લક્ષણ

જેમ કોઇક પુરૂષ આપણો મિત્ર હોય ને તેજ પુરૂષે આપણા ભાઇને મારી નાખ્યો હોય તો પછી તે સાથે મિત્રપણું ન રહે અને તેનું માથું કાપવાને તૈયાર થાય કાંજે મિત્ર કરતાં ભાઇનો સંબંધ અધિક છે તેમ જો એને (ભક્તને) પોતાનો સ્વભાવ વર્તમાનમાં ભંગ પડાવીને સત્સંગથી વિમુખ કરે એવો છે ને તોપણ એની ઉપર વૈરભાવ આવતો નથી. અને તે સ્વભાવ ઉપર રીસ ચઢતી

નથી તો જો એને સત્સંગમાં પુરૂં હેત નથી અને જો જેવું ભાઇમાં હેત મનુષ્યને છે તેવું જો સત્સંગ ઉપર હેત હોય તો ભુંડા સ્વભાવને તત્કાળ ટાળી નાખે શા માટે જે જીવ તો અતિ સમર્થ છે કેમજે મન ને ઇંદ્રિયું એ સર્વ તો ક્ષેત્ર છે ને જીવ તો એને ક્ષેત્રજ્ઞ છે માટે જે કરે તે થાય

ગ. પ્ર. ૫૭

## સંપૂર્ણ સત્સંગ થયો કોને કહીએ.

એક તો અતિશય દ્રઢ આત્મનિષ્ઠા હોય ને તે પોતાના આત્માને દેહ ઇંદ્રિયો અંતઃકરણથી અતિશય અસંગી માને ને એ દેહ ઇંદ્રિયાદિકની ક્રિયાયું તે પોતાને વિષે ન માને તોપણ પંચ વર્તમાનના નિયમમાં લેશમાત્ર ફેર પડવા દે નહિ અને પોતે બ્રહ્મ સ્વરૂપે વર્તે તોપણ પરબ્રહ્મ જે પુરૂષોત્તમ ભગવાન તેનું દાસપણું મુકે નહિ સ્વામિસેવકપણે કરીને ભગવાનની દ્રઢ ઉપાસના કરે અને પ્રત્યક્ષ મૂર્તિ જે ભગવાન તેને આકાશની પેઠે અતિશય અસંગી સમજે જેમ આકાશ છે તે ચાર ભૂતમાં અનુસ્યુતપણે વ્યાપીને રહ્યો છે ને ચાર ભૂતની જે ક્રિયા તે આકાશને વિષે થાય છે તોપણ આકાશને એ પૃથ્વી આદિક ચાર ભૂતના વિકાર અડતા નથી તેમ પ્રત્યક્ષ જે શ્રીકૃષ્ણ નારાયણ તે શુભ અશુભ સર્વ ક્રિયાને કરતા થકા આકાશની પેઠે નિર્લેપ છે એમ જાણે અને તે ભગવાનનાં જે અસંખ્યાત ઐશ્વર્ય

છે તેને સમજે જે આ ભગવાન જીવુંના કલ્યાણને અર્થે મનુષ્ય જેવા જણાય છે તોપણ એ અનન્તકોટી બ્રહ્માડના કર્તા હર્તા છે અને ગોલોક વૈકુંઠ શ્વેતદ્વિપ બ્રહ્મપુર ઇત્યાદિક જે ધામ તે સર્વેના સ્વામી છે અને અનતકોટી એવા જે અક્ષરરૂપ મુક્ત તે સર્વેના સ્વામી છે અને એવા ભગવાનનો મહિમા જાણીને જે ભગવાનને વિષે શ્રવણાદિક ભક્તિને દૃઢ કરીને રાખે અને તે ભગવાનના ભકતની સેવાચાકરી કરે એવી રીતે જે વર્તે તેને સંપૂર્ણ સત્સંગ કહીએ. લો. ૧

સત્સંગમાં મોટો કરવા યોગ્ય કોણ (મોટેરાનાં લક્ષણ)

આપણા ઉદ્ધવ સંપ્રદાયને વિષે જ્ઞાન, વૈરાગ્ય, ધર્મ ને ભગવાનની ભક્તિ એ ચાર વાનાં જેમાં હોય તે એકાંતિક ભક્ત કહેવાય અને આપણા સત્સંગમાં મોટો કરવા યોગ્ય પણ તેજ છે. વર. ૩

જેને મનમાં ભગવાનના ઘાટ થાતા હોય ને જગતના ઘાટ ન થાતા હોય તે આપણા સત્સંગમાં મોટેરો છે ને એવો જે ન હોય તે નાનેરો છે. ગ. પ્ર. ૩૮

મોટપ તો પ્રત્યક્ષ ભગવાનના નિશ્ચયે કરીને તથા તે ભગવાનની આજ્ઞાને વિષે વર્તવે કરીને છે ને એ બે વાનાં જેને ન હોય ને તે ગમે તેવો વ્યવહારે કરીને મોટો હોય તોપણ એ નાનોજ છે. ગ. પ્ર. ૩૧

જેવો જીવને માનમાંથી સ્વાદ આવે છે તેવો તો કોઇ પદાર્થમાંથી આવતો નથી માટે માનને તજીને જે ભગવાનને ભજે તેને તો સર્વ હરિભક્તમાં અતિશે મોટો જાણવો.

ગ. પ્ર. ૪૧

જેને જેવું જાણ્યું જોઇએ તેવું યથાર્થ જાણ્યું હોય જે આતે સાર છે ને આતે અસાર છે પછે એક ભગવાનની મૂર્તિ વિના જેટલો માયિક આકાર છે તે સર્વે અતિશે દુઃખદાયક ને નાશવંત છે એમ જાણે અને પોતાને દેહ ઇંદ્રિયો ને અંતઃકરણ તે થકી નોખો આત્મારૂપે જાણે પછી એને એવું કોઇ પદાર્થ નથી જે મોહ પમાડવાને અર્થે સમર્થ થાય કેમજે એ તો સર્વે માયિક આકારને તુચ્છ કરી જાણે છે અને એવી રીતે જેના અંતરમાં સમજણની ઘડય બેઠી હોય ને તેનાં ઇંદ્રિયો પ્રવૃત્તિ માર્ગને વિષે સર્વે અનુલોમપણે વર્તતાં હોય તોપણ તે કામાદિકે કરીને ક્ષોભને ન પામે એવો જે હરિભક્ત હોય તે ત્યાગી હોય અથવા ગૃહસ્થ હોય પણ તેના હૃદયમાંથી કામાદિકનું બીજ નાશ પામી જાય છે અને એવા હોય તેજ સર્વે હરિભક્તમાં શ્રેષ્ટ વૈષ્ણવ છે માટે ગૃહી ત્યાગીનો કાંઇ મેળ નથી જેની સમજણ મોટી તેનેજ સૌથી મોટો હરિભક્ત જાણવો. વર. ૨૦

અને હરિભક્તની સભામાં મોઢા આગળ આવીને બેસતો હોય ત્યારે બીજાને એમ જણાય જે એ મોટેરો

સત્સંગી છે પણ મોટેરાની તો એમ પરિક્ષા છે જે ગૃહસ્થ હોય તે તો પોતાનું જે સર્વસ્વ તે ભગવાન ને ભગવાનના ભકતને અર્થે કરી રાખે અને સત્સંગને અર્થે માથું દેવું હોય તો દે અને જે ઘડીએ પોતાના ઇષ્ટદેવ આજ્ઞા કરે જે તું પરમહંસ થા તો તે તત્કાળ પરમહંસ થાય એવાં જેનાં લક્ષણ હોય તે હરિભકતની સભાને આગળ બેસે અથવા વાંસે બેસે પણ તેનેજ સર્વે હરિભકતમાં મોટેરો જાણવો. ગ. મ. ૬૧

અને જે ત્યાગી હોય તે જ્યારે દેશ પરદેશમાં જાય ને ત્યાં કનક કામનીનો જોગ થાય તોય પણ તેમાં ફેર પડે નહિ અને પોતાના જે જે નિયમ હોય તે સર્વે દ્રઢ કરીને રાખે તે સર્વે ત્યાગીમાં મોટેરો કહેવાય. ગ. મ. ૬૧

**સત્સંગ થયા પછી દુર્લભમાં દુર્લભ સાધન**

સત્સંગ થયા પછી દુર્લભમાં દુર્લભ તે શું સાધન માન્યું છે? તો એકાંતિકપણું એમાં આવે એ અતિશય દુર્લભ છે. તે એકાંતિકપણું તે શું તો–ધર્મ, જ્ઞાન અને વૈરાગ્ય એ ત્રણે યુકત જે ભગવાનની ભકિત કરવી તેને એકાંતિકપણું કહીએ લો. ૬

**સત્સંગમાં પ્રીતિ ન થવાનાં ઘટવાનાં ને દ્રઢ ન રહેવાનાં કારણ.**

કેટલાક તો ઘણા દિવસ સુધી સત્સંગ કરે છે તો

પણ તેને જેવી પોતાના દેહ ને દેહના સંબંધીને વિષે ગાઢ પ્રીતિ છે તેવી સત્સંગમાં ગાઢ પ્રીતિ નથી થાતી તેનું એ કારણ છે જે એને ભગવાનનું મહાત્મ્ય સંપૂર્ણ જાણ્યામાં આવ્યું નથી અને જે સાધુને સંગે કરીને ભગવાનનું મહાત્મ્ય પરિપૂર્ણ જાણ્યામાં આવે છે તે સાધુ જ્યારે પોતાના સ્વભાવ ઉપર વાત કરે છે ત્યારે તે સ્વભાવને મૂકી શકતો નથી ને તે વાતના કરનારા જે સાધુ તેનો અવગુણ લે છે તે પાપે કરીને સત્સંગમાં ગાઢ પ્રીતિ થાતી નથી કાં જે અન્ય સ્થલને વિષે જે પાપ કર્યાં હોય તે સંતને સંગે કરીને જાય અને સંતને વિષે જે પાપ કરે છે તે પાપ તો એક સંતના અનુગ્રહ વિના બીજા કોઇ સાધને કરીને ટળતાં નથી તે શાસ્ત્રમાં કહ્યું છે જે अन्य क्षेत्रे कृतं पापं तीर्थ क्षेत्रे विनश्यति ॥ तीर्थ क्षेत्रे कृतं पापं वज्रलेपो भविष्यति ॥ १ ॥

ગ. પ્ર. ૧

જ્યારે સત્સંગ કરે છે ત્યારે તો સંતમાં ને સત્સંગીમાં અતિશય હેત હોય અને પછી ઓછું થઇ જાય છે તેનું એમ છે જે પ્રથમ તો એને સંતને વિષે અલૌકિક મતિ હોય ને પછી તો તે સંતનો અલ્પ દોષ જોઇને પોતાની કુબુદ્ધિએ કરીને ઝાઝો દોષ પરઠે છે પછી એની અસદ્ વાસના થઇ જાય છે તેણે કરીને સંતને વિષે ઓછો ભાવ થઇ જાય છે તે જો વિચારીને અસદ્ વાસનાને ટાળે

સો પ્રથમ હતો તેવો શુદ્ધ થાય અને જો અસદ્ વાસના ન ટાળે તો અંતે જતાં વિમુખ થઇ જાય છે ગ. પ્ર. ૭૮

જે અવિવેકી છે તે તો જેમ જેમ સત્સંગની વાત સાંભળે છે તેમ તેમ પોતાને વિષે ગુણ પરઠે છે અને ભગવાન ને સંત એનો દોષ દેખાડીને એની આગળ વાત કરે છે તે વાતને માને કરીને અવળી લે છે ને વાતના કરનારાનો અવગુણ લે છે તે તો દિવસે દિવસે ઘટતો જાય છે ને સત્સંગમાં પ્રતિષ્ઠા હિન થઇ જાય છે ગ. પ્ર. ૬

મોટા જે સાધુ તેનો જે અવગુણ લે છે તે સત્સંગમાં રહીને દિવસ દિવસ પ્રત્યે ઘટતો જાય છે ગ. પ્ર. ૫૩

જે સત્સંગી સત્સંગમાંથી પાછો પડવાનો હોય તેને અસદ્ વાસનાની વૃદ્ધિ થાય છે ને તેને પ્રથમ તો દિવસે દિવસે સત્સંગી માત્રનો અવગુણ આવે છે અને પોતાના હૈયામાં એમ જાણે જે સર્વ સત્સંગી તો અણુસમજુ છે ને હું સમજું છું એમ સર્વથી અધિક પોતાને જાણે ને રાત્રિ દિવસ પોતાના હૈયામાં મુંઝાયા કરે અને દિવસમાં કોઇ ઠેકાણે સુખે કરીને બેસે નહિ ને રાત્રિમાં સુવે તો નિંદ્રા પણ આવે નહિ ને ક્રોધ તો ક્યારેય પણ મટેજ નહિ ને અધ બળેલા કાષ્ટની પેઠે ધુંધવાયા કરે એવું જેને વર્તે તેને એમ જાણીએ જે એ સત્સંગમાંથી પડવાનો થયો છે ને એવો હોય ને તે જેટલા દિવસ સત્સંગમા રહે પણ તેના હૈયામાં કોઇ દિવસ

સુખ આવે નહિ ને અંતે પાછો પડી જાય છે ગ. પ્ર. ૨૮

જેને સંતમાં અવગુણ લીધાના સ્વભાવ હોય તે સત્સંગમાં રહ્યો છે તોપણ એનો દ્રઢ પાયો નથી લો. ૫

જેને (ભગવાનનું ને સંતનું) મહાત્મ્ય નથી સમજાણું તેનો વિશ્વાસ નહિ (પાયો સત્સંગમાં અચળ રહે નહિ.) લો. ૧૭

ભગવાનનો ભક્ત હોય તેને તો સર્વ સત્સંગીનો ગુણજ લેવો ને પોતાનો તો અવગુણજ લેવો એવી રીતે ન સમજતો હોય તો ઝાઝી બુદ્ધિ હોય તોપણ દિવસ દિવસ પ્રત્યે સત્સંગમાંથી પાછો હઠતો જાય અને અંતે જાતાં નિશ્ચય વિમુખ થાય. ગ. મ. ૨૬

જેને સત્સગીનો પક્ષ ન હોય અને સત્સંગી ને કુસંગીને વિષે સમભાવ હોય તો ગમે તેવો સત્સંગમાં મોટો કહેવાતો હોય પણ અંતે જાતાં જરૂર વિમુખ થાય છે ગ. પ્ર. ૭૮

## ઝાઝી બુદ્ધિવાળો હોય તોપણ સત્સંગમાંથી વિમુખ કેમ થઈ જાય છે

આ સંસારમાં દેવી ને આસુરી બે પ્રકારના જીવ છે તેમાં આસુરી જીવ હોય તેને ઝાઝી બુદ્ધિ હોય તોપણ સત્સંગમાંથી વિમુખ થાય જેમ મરચાંનું બીજ હોય ને

લીંબડાનું બીજ હોય ને શીંગડીયા વચ્છનાગનું બીજ હોય તેને વાવીને નિત્ય સાકરનું પાણી શીંચ્યા કરીએ તોપણ મરચાં તે તીખાંજ થાય ને લીંબડો તે કડવોજ થાય ને શીંગડીયો વચ્છનાગ તે ઝેરજ થાય શા માટે જે એનું બીજ ભુંડું છે તેમ આસુરી જીવ હોય તે વિમુખજ થાય છે અ. છે. ૧૪

## સત્સંગ કેમ પ્રધાન થાતો નથી

જેમ કોઇક ગૃહસ્થ હોય તેને પોતાની માતા બેન અથવા દિકરી અતિ સ્વરૂપવાન હોય તેને જોઇને જો ભુંડા ઘાટ થઇ જાય તો પછી તેની કેવી દાઝ થાય. તેવી દાઝ જ્યારે સત્સંગ વિના બીજું પદાર્થ પ્રધાન ત્યારે થઇ જોઇએ. અને જ્યારે એવી દાઝ અયોગ્ય પદાર્થના સંકલ્પને દેખીને ન થાય તેના હૃદયમાં તો સત્સંગ પણ પ્રધાન ન રહે. ગ. છે. ૨

## સત્સંગમાં આવીને બીજા પદાર્થમાં હેત કેમ રહે છે

બ્રહ્માદિકને પણ દુર્લભ એવા જે આ સત્સંગ તેમાં આવીને પરમેશ્વર વિના બીજા પદાર્થમાં હેત રહે છે તેનું કારણ એ છે જે જેવી એ જીવને પરોક્ષને વિષે પ્રતીતિ છે તેવી પ્રત્યક્ષને વિષે દ્રઢપણે પ્રતીતિ થાતી નથી તે શ્રુતિમાં કહ્યું છે જે જેવી પરોક્ષ દેવને વિષે જીવને પ્રતીતિ છે તેવા જો પ્રત્યક્ષ ગુરૂરૂપ હરિને વિષે આવે તો ! જેટલા અર્થ

પ્રાપ્ત થવાના કહ્યા છે તેટલા સર્વે અર્થ તેને પ્રાપ્ત થાય છે. ગ. છે. ૨

**અવિવેક ટળીને સત્સંગમાં મોટપ પામવાનો ઉપાય**

પોતાને વિષે જે ગુણનું માન તેનો ત્યાગ કરીને શુરવીર થઇને ભગવાન ને ભગવાનના સંતને વિષે વિશ્વાસ રાખે તો એનો અવિવેક ટળી જાય છે ને સત્સંગમાં મોટપને પામે છે. ગ. પ્ર. ૬

**સત્સંગમાં પડયો છે છતાં પશુ જેવો કોને જાણવો**

દેહ ગેહાદિક સર્વ પદાર્થને અસત્ય જાણીને તથા દેહ ઇંદ્રિયું અંતઃકરણ તેથી જુદું પોતાનું સ્વરૂપ જાણીને તથા પોતાના ધર્મમાં રહીને ભગવાનની નિષ્કામ ભક્તિ કરવી અને દિવસે દિવસે ભગવાનનું અતિશય મહાત્મ્ય જણાય તેને અર્થે સાધુનો સંગ નિરંતર રાખવો અને જે આવી રીતે નથી સમજતો ને કેવળ દેહાભિમાની ને પ્રાકૃત મતવાળો છે ને જો તે સત્સંગમાં પડયો છે તોપણ એને પશુ જેવો જાણવો ગ. પ્ર. ૨૧

**સત્સંગનું ફળ**

સંત તથા પરમેશ્વરના વચનને વિષે અતિશય શ્રદ્ધા હોય અને અતિ દ્રઢ વિશ્વાસ હોય તો ગમે તેવાં તામસી કર્મ હોય તેનો નાશ થઇ જાય અને કળીયુગના ધર્મ મટીને સતયુગના ધર્મ હોય તે વર્તે માટે અતિ સાચે ભાવે કરીને સત્સંગ

કરે તો તેને કોઈ જાતનો દોષ હૈયામાં રહે નહિ અને દેહ છતાંજ બ્રહ્મરૂપ થઇ જાય. સા. ૯

આ સત્સંગમાં તો ભગવાનનો મોટો પ્રતાપ છે તેણે કરીને પશુનું પણ કલ્યાણ થાય છે તો મનુષ્યનું કલ્યાણ થાય તેમાં શું આશ્ચર્ય કહેવાય? ગ. પ્ર. ૨૧

કલ્યાણ તો પામર જેવો સત્સંગમાં હોય તેનું એ થાય છે. ગ. પ્ર. ૨૭

આ સમે જેને સત્સંગમાં પ્રતીતિ આવી છે તેના પુન્યનો પાર આવે તેમ નથી. ગ. મ. ૯

નિષ્કપટપણે સત્સંગ કરે ને પરમેશ્વરની વાર્તાને ધારે વિચારે તો એ મલીન ઘાટનો નાશ થઇ જાય છે માટે સત્સંગનો પ્રતાપ તો અતિશય મોટો છે અને બીજાં સાધન છે તે કોઇ સત્સંગ તુલ્ય થાય નહિ કાંજે કોઈ સાધને કરીને જે ઘાટની નિવૃત્તિ થાતી નથી તેની નિવૃત્તિ સત્સંગમાં થાય છે. ગ. પ્ર. ૩૦

સત્સંગ કરે છે તેને સુળી જેટલું દુઃખ હોય તો કાંટે મટે છે કાંજે અમે રામાનંદ સ્વામિ પાસે માગી લીધું છે જે તમારા સત્સંગી હોય તેને એક વિંછીનું દુઃખ આવાનું હોય તો તે મુંને એક એક રૂંવાડે કોટી કોટી વિંછીનું દુઃખ થાઓ પણ તમારા સત્સંગીને તે થાઓ નહિ અને તમારા સત્સંગીને પ્રારબ્ધમાં રામપત્તર લખ્યું હોય તે

રામપત્તર મુંને આવે પણ તમારા સત્સંગી અન્ન વસ્ત્ર કરીને દુઃખી ન થાય એ બે વર મુંને આપો એમ મેં રામાનંદ સ્વામી પાસે માગ્યું ત્યારે મુંને એ રામાનંદ સ્વામીએ રાજી થઇને વર આપ્યો છે માટે જે કોઇ સત્સંગ કરે છે તેને વ્યવહારે દુઃખ થાવાનું લખ્યું હોય તે થાય નહિ ગ. પ્ર. ૭૦

**જુવાન અવસ્થાવાળો કેમ વર્તે તો એનો સત્સંગ પાર પડે.**

જુવાન અવસ્થા જેને હોય તેને આહાર ક્ષીણ કરવો ને યુક્તાહાર વિહારપણે રહેવું. ને આહાર ક્ષીણ થાય ત્યારે દેહનું બળ ક્ષીણ થાય ને ત્યારેજ ઇંદ્રિયું જીતાય તે વિના ઇંદ્રિયું જીતાય નહિ ને એવો થકો પોતાના મનને ભગવાનની નવ પ્રકારની ભક્તિને વિષે રૂચી સહિત રાખે એ બે પ્રકારે એ વર્તે તો એનો સત્સંગ પાર પડે ને એમ ન હોય તો એ જ્યારે ત્યારે જરૂર ઇંદ્રિયુંને વશ થઇને વિમુખ થાય તે ગોવર્ધન જેવો સમાધિનિષ્ઠ હોય તોપણ એનો એને ભય છે તો બીજાની શી વાર્તા. ગ. છે. ૩૨

**કોને સત્સંગ બહાર કાઢી મુકવો**

પરમહંસ તથા સાંખ્ય યોગી હરિજન તથા કર્મયોગી હરિજન એ સર્વને કુપાત્ર માણસની સંગત કરવી નહી અને સત્સંગ-મોર્ય તો ગમે તેવો કુપાત્ર જીવ હોય તોય તેને નિયમ ધરાવીને સત્સંગમાં લેવો પણ સત્સંગમાં આવ્યા

પછી કુપાત્રપણું રાખે તો બાઈ અથવા ભાઇ જે હોય તેને સત્સંગ બહાર કાઢી મેલવો અને જો ન કાઢે તો એમાંથી ઝાઝું ભુંડું થાય જેમ જે આંગળીને સર્પે કરડ્યો હોય અથવા કિડિઆરાનો રોગ થયો હોય ને તેટલું અંગ જો તુરત કાપી નાખે તો પંડ કુશળ રહે ને તેનો લોભ કરે તો. ઝાઝો બગાડ થાય તેમ જે કુપાત્ર જીવ જણાય તેનો તત્કાળ ત્યાગ કરજો અને આ અમારૂં વચન છે તે ભલા થઇને સર્વે જરૂર રાખજો તો જાણીએ તમે અમારી સર્વે સેવા કરી. ગ. પ્ર. ૧૮

## સત્સંગનો દ્રઢ પક્ષ હોય તેને ફળ

જેને સત્સંગનો અતિદ્રઢ પક્ષ હોય તે જ્યારે કોઇ સત્સંગનું ઘસાતું બોલે ત્યારે ખમી શકેજ નહિ જેમ પોતાના કુટુંબી હોય ને તે સાથે કચવાણુ થઇ હોય તોય પણ જ્યારે તેનું કોઇ ઘસાતુ બોલે ત્યારે ખમાય નહિ એવી રીતે જેવા દેહના સબંધીનો પક્ષ છે તેવો જેને સત્સંગનો પક્ષ હોય તેનો પાયો સત્સંગને વિષે અચળ છે.

અને જેને એવો સત્સંગનો પક્ષ છે તે સંત અથવા સત્સંગી તે સંગાથે માન મત્સર ઇર્ષ્યા કેમ રાખી શકે? માટે જેને સત્સંગનો પક્ષ હોય તેના માન, મદ, મત્સર, ઈર્ષ્યા આદિક સર્વે શત્રુનો નાશ થઇ જાય છે

અને એવો સત્સંગનો જેને દ્રઢ પક્ષ હોય તો તેને

કહેતાં સાંભળતાં ભગવાન ને ભગવાનના સંતને સંશય થાય નહિ અને એનો કોઇ રીતે કુવિશ્વાસ આવે નહિ જે આને કહેશું તો આ સત્સંગમાંથી જાતો રહેશે તેની ફોરનો તો દ્રઢ વિશ્વાસજ હોય જે એનો સત્સંગ તો અચળ છે માટે એને કહેશું તેની કાંઇ ફિકર નથી.

ગ. પ્ર. ૭૮

સત્સંગનો પક્ષ ન હોય તેને ન્યૂનતા.

જેને સત્સંગીનો પક્ષ ન હોય 'અને સત્સંગી ને કુસંગીને વિષે સમભાવ હોય તો ગમે તેવો સત્સંગમાં મોટો કહેવાતો હોય પણ અંતે જાતાં જરૂર વિમુખ થાય છે.

ગ. પ્ર. ૭૮

સત્સંગમાં રહ્યા છતાં અક્ષરધામને કોણ ન પામે

અને હમણાં સત્સંગમાં રહેતો હશે અને શાસ્ત્રનાં વચનમાં પણ રહેતો હશે ને તેને જો ભગવત સ્વરૂપની નિષ્ઠા (શ્રીજી મહારાજને વિષે દિવ્ય સાકારપણાની અને સર્વ અવતારના કારણ અવતારીપણાની નિષ્ઠા) પાકી નહિ હોય તો તે જ્યારે દેહ મૂકશે ત્યારે કાંતો બ્રહ્માના લોકમાં જાશે ને કાંતો કોઇ બીજા દેવતાના લોકમાં જાશે પણ તે પુરૂષોત્તમ ભગવાનના ધામને વિષે નહિ જાય. ગ. મ. ૯

સમાપ્ત.

## ૬. સત્સંગી

### સત્સંગી કોને કહીએ

સત્યરૂપ એવો જે પોતાનો આત્મા તથા સત્યરૂપ એવા જે ભગવાન તેનો જેને આવી રીતે સંગ થયો (જીવાત્માનું જ્ઞાન તથા ભગવાનના મહાત્મ્યનું જ્ઞાન એ બે જેને સિદ્ધ થયાં હોય) તેને સત્સંગી કહીએ. ગ. છે. ૩૯

### પાકા સત્સંગીનાં લક્ષણ

જેને પંચ વર્તમાનમાં કોઇ વાતે ખોટ ન હોય અને ગમે તેવા વચનના ભીડામાં લેઇએ ને એનું ગમતું મુકાવીને અમારા ગમતામાં રાખીએ તો પણ કોઈ રીતે દેહ પર્યંત મુંઝાય નહિ એવો હોય તે પાકો સત્સંગી છે.

ગ. પ્ર. ૭૬

ભગવાનનો ને ભગવાનના ભક્તનો જે મહિમા સમજે તેનેજ પુરો સત્સંગી જાણવો કા. ૯

જેને સર્વથી ભગવત સ્વરૂપનું બળ અધિક હોય તેજ પાકો સત્સંગી કહેવાય ગ. મ. ૯

જેમાં ત્રણ વાનાં હોય તે પાકો સત્સંગી કહેવાય તે ત્રણ વાનાં તે કીયાં તો એક તો પોતાને ઇષ્ટદેવે જે નિયમ ધરાવ્યાં હોય તે પોતાના શીરસાટે દૃઢ કરીને પાળે પણ

એ ધર્મનો કોઈ દિવસ ત્યાગ ન કરે અને બીજો ભગવાનના સ્વરૂપનો જે નિશ્ચય તે અતિશે દ્રઢપણે હોય પણ તેમાં કોઇ સંશય નાખે તોય પણ સંશય પડે નહિ એવો ભગવાનનો અડગ નિશ્ચય હોય અને ત્રીજો પોતાના ઈષ્ટ દેવને ભજતા હોય એવા જે સત્સંગી વૈષ્ણવ તેનો પક્ષ રાખવો તે જેમ માબાપ દિકરાદિકરી તેનો પક્ષ રાખે છે ને જેમ પુત્ર હોય તે પોતાના પિતાનો પક્ષ રાખે છે ને જેમ સ્ત્રી હોય તે પોતાના પતિનો પક્ષ રાખે છે તેમ ભગવાનના ભક્તનો પક્ષ રાખવો એ ત્રણ વાનાં જેમાં પરિપૂર્ણ હોય તે પાકો સત્સંગી કહેવાય.

જેમ સોનાનો દોરો કર્યો હોય તે છએ ઋતુમાં સરખો રહે પણ ઉનાળાને તાપે કરીને ઢીલો થાય નહિ તેમ જેનો દૃઢ સત્સંગ હોય તેને ગમે તેવાં દુઃખ આવી પડે તથા ગમે તેટલું સત્સંગમાં અપમાન થાય પણ તેનું કોઇ રીતે સત્સંગમાંથી મન પાછું હઠે નહિ એવા જે દૃઢ સત્સંગી વૈષ્ણવ છે (તેજ અમારે તો સગા વહાલા છે ને તેજ અમારી નાત છે.)

ગ. છે. ૨૧

## સત્સંગી છતાં વિમુખ

કામીનો તો અમારે કોઇ કાળે વિશ્વાસજ નથી જે એ સત્સંગી છે અને કામી તો સત્સંગમાં હોય તોપણ

વિમુખ જેવા છે ગ. પ્ર. ૭૬

શ્રી કૃષ્ણ ભગવાનનાં આચરણ (જે ગોવાલીયાનું ઉચ્છિષ્ટ ખાધું તથા રાસરમણ કર્યું ઇત્યાદિક અનેક પ્રકારનાં છે તે) પ્રમાણે આચરણ ન કરવું ને જે કરશે તે વિમુખ છે અમારો સત્સંગી નથી. વર. ૧૮

આ સંસારને વિષે જેમ કોઇક સ્ત્રી હોય તે પોતાના પતિ ઉપર ને બીજા પુરૂષ ઉપર સરખું હેત રાખે તે વેશ્યા સરખી ભુંડી કહેવાય તેમ આ સંસારને વિષે જે એવો પુરૂષ હોય જે આપણે તો બધાય સાધુ સરખા છે કોને સારો નરસો કહીએ તો તે સત્સંગી કહેવાતો હોય તોપણ તેને વિમુખ જાણવો. ગ. મ. ૬૦

સત્સંગી છતાં અરધો વિમુખ

જે ભગવાનનું ને ભગવાનના ભક્તનું મહાત્મ્ય ન જાણતો હોય ને તે સત્સંગી છે તોપણ તેને અરધો વિમુખ જાણવો કા. ૬

જે બીજામાં અવગુણ જુએ અને પોતામાં ગુણ પરઠે તે તો સત્સંગી છે તોપણ અરધો વિમુખ છે ગ. મ. ૨૬

જે હરિભક્ત હોય ને તે જંત્ર મંત્રમાં પ્રતીતિ કરે તે સત્સંગી હોય તોપણ અરધો વિમુખ જાણવો.

કેવો સત્સંગી વિમુખ થઇ જાય છે

જેને સત્સંગીનો પક્ષ ન હોય અને સત્સંગી ને કુસંગીને વિષે સમભાવ હોય તો ગમે તેવો સત્સંગમાં મોટો કહેવાતો હોય પણ અંતે જાતાં જરૂર વિમુખ થાય છે.

ગ. પ્ર. ૭૮

ભગવાન તથા ભગવાનના ભકત તેનો જેને અવગુણ આવ્યો હોય ને તે સત્સંગી કહેવાતો હોય તોપણ તેને હડકાયા શ્વાન જેવો જાણવો જેમ હડકાયા શ્વાનની લાળ જેને અડે તેને પણ હડકવા હાલે તેમ જેને ભગવાન ને ભગવાનના ભકતનો અવગુણ આવ્યો હોય તે સાથે જે હેત રાખે અથવા તેની વાત સાંભળે તો તે હેતનો કરનારો ને વાતનો સાંભળનારો પણ વિમુખ સરખો થાય.

ગ. છે. ૧૨

## સત્સંગીને અવશ્યપણે જાણવાની વાર્તા

એક તો આપણો ઉદ્ધવ સંપ્રદાય છે તેની રીત જાણી જોઇએ. તથા બીજી ગુરૂપરંપરા જાણી જોઇએ તે કેવી રીતે તો ઉદ્ધવ તે રામાનંદ સ્વામીરૂપે હતા ને તે રામાનંદ સ્વામી શ્રીરંગક્ષેત્રને વિષે સ્વપ્નમાં સાક્ષાત રામાનુજાચાર્ય થકી વૈષ્ણવી દિક્ષાને પામ્યા માટે રામાનંદ સ્વામીના ગુરૂ તે રામાનુજાચાર્ય છે ને તે રામાનંદ સ્વામીના શિષ્ય અમે છીએ. એવી રીતે ગુરૂપરંપરા જાણવી અને અમે અમારા ધર્મકુળનું સ્થાપન કર્યું છે તેની રીત જાણવી.

અને ત્રીજા અમારા સંપ્રદાયમાં અતિ પ્રમાણરૂપ જે શાસ્ત્ર છે તેને જાણવાં. તે શાસ્ત્રનાં નામ વેદ. ૧ વ્યાસસુત્ર ૨ શ્રીમદ્ ભાગવત પુરાણ. ૩ અને મહાભારતને વિષે વિષ્ણુ સહસ્રનામ. ૪ ભગવદ્ગિતા. ૫ વિદુરનિતિ. ૬ અને સ્કંધ-પુરાણના વિષ્ણુખંડ માંહેલું વાસુદેવ મહાત્મ્ય. ૭ અને યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ. ૮ એ જે આઠ શાસ્ત્ર તેને જાણવાં.

અને ચોથા સર્વે સત્સંગીના જે જે નિયમ છે તેને જાણવા.

અને પાંચમા આપણા ઇષ્ટદેવ જે શ્રીકૃષ્ણ ભગવાન તેને જાણવા. અને સ્થાનક સેવક ને કાર્ય તેને ભેદે કરીને તે શ્રીકૃષ્ણ ભગવાનની મૂર્તિયનું બહુપણું છે તેને જાણવું. અને તે શ્રીકૃષ્ણ ભગવાનનાં જે પરોક્ષરૂપ ને પ્રત્યક્ષરૂપ તેને જાણવાં તેમાં પરોક્ષરૂપ તે કેઇ રીતે તો માયાના તમ થકી પર એવો જે ગોલોક તેને મધ્યે જે અક્ષરધામ તેને વિષે શ્રીકૃષ્ણ ભગવાન ચીત્તે છેને દ્વિભુજ છે ને કોટી કોટી સૂર્ય સરખા પ્રકાશમાન છે ને શ્યામસુંદર છે ને રાધિકાજીને લક્ષ્મીજીએ સહિત છેને નંદ સુનંદ ને શ્રીદામાદિક જે પાર્ષદ તેમણે સેવ્યા છે ને અનંત કોટી બ્રહ્માંડની જે ઉત્પતિ સ્થિતિ ને પ્રલય તેના કર્તા છે ને મહા।ाधिराजपणे विराजमान છે અને એવા જે ભગવાન તે ચતુર્ભુજરૂપને ધારે છે અષ્ટભુજ રૂપને ધારે છે અને સહસ્રભુજરૂપને પણ ધારે છેને વાસુદેવ

સંકર્ષણ અનિરૂદ્ધ નેપ્રદ્યુમ્ન એ ચતુર્વ્યૂહ ને કેશવાદિક જે ચોવીસ વ્યૂહ એ સર્વે રૂપને ધારે છે તથા વારાહ નૃસિંહ વામન કપિલ હયગ્રીવ એ આદિક જે અનેક અવતાર તેને ધારે છે ને પોતે તો સદા દ્વિભુજ છે અને ઉપનિષદ તથા સાંખ્યશાસ્ત્ર ને યોગશાસ્ત્ર તથા પંચરાત્ર એમને વિષે એજ સ્વરૂપનું વર્ણન કર્યું છે એવી રીતે પરોક્ષપણે ભગવાનનું સ્વરૂપ કહ્યું.

અને સર્વે જે આચાર્ય થયા છે તેમાં વ્યાસજી મોટા આચાર્ય છે ને તે વ્યાસજી જેવા તો શંકરાચાર્ય ન કહેવાય રામાનુજાચાર્ય ન કહેવાય મધ્વાચાર્ય ન કહેવાય નિંબાર્ક ન કહેવાય વિષ્ણુસ્વામિ ન કહેવાય વલ્લભાચાર્ય ન કહેવાય કેમજે એ આચાર્ય તો વ્યાસજીના વચનને અનુસરે તો એ આચાર્યના વચનનું લોકમાં પ્રમાણ થાય નહિ તો ન થાય. અને વ્યાસજીને તો બીજા કોઈની અપેક્ષા નથી કેમજે વ્યાસજી તો વેદના આચાર્ય છે ને પોતે ભગવાન છે માટે આપણે તો વ્યાસજીના વચનનેજ અનુસરવું. અને તે વ્યાસજી તેણે જીવના કલ્યાણને અર્થે વેદનો વિભાગ કર્યો ને સત્તર પુરાણ કર્યાં ને મહાભારત કર્યું તોપણ તે વ્યાસજીના મનમાં એમ થયું જે જીવના કલ્યાણનો ઉપાય જેમ છે તેમ યથાર્થ ન કહેવાયો. ને તેણે કરીને પોતાના મનમાં સંતોષ ન થયો. તે પછી સમગ્ર વેદ, પુરાણ, ઇતિહાસ, પંચરાત્ર યોગ-

શાસ્ત્ર તેનું સાર એવું જે શ્રીમદ્ ભાગવત પુરાણ તેને વ્યાસજી કરતા હવા. તે ભાગવતને વિષે સર્વ અવતાર કરતાં શ્રીકૃષ્ણ ભગવાનનેજ અધિકપણે કહ્યા છે ને સર્વ અવતારના ધરનારા જે છે તેજ સ્વયં શ્રીકૃષ્ણ ભગવાન છે. અને શ્રીકૃષ્ણ ભગવાને ઉદ્ધવ પ્રત્યે ગુણ વિભાગના અધ્યાયમાં કહ્યું છે જે હું નિર્ગુણ છું ને મારા સંબંધને જે પામે છે તે પણ નિર્ગુણ થાય છે. માટે કામભાવ, દ્વેષભાવ, ભયભાવ, સંબંધભાવ, સ્નેહભાવ, એમાંથી જે જે ભાવે કરીને એ શ્રીકૃષ્ણ ભગવાનને જે જીવ આશર્યા તે નિર્ગુણ થઇ ગયા માટે એ શ્રીકૃષ્ણ ભગવાન તે નિર્ગુણ છે એવી રીતે વ્યાસજીએ શ્રીકૃષ્ણ ભગવાનનેજ કહ્યા છે ને તે વ્યાસજીએ એમ સિદ્ધાંત કર્યો છે જે સર્વે અવતારના ધરતલ જે પરમેશ્વર તેજ સ્વયં શ્રીકૃષ્ણ ભગવાન છે ને બીજા જે અવતાર તે એના છે. અને જો એ શ્રીકૃષ્ણ ભગવાનને નિર્ગુણ નહિ કહે ને શુદ્ધ સત્વાત્મક કહેશે તો તેને ભાગવતના પૂર્વાપર સંબંધની ખબરજ નથી ને તેને વિષે મોટો બાધ આવશે કેમ જે ગોપીયુંએ શ્રીકૃષ્ણને ભગવાન ન જાણ્યા ને કામભાવે કરીનેજ એ શ્રીકૃષ્ણ ભગવાનને ભજ્યા તેણે કરીને તે ગોપીયું નિર્ગુણ થઇ ગઇ ત્યારે તે શ્રીકૃષ્ણ ભગવાનને શુદ્ધ સત્વાત્મક કેમ કહેવાય? માટે શ્રીકૃષ્ણ ભગવાન તો નિર્ગુણજ છે. તથા શ્રીકૃષ્ણ ભગવાને પોતે અર્જુન પ્રત્યે

કહ્યું છે જે जन्म कर्मचमे दिव्य मेवंयोवेत्ति तत्त्वतः ॥ त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥

અને એ શ્રીકૃષ્ણ ભગવાને પોતાના જન્મ સમયમાં વાસુદેવ દેવકીને પરમેશ્વરપણાની પ્રતીતિને અર્થે જે ચતુર્ભુજરૂપ દેખાડયું તથા બ્રહ્માને જે અનેક ચતુર્ભુજરૂપ દેખાડયાં તથા અક્રુરને જે શેષશાયી રૂપ દેખાડયું તથા અર્જુનને વિશ્વરૂપ દેખાડયું ઇત્યાદિક રૂપને ભેદે કરીને જે શ્રીકૃષ્ણ ભગવાનની ઉપાસનાના ભેદ કહેવા તે તો યોગ્ય છે પણ એ શ્રીકૃષ્ણ ભગવાન વ્રજને વિષે બાલમુકુંદ કહેવાયા તથા વાછડાં ચાર્યાં, ગાયો ચારી, ગોવર્ધન પર્વત ધાર્યો, ગોપીયું સાથે રાસક્રીડા કરી તથા મથુરાપુરીમાં આવીને કંસને માર્યો, યાદવને સુખીયા કર્યા તથા સાંદિપીની બ્રાહ્મણને વેદ વિદ્યા ભણ્યા તથા કુબજા સંગાથે વિહાર કર્યો તથા દ્વારિકાપુરીમાં વસ્યા ને રૂક્મિણી આદિક અષ્ટ પટરાણીયુંને પરણ્યા તથા સોળ હજાર સ્રીયુંને પરણ્યા તથા હસ્તિનાપુરમાં રહ્યા ને પાંડવની સર્વ કષ્ટ થકી રક્ષા કરી ને દ્રૌપદિની લાજ રાખી ને અર્જુનના સારથી થયા ઇત્યાદિક સ્થાનકને ભેદે કરીને તે શ્રીકૃષ્ણ ભગવાનની અનેક લિલા છે તેણે કરીને એ શ્રીકૃષ્ણ ભગવાનના દ્વિભુજ સ્વરૂપને વિષે ઉપાસનાના ભેદ ન કરવા ને જે કરશે તે વચનદ્રોહી ગુરૂદ્રોહી છે.

અને એ શ્રીકૃષ્ણ ભગવાનનાં આચરણ જે ગોવાળી-ચાનું ઉચ્છિષ્ટ ખાધું તથા રાસરમણ કર્યું ઇત્યાદિક અનેક પ્રકારનાં છે તે આચરણ પ્રમાણે તે શ્રીકૃષ્ણ ભગવાનના ભકતને આચરણ ન કરવું અને એ શ્રીકૃષ્ણ ભગવાને એકાદશ સ્કંધમાં તથા ભગવદ્‌ગીતામાં તથા વાસુદેવ મહાત્મ્યમાં જેમ સાધુનાં લક્ષણ કહ્યાં છે તથા વર્ણાશ્રમના ધર્મ કહ્યા છે તથા પોતાની ભકિત કર્યાનું કહ્યું છે તે પ્રમાણે વર્તવું પણ એ શ્રીકૃષ્ણ ભગવાનના આચરણ પ્રમાણે આચરણ ન કરવું ને જે કરશે તે વિમુખ છે અમારો સત્સંગી નથી.

અને આપણા ઇષ્ટદેવ એવા જે શ્રીકૃષ્ણ ભગવાન તેના આચરણ પ્રમાણે જેમ ન કરવું તેમજ તમારો સર્વનો આચાર્ય ને ગુરૂ (ગુરૂરૂપ હરિ ગ. છે. ૨) ને ઉપદેષ્ટા એવો જે હું તે મારા દેહનાં જે આચરણ તે પ્રમાણે પણ તમારે ન કરવું ને અમારા સંપ્રદાયને વિષે જેમ જેના ધર્મ કહ્યા છે તે જે અમારાં વચન તે પ્રમાણે તમારે સર્વને રહેવું પણ અમારા આચરણ પ્રમાણે ન રહેવું.

આ જે અમે વાર્તા કરી તેને સર્વ પરમહંસ તથા સર્વ સત્સંગી શીખી લેજો ને એ પ્રમાણે સમજજો એમજ વર્તજો ને બીજા આગળ પણ એમજ વાર્તા કરજો

વર. ૧૯

**ત્યાગી તથા ગૃહસ્થ સત્સંગીને અયોધ્યાવાસીની ખબર રાખવી**

અયોધ્યાવાસી તો બહુ વિશ્વાસી છે માટે કોઇક કપટી હશે તો એમને છેતરી જશે તે સારૂ એમને કોઇક કાર્યનો આદર કરવો હોય ત્યારે મોટેરા પરમહંસ તથા મોટેરા સત્સંગી ગૃહસ્થ તેમને પુછીને તે કામ કરવા દેવું પણ કોઇક એક જણાને કહે કરવા દેવું નહિ. એવી રીતે ત્યાગી તથા ગૃહસ્થ સત્સંગીને અયોધ્યાવાસીની ખબર રાખવી એમ અમારી આજ્ઞા છે. અમ. ૩



## ૭. કલ્યાણ

### જીવનું કલ્યાણ કેમ થાય

આ પૃથ્વીને વિષે રાજારૂપ ને સાધુરૂપ એ બે પ્રકારે ભગવાનના અવતાર થાય છે તેમાં રાજારૂપે જ્યારે પૃથ્વી ઉપર પ્રગટ થાય ત્યારે તો તે ઓગણચાલીસ લક્ષણે યુક્ત હોય અને જ્યારે સાધુરૂપે પૃથ્વી ઉપર પ્રગટ થાય ત્યારે તો ત્રીસ પ્રકારને લક્ષણે યુક્ત હોય. અને જે રાજારૂપે ભગવાન હોય તે તો ચોસઠ પ્રકારની કળાએ યુક્ત હોય તથા શામ દામ ભેદ દંડ એ ચાર પ્રકારના જે ઉપાય તેણે યુક્ત હોય તથા શ્રૃંગારાદિક જે નવરસ તેણે યુક્ત હોય અને તે ભગવાન જ્યારે સાધુરૂપે હોય ત્યારે તેમાં એ લક્ષણ હોય નહિ અને જે રાજારૂપે ભગવાન હોય તેને તો આપત્કાળ આવ્યો હોય તો મૃગયા કરીને પણ જીવે અને ચોર હોય તેનું ગરદન પણ મારે અને ઘરમાં સ્ત્રીયું પણ રાખે અને સાધુરૂપે ભગવાન હોય તે તો અતિશય અહિંસાપર વર્તે તે નિશ્ચે તૃણને પણ તોડે નહિ અને કાષ્ટની તથા ચિત્રામણની સ્ત્રીનો પણ સ્પર્શ કરે નહિ. માટે સાધુરૂપ જે ભગવાનની મૂર્તિ ને રાજારૂપ જે ભગવાનની મૂર્તિ એ બેની રીતિ એક હોય નહિ. અને શ્રીમદ્ ભાગવતના પ્રથમ સ્કંધને વિષે પૃથ્વી ને ધર્મના સંવાદે કરીને રાજા-

૩૫ જે શ્રીકૃષ્ણાદિક ભગવાનના અવતાર તેનાં ઓગણચાળીસ લક્ષણ કહ્યાં છે અને એકાદશ સ્કંધને વિષે શ્રીકૃષ્ણ ભગવાને ઉદ્ધવના સંવાદે કરીને સાધુરૂપ જે દત્તાત્રય કપિલ આદિક ભગવાનના અવતાર તેનાં ત્રીસ લક્ષણ કહ્યાં છે માટે જેને પોતાનું કલ્યાણ ઇચ્છવું તેને તે તે લક્ષણે કરીને તે ભગવાનને ઓળખીને તે ભગવાનને શરણે થાવું અને તેનો દ્રઢ વિશ્વાસ રાખવો ને તેની આજ્ઞામાં રહીને તેની ભક્તિ કરવી એજ કલ્યાણનો ઉપાય છે

અને ભગવાન જ્યારે પૃથ્વીને વિષે પ્રત્યક્ષ ન હોય ત્યારે તે ભગવાનને મળેલા જે સાધુ તેનો આશ્રય કરવો તો તે થકી પણ જીવનું કલ્યાણ થાય છે.

અને જ્યારે એવા સાધુ પણ ન હોય ત્યારે ભગવાનની પ્રતિમાને વિષે દ્રઢ પ્રતિતી રાખવી ને સ્વધર્મમાં રહીને ભક્તિ કરવી તેથકી પણ જીવનું કલ્યાણ થાય છે.

વર–૧૦

## ભગવાનને સંતની પ્રાપ્તિ એજ પરમ કલ્યાણ છે.

ચાર વેદ પુરાણ ઇતિહાસ એ સર્વેમાં એજ વાર્તા છે જે ભગવાન ને ભગવાનના સંત એજ કલ્યાણકારી છે અને ભગવાનના જે સાધુ છે તે તો ભવ બ્રહ્માદિક દેવથકી પણ અધિક છે તે ભગવાન કે ભગવાનના સંતની જ્યારે પ્રાપ્તિ થાય ત્યારે એ જીવને એથી ઉપરાંત બીજું કોઇ

કલ્યાણ નથી એજ પરમ કલ્યાણ છે. ગ. મ. ૫૯

**કલ્યાણનું અસાધારણ સાધન**

કલ્યાણનું અસાધારણ સાધન તો એ છે જે પુરૂષોત્તમ ભગવાનને બ્રહ્મજ્યોતિના સમૂહને વિષે અનાદિ સાકાર મૂર્તિ સમજવા ને તેનાજ સર્વે અવતાર છે એમ સમજીને તે પ્રત્યક્ષ ભગવાનનો જે તે ભાવે કરીને (વ. ૧૮) આશ્રય કરવો ને ધર્મે સહિત તે ભગવાનની ભક્તિ કરવી ને તેવી ભક્તિએ યુક્ત જે સાધુ તેનો સંગ કરવો એ કલ્યાણનું અસાધારણ સાધન છે. ગ. છે. ૩૬

**કલ્યાણનો મુદ્દો**

જેવું પરોક્ષ ભગવાનના રામકૃષ્ણાદિક અવતારનું મહાત્મ્ય જાણે છે તથા નારદ સનકાદિક શુકજી જડભરત હનુમાન ઉદ્ધવ ઇત્યાદિક જે પરોક્ષ સાધુ તેનું જેવું મહાત્મ્ય જાણે છે તેવુંજ પ્રત્યક્ષ એવા જે ભગવાન તથા તે ભગવાનના ભક્ત સાધુ તેનું મહાત્મ્ય સમજે તેને કલ્યાણના માર્ગમાં કાંઇએ સમજવું બાકી રહ્યું નથી. તે આ વાર્તા એકવાર કહે સમજો અથવા લાખવાર કહે સમજો આજ સમજો અથવા લાખ વર્ષે કેડે સમજો પણ એ વાત સમજેજ છુટકો છે અને નારદ સનકાદિક શુકજી બ્રહ્મા શિવ એમને પુછો તો પણ ડાહ્યા છે તે અનેક વાતની જુક્તિ લાવીને પ્રત્યક્ષ ભગવાન ને પ્રત્યક્ષ સંત તેનેજ કલ્યાણના

દાતા બતાવે અને જેવું પરોક્ષ ભગવાન ને પરોક્ષ સંતનું મહાત્મ્ય છે તેવુંજ પ્રત્યક્ષ ભગવાન ને પ્રત્યક્ષ સંતનું મહાત્મ્ય બતાવે. અને એટલો જેને દ્રઢ નિશ્ચય થયો હોય તેને સર્વ મુદ્દો હાથ આવ્યો. અને કોઇ કાળે તે કલ્યાણના માર્ગથકી પડે નહિ જેમ બ્રહ્મા શિવ બ્રહસ્પતિ ને પરાશરાદિક તે કામાદિકે કરીને ધર્મથકી પડયા તો પણ પ્રત્યક્ષ ભગવાન ને પ્રત્યક્ષ સંત તેનો પરોક્ષના જેવો જો મહાત્મ્યે યુક્ત નિશ્ચય હતો તો કલ્યાણના માર્ગમાંથી પડયા નહિ માટે સર્વ શાસ્ત્રનું રહસ્ય આ વાર્તા છે.

ગ. મ. ૨૧

## કલ્યાણનું પરમ કારણ

જીવનું કલ્યાણ તો આટલીજ વાતમાં છે જે પ્રગટ પ્રમાણ એવા જ શ્રીકૃષ્ણ નારાયણ તેનુંજ કર્યું સર્વ થાય છે પણ કાળ કર્મ ને માયાદિક કોઇનું કર્યું કાંઇ થાતું નથી એવી રીતે ભગવાનને વિષેજ એક કર્તાપણું સમજવું એજ કલ્યાણનું પરમકારણ છે. કા. ૧૦

જેટલા કલ્યાણને અર્થે વ્યાસજીએ ગ્રંથ કર્યા છે તે સર્વ સુરત રાખીને અમે સાંભળ્યા તે સર્વે શાસ્ત્રમાં એજ સિદ્ધાંત છે અને જીવના કલ્યાણને અર્થે પણ એટલીજ વાત છે જે આ સર્વ જગત છે તેના કર્તા હર્તા એક

ભગવાન છે અને એ સર્વે શાસ્ત્રને વિષે ભગવાનનાં ચરિત્ર છે કાં ભગવાનના સંતનાં ચરિત્ર છે. અને વર્ણાશ્રમના ધર્મની જે વાર્તા છે અને તેનું ફળ જે ધર્મ અર્થ ને કામ છે તેણે કરીને કાંઇ કલ્યાણ થાતું નથી અને કેવળ વર્ણાશ્રમના ધર્મ વર્તે તો સંસારમાં કીર્તિ થાય ને દેહે કરીને સુખીયો રહે એટલુંજ ફળ છે અને કલ્યાણને અર્થે તો ભગવાનને સર્વ કર્તાહર્તા જાણવા એજ છે. ગ. મ. ૨૧

જીવનું જે કલ્યાણ થાય અને જીવ માયાને તરીને બ્રહ્મસ્વરૂપ થાય તેનું કારણ તો પુરૂષોત્તમ એવા જે વાસુદેવ ભગવાન તેના પ્રત્યક્ષ સ્વરૂપનું જ્ઞાન ધ્યાન કિર્તન ને કથાદિક એજ છે. ને એણે કરીનેજ એ જીવ છે તે માયાને તરે છે ને અતિ મોટાઇને પામે છે અને ભગવાનનું જે અક્ષરધામ તેને પામે છે. અને આત્મનિષ્ટા વૈરાગ્ય ને ધર્મ તે તો ભગવાનની ભક્તિનાં સહાયરૂપ ઉપકરણ છે પણ ભગવાનની ભક્તિ વિના એકલો વૈરાગ્ય તથા આત્મનિષ્ટા તથા ધર્મ તે જીવને માયા તર્યાનું સાધન નથી. અને જો અતિશય ધર્મ, આત્મનિષ્ટા ને વૈરાગ્ય ન હોય ને એકલી ભગવાનની ભક્તિ હોય તો પણ એ જીવનું કલ્યાણ થાય ને માયાને તરે એટલો ધર્માદિક થકી ભક્તિને ત્યાં વિશેષ છે તો પણ ધર્માદિક અંગનું સહાયપણું હોય તો એ ભક્તિને વિષે કોઇ વિઘ્ન થાતું નથી. અને જો ધર્મા-

દિક અંગનું સહાયપણું ન હોય તો વિષમ દેશકાળાદિકે કરીને ભક્તિને વિષે વિઘ્ન જરૂર થાય છે તે માટે **ધર્માદિક અંગે સહિત ભક્તિ** કરવી. ગ. મ. ૩૨

**કલ્યાણની રીતિ** (સત્સંગની અને શાસ્ત્રની)

ભગવાનની પ્રત્યક્ષ મૂર્તિનો નિશ્ચય હોય ને ભજન કરતો હોય ને સત્સંગના નિયમ પ્રમાણે વર્તતો હોય ને તેનું કલ્યાણ થાય એ તો **સત્સંગની રીતિ** છે અને **શાસ્ત્રની રીતે સાકાર ભગવાનને ભજને કરીને** કલ્યાણ છે અને અમે પણ એજ (સાકારનો) પક્ષ ગ્રહણ કરીએછીએ. ગ. પ્ર. ૭૧

**એક ભગવાનના આશ્રય વડેજ કલ્યાણ કેમ સમજવું**

કલ્યાણ તો એક ભગવાનના આશ્રયે કરીનેજ છે પણ ભગવાન છે તે અતિ સમર્થ છે ને તેની આજ્ઞાને બ્રહ્માદિક સમગ્ર દેવ પાળે છે તથા કાળ માયા આદિક જે સર્વે બ્રહ્માંડનાં કારણ તે પણ ભગવાનના ભય થકી સાવધાન થઈને ભગવાનની આજ્ઞામાં રહે છે માટે ભગવાનનો ભક્ત હોય તેને એ ભગવાનની આજ્ઞા છે તે દૃઢ કરીને માનવી એજ ભગવાનના ભક્તનું લક્ષણ છે તે સારૂ સાધન સર્વે (જ્ઞાન વૈરાગ્ય ભક્તિ ને ધર્મ) અતિ દૃઢ કરીને રાખવાં એટલે એક ભગવાન વતેજ કલ્યાણ છે અને એ સાધન છે તે તો ભગવાનની પ્રસન્નતાને અર્થે છે. ગ. મ. ૬૬

## કલ્યાણનો સુગમ માર્ગ

ભગવાનની ઉપાસના કરવી ને ભગવાનનાં ચરિત્ર ગાવવાં સાંભળવાં ને ભગવાનનું નામ સ્મરણ કરવું ને પોતપોતાના ધર્મમાં રહેવું એવી રીતે પોતાના જીવનું કલ્યાણ થાવું તે કાંઇ કઠણ નથી એ તો જેમ વહાણમાં બેશીને સમુદ્રને તરવો એવો સુગમ માર્ગ છે.

પરમહંસ હોય તથા બ્રહ્મચારી હોય ને તે જો પોતાના બ્રહ્મચર્યાદિક નિયમ કહ્યા છે તેમાં રહે તો એણે ધર્મમાં રહેવાય. અને સ્ત્રી હોય ને તે પણ જો પોતપોતાના નિયમ કહ્યા છે તેમાં વર્તે તો તેણે ધર્મમાં રહેવાય અને બીજા જે સત્સંગી હોય તે પણ જો પોતપોતાના નિયમ કહ્યા છે તેમાં રહે ને જુવાન અવસ્થાવાળી જે પોતાની મા બેન ને દિકરી તે ભેળે પણ એકાંતમાં ન બેસે ને તેની સામું પણ દ્રષ્ટિ માંડીને ન જુએ તો એણે ધર્મમાં રહેવાય. એવી રીતે ધર્મમાં રહેવું તથા ભગવાનના સ્વરૂપની ઉપાસના કરવી તથા ભગવાનના અવતાર ચરિત્રનું શ્રવણ કિર્તન કરવું તથા ભગવાનનું નામ સ્મરણ કરવું એ ચાર વાનાંજ જીવના અતિશય કલ્યાણને અર્થે છે.

અને આ તમે સર્વ છો તે મુંને ભગવાન જાણો છો તે અમે જ્યાં જ્યાં ઉચ્છવ સમૈયા કર્યા હોય ને જે ઠેકાણે પરમહંસ બ્રહ્મચારી તથા હરિભક્ત સત્સંગી બાઈ ભાઇ

સર્વે ભેગા થયા હોય ને અમે કિર્તન ગવરાવ્યાં હોય ને વાર્તા કરી હોય ને અમારી પુજા થઇ હોય એ આદિક જે અમારાં ચરિત્ર લીલા તેને કહેવાં ને સાંભળવાં ને તેનું મનમાં ચિંતવન કરવું અને જેને એવું ચિંતવન અંતકાળે જો થઇ આવ્યું હોય તો તેનો જીવ ભગવાનના ધામને જરૂર પામે માટે એવાં જે અમારાં એ સર્વે ચરિત્ર ક્રિયા તથા નામસ્મરણ તે કલ્યાણકારી છે. અને આવી રીતે અમે સ્વરૂપાનંદ સ્વામીને વાર્તા કરી હતી તે વાર્તાને ધારી ત્યારે દેહમાં જે મંદવાડનું દુઃખ હતું તે સર્વે નિવૃત્તિ પામી ગયું ને પરમશાંતિ થઇ પણ એ ઘણાય આત્માને દેખતા હતા તોય પણ તેણે કરીને કાંઇ સિદ્ધિ થઇ નહિ.

અને વળી પરોક્ષ જે શ્રીકૃષ્ણ રામચંદ્રાદિક ભગવાનના અવતાર તેનાં જે ચરિત્ર તે જ્યાં જ્યાં હોય તેને પણ સાંભળવાં ને ગાવવાં.

અને મુક્તાનંદ સ્વામી આદિક સાધુનાં જે કાવ્ય કિર્તન તે ગાવવાં ને સાંભળવાં તથા ભગવાનના અવતાર ચરિત્રે યુક્ત એવાં કાવ્ય કિર્તન બીજા કવિનાં હોય તો તેને પણ ગાવવાં ને સાંભળવાં પણ કબીર ને અખાનાં જે કાવ્ય કિર્તન હોય તથા એ જેવાં જેનાં જેનાં કાવ્ય કિર્તન હોય તેને ગાવવાં નહિ ને સાંભળવાં પણ નહિ.

અને એ ચાર વાનાંની દ્રઢતા થાય તેને અર્થે અમે

શ્રીમદ્ ભાગવત આદિક આઠ ગ્રંથનું અતિશય પ્રતિપાદન કર્યું છે માટે એ ગ્રંથને સાંભળવા ને ભણવા ને એ ચાર વાનાંનીજ વાર્તા કરવી

અને આત્મદર્શને કરીને કલ્યાણ કરવું તે તો જેમ તુંબડાં બાંધીને સમુદ્ર તરવો એવો કઠણ માર્ગ છે અને અમે જે આત્મજ્ઞાનની વાર્તા કરીએ છીએ તેમાં તો એટલુંજ પ્રયોજન છે જે જો પોતાના આત્માને દેહથી જુદો માને તો દેહને વિષે પ્રીતિ ન રહે તથા દેહના સંબંધીને વિષે હેત ન રહે તથા ભગવાનની ભક્તિને વિષે કોઇ વિઘ્ન ન થાય એટલુંજ પ્રયોજન છે પણ કેવળ એણે કરીનેજ કલ્યાણ થાય એમતો માનવું નહિ.

અને વળી ભગવાનની મૂર્તિની ઉપાસના ને ભગવાનનાં ચરિત્ર ને ભગવાનનું નામસ્મરણ એ ત્રણ વાનાં વિના કેવળ ધર્મે કરીને કલ્યાણ થાવું તે તો તુંબડાં બાંધીને સમુદ્ર તરવો તેવું કઠણ છે.

અને ભગવાનની મૂર્તિનો આશ્રય હોય ને ભગવાનના ચરિત્રને ગાતો સાંભળતો હોય ને ભગવાનનું નામસ્મરણ કરતો હોય ને જો તેમાં ધર્મ ન હોય તો તે માથે પહાણો લઇને સમુદ્રને તરવાને ઇચ્છે એવો જાણવો ને તેને ચંડાલ જેવો જાણવો. માટે એ ચાર વાનાંએ કરીનેજ જીવનું

કલ્યાણ જરૂર થાય છે પણ એ વિના બીજું કોઇ એવું સાધન નથી જે જેણે કરીને કલ્યાણ થાય. ગ. મ. ૩૫

**કલ્યાણ ક્યાં ઇચ્છવું**

ઇંદ્રિયોરૂપ જે મનની ધારા તે જે ઠેકાણે ઘસાઇને બુઠી થઇ જાય તેને નૈમિશારણ્ય ક્ષેત્ર જાણવુ તે ઠેકાણે જપ તપ વ્રત ધ્યાનપુજા એ આદિક જે સુકૃત તેનો જે આરંભ કરે તે દિન દિન પ્રત્યે વૃદ્ધિ પામે એવું જે નૈમિશારણ્ય ક્ષેત્ર તે જે ઠેકાણે ભગવાનના એકાંતિક સાધુ રહેતા હોય તે ઠેકાણે જાણવું. એવું સંતના **સમાગમરૂપી** નૈમિશારણ્ય ક્ષેત્ર જ્યાં દેખાય ત્યા કલ્યાણને ઇચ્છવું ને ત્યાં અતિ દ્રઢ મન કરીને રહેવું ર. ૭

**કલ્યાણનાં સર્વ સાધન જેમાં આવી જાય એવું એક સાધન**

ત્રીસ લક્ષણે યુક્ત એવા જે સંત તેનો જ સંગ તે મન કર્મ વચને કરીને રાખે તો જેટલા કલ્યાણને અર્થે સાધન છે તેટલાં સર્વે તેના સંગમાં આવી જાય છે.

વ. ૪

**કલ્યાણનું એક બળવાન સાધન**

દેહને વિષે જે જીવ છે તે એમ જાણે છે જે કામ ક્રોધાદિક ભુંડા પ્રકૃતિયું છે તે મારા જીવ સાથે જડાણી છે

એવી રીતે કામાદિક જે જે પ્રકૃતિ તેને વિષે મુખ્ય હોય તે પ્રકૃતિને યોગે કરીને પોતાના જીવને કામી ક્રોધી લોભી ઇત્યાદિક કુલક્ષણે યુક્ત માને છે પણ જીવને વિષે તો એ એકે કુલક્ષણ છે નહિ એ તો જીવે મુર્ખાઇએ કરીને પોતાને વિષે માની લીધાં છે માટે જેને પરમપદ પામવા ઈચ્છવું તેને કાંઈક પોતાને વિષે પુરૂષાતન રાખવું પણ છેક નાદાર થઇને બેસવું નહિ ને એમ વિચાર કરવો જે જેમ આ દેહમાં ચાર અંતઃકરણ છે દસ ઇંદ્રિયું છે પંચ પ્રાણ છે તેમ હું જીવાત્મા છુ તે પણ આ દેહને વિષે છું ને એ સર્વથકી અધિક છું ને એ સર્વનો નિયંતા છું પણ એમ ન માનવું જે હું તો તુચ્છ છું ને અંતઃકરણ ઇંદ્રિયો તો બળવાન છે. જેમ કોઇક રાજા હોય ને તે બુદ્ધિહિન હોય પછી એના ઘરનાં મનુષ્ય હોય તે પણ તેનું વચન માને નહિ પછી એ વાર્તાની જ્યારે ગામનાં મનુષ્યને ખબર પડે ત્યારે ગામમાં પણ કોઇ હુકમ માને નહિ પછી દેશનાં મનુષ્ય એ વાત સાંભળે ત્યારે દેશનાં મનુષ્ય પણ કોઇ એનો હુકમ માને નહિ પછી તે રાજા ગ્લાની પામીને અ-સમર્થ થઇને બેસી રહે અને કોઇ ઉપર હુકમ ચલાવે નહિ તેમ રાજાને ઠેકાણે જીવ છે અને ઘરનાં મનુષ્યને ઠેકાણે અંતઃકરણ છે ને ગામનાં ને દેશનાં મનુષ્યને ઠેકાણે ઇંદ્રિયું છે તે જ્યારે એ જીવ નાદાર થઇને બેસે ને પછી અંતઃ

કરણ ઉપર હુકમ કરીને પરમેશ્વર સનમુખ રાખવાને ઇચ્છે ત્યારે અંતઃકરણ એનું કહ્યું કરે નહિ ને ઇંદ્રિયુંને વશ રાખવા ઇચ્છે તો ઇંદ્રિયું પણ એને વશ રહે નહિ પછી એ જીવ કાયા નગરને વિષે રાજા છે તોપણ રાંકની પેઠે ઓશીયાળો થઇ રહે છે અને જ્યારે રાજા નાદાર થાય ત્યારે તેના નગરને વિષે મનુષ્ય હોય તે સાંઢ થઇને બેસે છે ને રાજાનું લેશ માત્ર ચાલવા દે નહિ તેમ આ જીવના કાયા નગરને વિષે પણ જે કામાદિક રાજા નથી તે રાજા થઇને બેસે છે ને એ જીવનું લેશ માત્ર ચાલવા દેતા નથી માટે જેને કલ્યાણને ઇચ્છવું તેને એક નાદારપણું રાખવું નહિ ને જે પ્રકારે પોતાનાં ઇંદ્રિયું ને અંતઃકરણ તે સર્વે પોતાના હુકમમાં વર્તે એવો ઉપાય કરવો. જેમ રાજા હોય તે રાજનીતિના ગ્રંથ ભણીને પોતાના રાજ્યમાં પોતાનો હુકમ ચલાવે પણ રૈયતનો દાબ્યો દબાય નહિ અને જો રાજનીતિ ન જાણતો હોય તો તે વસ્તિ હુકમ ન માને તેને મારવાજ માંડે પછી પોતાનો દેશ હોય તે ઉજડ થઇ જાય અને કાં તો કોઇ હુકમજ માને નહિ તેણે કરીને પોતે દુખીયો થકો વર્તે એવી રીતે રાજનીતિ જાણ્યા વિના બે વાતે બગાડ થાય છે તેમ જીવ પણ જો રાજનીતિને જાણ્યા વિના કાયા નગરમાં હુકમ કરવા જાય તો એમાંથી સુખ થાય નહિ. તે રાજનીતિ એમ ભણવી જે પ્રથમ તો ભગવાનનું મહાત્મ્ય

સારી પેઠે જાણવું પછી ભગવાનની મૂર્તિનું ધ્યાન કરીને મનને વશ કરવું ને ભગવાનની કથા સાંભળીને શ્રોત્રને વશ કરવો પણ ગ્રામ્ય વાર્તા હોય તે સાંભળવા દેવી નહિ તેમજ ત્વચા તે ભગવાનને ભગવાનના જન તેનોજ સ્પર્શ કરે ને નેત્ર તે પરમેશ્વર ને તેના દાસ તેનુંજ દર્શન કરે ને રસના તે અખંડ ભગવદ્ ગુણનેજ ગાય ને ભગવાનનો પ્રસાદ હોય તેનોજ સ્વાદ લે ને નાશિકા તે ભગવાનના પ્રસાદી જે પુષ્પાદિક તેનોજ સુગંધ લે પણ કુમાર્ગે કોઇ ઇંદ્રિયને ચલવા દે નહિ એવી રીતે જે વર્તે તેનો દેહ રૂપી નગરને વિષે હુકમ કોઇ ફેરવે નહિ. અને એવી રીતે પુરૂષ પ્રયત્ને યુક્ત જે વર્તે ને નાદારપણાનો સારી પેઠે ત્યાગ કરે એજ કલ્યાણને માર્ગે ચાલ્યો તેને સ્વભાવ જીત્યાનો અતિશય મોટો ઉપાય છે ને એ પુરૂષપ્રયત્નરૂપ જે ઉપાય છે તેને સાવધાન થઇને કરે તો જેટલાં કલ્યાણને અર્થે સાધન છે તે સર્વે પુરૂષપ્રયત્નરૂપી સાધનને વિષે આવે છે માટે **પુરૂષપ્રયત્ન** છે તેજ કલ્યાણને અર્થે સર્વ સાધન થકી મોટું સાધન છે ગ. મ. ૧૨

**કલ્યાણનાં ત્રણ અંગ**

જીવના કલ્યાણને અર્થે ત્રણ અંગ છે તે અતિ સુખદાઇ છે તેમાં એક તો અતિશય **આત્મનિષ્ટા**, જે શુકજીની પેઠે આત્મારૂપ થઇને પરમેશ્વરનું ભજન કરવું અને બીજું

પતિવ્રતાનું અંગ જે ગોપીયુંની પેઠે પતિભાવે ભગવાનનું ભજન કરવું અને ત્રીજું દાસપણાનું અંગ જે હનુમાનજી તથા ઉદ્ધવજીની પેઠે દાસભાવે ભગવાનનું ભજન કરવું. એ ત્રણ અંગ વિના કોઇ રીતે કરીને જીવનું કલ્યાણ થાતું નથી અને એ ત્રણ અંગમાંથી જેને એકેય અંગ દ્રઢપણે હોય તો તે કૃતાર્થ થાય છે અને હવે એ ત્રણ અંગવાળાનાં જે લક્ષણ તે નોખાં નોખાં કરીને કહીએ છીએ. તેમાં-

આત્મનિષ્ઠાવાળાનું તો એ અંગ છે જે એક કોરે તો આત્મા છે અને એક કોરે તો દેહ ઇંદ્રિયો અંતઃકરણ ત્રણ ગુણ પંચ વિષય એ આદિક જે માયાનું ટોળું તે છે ને એ બેના મધ્યને વિષે જે વિચાર રહે તે વિચાર જ્ઞાન સ્વરૂપી છે તે વિચાર જેમ વાયુએ રહિત સ્થળને વિષે દિપકની શીખા અતિશય સ્થિર થઇને રહે છે તેમ સ્થિર થઈને રહે છે ને તે વિચાર દેહ ઇંદ્રિયો ને અંતઃકરણ એમને આત્મા સંગાથે એક થાવા દેતો નથી અને તે વિચાર પણ આત્મા સંગાથે એક થાતો નથી અને જ્યારે તે વિચારને જીવ પામે છે ત્યારે તે જીવની વૃત્તિ કાશી સુધી લાંબી હોય તે વરતાલ જેટલામાં આવે છે અને પછી તે વિચાર જ્યારે દ્રઢ થાય ત્યારે વરતાલ થકી આ ગઢડા જેટલામાં આવે છે ને પછી આ ગઢડા જેટલે લાંબી વૃત્તિ હોય તે સંકેલાઇને પોતાના દેહ જેટલામાં રહે છે અને

પછી દેહમાંથી વૃત્તિ ટુંકી થઇને ઇંદ્રિયોના ગોલકમાંજ રહે છે ને પછી ઇંદ્રિયુંના ગોલક થકી ઇંદ્રિયોની વૃત્તિ છે તે અંતઃકરણ સનમુખ થઈ જાય છે ને પછી ઇંદ્રિયોની ને અંતઃકરણની જે વૃત્તિ છે તે આત્માને વિષે લીન થઈ જાય છે ત્યારે એ જીવના વાસનાલિંગ દેહનો નાશ થયો કહેવાય છે અને એ વિચાર છે તે જ્યારે આ જીવ સંગાથે મળે છે ત્યારે તે જીવના હૃદયને વિષે પ્રકાશ થાય છે અને પોતાના આત્માનું બ્રહ્મરૂપે દર્શન થાય છે ને તે બ્રહ્મને વિષે પરબ્રહ્મ જે નારાયણ તેનું પણ દર્શન થાય છે અને તે દર્શનના કરનારાને એમ અનુભવ થાય છે જે હું આત્મા છું અને મારે વિષે જે પરમાત્મા છે તે અખંડ રહ્યા છે. અને એવી રીતની અખંડ સ્થિતિ રહે એ આત્મનિષ્ટાની અતિ ઉત્તમ દશા છે.

અને પતિવ્રતાનું જે અંગ છે તે તો વ્રજની ગોપીયુંના જેવું જોઇએ જેમ ગોપીયુંએ જે દિવસ થકી શ્રીકૃષ્ણ ભગવાનના ચરણારવિંદનો સ્પર્શ કર્યો તે દિવસ થકી જેટલાં સંસાર સંબંધી જે સુખ તે સર્વે ઝેર જેવાં થઇ ગયાં તેમ જેને પતિવ્રતાના અંગની ભક્તિ હોય તે ગમે તો ઇંદ્ર જેવો રૂપાળો પુરૂષ હોય તથા દેવતા જેવો હોય તથા કોઇક રાજા હોય ને તેને જ્યારે દેખે ત્યારે જેમ સડેલ કુતરાને દેખે અથવા વિષ્ટાને દેખે ત્યારે અતિશય ગ્લાની પામીને

દૃષ્ટિ પાછી ખેંચી લે છે તેમ દૃષ્ટિ પાછી ખેંચાઇ જાય તે ઉત્તમ પતિવ્રતાની રીતિ છે તે માટે જેની એક ભગવાનને વિષેજ પતિભાવે કરીને વૃત્તિ જોડાણી છે તેનું બીજા કોઇ પુરૂષને દેખીને મન રાજી થાયજ નહિ.

અને ત્રીજું જેને દાસભાવે કરીને ભક્તિનું અંગ છે તેને પણ પોતાના જે ઇષ્ટદેવ છે તેનુંજ દર્શન ગમે અને તેનીજ વાર્તા સાંભળવી ગમે ને પોતાના ઇષ્ટદેવનોજ સ્વભાવ ગમે અને તેનીજ પાસે રહેવું ગમે એવો પ્રીતિવાન હોય તોપણ પોતાના ઇષ્ટદેવની સેવા સારૂ ને રાજીપા સારૂ રાત દિવસ એમ ઇચ્છયા કરે જે મુંને મારા ઇષ્ટદેવ કાંઇક આજ્ઞા કરે તો હું અતિશય હર્ષ કરીને કરૂં પછી પોતાના ઇષ્ટદેવ છે તે આજ્ઞા કરે તો છેટે જઇને રહે તોપણ રાજી થકો રહે પણ કોઇ રીતે અંતઃકરણમાં ખેદ પામે નહિ અને આજ્ઞાને વિષેજ પરમ આનંદ માને એ દાસત્વ ભક્તિની ઉત્તમ દશા છે.

અને એ ત્રણે અંગવાળા જે ભગવાનના ભક્ત તેમાં ઉત્તમ મધ્યમ ને કનિષ્ટ પક્ષ છે અને એથી જે બહાર રહ્યા તે તો કેવળ પામર કહેવાય માટે એ ત્રણમાંથી એક અંગ પરિપૂર્ણ થાય ને તે કેડે દેહ મૂકે તે તો ઠીક છે અને એ ત્રણમાંથી એકેય અંગ જેને પરિપકવ ન થયું હોય ને તેને જે મરવું તે ઠીક નથી તે તો પાંચ દહાડા વધુ જીવે ને પોતાની અણસમજણને ટાળીને ને એ ત્રણ અંગમાંથી

કોઇક એક અંગને દ્રઢ કરીને મરે એજ ઠીક છે.

અને એ ત્રણ અંગવાળા માંહીલો જે હરિભક્ત હોય તેનો દાસાનુદાસ થઇને તેની આજ્ઞામાં રહે તો તે કાંઇ ન સમજતો હોય તોપણ એ છતિ દેહેજ ભગવાનનો પાર્ષદ થઇ રહ્યો છે ને કૃતાર્થ થઇ રહ્યો છે. ગ. મ. ૬૨

## કલ્યાણ ઇચ્છનારે કેમ વર્તવું

જેને કલ્યાણને ઇચ્છવું તેને તો ભગવાનને **મૂર્તિમાન** સમજીને તેનો **આશ્રય** દ્રઢ રાખવો અને વાત પણ એવી કરવી જે કોઇને ભગવાનનો આશ્રય હોય તે ટળે નહિ.

ગ. મ. ૧૦

જેને કલ્યાણને ઇચ્છવું તેને અધર્મીને માર્ગે ચાલવુંજ નહિ અને **ધર્મવાળાને** માર્ગે ચાલીને સાચા સંતનો **સમાગમ** કરવો તો નિશ્ચયજ એ જીવનું કલ્યાણ થાય એમાં કાંઇ સંશય નથી સા. ૧૦

જેને કલ્યાણને ઇચ્છવું તેને એક નાદારપણું રાખવું નહિ ને જે પ્રકારે પોતાનાં ઇંદ્રિયું ને અંતઃકરણ તે સર્વે પોતાના **હુકમમાં** વર્તે એવો ઉપાય કરવો ગ. મ. ૧૨

જેને કલ્યાણને ઇચ્છવું તેને નાસ્તિક તથા શુષ્ક વેદાંતિનો **સંગ કરવોજ નહિ.** ગ. મ. ૧૮

જેને પોતાનું કલ્યાણ ઇચ્છવું તેને એક તો ભગવાન

ને બીજા ભગવાનના ભક્ત ને ત્રીજા બ્રાહ્મણ ને ચોથો કોઇક ગરીબ મનુષ્ય એ ચારમાંથી કોઇનો દ્રોહ ન કરવો અને વળી ભગવાન કે ભગવાનના ભક્ત તે આગળ કોઇ પ્રકારે માન ન રાખવું કેમજે માન છે તે તો ક્રોધ મત્સર ઇર્ષ્યા ને દ્રોહ એનો આધાર છે અને માની હોય તેની ભક્તિ પણ આસુરી કહેવાય અને ભગવાનના ભક્તને જો બીવરાવતો હોય ને તે પ્રભુનો ભક્ત હોય તોય મણ તેને અસુર જાણવો અને અમારો તો એ સ્વભાવ છે જે બ્રાહ્મણનો ને ગરીબનો ને ભગવાનના ભક્તનો કોઇક દ્રોહ કરે તે તો અમને દીઠોજ ગમે નહિ અને આ લોકમાં ને પરલોકમાં તેને ને અમારે સોબત રહેવાની નથી વર. ૧૧

જેને પોતાનું કલ્યાણ ઇચ્છવું તેને કોઈ પ્રકારનું માન રાખવું નહિ જે હું ઉંચા કુળમાં જન્મ પામ્યો છું કે હું ધનાઢ્ય છું કે હું રૂપવાન છું કે હું પંડિત છું એવું કોઇ પ્રકારનું મનમાં માન રાખવું નહિ અને ગરીબ સત્સંગી હોય તેના પણ દાસાનુદાસ થઈ રહેવું અને ભગવાન તથા ભગવાનના ભકત તેનો જેને અવગુણ આવ્યો હોય ને તે સત્સંગી કહેવાતો હોય તોપણ તેને હડકાયા શ્વાન જેવો જાણવો જેમ હડકાયા શ્વાનની લાળ જેને અડે તેને પણ હડકવા હાલે તેમ જેને ભગવાને ને ભગવાનના ભકતનો અવગુણ આવ્યો હોય તે સાથે જે હેત રાખે અથવા તેની

વાત સાંભળે તો તે હેતનો કરનારો ને વાતનો સાંભળનારો પણ વિમુખ સરખો થાય અને વળી જેમ ક્ષયરોગ થયો હોય તે કોઇ ઔષધે કરીને મટેજ નહિ તેમ જેને ભગવાન ને ભગવાનના ભકતનો અવગુણ આવ્યો હોય તેના હૃદય-માંથી કયારેય આસુરી મતિ ટળે નહિ અને અનંત બ્રહ્મ-હત્યા કરી હોય અને અનંત બાળહત્યા કરી હોય ને અનંત સ્ત્રીહત્યા કરી હોય ને અનંત ગૌહત્યા કરી હોય ને અનંત ગુરૂસ્ત્રીનો સંગ કર્યો હોય તેનો પણ કોઇ કાળે છુટકો થાય ને શાસ્ત્રમાં તે પાપ છુટવાના ઉપાય પણ કહ્યા છે પણ ભગવાન ને ભગવાનના ભકતના અવગુણ લેવા વાળાને કોઈ શાસ્ત્રમાં એ પાપ છુટયાનો ઉપાય કહ્યો નથી. અને ઝેર ખાય અથવા સમુદ્રમાં પડે અથવા પર્વતથી પડે અથવા કોઇ રાક્ષસ મળે ને ખાઈ જાય તો એકજ વાર મરવું પડે અને જે ભગવાન ને ભગવાનના ભકતનો દ્રોહી હોય તેને તો અનંત કોટી કલ્પ સુધી મરવું પડે ને અવતરવું પડે. અને વળી ગમે તેવો શરીરમાં રોગ થયો હોય ને તેણે કરીને શરીર પડે અથવા કોઇ શત્રુ મળે ને શરીરનો નાશ કરી નાખે પણ જીવનો નાશ થાતો નથી અને ભગવાન ને ભગવાનના ભકતનો દ્રોહ કર્યાથી તો જીવનો પણ નાશ થઇ જાય છે ત્યારે કોઇ કહેશે જે જીવનો નાશ કેમ થાતો હશે તો ત્યાં દૃષ્ટાંત–જેમ હિજડો હોય તે પુરૂષ પણ ન કહેવાય ને

સ્ત્રી પણ ન કહેવાય એ તો કેવળ વ્યંઢલ કહેવાય તેમ જે ભગવાન ને ભગવાનના ભક્તનો દ્રોહનો કરનારો હોય તેનો જીવ પણ એવો નકારો થઇ જાય જે કોઇ દિવસ પોતાના કલ્યાણના ઉપાયને કરી શકેજ નહિ માટે એનો જીવ નાશ થઇ ગયો જાણવો એમ જાણીને ભગવાન ને ભગવાનના ભક્તનો દ્રોહ કરવોજ નહિ. અને વળી પોતાના દેહનાં જે સગાં સંબંધી હોય ને તે સત્સંગી હોય તોપણ તેમાં અતિશય હેત રાખવું નહિ જેમ દૂધ સાકર હોય ને તેમાં સર્પની લાળ પડી હોય ને તેનું જે પાન કરે તેના પ્રાણ જાય તેમ પોતના દેહનાં જે સગાં સંબંધી હોય ને તે હરિભક્ત હોય તોપણ તેમાં દેહના સંબંધરૂપ સર્પની લાળ પડી છે માટે તેમા હેતના કરનારાનું જરૂર અકલ્યાણ થાય છે એમ જાણીને જેને પોતાનું કલ્યાણ ઇચ્છવું હોય તેને દેહનાં જે સગાં સંબંધી હોય તે સાથે હેત રાખવું નહિ. એમ સંસારમાંથી નિસ્પૃહ થઇને ભગવાનના ચરણારવિંદમાં પ્રીતિ રાખીને ભગવાનનું ભજન કર્યા કરવું આ જે અમે વાત કરી છે તેને જે અંતરમાં રાખે તેને કોઇ રીતે કલ્યાણના માર્ગમા વિઘ્ન થાયજ નહિ. અને આજે વાત તે કરામત જેવી છે.

ગ. છે. ૧૨

જેને પોતાનું કલ્યાણ ઇચ્છવું તેને તો ભગવાન ને

ભગવાનના સાધુ એથી ઉપરાંત બીજું કાંઇ જગતમાં સુખ-દાઇ નથી માટે જેમ પોતાના શરીરને વિષે જીવને આત્મ-બુદ્ધિ વર્તે છે તેમ ભગવાન ને ભગવાનના સંતને વિષે આત્મબુદ્ધિ રાખી જોઇએ અને ભગવાનના ભકતનો પક્ષ દ્રઢ કરીને રાખ્યો જોઇએ ને તે પક્ષ રાખતાં થકાં આબરૂ વધો અથવા ઘટો અથવા માન થાઓ કે અપમાન થાઓ અથવા દેહ જીવો કે મરો પણ કોઇ રીતે ભગવાન કે ભગવાનના ભકતનો પક્ષ મૂકવો નહિ ને એમનો અભાવ આવવા દેવો નહિ. અને ભગવાનના ભકત જેવાં દેહ ને દેહનાં સગાં સંબધીને વહાલાં રાખવાં નહિ એવી રીતે જે હરિભકત વર્તે તેને અતિ બળવાન એવા જે કામ ક્રોધા-દિક શત્રુ તે પણ પરાભવ કરી શકતા નથી. અને જે ભગવાનનું બ્રહ્મપુર ધામ છે તેને વિષે ભગવાન સદાય સાકાર મૂર્તિ વિરાજમાન છે અને ભગવાનના ભકત પણ એ ભગવાનના ધામમાં મૂર્તિમાન થકા ભગવાનની સેવાને વિષે રહે છે તે ભગવાનનો જેને પ્રત્યક્ષ પ્રમાણ દ્રઢ આશરો હોય તેને મનમાં એવી બીક ન રાખવી જે હું રખેને મરીને ભૂત પ્રેત થાઉં કે રખે ઇંદ્રલોકનેજ પામું કે રખે બ્રહ્મલોકનેજ પામું એવી આશંકા મનમાં રાખવી નહિ કેમજે જે એવો ભગવાનનો ભક્ત હોય તે તો ભગવાનના ધામનેજ પામે પણ વચમાં ક્યાંઇ ભગવાન તેને રહેવા દે

નહિ. અને એ ભક્તજન હોય તેને પણ પોતાનું જે મન છે તેને પરમેશ્વરના ચરણારવિંદને વિષે દ્રઢ કરીને રાખવું જેમ વજ્રની પૃથ્વી હોય તેમાં વજ્રની ખીલી ચોઢી હોય તે કોઇ રીતે ઉખડે નહિ તેમ ભગવાનના ચરણારવિંદને વિષે પોતાના મનને રાખે તેને મરીને ભગવાનના ધામમાં જાવું એમ નથી એ તો છતી દેહેજ ભગવાનના ધામને પામી રહ્યો છે ગ. છે. ૭

ભગવાન ને ભગવાનના સંત એજ કલ્યાણકારી છે માટે ભગવાનના સંત સાથે તો એવું હેત રાખવું જેવું હેત સ્ત્રી ઉપર છે કે પુત્ર ઉપર છે કે મા બાપ ને ભાઇ ઉપર છે તેવું હેત રાખવું તો એ હેતે કરીને જીવ કૃતાર્થ થઈ જાય છે. અને પોતાનાં જે સ્ત્રી પુત્રાદિક હોય તે તો કુપાત્ર હોય ને કુલક્ષણવાળાં હોય તોપણ કોઇ રીતે તેનો અવગુણ એ જીવને આવતો નથી. અને જે ભગવાનના ભકત હોય તે તો સર્વે રૂડે ગુણે કરીને યુકત હોય પણ જો તેણે લગારેક કઠણ વચન કહ્યું હોય તો તેની આંટી જીવે ત્યાં સુધી મૂકે નહિ એવી જેની વૃત્તિ છે તેને તો જેવું પોતાના સંબંધી ઉપર હેત છે તેવું તે ભગવાનના ભકત ઉપર કહેવાયજ નહિ ત્યારે એનું કલ્યાણ પણ થાય નહિ.
ગ. મ. ૫૯

જે પોતાના કલ્યાણને ઇચ્છે તેને તો નાસ્તિકની પેઠે

કર્મનું બળ રાખવું નહિ અને ભુંડા દેશકાળાદિક આઠ હોય તેનો ત્યાગ કરીને રૂડા જે દેશકાળાદિક આઠ તેનું સેવન કરવું....માટે મન કર્મ વચને સંગ તો પરમેશ્વર અથવા પરમેશ્વરના ભક્ત તેનોજ કરવો જેથી જીવનું કલ્યાણ થાય પણ પાપીનો સંગ તો કયારેય ન કરવો

ગ. પ્ર. ૭૮

જેને કલ્યાણને ઇચ્છવું તેને તો જેમ મોટા પુરૂષ રાજી થાય તેમ કરવું અને તે મોટા પુરૂષ પણ ત્યારે રાજી થાય જ્યારે કોઇ પ્રકારે અંતરમાં મલિન વાસના ન રહે અને જેને ગરીબ ઉપર ક્રોધાદિકનો સંકલ્પ થાતો હોય તો તેને મોટા ઉપર પણ થાય અને પોતાના ઈષ્ટદેવ ઉપર પણ ક્રોધાદિકનો મલિન ઘાટ થાય માટે જેને કલ્યાણને ઇચ્છવું તેને કોઇ ઉપર મલિન ઘાટ કરવો નહિ ને જો કોઈ ઉપર મલિન ઘાટ કરે તો તેને ભગવાનના ભક્ત ઉપર પણ મલિન ઘાટ થઇ જાય

ગ. મ. ૨૭

જે પોતાના આત્માનું રૂડું થાવાને ઇચ્છે તેને તો સદ્ગ્રંથને વિષે કહ્યા જે સધર્મ તેને વિષે રહીને ભગવાન ને ભગવાનના સંત રાજી થાય એજ ઉપાય કરવો

ગ. મ. ૪૫

## કલ્યાણના (મોક્ષના) માર્ગમાં જીવનદોરીરૂપ વાર્તા

ભગવાનના ભકતનો જેને જેને અભાવ આવ્યો છે તે

અતિશય મોટા હતા તો પણ પોતાની પદવી થકી પડી ગયા છે. અને જેનું રૂડું થાય છે તે પણ ભગવાનના ભકતની સેવામાંથીજ થાય છે અને જેનું ભુંડું થાય છે તે પણ ભગવાનના ભકતના દ્રોહમાંથીજ થાય છે. અને વળી જીવને ભગવાનને રાજી કર્યાનો ઉપાય તો મન કર્મ વચને ભગવાનના ભકતની સેવા કરવી એજ છે અને ભગવાનના ભકતનો દ્રોહ કરવો એજ ભગવાનને કુરાજી કરવાનો ઉપાય છે...........માટે અમારે તો ભગવાનનો રાજીપો થયા સારૂ જન્મો જન્મ ભગવાનના ભકતનીજ સેવા કરવી છે અને જેમ અમારો નિશ્ચય છે તેમજ તમારે પણ નિશ્ચય કરવો. આ વાર્તા જે અમે કરી છે તે કેવી છે તો વેદ શાસ્ત્ર પુરાણ આદિક જે જે કલ્યાણને અર્થે પૃથ્વીને વિષે શબ્દ માત્ર છે તે સર્વેનું અમે શ્રવણ કરીને તેનું સાર કાઢીને આ વાર્તા કરી છે તે પરમ રહસ્ય છે ને સારનું પણ સાર છે અને પૂર્વે જે જે મોક્ષને પામી ગયા છે ને હવે જે જે પામશે ને હમણાં જે જે મોક્ષને માર્ગે ચાલ્યા છે તે સર્વેને આ વાર્તા છે તે જીવન દોરી રૂપ છે

ગ. મ. ૨૮

## ભકતામાં હેતવાળાનું કલ્યાણ થાય છે

જેમ કર્દમ રૂષિનો દેવહુતીએ પતિબુદ્ધિએ કરીને પ્રસંગ કર્યો હતો તોપણ કર્દમ રૂષિને વિષે સ્નેહ હતો તો

એનો ઉદ્ધાર થયો અને માનધાતા રાજાની દિકરીયું પચાસ તે સૌભરી રૂષિનું રૂપ જોઈને વરીયું તેને કામનાએ કરીને સૌભરીને વિષે હેત થયું તે સર્વેનું કલ્યાણ રૂષિના જેવું થયું માટે જેના કુળમાં ભક્ત થયો હોય ને તે કુટુંબી સર્વે એમ માને જે આપણું મોટું ભાગ્ય છે જે આપણા કુળમાં ભગવાનનો ભક્ત થયો છે એવી રીતે ભક્તનું મહાત્મ્ય સમજીને હેત રાખે તો તે સર્વે કુટુંબીનું કલ્યાણ થાય અને મરીને પિત્રી જે સ્વર્ગમાં ગયા હોય તે પણ જો એમ જાણે જે આપણા કુળમાં ભગવાનનો ભક્ત થયો તે આપણું મોટું ભાગ્ય છે એમ સમજીને ભગવાનના ભક્તમાં હેત રાખે તો તે પિત્રીનું પણ કલ્યાણ થાય માટે ભગવાનના ભક્તમાં જેને હેત હોય તો સંબંધી હોય અથવા બીજો કોઇ હોય તે સર્વેનું કલ્યાણ થાય છે. ગ. પ્ર. ૭૫

ભગવાનના ભક્તના સંબંધીને તથા એના પિત્રીને એને વિષે હેત હોય તો એનું કલ્યાણ થાય ને હેત ન હોય તો ન થાય. ને જો સંબંધી પણ ન હોય ને જો તેને એ ભક્તને વિષે હેત હોય તો તેનું પણ સારૂં થાય કેમજે એને મુવાટાણું થાય ત્યારે તે ભક્ત તેને સાંભરી આવે ને તે ભક્તની વૃત્તિ તો ભગવાન સાથે નિરંતર લાગી છે ને તે ભક્તનું તેને સ્મરણ થાય માટે તેનું કલ્યાણ થાય છે.

ગ. છે. ૨૭

## કલ્યાણના માર્ગમાં વિઘ્ન કોને ન થાય

જીવને જેવી દેહને વિષે આત્મબુદ્ધિ છે તેવી ભગવાન તથા ભગવાનના ભક્તને વિષે આત્મબુદ્ધિ હોય તો તેને કોઇ રીતનું વિઘ્ન (કલ્યાણના માર્ગમાં) લાગે નહિ ને ગમે તેવા દેશકાળાદિક ભુંડા આવે તેણે કરીને એ ભગવાન ને ભગવાનના ભક્ત થકી વિમુખ થાય નહિ. ગ. છે. ૧૧

કોઇ પ્રકારનું માન રાખવું નહિ અને ગરીબ સત્સગી હોય તેના પણ દાસાનુદાસ થઇને રહેવું અને ભગવાનના ભકતનો અવગુણ આવ્યો હોય તેને હડકાયા શ્વાન જેવો જાણવો અને ભગવાનના ભકતનો દ્રોહ કરવોજ નહિ અને દેહના જે સગાં સબધી હોય તે સાથે હેત રાખવું નહિ. એમ સંસારમાથી નિસ્પૃહ થઇને ભગવાનના ચરણારબિંદમાં પ્રીતિ રાખીને ભગવાનનું ભજન કર્યા કરવું. આજે અમે વાત કરી છે તેને જે અતરમા રાખે તેને કોઇ રીતે કલ્યાણના માર્ગમાં વિઘ્ન થાયજ નહિ. અને આ જે વાત તે કરામત જેવી છે. ગ. છે. ૧૨

## કલ્યાણના સાધનમાં વિઘ્ન.

કલ્યાણના સાધનને વિષે મોટું વિઘ્ન એ છે જે શુષ્ક વેદાંતીનો સગ કરવો ને જો એનો સંગ કરે તો તેને શું વિઘ્ન થાય તો તેનો સંગ કરનારો જે પુરૂષ તેને

તેને વિષે હેત થાય ને જે હેત થાય તે ગુણે કરીને થાય છે જેમ કોઇકે કાળમાં અન્ન આપીને જીવાડયો હોય તેની ઉપર હેત થાય એવી રીતે જે જેણે ગુણ કર્યો હોય તેની ઉપર હેત થાય તેમ તે શુષ્ક વેદાંતી તે એને એમ ગુણ દેખાડે જે આત્મા છે તેને જન્મ મરણ નથી ને તે નિરાકાર છે ને તે ગમે તેટલું પાપ કરે તો પણ તેને દોષ ન લાગે એવો એને ગુણ બતાવીને ભગવાનની મૂર્તિના આકારનું ખંડન કરી નાંખે ત્યારે એને એ મોટું વિઘ્ન થયું કેમજે ભગવાનની મૂર્તિમાંથી પડી ગયો માટે એ શુષ્ક વેદાંતીનો સંગ કયારેય ન કરવો ને એ શુષ્ક વેદાંતી તો મહા અજ્ઞાની છે ને ભગવાનના ભકિત માર્ગમાં એવું મોટું કોઈ વિઘ્ન નથી ગ. છે. ૩૬

**કલ્યાણના માર્ગમાં ભેદનું કારણ.**

કલ્યાણની રીત તો એક સરખી છે પણ ભજનારા જે પુરૂષ તેને વિષે ઉત્તમ મધ્યમ કનિષ્ટ એ ત્રણ પ્રકારના ભેદ છે ને તેમની શ્રદ્ધા અનંત પ્રકારની છે તેને યોગે કરીને કલ્યાણના માર્ગમાં પણ અનંત ભેદ થયા છે અને વસ્તુ ગત્યે તો કલ્યાણનો માર્ગ એકજ છે લો. ૪

**કોનું કલ્યાણ નજ થાય**

જેને ભગવાનના ભકતનું વચન બાણની પેઠે હૈયામાં વસમું લાગે અને તેની વૈરભાવે આંટી પડી જાય તે જીવે

ત્યાં સુધી ટળે નહિ. એવો જે ચાંડાલ જેવા જીવ હોય તે ધર્મે યુક્ત હોય ત્યાગે યુક્ત હોય તપે યુક્ત હોય તે સર્વે વૃથા છે અને બીજાં પણ કોટીક સાધન કરે પણ તેના જીવનું કોઇ કાળે કલ્યાણ થાય નહિ ગ. મ. ૬૦

પોતનાં જે સ્ત્રી પુત્રાદિક હોય તે તો કુપાત્ર હોય ને કુલક્ષણવાળાં હોય તો પણ કોઇ રીતે તેનો અવગુણ એ જીવને આવતો નથી અને ભગવાનના ભકત હોય તે તો સર્વ રૂડે ગુણે કરીને યુકત હોય પણ જો તેણે લગારેક કઠણ વચન કહ્યું હોય તો તેની આંટી જીવે ત્યાં સુધી મૂકે નહિ એવી જેની વૃત્તિ છે તેને તો જેવું પોતાના સબંધી ઉપર હેત છે તેવું તે ભગવાનના ભકત ઉપર કહેવાયજ નહિ ત્યારે એનું કલ્યાણ પણ થાય નહિ ગ. મ. ૫૯

## ઝાઝી બુદ્ધિવાળો છતાં કલ્યાણને માર્ગે કેમ ચાલી શકતો નથી

કોઇ પુરૂષમાં બુદ્ધિ તો ઝાઝી છે પણ એની બુદ્ધિ દુષીત છે માટે એ કલ્યાણને માર્ગે ચાલી શકતો નથી જેમ સુંદર ભેંશનું દુધ હોય તેમાં સાકર ઘોળી હોય ને તેમાં સર્પની લાળ પડી એટલે એ સાકર ને દુધ હતું તે ઝેર થયું પછી તેને જે પીએ તેનાં પ્રાણ જાય તેમ બુદ્ધિ

તો ઝાઝી છે પણ એણે કોઇ મોટા સંતનો અથવા પરમેશ્વરનો અવગુણ લીધો છે તે અવગુણ રૂપ દોષ એની બુદ્ધિમાં આવ્યો છે તે સર્પની લાળ સરખો છે માટે એ તો કલ્યાણને માર્ગે ક્યાંથી ચાલે? પણ જો કોઇક એના મુખની વાત સાંભળે તો તે સાંભળનારની બુધ્ધિ પણ સત્સંગમાંથી પાછી પડી જાય છે અને એવી દુષીત બુદ્ધિવાળો જ્યાં જ્યાં જન્મ ધરે ત્યાં ત્યાં ભગવાનનો અથવા ભગવાનના ભકતનો દ્રોહજ કરે ગ. પ્ર. ૩૫

## થોડી બુદ્ધિવાળો કલ્યાણના જતનમાંથી કેમ પાછો પડતો નથી

જેની બુધ્ધિ દુષીત ન હોય ને તે જો થોડીજ હોય તોપણ તે પોતાના કલ્યાણને અર્થે જતન કરતો થકો પાછો પડતો નથી. ગ. પ્ર. ૩૫

## કલ્યાણના જતનવાળો કુશાગ્ર બુદ્ધિવાળો છે

જે કલ્યાણને અર્થે જતન કરે છે ને તેની બુધ્ધિ થોડી છે તોપણ તે કુશાગ્ર બુધ્ધિવાળો છે. એ ઉપર ભગવદ્ ગિતાનો શ્લોક છે જે "या निशा सर्व भूतानांतस्यां जागर्ति संयमी । यस्यां जाग्रति भूतानि सा निशापश्यतो मुनेः ॥ એ શ્લોકનો એમ અર્થ છે જે–ભગવાનનું ભજન કરવું તેમાં તો સર્વ જગતના જીવની બુધ્ધિ રાત્રિની પેઠે અંધ-

કારે યુકત વર્તે છે કહેતાં ભગવાનનું ભજન નથી કરતા અને જે ભગવાનના ભકત છે તે તો તે ભગવાનના ભજનને વિષે જાગ્યા છે. કહેતાં નિરંતર ભગવાનનું ભજન કરતા થકા વર્તે છે અને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ જે પંચ વિષય તેને વિષે જીવ માત્રની બુધ્ધિ જાગ્રત વર્તે છે કહેતાં વિષયને ભોગવતો થકાજ વર્તે છે અને જે ભગવાનના ભકત છે તેની બુદ્ધિ તો તે વિષયભોગને વિષે અંધકારે યુકત વર્તે છે કહેતાં તે વિષયને ભોગવતા નથી." માટે એવી રીતે જે પોતાના કલ્યાણને અર્થે સાવધાનપણે વર્તે છે તેજ કુશાગ્ર બુદ્ધિવાળા છે ને તે વિના તો સર્વે મૂર્ખ છે ગ. પ્ર. ૫૦

**કલ્યાણનું જતન નહિ કરનારા જાડી બુધ્ધિવાળા છે**

કેટલાક તો વ્યવહારમાં અતિ ડાહ્યા હોય તોપણ પોતાના કલ્યાણને અર્થે કાંઇ જતન કરે નહિ તથા કેટલાક શાસ્ત્રપુરાણ ઇતિહાસ તેના અર્થને સારી પેઠે જાણતા હોય તોપણ પોતાના કલ્યાણને અર્થે કાંઈ જતન કરે નહિ માટે એને કુશાગ્ર બુદ્ધિવાળા ન જાણવા એને તો જાડી બુદ્ધિવાળા જાણવા અને જે જગત વ્યવહારની કોરે સાવધાન થઇને મંડયો છે ને તેની બુદ્ધિ અતિ ઝીણી છે તોપણ તે જાડી બુદ્ધિવાળો છે

સમાપ્ત.

# ૮. આત્યંતિક કલ્યાણ (મોક્ષ)

## આત્યંતિક કલ્યાણ કોને કહીએ

જ્યારે બ્રહ્માંડનો પ્રલય થાય છે ત્યારે પ્રકૃતિનાં કાર્ય જે ચોવીસ તત્વ તે સર્વે પ્રકૃતિને વિષે લીન થઇ જાય છે અને તે પ્રકૃતિ પુરૂષ પણ અક્ષરબ્રહ્મના તેજમાં અદ્રશ્ય થઈ જાય છે અને પછી એકલું સચ્ચિદાનંદ ચિદઘન જે તેજ તે રહે છે અને તે તેજને વિષે દિવ્યમૂર્તિ એવા જે શ્રી પુરૂષોત્તમ ભગવાન વાસુદેવ તે અખંડ વિરાજમાન રહે છે અને તેજ પોતે દિવ્યમૂર્તિ થકા જીવના કલ્યાણને અર્થે મનુષ્યાકૃતિએ કરીને પૃથ્વીને વિષે સર્વ જનને નયનગોચર થકા વિચરે છે ત્યારે જે જગતમાં અણસમજુ મૂર્ખ જીવ છે તે તે ભગવાનને માયિક ગુણે યુકત કહે છે પણ એ માયિક ગુણે યુકત નથી એ તો સદા ગુણાતીત દિવ્ય મૂર્તિજ છે અને તેનુ તે જે ભગવાનનું સાકાર દિવ્ય સ્વરૂપ તેને જે વેદાંત શાસ્ત્ર છે તે નિર્ગુણ અછેદ્ય અભેદ્ય સર્વવ્યાપક એવી રીતે કરીને પ્રતિપાદન કરે છે તે જીવની બુદ્ધિમાંથી માયિકભાવ ટાળવાને અર્થે નિર્ગુણપણે કરીને પ્રતિપાદન કરે છે અને એ ભગવાન તો ઉત્પત્તિ સ્થિતિ ને પ્રલય એ સર્વ કાળને વિષે એક રૂપે કરીનેજ વિરાજમાન છે પણ

માયિક પદાર્થની પેઠે વિકારને પામતા નથી સદા દિવ્યરૂપે કરીને વિરાજમાન રહે છે એવી રીતે પ્રત્યક્ષ પુરૂષોત્તમને વિષે જે દ્રઢ નિષ્ટા તેને આત્યંતિક કલ્યાણ કહીએ.

અને એવી નિષ્ઠાને પામીને જે સિદ્ધ દશાને પામ્યો હોય તેની આવી દશા હોય જે પિંડ બ્રહ્માંડનો તથા પ્રકૃતિ પુરૂષનો પ્રલય થયા પછી અક્ષરધામને વિષે જે ભગવાનની મૂર્તિ અખંડ વિરાજમાન રહે છે તે મૂર્તિને સ્થાવર જંગમ સર્વે આકારને વિષે જ્યાં જ્યાં દ્રષ્ટિ જાય ત્યાં ત્યાં સાક્ષાત્કાર દેખે ને એ મૂર્તિ વિના બીજું અણું માત્ર પણ ભાસે નહિ એ સિદ્ધ દશાનું લક્ષણ છે. કા. ૭

## આત્યંતિક કલ્યાણનાં ચાર સાધન

આ સત્સંગને વિષે પોતાના આત્યંતિક કલ્યાણને ઇચ્છતો એવો જે ભક્તજન તેને એકલી આત્મનિષ્ટાએ કરીનેજ પોતાનું આત્યંતિક કલ્યાણ રૂપ કાર્ય સરતું નથી તથા એકલી પ્રીતિ જે પ્રેમે સહિત નવ પ્રકારની ભક્તિ કરવી તેણે કરીને પણ તે કાર્ય સરતું નથી તથા એકલો જે વૈરાગ્ય તેણે કરીને પણ તે કાર્ય સરતું નથી તથા એકલો જે સ્વધર્મ તેણે કરીને પણ તે કાર્ય સરતું નથી તે માટે એ આત્મનિષ્ટા આદિક જે ચારે ગુણ તે સિદ્ધ કરવા શા માટે તો એ ચારે ગુણને એક બીજાની અપેક્ષા

છે હવે એ ચારે ગુણને એક બીજાની અપેક્ષા છે તે કહીએ તે સાંભળો જે—

આત્મનિષ્ટા તો હોય પણ જો શ્રીહરિને વિષે પ્રીતિ ન હોય તો તે પ્રીતિએ કરીને થઈ જે શ્રીહરિની પ્રસન્નતા તેણે કરીનેજ પામવા યોગ્ય એવું મોટુ ઐશ્વર્ય જે માયાના ગુણે કરીને પરાભવ ન પમાય એવું મોટું સામર્થ્ય તેને એ ભકત નથી પામતો.

અને શ્રીહરિને વિષે પ્રીતિ હોય પણ જો આત્મનિષ્ટા ન હોય તો દેહાભિમાનને જોગે કરીને તે પ્રીતિની સિદ્ધિ થાતી નથી.

અને વૈરાગ્ય, તો હોય તોપણ જો પ્રીતિ ને આત્મનિષ્ટા ન હોય તો શ્રીહરિના સ્વરૂપ સંબંધી જે પરમ આનંદ તેની પ્રાપ્તિ થાતી નથી.

અને સ્વધર્મ તો હોય પણ જો પ્રીતિ આત્મનિષ્ટા ને વૈરાગ્ય એ ત્રણ ન હોય તો ભૂર્લોક ભૂવર્લોક ને બ્રહ્માના ભુવન પર્યંત જે સ્વર્ગલોક તે થકી બાહેર ગતિ થાતી નથી. કહેતાં બ્રહ્માંડને ભેદીને માયાના તમ થકી પર એવું જે શ્રીહરિનું અક્ષરધામ તેની પ્રાપ્તિ થાતી નથી.

અને આત્મનિષ્ટા પ્રીતિ ને વૈરાગ્ય એ ત્રણે હોય તોપણ જો સ્વધર્મ ન હોય તો એ ત્રણેની સિદ્ધિ થાતી નથી.

એવી રીતે આત્મનિષ્ટા આદિક જે એ ચાર ગુણ તેમને એક બીજાની અપેક્ષા છે તે માટે ભગવાનના એકાંતક ભકતનો સમાગમ કરીને જે ભકતને એ ચારે ગુણ અતિશય દ્રઢપણે વર્તે છે તે ભકતને સર્વે સાધન સંપૂર્ણ થયાં ને એનેજ એકાંતિક ભકત જાણવો તે માટે જે ભકતને એ ચારે ગુણમાંથી જે ગુણની ન્યૂનતા હોય તો ભગવાનના એકાંતિક ભકતની સેવા સમાગમે કરીને તે ન્યૂનતાને ટાળવી. ગ. પ્ર. ૧૯

## મોક્ષનું દ્વાર ઉઘાડું કેમ થાય

સ્વધર્મ, જ્ઞાન, વૈરાગ્ય ને મહાત્મ્ય જ્ઞાન તેણે સહિત જે ભગવાનની ભકિત તેણે યુકત એવા જે ભગવાનના એકાંતિક સાધુ તેના પ્રસંગ થકી ભાગવત ધર્મનું પોષણ થાય છે અને વળી જીવને મોક્ષનું જે દ્વાર તે પણ એવા સાધુના પ્રસંગ થકી ઉઘાડું થાય છે તે કપિલદેવ ભગવાને દેવહુતિ પ્રત્યે કહ્યું છે જે ॥ प्रसंग मजरं पाश मात्मनः कवयो विदुः सएव साधुषुकृतो मोक्षद्वार मपावृतम् ॥ જેવો એ જીવને પોતાના સંબંધીને વિષે દ્રઢ પ્રસંગ છે તેવો ને તેવોજ પ્રસંગ જો ભગવાનના એકાંતિક સાધુને વિષે થાય તો એ જીવને મોક્ષનું દ્વાર ઉઘાડું થાય છે

ગ. પ્ર. ૫૪

## મોક્ષના હેતુ (ઉપાય)

જેમ સંત કહે તેમજ સંશય રહિત થકો કરે એજ જીવને **મોક્ષનો હેતુ** છે ગ. પ્ર. ૭૮

ભગવાનના સ્વરૂપનું જ્ઞાન ને ભગવાનનું મહાત્મ્ય જાણવું એ બે **અસાધારણ મોક્ષના** હેતુ છે.

ગ. પ્ર. ૫૭

જેને પોતાના કલ્યાણની (મોક્ષની) ઇચ્છા હોય તેને પોતાનું દેહ, ધન, ધામ, કુટુંબ, પરિવાર એ સર્વેને ભગવાનની સેવામાં જોડી દેવાં ને ભગવાનની સેવામાં જે પદાર્થ કામ ન આવે તો તેનો ત્યાગ કરી દેવો એવી રીતે જે ભગવાન પરાયણ વર્તે તે ગ્રહસ્થાશ્રમી હોય તોય પણ મરે ત્યારે ભગવાનના ધામમાં નારદ સનકાદિકની પંકિતમાં ભળે અને **પરમ મોક્ષને** પામે ગ. મ. ૬૨

## મોક્ષમાર્ગને માટે જીવનદોરીરૂપ

ભગવાનના ભકતનો જેને જેને અભાવ આવ્યો તે અતિશય મોટા હતા તોપણ પોતાની પદવી થકી પડી ગયા છે અને જેનું રૂડું થાય છે તે પણ ભગવાનના ભકતની સેવામાંથી થાય છે અને જેનું ભુંડું થાય છે તે પણ ભગવાનના ભકતના દ્રોહમાંથીજ થાય છે અને વળી જીવને ભગવાનને રાજી કર્યાનો ઉપાય તો મન કર્મ વચને ભગવા-

નના ભકતની સેવા કરવી એજ છે અને ભગવાનના ભક્તનો દ્રોહ કરવો એજ ભગવાનને કુરાજી કરવાનો ઉપાય છે.

અને જેને ભગવાનના ભકતનો સંગ (સેવા) છે ને ભગવાનનો રાજીપો છે ને તે જો મૃત્ય લોકમાં છે તોપણ ભગવાનના ધામમાંજ છે કેમજે જે સંતની સેવા કરે છે ને ભગવાનના ગમતામાં છે તે ભગવાનને સમીપે જાઇનેજ નિવાસ કરશે અને જો ભગવાનના ધામમાં છે ને ભગવાનનો રાજીપો નથી ને ભગવાનના ભક્ત ઉપર ઈર્ષ્યા છે તો તે ભકત ભગવાનના ધામમાંથી પણ જરૂર હેઠો પડશે માટે અમારે (શ્રી હરિને) તો ભગવાનનો રાજીપો થયા સારૂ જન્મોજન્મ ભગવાનના ભકતનીજ સેવા કરવી છે અને જેમ અમારો નિશ્ચય છે તેમજ તમારે પણ નિશ્ચય કરવો. આ વાર્તા જે અમે કરી છે તે કેવી છે તો વેદશાસ્ત્ર પુરાણ આદિક જે જે કલ્યાણને અર્થે પૃથ્વીને વિષે શબ્દ માત્ર છે તે સર્વેનુ અમે શ્રવણ કરીને તેનુ સાર કાઢીને આ વાર્તા કરી છે તે પરમ રહસ્ય છે ને સારનું પણ સાર છે અને પૂર્વે જે જે મોક્ષને પામી ગયા છે ને હવે જે જે પામશે ને હમણાં જે જે મોક્ષને માર્ગે ચાલ્યા છે તે સર્વેને આ વાર્તા છે તે **જીવનદોરીરૂપ** છે. ગ. મ. ૨૮

**કેવા જ્ઞાને કરીને આત્યંતિક મોક્ષ થાય છે**

ઈંદ્રિયું અંતઃકરણ ને અનુભવ એ ત્રણે પ્રકારે કરીને

જે ભગવાનને યથાર્થપણે જાણતો હોય તેને જ્ઞાની કહીએ ને તેવા જ્ઞાનીને ભગવાને ગીતામાં શ્રેષ્ટપણે કહ્યો છે. ॥ आर्तो जिज्ञासु रर्थार्थी ज्ञानीच भरतर्षभ ॥ तेषां ज्ञानी नित्यःयुक्त एक भक्ति र्विशिष्यते ॥ એવો જે જ્ઞાની તે તો સદા સાકાર મૂર્તિ એવા જે પ્રત્યક્ષ ભગવાન તેને પ્રકૃતિ પુરૂષ અક્ષર તે થકી પર ને સર્વના કારણ સર્વના આધાર જાણીને અન્વયપણે સેવે છે એવી રીતે જે સમજવું તેને જ્ઞાન કહીએ અને એ જ્ઞાને કરીને આત્યંતિક મોક્ષ થાય છે.
લો. ૭

## ભગવાનની પ્રાપ્તિનું એક મોટું સાધન

ભગવાનનું મહાત્મ્ય જેમ કપિલજીએ દેવહુતિ પ્રત્યે કહ્યું છે જે ॥ मद्भयाद्वाति वातोयं सूर्य स्तपति मद्भयात् ॥ એવી રીતે અનંત પ્રકારના મહાત્મ્યે સહિત એવી જે ભગવાનની ભક્ત તે જેને હોય તેના દોષ માત્ર ટળી જાય છે ને તેને જ્ઞાન વૈરાગ્ય ને ધર્મ એ ન હોય તોપણ એ સર્વે આવે છ માટે (ભગવાનની પ્રાપ્તિને અર્થે) એ સાધન સર્વમાં મોટુ છે. લો. ૧૬

## આત્યંતિક મોક્ષનાં પાંચ સાધન

એક જન્મ અથવા અનંત જન્મે પણ જે દિવસ પ્રથમ કહ્યા એવે (વૈરાગ્ય, બ્રહ્મચર્ય, શ્રદ્ધા, અહિંસા ધર્મ

ને આત્માનિષ્ટા એ પાંચ) લક્ષણે યુકત થઇને અતિશય નિર્વાસનિક થાશે ત્યારેજ ભગવાનની કૃપાનું પાત્ર થાશે ને આત્યંતિક મોક્ષને પામશે. સા. ૧૧

**અક્ષરધામને વિષે ભગવાનની સેવા પામવાનાં સોળ સાધન**

શ્રદ્ધા, સ્વધર્મ, વૈરાગ્ય ને સર્વ પ્રકારે ઇંદ્રિયોનો નિગ્રહ કરવો ને અહિંસા, બ્રહ્મચર્ય, સાધુનો સમાગમ, આત્મનિષ્ટા ને મહાત્મ્યજ્ઞાને યુકત એવી જે ભગવાનની નિશ્ચલ ભકિત ને સંતોષ, નિર્દંભપણું, દયા, તપ ને પોતાથી ગુણે કરીને મોટા જે ભગવાનના ભકત તેમને વિષે ગુરૂભાવ રાખીને તેમને બહુ પ્રકારે માનવા ને પોતાને બરોબરીઆ જે ભગવાનના ભકત તેમને વિષે મિત્રભાવ રાખવો ને પોતાથી ઉતરતા જે ભગવાનના ભકત તેમને વિષે શિષ્યભાવ રાખીને તેમનું હિત કરવું એવી રીતે આ સોળ સાધને કરીને ભગવાનના એકાંતિક ભકત જે તે અક્ષરધામને વિષે ભગવાનની સેવાને રૂડી રીતે પામે છે.

ગ. છ. ૨૪

**મોક્ષના જતનવાળાને સ્વભાવ જીતવાનો વિચાર**

જેમ બાહેર કોઇક પોતાનો શત્રુ હોય તે આપણું કાંઇક કામ થાતું હોય તેને બગાડી દે અથવા પોતાની મા બેન સામી ગાળો દે છે તેનો જેમ અતિશય અભાવ આવે

છે અને જે ઉપાયે કરીને તેનું ભુંડું થાય તે ઉપાય કરાય છે અથવા કોઇક બીજો તે શત્રુનું ભુંડું કરે તોપણ અતિશય રાજી થવાય છે તેમ જે **મોક્ષને** અર્થે જતન કરતા હોય તેમાં જે કામ ક્રોધાદિક માંહેલા શત્રુ વિઘ્ન કરે તો તેની ઉપર પણ તેવીજ વૈરબુદ્ધિ થાય અને તેનો ખટકો ક્યારે પણ ટળે નહિ એવો વિચાર જેને હાથ આવે તે એ વિચારે કરીને શત્રુ માત્રને ટાળે. અને જ્યારે કોઇક સંત એ કામાદિક શત્રુની નિંદા કરે તથા તે શત્રુને ખોદે તેમાં જેને મોરે કહ્યો એવો વિચાર હોય તેને તે સાધુનો અભાવ આવે નહિ સામો તે સાધુનો અતિશય ગુણ લે ને એમ જાણે જે આ સાધુ મારા શત્રુને માર્યાનો ઉપાય કરે છે માટે મારા પરમ હેતુ છે આવી જાતનો વિચાર જેના હ્રદયમાં પ્રાપ્ત થયો હોય તે શત્રુ માત્રનો નાશ કરી નાખે અને કોઇ ભુંડો સ્વભાવ તેના હ્રદયને વિષે રહી શકે નહિ અને એ વિના બીજા ગમે તેટલી જાતના વિચાર કરે પણ કામાદિક સ્વભાવરૂપી શત્રુ નાશ પામે નહિ માટે એ સ્વભાવ ઉપર જે શત્રુપણું રાખવું એજ સર્વ વિચારમાં શ્રેષ્ટ વિચાર છે.

ગ. મ. ૧૫

## આત્યંતિક કલ્યાણ ઈચ્છનારને વિષયની નિવૃત્તિનો વિચાર

જેને આત્યંતિક કલ્યાણ પામવું હોય ને નારદ સન-

ઋષિક જેવા સાધુ થાવું હોય તેને એમ વિચાર કરવો જે આ દેહ છે તેને વિષે જીવ રહ્યો છે અને ઇંદ્રિયો અંતઃકરણ છે તે જીવ સાથે વળગી રહ્યાં છે અને ઇંદ્રિયો ને અંતઃકરણ છે તે બહાર પણ પંચ વિષયમાં વળગી રહ્યાં છે તે અજ્ઞાને કરીને જીવ ઇંદ્રિયો અંતઃકરણને પોતાનું રૂપ માને છે પણ વસ્તુ ગત્યે જીવ ઇંદ્રિયો અંતકરણ થકી નોખો છે અને પંચ વિષય છે તે અંતઃકરણ થકી નોખા છે પણ એ તો વિષયને અભ્યાસે કરીને અંતઃકરણને વિષે પંચ વિષયની એકતા જણાય છે.

અને વિષયની જે ઉત્પત્તિ તે તો ઇંદ્રિયું થકી થાય છે પણ અંતઃકરણમાંથી નથી થાતી જેમ અતિશય તડકો હોય અથવા તાઢ હોય તેનો પ્રથમ બહાર ઇંદ્રિયુંને સબંધ થાય છે પછી ઇંદ્રિયું દ્વારે કરીને શરીરની માંહિલી કોરે તેનો પ્રવેશ થાય છે પણ એની ઉત્પત્તિ માંહેલી કોરેથી નથી એ તો બહારથી ઉત્પન્ન થઇને માંહેલી કોરે પ્રવેશ કરે છે તેમ પંચ વિષય છે તે પ્રથમ અંતઃકરણમાંથી ઉપજતા નથી એ તો પ્રથમ ઇંદ્રિયુંને બાહાર વિષયનો સબંધે થાય છે ને પછી અંતઃકરણમાં પ્રવેશ કરે છે માટે જેમ બહાર ગુમડું થયું હોય તેને ઔષધ ચોપડે ત્યારેજ કરાર થાય પણ કેવળ વાર્તા સાંભળે કરાર થાય નહિ અને જેમ ક્ષુધા પિપાસા લાગી હોય તે ખાધે પીધેજ નિવૃત્તિ થાય

પણ અન્ન જળની વાત કરે નિવૃત્તિ ન થાય તેમ પંચ વિષયરૂપી જે રોગ છે તે તો તેનું જ્યારે ઔષધ કરીએ ત્યારેજ નિવૃત્તિ થાય તે ઔષધની રીત એમ છે જે જ્યારે ત્વચાને સ્ત્રી આદિક વિષયનો સ્પર્શ થાય છે ત્યારે ત્વચા-દ્વારે અંતઃકરણમાં તેનો પ્રવેશ થાય છે અને અંતઃકરણ-દ્વારે થઇને જીવમાં પ્રવેશ કરે છે પણ મૂળ થકી વિષયની ઉત્પત્તિ જીવમાંથી પણ નથી અને અંતઃકરણમાંથી પણ નથી. અને જે જે વિષય અંતઃકરણમાંથી સ્ફુરતા હશે તે પણ પૂર્વ જન્મને વિષે બહારથીજ ઇંદ્રિયું દ્વારે કરીને આવ્યા છે માટે વિષય ટાળ્યાનું એજ ઔષધ છે જે ત્વ-ચાએ કરીને સ્ત્રી આદિક પદાર્થનો સ્પર્શ તજવો ને નેત્રે કરીને તેનું રૂપ ન જોવુ ને જીહ્વાએ કરીને તેની વાત ન કરવી ને કાને કરીને તેની વાત ન સાંભળવી અને નાશિકાએ કરીને તેનો ગંધ ન લેવો એવી રીતે પંચ ઇંદ્રિયો દ્વારે વિષયનો ત્યાગ દ્રઢ રાખે તો બહારથી વિષ-યનો પ્રવાહ માંહિલી કોરે પ્રવેશ કરે નહિ જેમ કુવામાં પાણીની સેર્ય આવતી હોય પછી તેને ગોદડાના ગાભા ભરીને બંધ કરે ત્યારે તે કુવો ગળાય તેમ બહાર ઇંદ્રિ-યોને નિયમમાં રાખવે કરીને બહાર વિષયનો અંતઃકર-ણમાં પ્રવેશ ન થાય.

અને જેમ ઉદરમાં રોગ થયો હોય તે તો ઉદરમાં

ઔષધ જાય ત્યારેજ ટળે તેમ પ્રથમથીજ ઇંદ્રિયો દ્વારે વિષય અંતઃકરણમાં ભરાણા હોય તે તો આત્મ વિચારે કરીને ટાળવા તે આત્મ વિચાર એમ કરવો જે હું આત્મા છું ને મારે વિષે ઇંદ્રિયો અંતઃકરણનો સંબંધજ નથી એમ દૃઢ વિચાર કરીને અને તે ચૈતન્યને વિષે ભગવાનની મૂર્તિ ધારીને અને પોતાના આત્મસુખવતે કરીને પૂર્ણ રહેવું જેમ કુવો જળે કરીને પૂર્ણ ભરાયો હોય ત્યારે જે બહારથી પોતામાં સેર્યું આવતી હોય તેને પોતાનું પાણી ઠેલી રાખે છે પણ માંહિલી કોરે તે સેર્યના પાણીનો પ્રવેશ કરવા દે નહિ અને જો કોસેઆઇને ઠાલો થાય તો સેર્યનું પાણી બહારથી માંહિ આવે એવી રીતે આત્મસુખે કરીને માંહિલી કોરે પૂર્ણ રહેવું અને બહાર પંચ ઇંદ્રદ્વારે વિષયનો માર્ગ બંધ રાખવો એજ કામાદિકને જીત્યાનો દૃઢ ઉપાય છે પણ એ વિના એકલા ઉપવાસે કરીને કામાદિકનો પરાજય થાતો નથી માટે આ વિચાર દૃઢ કરીને રાખજો. ગ. મ. ૨

## મુક્ત કોણ થાય છે

આ વાત (મુક્ત થવાની વાત) છે તેને સમજીને તેજ પ્રમાણે વર્તે તેજ મુક્ત થાય છે ને તે વિના તો ચાર વેદ ષટ્શાસ્ત્ર ને અઢાર પુરાણ ને ભારતાદિક ઇતિહાસ તેને ભણવે કરીને તથા તેના અર્થને જાણવે કરીને અથવા તેને

શ્રવણે કરીને પણ મુક્ત થાય નહિ તે વાત કહીએ તે સાંભળો–અમે હૃદયમાં વિચાર કર્યો જે ભગવાનના ભક્તના હૃદયમાં વિક્ષેપ થાય છે તેનું કારણ તે શું છે તો એ અંતઃકરણ પણ ઉદ્વેગનું કારણ નથી. અંતઃકરણમાં તો ભગવાનના સ્વરૂપના નિશ્ચયનું બળ અથવા આત્મજ્ઞાનનું બળ તેને યોગે કરીને અંતઃકરણને ગાફલતા રહે છે જે ભગવાન મળ્યા છે તે હવે કાંઇ કરવું રહ્યુ નથી એવુ ગાફલપણું રહે છે એટલોજ અંતઃકરણનો વાંક છે ને ઝાઝો વાંક તો પંચ જ્ઞાન ઇંદ્રિયોનો છે.

એ જીવ જે નાના પ્રકારનાં ભોજન જમે છે તે ભોજન ભોજન પ્રત્યે જુદા જુદા સ્વાદ છે અને જુદા જુદા ગુણ છે તેમજ એ જીવ શ્રોત્રદ્વારે અનંત પ્રકારના શબ્દને સાંભળે છે તે શબ્દના પણ અનેક પ્રકારના ગુણ જુદા જુદા છે તથા સ્પર્શ, રૂપ તથા ગંધ પણ અનંત પ્રકારના છે ને તેના ગુણ પણ અનંત પ્રકારના છે. તે જેમ લિલાગર ભાંગ્ય પીધે પ્રભુનો ભક્ત હોય તેની પણ બુદ્ધિ ભ્રષ્ટ થઇ જાય છે તેમજ પાપી(અસત્પુરૂષ) ના સંબંધે યુક્ત અયોગ્ય પંચ વિષયને ભોગવવાથી જીવની બુદ્ધિ ભ્રષ્ટ થાય છે, એવી રીતે જેમ ભુંડાને યોગે કરીને જીવની બુદ્ધિ ભ્રષ્ટ થાય છે તેમજ પરમેશ્વર અથવા પરમેશ્વરના સંત તેને યોગે કરીને જીવની બુદ્ધિ સારી થાય છે તે માટે એ પંચ

વિષયને સમજ્યા વિના જે ભોગવશે ને સાર અસારનો વિભાગ નહિ કરે તે નારદ સનકાદિક જેવો હશે તેની પણ બુદ્ધિ ભ્રષ્ટ થઇ જાશે તો જે દેહાભિમાની હોય ને તેની બુદ્ધિ ભ્રષ્ટ થાય તેમાં શું કહેવું ? તે સારૂ એ પંચે ઇંદ્રિયોને યોગ્ય અયોગ્ય વિચાર્યા વિના જે મોકળી મેલશે તેનું અંત-કરણ ભ્રષ્ટ થઇ જાશે. અને પંચ ઇંદ્રિયો દ્વારે જીવ જે આહાર કરે છે તે આહાર જો શુદ્ધ કરશે તો અંતઃકરણ પણ શુદ્ધ થાશે અને અંતઃકરણ શુદ્ધ થાશે તો અખંડ ભગવાનની સ્મૃતિ રહેશે અને જો પંચ ઇંદ્રિયોના આહાર-માંથી એક ઇંદ્રિયનો આહાર મલીન થાય છે તો અંતઃકરણ પણ મલીન થઈ જાય છે માટે ભગવાનના ભક્તને ભગ-વાનના ભજનને વિષે જે કાંઈ વિક્ષેપ થઇ આવે છે તેનું કારણ તે પંચ ઇંદ્રિયોના વિષયજ છે પણ અંતઃકરણ નથી. માટે પરમહંસ તથા સાંખ્યયોગી હરિજન તથા કર્મયોગી હરિજન એ સર્વને કુપાત્ર માણસની સંગત કરવી નહિ અને સત્સંગ મોર્ય તો ગમે તેવો કુપાત્ર જીવ હોય તોય તેને નિયમ ધરાવીને સત્સંગમાં લેવો પણ સત્સંગમાં આવ્યા પછી કુપાત્રપણું રાખે તો બાઇ અથવા ભાઇ જે હોય તેને સત્સંગ બહાર કાઢી મેલવો અને જો ન કાઢે તો એમાંથી ઝાઝું ભુંડું થાય જેમ જે આંગળીને સર્પે કરડી હોય અથવા કિડિઆરાનો રોગ થયો હોય ને તેટલું અંગ જો તુરત કાપી

નાખે તો પંડે કુશળ રહે ને તેનો લોભ કરે તો ઝાઝો બિગાડ થાય તેમ જે કુપાત્ર જીવ જણાય તેનો તત્કાળ ત્યાગ કરજો અને આ અમારું વચન છે તે ભલા થઈને સર્વે જરૂર રાખજો તો જાણીએ તમે અમારી સર્વ સેવા કરી અને અમે પણ તમને સર્વને આશીર્વાદ દેશું ને તમો ઉપર ઘણા પ્રસન્ન થાશું કાંજે તમે અમારો દાખડો સુફળ કર્યો અને ભગવાનનું ધામ છે ત્યાં આપણ સર્વે ભેળા રહેશું અને જો એમ નહિ રહો તો તમારે ને અમારે ઘણું છેટું થઈ જાશે અને ભૂતનું કે બ્રહ્મરાક્ષસનું દેહ આવશે ને હેરાન થાશો અને જે કાંઇ ભગવાનની ભક્તિ કરી હશે તેનું ફળ તો રઝળતાં રઝળતાં કોઇક કાળે પ્રગટ થાશે ત્યારે પણ અમે વાત કરી તે પ્રમાણે રહેશો ત્યાર પછી મુક્ત થઇને ભગવાનના ધામમાં જાશો. ગ. પ્ર. ૧૮

## આત્યંતિક મોક્ષ (અક્ષરધામ) પામવામાં નડતી ખામીઓ.

વૈરાગ્ય, બ્રહ્મચર્ય, શ્રદ્ધા, અહિંસા ધર્મ ને આત્મનિષ્ઠા એમાંથી કોઇ અંગમાં ન્યૂનતા હોય તો આત્યંતિક મોક્ષ જે ભગવાનનું **અક્ષરધામ તેને તો ન પામે.** **અને એ વિના બીજાં જે ભગવાનના ધામ છે તેને પામે.**

સા. ૧૧

હમણાં સત્સંગમાં રહેતો હશે અને શાસ્ત્રનાં વચનમાં પણ રહેતો હશે ને તેને જો ભગવત સ્વરૂપની નિષ્ટા (શ્રીજી મહારાજને સદા દિવ્ય સાકાર ને સર્વ અવતારના કારણ અવતારી પુરૂષોત્તમ નારાયણ સમજવા તે પાકી નહિ હોય તો તે જ્યારે દેહ મૂકશે ત્યારે કાંતો બ્રહ્માના લોકમાં જાશે ને કાંતો કોઇક દેવતાના લોકમાં જાશે પણ તે પુરૂષોત્તમ ભગવાનના ધામને વિષે (અક્ષરધામમાં) નહિ જાય. ગ. મ. ૯.

જે એકાંતિક ભક્ત છે તેને દેહે કરીને મરવું એ મરણ નથી એને તો એકાંતિકના ધર્મમાંથી પડી જવાય એજ મરણ છે. તે જ્યારે ભગવાન કે ભગવાનના સંત તેનો હૈયામાં અભાવ આવ્યો ત્યારે એ ભક્ત એકાંતિકના ધર્મમાંથી પડયો જાણવો અને તે જો ક્રોધે કરીને પડયો હોય તો તેને સર્પનો દેહ આવ્યો જાણવો અને કામે કરીને પડયો હોય તો યક્ષ રાક્ષસનો અવતાર આવ્યો જાણવો માટે જે એકાંતિકના ધર્મમાંથી પડીને એવા દેહને પામ્યાં છે ને જો તે ધર્મવાળા હોય અથવા તપસ્વી હોય તો પણ તે ધર્મે કરીને તથા તપે કરીને દેવલોકમાં જાય પણ જેણે ભગવાનનો ને ભગવાનના સંતનો અભાવ લીધો તે તો ભગવાનના ધામને તો નજ પામે. ગ. મ. ૪૬

સમાપ્ત.

# ૯. ભગવાનનો ભક્ત.

## ભગવાનનો ભક્ત ક્યારે થાય છે

આ જીવને જ્યારે ભરતખંડને વિષે મનુષ્ય દેહ આવે છે ત્યારે ભગવાનના અવતાર કાં ભગવાનના સાધુ એ જરૂર પૃથ્વી ઉપર વિચરતા હોય તેની જો એ જીવને ઓળખાણ થાય તો એ જીવ ભગવાનનો ભક્ત થાય છે.

વર-૧૯

## ભગવાનના ભક્તનાં લક્ષણ

ભગવાનના ભક્ત હોય તેની વૃત્તિ તો ભગવાન વિના બીજે રહેજ નહિ. અને તેને તો એજ ફીકર રહે છે જે મારે જગતના પદાર્થમાં વૃત્તિ રાખવી તે તો ઘણું કઠણ પડશે માટે પરમેશ્વરના ભક્ત હોય તેને તો જગતના પદાર્થમાં વૃત્તિ રાખવી એજ કઠણ છે. ગ. પ્ર. ૪૯

ભગવાનના ભક્ત છે તે તો તે ભગવાનના ભજનને વિષે જાગ્યા છે કહેતાં નિરંતર ભગવાનનું ભજન કરતા થકા વર્તે છે. અને શબ્દ, સ્પર્શ, રુપ, રસ ને ગંધ એ જે પંચ વિષય તેને વિષે ભગવાનના ભક્તની બુદ્ધિ અંધકારે યુક્ત વર્તે છે કહેતાં તે વિષયને ભોગવતા નથી

ગ. પ્ર. ૫૦

જે ભગવાનના ભકત હશે ને ભગવાન સંગાથેજ દ્રઢ પ્રીતિ હશે તેને પણ રમણીક જે પંચ વિષય તેને વિષે તો આનંદ ઉપજેજ નહિ અને દેહને રાખ્યા સારૂ તો જેવા તેવા જે શબ્દાદિક વિષય તેણે કરીને ગુદરાણ કરે પણ રમણીક વિષય થકી તો તત્કાળ ઉદાસ થઇ જાય અને એવા જે હોય તેજ ભગવાનના **પરિપૂર્ણ ભકત** કહેવાય.

પાકા હરિભકતનું શું લક્ષણ છે તો સારા જે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ એ પંચ વિષય તેનો જેમ દુઃખ-દાયક વસ્તુનો સહેજે અભાવ રહે છે તેમ જેને સહેજે અભાવ રહે છે ને એક પરમેશ્વરના સ્વરૂપને વિષે અચળ નિષ્ટા વર્તે છે તેને **પાકો હરિભક્ત** જાણવો. ગ. પ્ર. ૫૮

ભગવાનના **ભકત** છે તેને તો ભગવાનની કથા સાંભળવી તેજ શ્રોત્રનો વિષય છે અને ભગવાનના ચરણારવિંદનો સ્પર્શ કરવો અથવા સંતના ચરણની રજનો સ્પર્શ કરવો તે ત્વચાનો વિષય છે અને ભગવાનનાં અથવા સંત તેનાં દર્શન કરવાં તે નેત્રનો વિષય છે અને ભગવાનનો પ્રસાદ લેવો તથા ભગવાનના ગુણ ગાવા તે જીભનો વિષય છે અને ભગવાનને ચઢયાં એવાં જે પુષ્પાદિક તેની સુગંધી લેવી તે ઘ્રાણનો વિષય છે અને એવી રીતના વિષય વિના તો હરિભક્તને પણ રહેવાતું નથી અને નારદ સનકાદિક જેવા અનાદિ મુક્ત છે તેણે પણ એવા પંચવિષય વિના રહેવાતું

નથી. તે સમાધીમાં ઘણા કાળ રહે છે પણ તે સમાધીમાંથી નીકળીને ભગવાનની કથા કિર્તન શ્રવણાદિક વિષયને ભોગવે છે.

ગ. પ્ર. ૩૨

ભગવાનના શૂરવીર દ્રઢ ભક્ત છે તેને તો આ સંસારને વિષે માન થાઓ અથવા અપમાન થાઓ દેહને સુખ થાઓ અથવા દુઃખ થાઓ શરીર રોગી રહો અથવા નિરોગી રહો દેહ જીવો અથવા મરો પણ એને કોઇ જાતનો હૈયામાં ઘાટ નથી જે આપણે આટલું દુઃખ થાશે કે આપણે આટલું સુખ થાશે એ બેમાંથી કોઇ જાતનો હૈયામાં ઘાટ નથી. એ ભક્ત જનના હૈયામાં તો એજ દ્રઢ નિશ્ચય છે જે આ દેહે કરીને ભગવાનના ધામમાં નિવાસ કરવો છે પણ વચમાં ક્યાંઈ લોભાવું નથી, અને શૂરવીર જે ભગવાનના દ્રઢ ભક્ત હોય તેને તો પીંડ બ્રહ્માંડ સંબંધી કોઇ જાતનો ઘાટ ન થાય.

ગ. પ્ર. ૨૨

ભગવાનનો ખરો ભક્ત તે કોણ કહેવાય તો પોતાના દેહમાં કોઇક દીર્ઘ રોગ આવી પડે તથા અન્ન ખાવા ન મળે વસ્ત્ર ન મળે ઇત્યાદિક ગમે એટલું દુઃખ અથવા સુખ તે આવી પડે તોપણ ભગવાનની ઉપાસના, ભક્તિ, નિયમ, ધર્મ, શ્રદ્ધા એમાંથી રંચમાત્ર પણ મોળો ન પડે રતિવા સરસ થાય તેને ખરો હરિભક્ત કહીએ. ગ. છે. ૨૫

ભગવાનનો દ્રઢ આશ્રય તે જેને હોય તેને મહાપ્રલય જેવું દુઃખ આવી પડે તોપણ તે દુઃખ થકી રક્ષાનો કરનારો ભગવાન વિના બીજાને ન જાણે અને જે જે પોતાને સુખ જોઇતું હોય તેપણ ભગવાન થકીજ ઈચ્છે પણ પ્રભુ વિના બીજાને સુખદાયક ન જાણે ને પ્રભુની જેમ મરજી હોય તે પ્રમાણેજ વર્તે એવો જે હોય તે પ્રભુનો શરણાગત જીવ કહેવાય ને તેજ ભગવાનનો **અનન્ય ભક્ત** કહેવાય. **વર. ૫**

જે **યથાર્થ ભગવાનનો ભક્ત** હોય તેને તો ભગવાનથી બીજું કોઈ પદાર્થ અધિક હોયજ નહિ **ગ. મ. ૫૭**

સંસારી જીવ છે તેને તો કોઈક ધન દેનારો મળે કે દિકરો દેનારો મળે તો ત્યાં તુરત પ્રતીતિ આવે અને ભગવાનના ભક્ત હોય તેને તો જંત્ર મંત્ર નાટક ચેટકમાં ક્યાંઇ પ્રતીતિ આવેજ નહિ. અને જે સાચા ભગવાનના ભક્ત હોય તે ઘણા હોય નહિ. **યથાર્થ ભગવાનના ભક્ત** તો કારીયાણી ગામમાં માંચો ભક્ત હતા તે સત્સંગ થયા મોર માર્ગીના પથમાં હતા તો પણ નિષ્કામી વર્તમાનમાં ફેર પડયો નહિ અને પોતે બાળ બ્રહ્મચારી રહ્યા અને કોઇક કિમિયાવાળો પોતાને ઘેર આવીને ઉતર્યો હતો તેણે ત્રાંબામાંથી રૂપું કરી દેખાડયું ને પછી એ ભક્તને કહ્યુ જે તમે સદાવર્તિ છો માટે તમને આ બુટી બતાવીને રૂપુ કરવા શીખવું પછી એ ભક્તે લાકડી લઇને તેને

ગામ બહાર કાઢી મુકયો અને તેને એમ કહ્યું જે અમારે તો ભગવાન વિના બીજા પદાર્થની ઇચ્છા નથી પછી એ ભકતને સત્સંગ થયો ત્યારે ભગવાનના એકાંતિક ભકત થયા ગ. મ. ૩૮

ધન દોલત સ્ત્રી ને પુત્ર એ આદિક જે પદાર્થ તેણે કરીને જેની બુદ્ધિમાં ફેર પડે નહિ ને એને અર્થે કોઇને વિષે આસ્તા આવે નહિ એવા તો સત્સંગમાં થોડાક ગણતીના **હરિભકત** હોય પણ ઝાઝા હોય નહિ. ને એવા તો આ મુકતાનંદ સ્વામી તથા ગોપાળાનંદ સ્વામી છે તે એમને કોઇ બીજો ગમે તેવો હોય તે ચમત્કાર દેખાડે. તો પણ તેનો કોઇ રીતે ભાર આવેજ નહિ.

જે **(ભકત)** એમ સમજતો હોય જે આ દેહથી નોખો જે આત્મા તે હું છું ને તે હુ પ્રકાશમાન સત્તારૂપ છું ને તે મારા સ્વરૂપને વિષે પ્રત્યક્ષ ભગવાન અખંડ વિરાજમાન છે ને તે ભગવાનના આકાર વિના બીજા જે પ્રાકૃત આકાર માત્ર તે અસત્ય છે ને અનંત દોષે યુકત છે એવો વૈરાગ્ય હોય ને ભગવાનનું મહાત્મ્ય યથાર્થ જાણતો હોય તેને કોઇ જાતનો બુદ્ધિમાં ભ્રમ થાય નહિ ને તેને કોઇનો ભાર આવે નહિ. ગ. છે. ૩૩

ભગવાનને યથાર્થ જાણ્યા હોય ને ભગવાન તો કાંઇ ચમત્કાર ન દેખાડતા હોય ને બીજા જે જંત્ર

મંત્રવાળા હોય તે તો પરચો દેખાડતા હોય તેને દેખીને જે **ભગવાનનો ભક્ત હોય** ને જેને ભગવાનનો યથાર્થ નિશ્ચય હોય તેને તો ભગવાન વિના બીજે કયાંઇ પ્રતીતિ આવેજ નહિ. ગ. મ. ૬૬

જ્યારે રામાનંદ સ્વામીએ દેહ મૂકયો ને સર્વ સત્સંગી રોવા લાગ્યા ત્યારે પણ રઘુનાથદાસને તો જરાય શોક થયો નહિ અને હસતો જાય ને બીજાને આગળ વાત કરતો જાય માટે ભગવાનના ભકતને દુઃખ આવી પડે ત્યારે તો જે ચાંડાલ ને વિમુખ હોય તેને દુઃખ ન થાય પણ જે **ભગવાનનો ભકત** હોય તે તો હરિભકતને દુઃખે કરીને જરૂર દુખીયો થાય. ગ. મ. ૬૦

ભગવાનના ભકત સાથે કોઇ રીતનો વિક્ષેપ થાય તો જળમાં લીટાની પેઠે ફેર એક થઇ જાય પણ આંટી રાખે નહિ તેજ ભગવાનનો **યથાર્થ ભકત** કહેવાય. ગ. મ. ૬૦

અમારો (શ્રીહરિનો) દયાવાળો સ્વભાવ છે તોપણ જો કોઇક ભગવાનના ભકતને કુર દ્રષ્ટિએ કરીને જોતો હોય ને તે જો પોતાનો સગોવહાલો હોય તોય પણ જાણીએ જે તેની આંખ્ય ફોડી નાખીએ અને હાથે કરીને જો ભગવાનના ભકતને દુઃખવે તો તે હાથને કાપી નાખીએ એવો તેના અભાવ આવે છે પણ ત્યાં દયા નથી રહેતી ને એવો

જેને ભગવાનનો ને ભગવાનના ભકતનો પક્ષ હોય તેનેજ **ભગવાનનો પુરો ભકત કહેવાય.** ગ. મ. ૬૦

આત્માનષ્ટા વૈરાગ્ય ને ભગવાનને વિષે ભક્તિ એ ત્રણેય ભેળાં હોય ત્યારે કોઇ જાતની ખોટ ન કહેવાય અને એવો જે હોય તે તો ભગવાનનો જ્ઞાની ભકત કહેવાય એકાંતિક ભકત કહેવાય **અનન્ય ભકત** કહેવાય ગ. મ. ૬૫

ભગવાનના ભકતને તો ભગવાનની ભક્તિ કરતાં આત્મજ્ઞાન તથા વૈરાગ્ય તથા ધર્મ તે જો અંતરાય કરતા હોય તો તેને પણ પાછા પાડીને ભગવાનની ભક્તિનુંજ મુખ્યપણું રાખવું અને જો ભાકતને વિષે સહાયરૂપ થાતા હોય તો તો એ ઠીક છે એમ સમજે તેજ ભગવાનનો પુરો ભકત કહેવાય ગ. મ. ૨૬

ભગવાન મનુષ્ય જેવી મૂર્તિ ધારીને જેવાં જેવાં ચરિત્ર કરે છે તે સર્વે ગાન કરવા યોગ્ય છે પણ એમ ન સમજવું જે ભગવાન થઇને એમ શું કરતા હશે? અને ભગવાનનાં ચરિત્ર તો સર્વ કલ્યાણકારીજ સમજવાં એજ ભકતનો ધર્મ છે અને એવુ સમજે તેજ ભગવાનનો પુરો ભક્ત કહેવાય છે. ગ. પ્ર. ૭૨

ભગવાનનાં દિવ્ય ચરિત્ર હોય તેમાં તો પાપી હોય તેને પણ દિવ્યપણું જણાય પણ જ્યારે ભગવાન પ્રાકૃત

ચરિત્ર કરે ને તેને વિષે પણ જેને દિવ્યપણું જણાય ત્યારે તે પરમેશ્વરનો ભક્ત સાચો. ગ. મ. ૧૦

ભગવાન દિવ્ય ચરિત્ર કરે તે તો ભક્ત ને અભક્ત બેયને દિવ્ય જણાય પણ જ્યારે ભગવાન મનુષ્યના જેવાં પ્રાકૃત ચરિત્ર કરે તોપણ તેને વિષે જેને દિવ્યપણું જણાય પણ કોઇ રીતે ભગવાનનાં તે ચરિત્રમાં અભાવ આવે નહિ એવી જેની બુદ્ધિ હોય તેને પરમેશ્વરની ભકિત કહેવાય ને એવી ભકિત કરે તેજ ભકત કહેવાય. ગ. મ. ૧૦

પાકો હરિભકત હોય તેને તો પોતાનાજ અવગુણ સુઝે પણ બીજા હરિભકતના દોષને તો દેખેજ નહિ.

ગ. મ ૪૪

### ભગવાનના દાસનાં લક્ષણ

ભગવાનનું દાસપણું આવવું એ ઘણું કઠણ છે કેમજે ભગવાનના દાસ હોય તેનાં તો એ લક્ષણ છે જે દેહને મિથ્યા જાણે ને પોતાના આત્માને સત્ય જાણે અને પોતાના જે સ્વામી તેને ભોગવ્યાનાં જે પદાર્થ તેને પોતે ભોગવવાને અર્થે ઇચ્છેજ નહિ અને પોતાના સ્વામીનું ગમતું મૂકીને બીજું આચરણ કરેજ નહિ એવો હોય તે હરિનો દાસ કહેવાય. ગ. પ્ર. ૧૪

## ઉત્તમ મધ્યમ ને કનિષ્ટ ભગવાનના ભક્તનાં લક્ષણ

જે ભક્ત પોતાને દેહ થકી જુદો જે આત્મા તે રૂપ માને અને દેહના ગુણ જે જડ દુઃખ મિથ્યા અપવિત્રપણું ઇત્યાદિક છે તે આત્માને વિષે માને નહિ ને અછેદ્ય અભેદ્ય અવિનાશી ઇત્યાદિક જે આત્માનો ગુણ તે દેહને વિષે માને નહિ અને પોતાના શરીરને વિષે રહ્યો જે જીવાત્મા તેને દેખે અને તે આત્માને વિષે રહ્યા જે પરમાત્મા તેને પણ દેખે અને બીજાના દેહમાં જે આત્મા રહ્યો છે તેને પણ દેખે ને એવો સમર્થ થયો છે તોપણ એ આત્મદર્શન થકી ભગવાન ને ભગવાનના સંત તેને અધિક જાણે છે પણ પોતાને આત્મદર્શન થયું છે તેનું અભિમાન લેશમાત્ર ન હોય એવાં જેનાં લક્ષણ છે તે **ઉત્તમ** ભક્ત કહેવાય.

જેને ભગવાનનો નિશ્ચય હોય ને આત્મનિષ્ઠા પણ હોય તો પણ ભગવાનના ભક્ત ઉપર ઇર્ષ્યા આવે અને જો ભગવાન એનું અપમાન કરે તો ભગવાન ઉપર પણ ઇર્ષ્યા આવે જે મોટા થઇને વગર વાંકે આમ શીદ કરતા હશે? એવાં જેનાં લક્ષણ હોય તે **મધ્યમ** ભક્ત જાણવો.

ભગવાનનો નિશ્ચય તો હોય પણ આત્મનિષ્ઠા ન હોય ને ભગવાનને વિષે પ્રીતિ હોય ને જગતના વ્યવહારને વિષે પણ પ્રીતિ હોય અને સંસારીક વ્યવહારને વિષે હર્ષશોકને પામતો હોય તેને **કનિષ્ટ** ભક્ત જાણવો. ગ. પ્ર. ૭૨.

## સત અસતના વિવેકવાળા ભક્તનાં લક્ષણ

જે ભગવાનના ભક્તને સત અસતનો વિવેક હોય તે તો જે જે અવગુણ પોતામાં હોય તેને જાણે ને વિચારીને તેનો ત્યાગ કરી દે અને સંતમાં અથવા કોઇ સત્સંગીમાં કાંઇક અવગુણ પોતાને ભાસતો હોય તો તેને ત્યાગ કરી દે ને તેના જે ગુણ તેનુંજ ગ્રહણ કરે અને પરમેશ્વરને વિષે તો તેને કોઇ અવગુણ ભાસેજ નહિ અને ભગવાન ને સંત જે વચન કહે તેને પરમ સત્ય કરીને માને પણ તે વચનને વિષે સંશય કરે નહિ અને સંત કહે જે તું દેહ ઇંદ્રિય મન પ્રાણથી જુદો છું ને સત્ય છું ને એનો જાણનારો છું ને એ દેહાદિક સર્વે અસત્ય છે એમ વચન કહે તેને સત્ય માનીને તે સર્વેથી જુદો આત્મારૂપે વર્તે પણ મનના ઘાટ ભેળો ભળી જાય નહિ અને જેણે કરીને પોતાને બંધન થાય ને પોતાના એકાંતિક ધર્મમાં ખોટ આવે એવાં જે પદાર્થ તથા કુસંગ તેને ઓળખી રાખે ને તેથી છેટેજ રહે ને તેના બંધનમાં આવે નહિ અને સવળો વિચાર હોય તેને ગ્રહણ કરે ને અવળો વિચાર હોય તેનો ત્યાગ કરે એવી રીતે જે વર્તતો હોય ત્યારે જાણીએ જે તેને વિવેક છે

ગ. પ્ર. ૧૬

આ સત્સંગમાં જે વિવેકી છે તે તો દિવસે દિવસે

પોતાને વિષે અવગુણને દેખે છે ને ભગવાન ને સાધુ પોતાના હિતને અર્થે કઠણ વચન કહે છે તેને પોતાના હિતકારી માને છે ને દુ:ખ નથી લગાડતો. ગ. પ્ર. ૬

## હરિભક્તમાં મોટેરાનાં લક્ષણ

**મોટપ** તો પ્રત્યક્ષ ભગવાનના નિશ્ચયે કરીને તથા તે ભગવાનની આજ્ઞાને વિષે વર્તવે કરીને છે ને એ બે વાનાં જેને ન હોય ને તે ગમે તેવો વ્યવહારે કરીને મોટો હોય તોપણ એ નાનોજ છે. ગ. પ્ર. ૩૧

માનને તજીને જે ભગવાનને ભજે તેને તો સર્વે હરિભક્તમાં અતિશય મોટો જાણવો. ગ. પ્ર. ૪૧

ઇંદ્રિયોની વૃત્તિ અનુલોમપણે વર્તતી હોય અને પ્રવૃત્તિ માર્ગમાં રહ્યો હોય તોપણ જેના હ્રુદયમાં સમજણની દ્રઢતા થઇ હોય તો તે કોઈ રીતે વિકારને પામે નહિ અને જેને જેવું જાણવું જોઇએ તેવું યથાર્થ જાણ્યું હોય જે આ તે સાર છે ને આ તે અસાર છે પછી એક ભગવાનની મૂર્તિ વિના જેટલો માયિક આકાર છે તે સર્વે અતિશય દુ:ખ-દાયક છે ને નાશવંત છે એમ જાણે અને પોતાને દેહ ઇંદ્રિયો ને અંત:કરણ તે થકી નોખો આત્મારૂપે જાણે પછી એને એવું કોઇ પદાર્થ નથી જે મોહ પમાડવાને અર્થે સમર્થ થાય કેમજે એતો સર્વે માયિક આકારને તુચ્છ કરી

જાણે છે. અને એવી રીતે જેના અંતરમાં સમજણની ઘડય બેઠી હોય ને તેનાં ઇંદ્રિયો પ્રવૃત્તિ માર્ગને વિષે સર્વે અનુલોમપણે વર્તતાં હોય તોપણ તે કામાદિકે કરીને ક્ષોભને ન પામે એવો જે હરિભક્ત હોય તે ત્યાગી હોય અથવા ગૃહસ્થ હોય પણ તેના હૃદયમાંથી કામાદિકનું બીજ નાશ પામી જાય છે અને એવો હોય તેજ સર્વે હરિભક્તમાં શ્રેષ્ઠ વૈષ્ણવ છે માટે અહી ત્યાગીનો કાંઇ મેળ નથી. જેની સમજણ મોટી તેનેજ સૌથી મોટો હરિભક્ત જાણવો. વર. ૨૦

## ભગવાનના ભક્તને કેમ વર્તવું

ભગવાનના ભક્તને પરસ્પર ઇર્ષ્યા ન કરવી અને ઇર્ષ્યા કરવી તો એવી કરવી જે જેની ઉપર ઇર્ષ્યા હોય તેના જેવા ગુણને ગ્રહણ કરવા અને પોતાના અવગુણને ત્યાગ કરવા. અને તેવું ન થવાય અને જે ઇર્ષ્યાએ કરીને ભગવાનના ભક્તનો દ્રોહ થાય તેવી ઇર્ષ્યાનો તો ભગવાનના ભક્તને સર્વ પ્રકારે ત્યાગ કરવો. ગ. પ્ર. ૪

પરમહંસ તથા સાંખ્યયોગી હરિજન તથા કર્મયોગી હરિજન એ સર્વેને કુપાત્ર માણસની સંગત કરવી નહિ અને સત્સંગ બોર તો ગમે તેવો કુપાત્ર જીવ હોય તોય તેને નિયમ ધરાવીને સત્સંગમાં લેવો પણ સત્સંગમાં આવ્યા પછી કુપાત્રપણું રાખે તો બાઇ અથવા ભાઇ જે હોય તેને સત્સંગ બહાર કાઢી મેલવો. ગ. પ્ર. ૧૮

જે ભગવાનનો ભક્ત હોય તેને તો ભગવાનને તથા ભગવાનના ભક્તને જે ન ગમતું હોય તે નજ કરવું અને પરમેશ્વરને ભજવામાં અંતરાય કરતા હોય ને તે પોતાનાં સગાં વ્હાલાં હોય તેનો પણ ત્યાગ કરવો અને ભગવાનને ન ગમે એવો કાંઇક પોતામાં સ્વભાવ હોય તો તેનો પણ શત્રુની પેઠે ત્યાગ કરવો પણ ભગવાનથી જે વિમુખ હોય તેનો પક્ષ લેવો નહિ જેમ ભરતજીએ પોતાની માતાનો પક્ષ લીધો નહિ. ગ. મ. ૨૬

અને ભગવાનના ભક્તને તો ભગવાનની ભક્તિ કરતાં આત્મજ્ઞાન તથા વૈરાગ્ય તથા ધર્મ તે જો અંતરાય કરતા હોય તો તેને પણ પાછા પાડીને ભગવાનની ભક્તિનુંજ મુખ્યપણું રાખવું અને જો ભક્તિને વિષે સહાયરૂપ થાતા હોય તો તો એ ઠીક છે. ગ. મ. ૨૬

ભગવાનનો ભક્ત હોય તેને તો સર્વ સત્સંગીનો ગુણજ લેવો ને પોતાનો તો અવગુણજ લેવો. ગ. મ. ૨૬

અને જેવાં પોતાનાં સગાં વહાલાં હોય અથવા મા બાપ હોય તેનો પક્ષ રહે છે તેવો ભગવાનના ભક્તનો દ્રઢ પક્ષ રાખવો. ગ. મ. ૬૦

જે ભગવાનનો ભકત હોય તેને ખાતાં પીતાં નહાતાં ધોતાં ચાલતાં બેસતાં સર્વ ક્રિયાને વિષે ભગવાનની મૂર્તિનું ચિંતવન કરવું અને જ્યારે અંતરમાં કાંઇ વિક્ષેપ ન હોય

ત્યારે તો ભગવાનનું ચિંતવન કરવું ને ભગવાનની મૂર્તિ સામું જોઇ રહેવું અને જો અંતરમાં સંકલ્પ વિકલ્પનો વિક્ષેપ થાય તો દેહ ઇંદ્રિયો અંતઃકરણ દેવતા વિષય એ સર્વથી પોતાનું સ્વરૂપ જુદું સમજવું ને જ્યારે સંકલ્પનો વિરામ થાય ત્યારે ભગવાનની મૂર્તિનું ચિંતવન કરવું અને આ દેહને પોતાનું સ્વરૂપ માનવું નહિ ને આ દેહનાં સંબંધીને પોતાનાં સંબંધી માનવા નહિ કેમજે ચોરાશી લાખ જાતનાં દેહ ધર્યા તેનો સંબંધ રહ્યો નહિ તો આ દેહનો સંબંધ પણ નહિજ રહે તે માટે દેહ ગેહાદિક સર્વ પદાર્થને અસત્ય જાણને તથા દેહ ઇંદ્રિયો અંતઃકરણ તેથી જુદું પોતાનું સ્વરૂપ જાણીને તથા પોતાના ધર્મમાં રહીને ભગવાનની નિષ્કામ ભક્તિ કરવી અને દિવસે દિવસે ભગવાનનું અતિશય મહાત્મ્ય જણાય તેને અર્થે સાધુનો સંગ નિરંતર રાખવો. અને ભગવાનનું અતિશય મહાત્મ્ય યથાર્થ સમજીને ભગવાન વિના બીજા જે સ્ત્રી ધનાદિક સર્વ પદાર્થ તેની જે વાસના તેને દેહ છતેજ ટાળી નાખવી. અને જો ભગવાન વિના બીજા પદાર્થની વાસના રહી ગઇ હોય ને તેનો દેહ પડે ને તેને ભગવાનના ધામમાં જાતે જો માર્ગમાં સિદ્ધિયું દેખાય તો તે ભગવાનને મૂકીને તે સિદ્ધિયુંમાં લોભાઇ જાય તો તેને મોટું વિઘ્ન થાય માટે સર્વ પદાર્થની વાસના ટાળીને ભગવાનને ભજવા. ગ. પ્ર. ૨૧

જેમ વિમુખ જીવ ગ્રામ્ય પંચ વિષયમાં બંધાણા છે ને તે વિષય વિના પળમાત્ર ચાલતું નથી તેમ ભગવાનના ભકતને ભગવાનની કથા વાર્તાનું જે શ્રવણાદિક તે રૂપી જે વિષય તેમાં દ્રઢપણે બંધાઇને એના વિષયી થાવું.

જેમ પક્ષી હોય તે પોતાના માળાને મૂકીને ચરવા નીકળે છે તે ચારો કરીને રાત્રી સમે પોતપોતાના માળામાં જઇને વિશ્રામ કરે છે પણ પોતપોતાના સ્થાનકને કોઇ દિવસ ભુલીને બીજાને સ્થાનકે જાતાં નથી તેમ ભગવાનના ભક્તને ભગવાનની કથા કિર્તન શ્રવણાદિક એવો જે ચારો તેને ચરીને પોતાનો માળો જે ભગવાનનું સ્વરૂપ તેમાં જઇને વિશ્રામ કરવો (મૂર્તિનું ધ્યાન કરવું)

જેમ ધણીઆતું ઢોર હોય તે સીમમાં ચરીને સાંજે પોતાને ખીલે આવે છે ને જે હરાયું ઢોર હોય તે ખીલે આવે નહિ ને જેનુંતેનું ખેતર ખાઇને જ્યાં ત્યાં બેશી રહે પછી કોઇક ધોકા મૂકે કાં વાઘ આવે તો મારે તેમ ભગવાનના ભકતને ધણીયાતા ઢોરની પેઠે ભગવાનની મૂર્તિરૂપી ખીલે આવવું (મૂર્તિનું ધ્યાન કરવું) પણ હરાયા ઢોરની પેઠે મૂર્તિરૂપી ખીલાને મૂકીને જ્યાં ત્યાં વિશ્રામ કરવો નહિ.

ગ. પ્ર. ૩૨

ભગવાન ને સંત પોતાને ઘેર આવે ત્યારે રાજી થાવું પણ શોક તો કયારેય પણ કરવો નહિ. અને જો શોક

કર્યાનો સ્વભાવ હોય તો અંતે જરૂર કાંઇક ભુંડું થયા વિના રહે નહિ માટે પોતપોતાના ધર્મમાં રહીને જે રીતની ભગવાનની આજ્ઞા હોય તેને રાજી થકા પાળવી પણ પોતાનુ ગમતું કરવા સારૂ કોઇ રીતે મુંઝાવું નહિ અને ભગવાન ક્યાંઇક જવાની આજ્ઞા કરે ને જો શોક કરીને મુંઝાય તો પ્રથમ જે ભગવાને દર્શન આપ્યાં હોય તથા પ્રસાદ આપ્યો હોય તથા અનંત પ્રકારની જ્ઞાન વાર્તા કરી હોય ઇત્યાદિક ક્રિયાએ કરીને જે પોતાને સુખ પ્રાપ્ત થયું હોય તે જાતું રહે અને મુઝવણે કરીને બુદ્ધિમાં એકલો તમોગુણ છાઇ જાય તેણે કરીને કેવળ દુઃખીયો થકોજ જયાં મૂકે ત્યાં જાય પછી એ મુઝવણે કરીને આજ્ઞા પણ યથાર્થ પળે નહિ માટે ભગવાનના ભકતને તો સદા અતિ પ્રસન્ન રહેવું અને પ્રસન્ન મને કરીને ભગવાનનું ભજન કરવું પણ ગમે તેવો ભુંડો દેશકાળ હોય તોપણ હૈયામાં લેશમાત્ર મુંઝવણ આવવા દેવી નહિ. લો. ૪

ભગવાનના ભક્તને પદાર્થની વિસ્મૃતિને અર્થે ને સંકલ્પની નિવૃત્તિને અર્થે મનને કહેવું જે તારૂં જેવું રૂપ છે તેવું હું જાણું છું. જો ભગવાન વિના બીજા પદાર્થનો ઘાટ ઘડયો તો તારા ભુક્ા કરી નાખીશ તેમજ બુદ્ધિને કહેવું જે ભગવાન વિના બીજો નિશ્ચય કર્યો તો તારી વાત છે તેમજ ચિત્તને કહેવું જે ભગવાન વિના બીજું ચિંતવન

કર્યું તો તારા પણ ભુકા કરી નાખીશ તેમજ અહંકારને કહેવું જે ભગવાનના દાસત્વપણા વિના બીજું અભિમાન ધર્યું તો તારો નાશ કરી નાખીશ. એવી રીતે ભગવાનનો ભકત હોય તેને વર્તવું. ગ. મ. ૨૨

ભગવાન મનુષ્ય જેવી મૂર્તિ ધારીને જેવાં જેવાં ચરિત્ર કરે છે તે સર્વે ગાન કરવા યોગ્ય છે પણ એમ ન સમજવું જે ભગવાન થઇને એમ શુ કરતા હશે? અને ભગવાનનાં ચરિત્ર તો સર્વે કલ્યાણકારીજ સમજવાં એજ ભકતનો ધર્મ છે. ગ. પ્ર. ૭૨

જ્યારે ભગવાન ને ભગવાનના ભકત તે પોતાને ઉપર રાજી થાય ત્યારે તે ભકતને એમ વિચારવું જે મારાં મોટાં ભાગ્ય જે મારી ઉપર ભગવાન ને ભગવાનના ભક્ત રાજી થયા. અને શિક્ષાને અર્થે ભગવાન ને ભગવાનના ભક્ત પોતાને વઢે ત્યારે પણ એમ વિચારવું જે મારાં મોટાં ભાગ્ય જે મુંને ભગવાન ને ભગવાનના ભક્ત વઢયા જેણે કરીને મારામાં અવગુણ હશે તે જાશે એવી રીતે વઢે તો પણ રાજી થાવું પણ વઢે ત્યારે મનમાં શોક ન કરવો ને કચવાવું નહિ ને પોતાના જીવને અતિ પાપી ન માનવો. રાજી રહેવું. આ વાત પણ રાખ્યા જેવી છે. ગ. છે. ૨૩

આ જીવનો તો એવો સ્વભાવ દેખાય છે જે જયારે ગ્રહસ્થાશ્રમમાં હોય ત્યારે સંસારનો ત્યાગ કરવો ગમે અને

જ્યારે ત્યાગ કરે છે ત્યારે પાછાં સંસાર સંબંધી સુખના ઘાટ થયા કરે એવી રીતે એ જીવનો અવળો સ્વભાવ જણાય છે માટે જે ભગવાનના દ્રઢ આશ્રિત હોય તેને તો એવા અવળા સ્વભાવનો ત્યાગ કરીને ને પોતાના મનનું ગમતું સર્વે મૂકીને ભગવાનને ભજવા ને ભગવાન વિના બીજી સર્વે **વાસનાને ટાળીને** મરવું તેજ ઠીક છે.

ગ. મ. ૬૨

જેને ભગવાનમાં અતિશય પ્રીતિ ન હોય તેને તો આત્મનિષ્ઠાજ વિચારે કરીને દ્રઢ કરવી કેમજે જે ભગવાનના ભક્ત હોય તેને કાંતો **આત્મનિષ્ટા** દ્રઢ જોઇએ ને કાંતો ભગવાનને વિષે અતિશય દ્રઢ **પ્રીત** જોઇએ. અને એ બે અંગમાંથી જેને એકે અંગની અતિશય દ્રઢતા ન હોય તેને તો જે આ સત્સંગના **નિયમ** છે તેમાં દ્રઢપણે કરીને રહેવું તોજ સત્સંગી રહેવાય. નહિ તો સત્સંગથકી બહાર પડી જવાય. ગ. મ. ૬૨

જે ભગવાનના ભક્ત હોય તેને તો ભગવાનને વિષે જ્ઞાનનું અંગ હોય ને કાંતો હેતનું અંગ હોય તેમાં જેને જ્ઞાનનું અંગ હોય તે તો ભગવાનનું અતિશય મહાત્મ્ય સમજે અને જેને હેતનું અંગ હોય તેને તો ભગવાન વિના અધઘડી ચાલે નહિ. તે જ્ઞાનના અંગવાળા તો ઝીણાભાઈ,

દેવરામ ને પ્રભાશંકર છે. એવી રીતે જે હરિભક્ત ભગવાનનું મહાત્મ્ય જાણે તેને જ્ઞાનના અંગવાળા જાણવા અને જેવું વ્રજની ગોપીયુંને ભગવાનને વિષે હેત હતું તેવી રીતના જે હરિભક્ત હોય તેને હેતનું અંગ જાણવું.

ગ. છે. ૧

ભગવાનનો ભક્ત થયો તેને ભગવાન વિના બીજા કોઈ પદાર્થને વિષે પ્રીતિ રાખવી ઘટે નહિ શા માટે જે ભગવાનના ધામનું જે સુખ છે તેની આગળ માયિક પંચ વિષયનું સુખ છે તે તો નર્ક જેવું છે અને જે નર્કના કીડા છે તે તો નર્કને વિષે પરમ સુખ માને છે પણ જે મનુષ્ય હોય તે તો તે નર્કને પરમ દુઃખદાઈ જાણે છે તેમ જેને ભગવાનની ઓળખાણ થઇ તે તો ભગવાનનો પાર્ષદ થયો ને તેને ભગવાનનો પાર્ષદ મટીને વિષ્ટાના કીડાની પેઠે માયક **પંચ વિષયના સુખને ઈચ્છવું નહિ.**

અને જે ભગવાનનો ભક્ત હોય તે તો જે જે મનોરથને કરે તે તે સત્ય થાય છે માટે ભગવાન વિના બીજા પદાર્થને અણસમજે કરીને જે ઇચ્છે છે એજ એને મોટો અવિવેક છે. તે સારૂ જે ભગવાનનો ભક્ત હોય તેને તો ચૌદે લોકનાં જે ભોગ સુખ છે તેને કાકવિષ્ટા તુલ્ય જાણવાં જોઇએ અને મન કર્મ વચને કરીને ભગવાન ને ભગવાનના ભક્તને વિષેજ દૃઢ પ્રીતિ કરી જોઇએ અને એમ સમજવું

જોઇએ જે જે ભગવાનનો ભકત હોય ને તેને જો કદાચિત્ ભગવાન વિના બીજી વાસના રહી ગઇ હોય તો તે પણ ઇંદ્ર પદવીને પામે કાં બ્રહ્મલોકને પામે પણ પ્રાકૃત જીવની પેઠે નર્ક ચોરાશીમાં તો જાયજ નહિ ત્યારે જે યથાર્થ ભગવાનનો ભકત હોય તેનો જે મહિમા ને તેનું જે સુખ તે તો વર્ણવ્યામાં કેમ આવે ? માટે ભગવાનનો ભકત હોય તેને તો **ભગવાનમાંજ દ્રઢ પ્રીતિ રાખવી. વર. ૧૯**

એક તો ॥ જ્યાકી લગન રામસો નાહિ ॥ તથા બીજું ॥ એહિ કહ્યો સુનુ વેદ ચહુ ॥ તથા ત્રીજું ॥ જ્યાકું પ્રિય ન રામ વૈદેહિ ॥ એ ત્રણ પદમાં કહ્યું છે તેવી રીતે આપણે રહેવું છે તે કરતાં કરતાં જો કાંઇ અધુરૂં રહ્યુ અને એટલામાં જો દેહ પડયો તો પણ મરીને નરક ચોરાશીમાં જાવું નથી કે કોઇ ભૂત પ્રેત થાવું નથી સુધો ભુંડામાં ભુંડો દેહ આવશે તોપણ ઇંદ્રના જેવો કે બ્રહ્માના જેવો તો આવશે પણ એથી ઉતરતો નહિ આવે માટે નિર્ભય રહીને ભગવાનનું **ભજન કરવું. ગ. મ. ૫૭**

ભગવાનનો જે સાચો ભક્ત તેને ભગવાનનું મહાત્મ્ય સમજવાની કેવી રીત છે તો જે ભગવાન છે તે તેજોમય એવું જે પોતાનું અક્ષરધામ તેને વિષે સદા સાકાર મૂર્તિ થકા વિરાજમાન છે ને સર્વના કારણ છે સર્વના નિયંતા છે સર્વના અંતર્યામી છે અનેક કોટી બ્રહ્માંડના રાજાધિરાજ છે

ને અલૌકિક દિવ્ય સુખમય મૂર્તિ છે ને માયાના ગુણથકી રહિત છે એવી રીતે પ્રત્યક્ષ ભગવાનને જાણીને તે ભગવાન વિના બીજાં સર્વે માયિક પદાર્થ માત્ર તેને અતિશય **તુચ્છ ને નાશવંત સમજે ને એક ભગવાનને વિષેજ પ્રીતિ કરે ને નવ પ્રકારની ભક્તિને કરે** અને વળી એમ સમજે જે એવા અતિશય મોટા જે ભગવાન તેની મર્યાદાને વિષે કાળ માયા બ્રહ્મા શિવ સૂર્ય ચંદ્રમા ઇત્યાદિક સર્વે સમર્થ છે તે પણ નિરંતર વર્તે છે એવું જાણીને તે ભગવાને બાંધી જે ધર્મ મર્યાદા તેને વિષે તે ભગવાનની પ્રસન્નતાને અર્થે પોતે નિરંતર વર્તે પણ તે **ધર્મ મર્યાદાનો ક્યારેય લોપ ન કરે.** ગ. છે. ૩૨

જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિ ને ધર્મ તેણે યુક્ત એવો જે ભગવાનનો ભક્ત તે તો એમ જાણે જે શૂરવીર હોય તે લડવા સમે શત્રુ સન્મુખ ચાલે પણ બીએ નહિ તે શૂરવીર સાચો અને શૂરવીર હોય તે લડાઇમાં કામ ન આવ્યો ને ગાંઠે ધન હોય ને તે ખરચ્યા વાવર્યામાં કામ ન આવ્યું તે વૃથા છે તેમ મુંને ભગવાન મળ્યા છે તે જે જીવ મારો સંગ કરે તેને આગળ હું કલ્યાણની વાત ન કરૂં ત્યારે મારૂં જ્ઞાન તે શા કામમાં આવ્યું ? એમ વિચારીને ઉપદેશ કર્યા નિમિત્ત કાંઇક થોડી ઘણી ઉપાધિ રહે તોપણ **પરમેશ્વરની વાત કર્યામાં કાયરપણું રાખે નહિ.** ગ. મ. ૫૭

આપણુ તો શ્રીકૃષ્ણુ નારાયણુના દાસ છીએ તે શ્રીકૃષ્ણુ નારાયણુને જેમ ગમે તેમ રાજી રહેવુ ને એ શ્રીકૃષ્ણુ ભગવાનની ઇચ્છા હશે તો સત્સંગની વૃદ્ધિ થાશે ને જો એમને ઘટાડવો હશે તો ઘટી જાશે અને એ ભગવાન આપણુને હાથીએ બેસાડે તો હાથીએ બેસીને રાજી રહેવું અને ગધેડે બેસાડે તો ગધેડે બેસીને રાજી રહેવું અને એ ભગવાનના ચરણારવિંદ વિના બીજે કયાંઇ પ્રીતિ રાખવી નહિ અને એ ભગવાનની ઇચ્છાએ કરીને જેવી રીતે સત્સંગની વૃદ્ધિ થાતી જાય તેવી રીતે રાજી રહેવુ. પછી એ ભગવાનની ઇચ્છા હોય તો બધુ જગત સત્સંગી થાઓ અથવા એની ઇચ્છાએ કરીને સર્વ સત્સંગી મટી જાઓ પણ કોઇ રીતે હર્ષ શોક મનમાં ધારવો નહિ એ ભગવાનનુ કર્યું સર્વે થાય છે માટે સુકું પાનડું જેમ વાયુને આધારે ફરે છે તેમ એ ભગવાનને આધીન રહીને આનંદમાં એ પરમેશ્વરનું ભજન કરવું અને કોઇ જાતનો મનમાં ઉદ્વેગ આવવા દેવો નહિ. ગ. પ્ર. ૭૪

ભગવાન છે તેજ આ દેહના પ્રવર્તાવનારા છે તે ગમે આ દેહને હાથીએ બેસારો ને ગમે તો બંધીખાનામાં નખાવો અને ગમે તો આ દેહમાં કોઇક મોટો રોગ પ્રેરો પણ કોઇ દિવસ ભગવાન આગળ એવી પ્રાર્થના કરવી નથી જે હે મહારાજ અમારૂં દુઃખ છે તેને ટાળો. શા માટે જે

આપણે પોતાના દેહને ભગવાનના ગમતામાં વર્તાવવો છે તે જેમ એ ભગવાનનું ગમતું હોય તેમજ આપણે ગમે છે પણ ભગવાનના ગમતાથકી પોતાનું ગમતું લેશમાત્ર પણ નોખું રાખવું નથી. અને આપણે જ્યારે તન મન ધન ભગવાનને અર્પણ કર્યું ત્યારે હવે ભગવાનની ઈચ્છા તેજ આપણું પ્રારબ્ધ છે તે વિના બીજું કોઇ પ્રારબ્ધ નથી માટે ભગવાનની ઇચ્છાએ કરીને ગમે તેવુ સુખ દુઃખ આવે તેમાં કોઇ રીતે અકળાઇ જાવુ નહિ ને જેમ **ભગવાન રાજી તેમજ આપણે રાજી રહેવું** **ગ. છે. ૧૩**

ભગવાનના ભક્ત હોય તેને કોઇ પ્રકારે અભિમાન રાખવું નહિ એજ ભગવાનને રાજી કર્યાનો ઉપાય છે અને અંતરદૃષ્ટિવાળા જે ભગવાનના ભક્ત હોય તે જો તપાસીને પોતાના હૃદય સામું જુએ તો જ્યારે લગારે માન આવતું હશે ત્યારે હૃદયમાં રહી જે ભગવાનની મૂર્તિ તેની નજર કરડી દેખાતી હશે. અને જ્યારે નિર્માનીપણે વર્તાતું હશે ત્યારે પોતાના હૃદયમાં રહી જે ભગવાનની મૂર્તિ તેની દૃષ્ટિ અતિ પ્રસન્ન જણાતી હશે માટે ભગવાનનો ભક્ત હોય તેને વિચારનું બળ રાખીને કોઇ પ્રકારનું **માન ઉદ્‌ગમ થવા દેવું નહિ** **ગ. પ્ર. ૬**

**ભગવાનના ભક્તને આત્મજ્ઞાન ને ભગવાનના મહિમા રૂપ જ્ઞાનની આવશ્યકતા** **નં**

સ્વધર્મે યુક્ત એવો જે ભગવાનનો ભક્ત હોય તેના

અંતરને વિષે તો પોતાનું યથાર્થ પૂર્ણકામપણું મનાતું નથી ને તે પૂર્ણકામપણું તો આત્મનિષ્ઠા ને ભગવાનના મહાત્મ્યનું જ્ઞાન તેણે કરીનેજ થાય છે. અને એ બેમાં જેટલી ન્યૂનતા રહે છે તેટલી પૂર્ણકામપણામાં ન્યૂનતા રહે છે માટે એ બે વાનાં તો ભગવાનના ભક્તને દ્રઢપણે સાધવાં અને એ બેમાં જેટલી ખામી રહે તેટલી તો સમાધિમાં પણ નડે છે.

જ્યારે સમાધિવાળો ગણપતિને સ્થાનકે જાય છે ત્યારે ત્યાં નાદ સંભળાય છે ને પ્રકાશ દેખાય છે ને તેથી પર બ્રહ્માના સ્થાનકને વિષે જાય છે ત્યારે તેથી નાદ પણ ઘણો સંભળાય છે ને પ્રકાશ પણ તેથી અતિશય ઘણો દેખાય છે અને તેથી પર વિષ્ણુને સ્થાનકે જાય છે ત્યારે તેથી અતિશય નાદ સંભળાય છે ને તેથી તેજ પણ અતિશય દેખાય છે એવી રીતે જેમ જેમ ઉંચા ઉચા સ્થાનકને વિષે જાય છે તેમ તેમ વધુ નાદ સંભળાય છે ને વધુ વધુ પ્રકાશ દેખાય છે અને એવી રીતે સમાધિમા અતિશય તેજ દેખાય છે અને અતિશય નાદ થાય છે ને કડાકા અતિશય થાય છે તે ગમે તેવો ધિરજવાન હોય તોપણ કાયરપણું આવી જાય છે. જો અર્જુન ભગવાનના અંશ હતા ને મહાશૂરવીર હતા તો પણ ભગવાનનું વિશ્વરૂપ જોઇને

સમર્થ થયા નહિ માટે એમ બોલ્યા જે હે મહારાજ આ રૂપ જોવાને હું સમર્થ નથી માટે તમારૂં જેવું પ્રથમ રૂપ હતું તેવું તમારૂ દર્શન કરાવો. એવી રીતે એવા સમર્થને પણ સમાધિને વિષે જ્યારે બ્રહ્માંડ ફાટી જાય એવા કડાકા થાય છે ને જેમ સમુદ્ર મર્યાદા મેલે એવા તેજના સમૂહ દેખાય છે ત્યારે ધિરજ રહેતી નથી તે સારૂ દેહ થકી પોતાનું સ્વરૂપ જુદું સમજવું જોઇએ.

અને એવી જે સમાધિ થાય છે તેના બે ભેદ છે એક તો પ્રાણાયામે કરીને પ્રાણનો નિરોધ થાય છે તે ભેળો ચિત્તનો પણ નિરોધ થાય છે. અને બીજો પ્રકાર એ છે જે ચિત્તને નિરોધે કરીને પ્રાણનો નિરોધ થાય છે. તે ચિત્તનો નિરોધ ક્યારે થાય છે તો જ્યારે સર્વ ઠેકાણેથી વૃત્તિ તુટીને એક ભગવાનને વિષે વૃત્તિ જોડાય ને તે ભગવાનને વિષે વૃત્તિ ક્યારે જોડાય તો જ્યારે સર્વ ઠેકાણેથી વાસના તુટીને ( ભગવાનનું અતિશય મહાત્મ્ય યથાર્થ સમજીને ભગવાન વિના બીજા જે સ્ત્રી ધનાદિક સર્વે પદાર્થ તેની જે વાસના તેને દેહ છતેજ ટાળી નાંખવી. ગ. પ્ર. ૨૧. આત્મનિષ્ઠા અને ભગવાનની મૂર્તિનો મહિમા સમજ્યા થકી કોઇ પદાર્થને વિષે વાસના રહેતી નથી. ગ. પ્ર. ૭૩ ) એક ભગવાનના સ્વરૂપની વાસના થાય ત્યારે તે વૃત્તિ કોઇની હઠાવી ભગવાનના સ્વરૂપમાંથી પાછી હઠે

નહિ. અને જેની વૃત્તિ નિર્વાસનીક થાય છે ત્યારે તેનું ચિત્ત છે તે ભગવાનનુંજ ચિંતવન કરે અને મન તે ભગવાનનોજ ઘાટ ઘડે અને બુદ્ધિ તે ભગવાનના સ્વરૂપનોજ નિશ્ચય કરે અને અહંકાર જે હું આત્મા છું ને ભગવાનનો ભક્ત છું એવુંજ અભિમાન ધરે ત્યારે એની એક વાસના થઇ જાણવી. અને પ્રાણે કરીને જે ચિત્તનો નિરોધ થાય છે તે તો અષ્ટાંગયોગે કરીને થાય છે ને અષ્ટાંગયોગ તો યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન ને સમાધિ એ જે આઠ અંગ તેણે યુક્ત છે ને અષ્ટાંગયોગ તે સાધનરૂપ છે ને એનું ફળ તે ભગવાનને વિષે નિર્વિકલ્પ સમાધિ છે તે જ્યારે એવી નિર્વિકલ્પ સમાધિ થાય છે ત્યારે પ્રાણને નિરોધે કરીને ચિત્તનો નિરોધ થાય છે. અને જો ચિત્ત નિર્વાસનિક થઇને ભગવાનને વિષે જોડાય છે તો તે ચિત્તને નિરોધે કરીને પ્રાણનો નિરોધ થાય છે માટે જેમ અષ્ટાંગયોગ સાધને કરીને ચિત્તનો નિરોધ થાય છે તેમ ભગવાનના સ્વરૂપને વિષે જોડાવે કરીને ચિત્તનો નિરોધ થાય છે માટે જે ભક્તની ચિત્તવૃત્તિ ભગવાનના સ્વરૂપને વિષે જોડાણી તેને અષ્ટાંગયોગ વગર સાધે સધાઇ રહ્યો માટે અમે કહ્યાં જે આત્મનિષ્ટા અને ભગવાનના મહાત્મ્યનું જ્ઞાન એ બે સાધન તે દૃઢપણે રાખવાં. ગ. પ્ર. ૨૫

## પાકા હરિભક્ત થવાનો ઉપાય

મોટા પુરૂષને અતિશય નિષ્કામી નિર્લોભી નિઃસ્વાદી નિર્માની નિઃસ્નેહી સમજે તો પોતે પણ એ સર્વે વિકારથી રહિત થઈ જાય ને પાકો હરિભક્ત થાય. ગ. પ્ર. ૫૮

પાકો હરિભક્ત થવાનો તો એજ ઉપાય છે જે પરમેશ્વરના દાસનો ગુલામ થઈને રહે ને એમ જાણે જે એ સર્વે ભક્ત મોટા છે ને હું તો સર્વથી ન્યૂન છું એમ જાણીને હરિભક્તનો દાસાનુદાસ થઈ રહે ને એવી રીતે જે વર્તે તેના સર્વે વિકાર નાશ પામે ને તેને દિવસે દિવસે જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિ આદિક જે શુભ ગુણ તે વૃદ્ધિ પામતા જાય છે. ગ. પ્ર. ૫૮

## ભગવાનનો ભક્ત બ્રહ્મરૂપ થાય તોપણ ભગવાન ને ભગવાનના ભક્તને વિષે દયા ને સ્નેહ તેણે યુક્ત હોય છે

જ્ઞાન વૈરાગ્યે કરીને ત્રણ શરીર ત્રણ અવસ્થા ને ત્રણ ગુણ એ સર્વે માયિક ઉપાધિ થકી ચૈતન્ય જુદો થઈ જાય છે ને કેવળ સત્તામાત્ર રહે છે પણ માયિક ઉપાધિનો લેશ પણ રહેતા નથી. ત્યારે જેમ દીપકનો અગ્નિ તે તેલ કોડીયુ ને વાટ એ ત્રણેને યોગે કરીને દૃષ્ટિમાં આવે તથા ગ્રહણ કર્યામાં આવે પણ જ્યારે ત્રણ પ્રકારની ઉપાધિનો

સગ છુટી જાય છે ત્યારે એ અગ્નિ કોઇની દૃષ્ટિમાં પણ ન આવે ને ગ્રહણ પણ ન થાય ને ઉપાધિએ યુકત હોય ત્યારેજ દૃષ્ટિએ આવે ને ગ્રહણ કર્યામાં આવે તેમ જ્ઞાન વૈરાગ્યે કરીને સર્વ માયિક ઉપાધિ નિવૃત્તિ પામે છે ત્યારે એ જીવાત્મા છે તે કેવળ બ્રહ્મસત્તા માત્ર રહે છે ને તે મન વાણીને અગોચર છે ને કોઇ ઇંદ્રિયે કરીને ગ્રહણ કર્યામા આવતો નથી પછી તે કાળે તો એને જો શુદ્ધ સંપ્રદાયે કરીને ભગવાનનું જ્ઞાન પ્રાપ્ત થયું હોય ને ભગવાન ને ભગવાનના ભકતનું મહાત્મ્ય યથાર્થપણે સમજાણું હોય તેને તો સર્વ માયિક ઉપાધિનો સંગ ટળી જાય ને પોતાનો જીવાત્મા બ્રહ્મરૂપ થાય તોપણ ભગવાન ને ભગવાનના ભક્તને વિષે જે દયાને પ્રીતિ તે નિરંતર રહે છે ત્યાં દ્રષ્ટાંત છે—જેમ દીપકની જયોત છે તેને જયારે ઉપાધિનો સંગ ટળી જાય છે ત્યારે એ અગ્નિ કોઇ ઇંદ્રિયે કરીને ગ્રહણ ન થાય એવો આકાશને વિષે રહે છે તોપણ એ અગ્નિને વિષે સુગંધી તથા દુર્ગંધીનો જે પાશ લાગ્યો હોય તે ટળતો નથી તથા જેમ વાયુ છે તે તો અગ્નિ થકી પણ વધુ અસંગી છે તોપણ તેને સુગંધી તથા દુર્ગંધીનો પાશ લાગે છે તેમજ જીવાત્માને જ્ઞાન વૈરાગ્યે કરીને માયિક ઉપાધિનો સંગ ટળી જાય છે તોપણ સત્સંગનો પાશ લાગ્યો છે તે ટળતો નથી

અને તે બ્રહ્મરૂપ થાય છે તોપણ નારદ સનકાદિક ને શુક- જીની પેઠે ભગવાન તથા ભગવાનના ભક્તને વિષે અતિશય દયા ને પ્રીતિએ યુક્ત વર્તે છે. ત્યાં શ્લોક ॥ परिनिष्ठितोपि नैर्गुण्ये उत्तम श्लोक लीलया गृहीत चेता राजर्षे आख्यानं यदधीतवान् ॥ તથા नित्यं विष्णु जन प्रिय: ॥ તથા आत्मारामाश्च मुनयो ॥ તથા प्रायेण मुनयो राजन તથા ગીતામાં કહ્યું છે જે ब्रह्म भूत: प्रसन्नात्मा न शोचति न कांक्षति सम: सर्वेषु भूतेषु मद्भक्तिं लभतेपराम् ॥ इत्यादिक ઘણાક શ્લોકે કરીને પ્રતિપાદન કર્યું છે જે ભગવાનના ભક્ત હોય ને જ્ઞાન વૈરાગ્યે કરીને માયિક ઉપાધિને ત્યાગ કરીને બ્રહ્મરૂપ થયા હોય તોપણ ભગવાન તથા ભગવાનના ભક્તને વિષે દયા ને પ્રીતિ તેણે યુક્ત હોય છે માટે ભગ- વાનના ભક્તને તો માયિક ઉપાધિનો સંગ મટી જાય છે તોપણ ભગવાન તથા ભગવાનના ભક્ત તેને વિષે અતિશય દયા ને પ્રીતિ વૃદ્ધિને પામે છે પણ કોઈ રીતે દયા તથા પ્રીતિ ટળતી નથી અખંડ રહે છે. ગ. છે. ૩

## સત્તારૂપે રહ્યો જે નિર્ગુણ ભક્ત તેને ભગવાનને વિષે પ્રીતિ હોય છે

ભગવાનનો ભક્ત ગુણાતીત હોય ને કેવળ સત્તા- રૂપે વર્તતો હોય ને તેને વિષે વૈરાગ્યરૂપ જે સત્વગુણ

અને વિષયમાં પ્રીતિરૂપ જે રજોગુણ અને મૂઢપણારૂપ જે તમોગુણ એ ત્રણે ગુણના ભાવ તો ન હોય અને તે તો કેવળ ક્રિયાએ રહિત શુન્ય સમતા ધરી રહે ને સુષુપ્તિ જેવી અવસ્થા વર્તે એવી રીતે સત્તારૂપે રહ્યો જે નિર્ગુણ ભક્ત તેને ભગવાનને વિષે તો પ્રીતિ હોય અને એ પ્રીતિ તો આત્માને સજાતિ છે. મધ્વાચાર્ય નિંબાર્ક ને વલ્લભાચાર્ય એમણે આત્મારૂપે રહીને જે ભગવાનને વિષે પ્રીતિ કરવી એ પ્રીતિને બ્રહ્મસ્વરૂપ કહી છે માટે ગુણાતીત થઇને જે ભગવાનને વિષે પ્રીતિ કરે છે એજ બ્રહ્મનું સ્વરૂપ છે એમ મોટા મોટા આચાર્યનો સિદ્ધાંત છે. ગ. મ. ૪૩

## ભગવાનના ભક્તને ભગવાનમાં નિર્ગુણપણે હેત કરવાની સમજણ

જેને બુદ્ધિ હોય તેને ભગવાનમાં હેત કેમ કરવું તો જે ચોવીસ તત્વ છે તે થકી પોતાના જીવને પૃથક જાણવો ને તે જીવને વિષે બુતીને રહી જે પંચ ઇંદ્રિયોની વૃત્તિયુ તેને ઉખાડી નાખીને ઇંદ્રિયુંની વૃત્તિ વિના જીવસત્તાપણે કરીને જેટલું ભગવાનમાં હેત થાય તેટલું કરવું તે નિર્ગુણ પણું તે શું જે દશ ઇંદ્રિયું તે રજોગુણની સંપત્તિ છે અને અંતઃકરણ ને દેવતા તે સત્વગુણની સંપત્તિ છે અને પંચભૂત ને પંચવિષય તે તમોગુણની સંપત્તિ છે તે એ ત્રણ ગુણની સંપત્તિયું ને ત્રણ ગુણ તેને પૃથક માનીને કેવળ

જીવસત્તાએ કરીને રહે તેને નિર્ગુણ કહીએ. એવો નિર્ગુણ થઇને ભગવાનમાં હેત કરવું તે કહ્યું છે જે नैर्गुण्य स्थार मते स्मगुणानु कथने हरेः ॥ તથા परिनिष्ठि तोपि नैर्गुण्ये उत्तम श्लोक लीलया ॥ गृहित चेता राजर्षे आख्यानं यदधीतवान्॥ અને એવી રીતના જે જ્ઞાની છે તે ક્ષેત્ર ને ક્ષેત્રજ્ઞના રૂપને જાણીને પોતે ક્ષેત્રજ્ઞરૂપે થઇને ભગવાનમાં પ્રીતિ કરે છે તે ક્ષેત્ર તે શું તો સ્થુલ સૂક્ષ્મ ને કારણ એ ત્રણ દેહ તથા જાગ્રત સ્વપ્ન ને સુષુપ્તિ એ ત્રણ અવસ્થા એ સર્વે ક્ષેત્ર છે તે ક્ષેત્રને પોતાના આત્માથી પૃથક જાણે છે જે એ મારે વિષે કોઇ દિવસ હોય નહિ હું તો એનો જાણનારો છું ને અતિ શુદ્ધ છું અરૂપ છુ અલિંગ છુ ચૈતન્ય છું અને એ ક્ષેત્ર તો અતિ મલિન છે જડ છે નાશવત છે એમ દ્રઢપણે સમજીને ને એ સર્વથી વૈરાગ્યને પામીને સ્વધર્મે સહિત જે ભગવાનને વિષે ભક્તિ કરવી તેને એકાંતિકની ભક્તિ કહીએ અને એને જ્ઞાની કહીએ અને એ જે જ્ઞાની તે સર્વથી શ્રેષ્ટ છે તે ભગવાને કહ્યું છે જે ॥ तेषां ज्ञानी नित्य युक्त एक भक्ति र्विशिष्यते ॥ उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मेमतम् ॥ એમ સમજીને ઇંદ્રિયો અંતઃકરણ વિષય એ સર્વનાં જે મૂળ તે જીવમાંથી ઉખેડી નાખીને ભગવાનને વિષે હેત કરવું એજ ઠીક છે.

પં. ૩

ભગવાનમાં પ્રીતિ કરવી તે એક સત્તારૂપે રહીને જ કરવી ને તે સત્તારૂપ આત્મા કેવો છે તો જેને વિષે માયા ને માયાનાં કાર્ય જે ત્રણ ગુણ ને દેહ ઇંદ્રિયો ને અંતઃકરણ તેનું કોઈ આવરણ નથી અને કાંઇક જે આત્માને વિષે આવરણ જેવું જણાય છે તે અજ્ઞાને કરીને જણાય છે પણ જેણે જ્ઞાન વૈરાગ્યે કરીને એનો સર્વ પ્રકારે નિષેધ કરી નાખ્યો છે તેને તો એ આત્માને વિષે કોઈ જાતનું આવરણ નથી. ગ. મ. ૫૭

## ભગવાનના ભક્તની ક્રિયા ભક્તિરૂપ છે ને મોક્ષને અર્થે થાય છે

ભગવાનના ભક્તની ને વિમુખ જીવની ક્રિયામાં તો ઘણો ફેર છે કેમજે વિમુખ જે જે ક્રિયા કરે છે તે પોતાનાં ઇંદ્રિયોને લડાવવાને અર્થે કરે છે ને ભગવાનના ભક્ત જે જે ક્રિયા કરે છે તે તો કેવળ ભગવાન ને ભગવાનના ભક્ત તેની સેવાને અર્થે કરે છે માટે હરિજનની જે સર્વ ક્રિયા તે તો ભક્તિરૂપ છે ને જે ભક્તિ છે તે તો નૈષ્કર્મ્યરૂપ છે ત્યાં શ્લોક ભગવદ્‌ગીતાનો છે ॥ कर्मण्य कर्मयः पश्येद् कर्मणी च कर्मयः । सबुद्धि मान्मनुष्येषु सयुक्तः कृतस्न कर्मकृत् ॥ એ શ્લોકનો એમ અર્થ છે જે ભગવાનના ભક્ત હોય તે ભગવાનની પ્રસન્નતાને અર્થે જે જે કર્મ કરે છે તે કર્મને

વિષે અકર્મ જે જ્ઞાન તેને જે દેખે છે ને વિમુખ હોય તે નિવૃત્તિ માર્ગ પકડીને અકર્મપણે રહેતો હોય તોપણ તેને કર્મનાં બુડયો છે એમ જે દેખે છે તે દેખનારો સર્વ મનુષ્યને વિષે બુદ્ધિમાન છે ને તે જ્ઞાની છે તથા તે યુક્ત છે કહેતાં મોક્ષને યોગ્ય છે અને ॥ कृतस्न कर्मकृत ॥ કહેતાં સર્વ કર્મનો કરનારો છે. ગ. મ ૧૧

## ભગવાનના ભક્તને વિદ્યારૂપ માયા સુખદાઇ છે

માયામાંથી ઉપજ્યા એવા જે સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણ તેમાં જે સત્વ છે તે તો સુખરૂપ કહેવાય છે તથા શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે જે "सत्वंयद् ब्रह्मदर्शनम्" તથા સત્વગુણની સંપત્ત તે જ્ઞાન વૈરાગ્ય વિવેક શમદમાદિક છે અને વળી એકાદશ સ્કંધમાં કહ્યુ છે જે विद्या विद्ये मम तनू विद्ध युद्धव शरीरिणाम् । बन्ध मोक्ष करी आद्ये मायया मे विनिर्मिते ॥ માટે મોક્ષને કરે એવી જે વિદ્યારૂપ માયા તે દુઃખરૂપ છે કે કેમ? તો જેમ યમરાજાનું જે રૂપ તે પાપી જીવને અતિ ભયાનક વિકરાળ જણાય છે તથા મોટા મોટા દાંત ને મોટું મુખ ભયાનક દેખાય છે તથા કાજળ જેવું કળુ ને પર્વત જેવું મોટું ને કાળ જેવું ભયાનક એવું દુઃખરૂપ દેખાય છે અને

પુણ્યવાળા જે જીવ તેને તો તે યમરાજાનું રૂપ અતિશે સુખદાઇ વિષ્ણુના જેવું જણાય છે તેમ માયા છે તે જે ભગવાનથી વિમુખ છે તેને તો અતિ બંધન કરનારી છે ને અતિ દુઃખદાઈ છે અને જે ભગવાનના ભકત છે તેને તો એ માયા અતિશય સુખદાઇ છે અને માયાનાં કાર્ય જે ઇંદ્રિયું અંતઃકરણ ને દેવતા તે સર્વે ભગવાનની ભકિતને અતિ પુષ્ટ કરે છે માટે ભગવાનના ભકતને તો માયા દુઃખદાઇ નથી પરમ સુખદાઈ છે.

અને જ્યારે પરમેશ્વરનો ભકત ભગવાનની મૂર્તિને હ્રદયમાં ધારીને ભજન કરવા બેસે છે ત્યારે એને અંતઃકરણ રૂપ માયા તે સંકલ્પ વિકલ્પ રૂપે કરીને દુઃખ આપે છે તેનું કારણ એ છે જે જેને ભગવાનનું મહાત્મ્ય સારી પેઠે સમજીને અતિશય દ્રઢ ભગવાનનો આશ્રય હોય તેને તો અંતઃકરણ રૂપ માયા છે તે દુઃખ દેતી નથી અને જેને એવા આશ્રયમાં ફેર હોય તેને દુઃખ દે છે જેમ કાચો સત્સંગી હોય તો તેને કુસંગી હોય તે ડગાવવાનો આગ્રહ કરે પણ જે પાકો સત્સંગી હોય તેને ડગાવ્યાની કોઇ લાલચ રાખે નહિ અને તેને સાંભળતાં કોઇ સત્સંગનું ઘસાતું બોલી શકે નહિ તેમ જેને એવો પરિપકવ પરમેશ્વર નો આશરો થયો છે તેને ડગાવ્યાની કોઇ લાલચ રાખે નહિ અને તેને સાંભળતાં કોઇ સત્સંગનુ ઘસાતું બોલી શકે

નહિ તેમ જેને એવો પરિપકવ પરમેશ્વરનો આશરો થયો છે તેને ઠગાવ્યાની લાલચ અંતઃકરણ રૂપ માયા રાખે નહિ અને સામી તેની ભકિતમાં પુષ્ટિ કરવા લાગે અને જેના જીવને વિષે એવા આશરામાં કાંઇ કાચપ હોય તેને એ માયા ઠગાવે છે ને દુઃખ દે છે અને જ્યારે એનો એ જીવ એવી રીતે ભગવાનનો પરિપકવ આશરો કરશે ત્યારે એને ઠગાવવાને અર્થે ને પીડવાને અર્થે માયા સમર્થ નહિ થાય માટે જેને ભગવાનનો એવો પરિપકવ નિશ્ચય છે તેને કોઇ રીતે માયા દુઃખ દેવાને અર્થે સમર્થ થાતીજ નથી. લો. ૧૦

**ભગવાનના ભક્તને આ લોક પરલોકમાં સદાય સુખી રહેવાનાં લક્ષણ**

જે ભગવાનના ભકતને એક તો દ્રઢ **વૈરાગ્ય** હોય અને બીજો અતિશય દ્રઢ **સ્વધર્મ** હોય અને જેણે એ બે સાધને કરીને સર્વ ઇંદ્રિયોને જીતીને પોતાને **વશ કર્યા** હોય અને જેને ભગવાન ને ભગવાનના ભકતને વિષે અતિશય **પ્રીતિ** હોય અને જેને ભગવાન ને ભગવાનના ભકતને વિષે **મિત્રભાવ** વર્તતો હોય અને જે કોઇ દિવસ ભગવાન કે ભગવાનના ભકત થકી **ઉદાસ થાય નહિ** અને જે ભગવાન ને ભગવાનના ભકતને **સંગેજ** રાજી રહે પણ કોઇ વિમુખ જીવની સોબત ગમે નહિ એવાં જે હરિભકતનાં લક્ષણ હોય તે આ લોકને વિષે તથા પરલોકને વિષે સદાય સુખીયો રહે છે ગ. છે. ૮

જેને સુખ ઇચ્છવું હોય તેને એક દ્રવ્યાદિકનો લોભ તથા સ્ત્રીને વિષે બેઠા ઉઠયાની વાસના તથા રસને વિષે જીવ્હાની આશકિત તથા દેહાભિમાન તથા કુસંગીમાં હેત રહી જાય તથા સબંધીમાં હેત હોય એ છો સ્વભાવ હોય તે ટાળવા ને નિવૃત્તિપર થાવું ને બરોબરીયાની સોબત ન રાખવી ને દેહાભિમાને રહિત ને વૈરાગ્યે યુકત ને ભગવાનનું અલ્પ વચન હોય તેમાં ફેર પડે તો તે મહત વચનમાં ફેર પડયો હોય તેમ માનતા હોય એવા જે ભગવદ્ ભકત મોટા સાધુ તે સંગાથે પોતાના જીવને જડી દેવો ને તેના વચનમા મન કર્મ વચને વર્તવું ને વિષયના સબંધથી તો છેટેજ રહેવુ પણ એનો સંબંધ પોતાના નિયમનો ત્યાગ કરીને થાવા દેવો નહિ ને જો વિષયનો સંબધ કરવા માંડે તો એનો ઠા રહેજ નહિ એ સિદ્ધાંત વાર્તા છે ગ. છે. ૩૯

જેને આ દેહે કરીને પરમ સુખીયા થાવું હોય ને દેહ મુકયા કેડે પણ પરમ સુખીઆ થાવું હોય તેને ભગવાનના ભકતનો મને વચને દેહે કરીને દ્રોહ ન કરવો. અને જો ભગવાનના ભકતનો કાઇક દ્રોહ થઇ જાય તો તેની વચને કરીને પ્રાર્થના કરવી ને મને કરીને ને દેહે કરીને તેને દંડવત પ્રણામ કરવા ને ફરીને દ્રોહ ન થાય એવી

પણ એકવાર દ્રોહ કરીને દંડવત

પ્રણામ કર્યાં ને વળી ફરી દ્રોહ કરીને દંડવત્ પ્રણામ કરવા એવી રીતે વર્તવું નહિ. ગ. મ. ૪૦

## ભગવાનના ભકતને સુખ દુઃખ કેમ આવે છે.

ત્યાગીને ને ગૃહસ્થને જે જે નિયમ કહ્યા છે તેમાં જેટલો જેને ફેર પડે તેટલો તેને કલેશ થાય છે અને ભગવાનથી જે વિમુખ જીવ હોય તેને જે સુખ દુઃખ આવે છે તે પોતાને કર્મે કરીને આવે છે ને જે ભગવાનના ભકત હોય તેને જેટલું દુઃખ થાય છે તે તુચ્છ પદાર્થને અર્થે ભગવાનની આજ્ઞા લોપવે કરીને થાય છે ને જેટલું સુખ થાય છે તે ભગવાનની આજ્ઞા પાળવે કરીને થાય છે

ગ. પ્ર. ૩૪

ભગવાનનો જે ભક્ત હોય તેને તો જે જે પ્રકારનાં દુઃખ આવે છે તે દુઃખના દેનારા કાળ કર્મ માયા એમાંથી કોઇ નથી. એ તો પડે ભગવાનજ પોતાના ભક્તની ધીરજ જોવાને અર્થે દુઃખને પ્રેરે છે અને પછી જેમ કોઇક પુરૂષ પડદામા રહીને જુએ તેમ ભક્તની ધીરજને ભગવાન ભક્તના હૃદયમાં રહીને જોયા કરે છે પણ કાળ કર્મ માયાનો શો ભાર છે જે ભગવાનના ભકતને પીડી શકે ? એ તો ભગવાન નીજ ઇચ્છા છે એમ જાણીને ભગવાનનો ભકત હોય તેને મગન રહેવું. ગ. મ. ૬૨

## ભગવાનના ભક્તની સાધનદશા ને સિદ્ધદશાનાં લક્ષણ

જ્યાં સુધી સારા ને નરસા એ બેય વિષય તુલ્ય ન જણાય ત્યાં સુધી એ ભગવાનનો ભક્ત સાધન દશામાં કહેવાય.

અને જ્યારે સારા નરસા વિષય તુલ્ય ભાસે ત્યારે એ ભક્ત સિદ્ધ દશાને પામ્યો જાણવો. અને જ્યારે વિષયમાંથી આશક્તિ મુકીને સિદ્ધ દશાને પામે છે ત્યારે એને કૃતાર્થ થયો જાણવો. ગ. મ. ૧

## પૂર્વ જન્મના ભગવાનના ભક્તનાં લક્ષણ

જેને પૂર્વ જન્મમાં ભગવાનની કે ભગવાનના ભક્તની પ્રાપ્તિ થઇ હશે તથા તેમની સેવા કરી હશે તેને તો આ જન્મમાં ભગવાન કે ભગવાનના ભક્તમાંથી હેત મટેજ નહિ અને નિશ્ચયમાં પણ ડગમગાટ થાય નહિ અને કામ ક્રોધ લોભ સબંધી ઘાટ તો કદાચિત રહે પણ ભગવાનનો નિશ્ચય તો કોઇ રીતે મટે નહિ તે કોઈકને વચને કરીને ન મટે એમાં શું કહેવું એને તો જો પોતાનું મન ડગમગાટ કરાવે તોપણ ડગમગાટ થાય નહિ અને તેની દ્રઢતા તો જેવી નાથભક્તની છે કે જેવી વિષ્ણુદાસની હતી કે જેવી હિમરાજશાહની હતી કે જેવી કાશીદાસને છે કે જેવી ભાઇચંદ શેઠને હતી કે જેવી દામોદરને છે એવી દ્રઢતા હોય ત્યારે જાણવું જે આ પૂર્વ જન્મનો ભગવાનના ભક્ત છે ગ. મ. ૫૯

**નવા આદરવાળા ભકતનાં લક્ષણ**

સંતની ને ભગવાનની પ્રાપ્તિ થઇ છે તોપણ એમ ડગમગાટ રહે છે જે મારૂં કલ્યાણ થાશે કે નહિ થાય તેનું કારણ એ છે જે એ જીવને પૂર્વ જન્મને વિષે ભગવાન કે ભગવાનના સંતની પ્રાપ્તિ થઇ નથી ને તેમની સેવા પણ તેણે કરી નથી એને તો આ જન્મમાંજ નવો આદર છે તે આગલા જન્મમાં ફળશે. ગ. મ. ૫૯

**કેવા ભકતને દેશકાળાદિકે કરીને પણ પરાભવ ન થાય**

નાડી પ્રાણ સંકેલાઇને નિર્વિકલ્પ સ્થિતિએ કરીને (અક્ષરબ્રહ્મના સાધર્મ્યપણાને પામીને કેવળ ભગવાનની મૂર્તિને વિષેજ નિગમ્ન રહેતો હોય તેને નિર્વિકલ્પ સમાધિવાળો કહીએ. ગ. પ્ર. ૪૧) શ્રી નારાયણના ચરણારવિંદમાં રહ્યા હોય તો તુચ્છ જેવો જીવ હોય તેને પણ દેશકાળ સંગાદિકે કરીને પરાભવ ન થાય ને એવી રીતે બ્રહ્માદિક રહ્યા હોય તો તેને પણ પરાભવ ન થાય અને એવી રીતે સ્થિતિ ન થઇ હોય ને દેહમાં વર્તતા હોય તો બીજા જીવને પરાભવ થાય થાય ને એવા મોટા જે બ્રહ્માદિક તેને પણ થાય. લો. ૧૩

જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ એ ત્રણ અવસ્થા તથા સ્થુલ સૂક્ષ્મ ને કારણ એ ત્રણ દેહ તેથી પર ને ચૈતન્યરૂપ એવું

પોતાના સ્વરૂપને માને અને તે પોતાના સ્વરૂપને વિષે ભગવાનની મૂર્તિને ધારીને ભગવાનનું ભજન કરે. પછી ત્રણ અવસ્થા ને ત્રણ શરીરથી પર જે પોતાનું સ્વરૂપ. તેને અતિશય પ્રકાશમાન ભાળે ને તે પ્રકાશને વિષે ભગવાનની મૂર્તિ જેવી પ્રગટ પ્રમાણ છે તેવી અતિશય પ્રકાશે યુક્ત ભાસે એવી રીતની સ્થિતિ જ્યાં સુધી થઇ નથી ત્યાં સુધી ભગવાનનો ભક્ત છે તોપણ તેને માથે વિઘ્ન છે. અને જો એવી સ્થિતિમાં શિવજી નહોતા વર્તતા તો મોહિની સ્વરૂપમાં મોહ પામ્યા અને એવી સ્થિતિમાં બ્રહ્મા નહોતા વર્તતા તો સરસ્વતિને દેખીને મોહ પામ્યા. અને એવી સ્થિતિમાં નારદજી નહોતા વર્તતા તો પરણ્યાનું મન થયું અને ઇંદ્ર તથા ચંદ્રાદિક તેમને જો એવી સ્થિતિ નહોતી તો કલંક લાગ્યાં. ગ. પ્ર. ૨૩

પ્રકૃતિ પુરૂષ થકી પર એવું જે શુદ્ધ ચૈતન્ય બ્રહ્મ તેનેજ એક સત્ય જાણે ને તે બ્રહ્મરૂપ થઇને પરબ્રહ્મ એવા જે શ્રીકૃષ્ણ ભગવાન તેનું ભજન કરે અને એ બ્રહ્મથકી આરૂ જે પ્રકૃતિ ને પ્રકૃતિનું કાર્ય માત્ર તેને અસત્ય જાણે ને નાશવંત જાણે ને તુચ્છ સમજે ને માયિક જે નામરૂપ તેને વિષે અતિશય દોષ દ્રષ્ટિ રાખે ને તે સર્વ નામરૂપને વિષે અતિશય વૈરાગ્યને પામે તેને સોનું ને સ્ત્રી બંધન ન કરે ને બીજાને તો જરૂર કરે ગ. મ. ૩૦

એક તો યોગનિષ્ઠા ને બીજી સાંખ્યનિષ્ઠા છે તેમાં યોગનિષ્ઠાવાળો જે ભગવાનનો ભક્ત તે ભગવાનના સ્વરૂપમાં પોતાની અખંડ વૃત્તિ રાખે અને સાંખ્યનિષ્ઠાવાળો જે ભગવાનનો ભક્ત તે તો મનુષ્યનાં સુખ તથા સિદ્ધ ચારણ વિદ્યાધર ગંધર્વ દેવતા એ સર્વેનાં જે સુખ તેને સમજી રાખે તથા ચૌદ લોકની માંહેલી કોરે જે સુખ છે તે સર્વેનું પ્રમાણ કરી રાખે જે આ સુખ તે આટલુંજ છે અને એ સુખની કેડે જે દુઃખ રહ્યું છે તેનું પણ પ્રમાણ કરી રાખે પછી દુઃખે સોતાં એવાં જે સુખ તે થકી વૈરાગ્યને પામીને પરમેશ્વરને વિષેજ દૃઢ પ્રીતિ રાખે એવી રીતે સાંખ્યનિષ્ટાવાળાને તો સમજણનું બળ હોય અને યોગનિષ્ટાવાળાને તો ભગવાનના સ્વરૂપમાં અખંડ વૃત્તિ રાખવી તેનુંજ બળ હોય પણ કોઇક વિશમદેશકાળાદિકને યોગે કરીને કોઇક વિક્ષેપ આવે તો ભગવાનના સ્વરૂપમાં વૃત્તિ રહેતી હોય તે કાંઇક બીજે પણ ચોટી જાય કેમ જે યોગનિષ્ટાવાળાને સમજણનું બળ થોડું હોય માટે કાંઇક વિઘ્ન થઇ જાય ખરૂં. અને સાંખ્યનિષ્ટા ને યોગનિષ્ટા એ બે જો એકને વિષે હોય તો પછી કાંઈ વાંધોજ ન રહે. અને એવો જે ભગવાનનો ભક્ત હોય તે તો ભગવાનની મૂર્તિ વિના બીજા કોઇ પદાર્થમાં લોભાયજ નહિ અને એમ સમજે જે ભગવાનનું જે અક્ષરધામ ને તે ધામને વિષે રહી

એવી જે એ ભગવાનની મૂર્તિ ને તે ધામને વિષે રહ્યા એવા જે ભગવાનના ભકત તે વિના જે જે લોક છે ને તે લોકને વિષે રહ્યા એવા જે દેવ છે ને તે દેવના જે વૈભવ છે તે સર્વે નાશવંત છે એમ જાણીને એક ભગવાનને વિષેજ દ્રઢ પ્રીતિ રાખે છે માટે એવા ભક્તને તો કોઇ જાતનો વિક્ષેપ આવતો નથી. ગ. મ. ૨૪

જેમ જનક વિદેહી હતા તે પ્રવૃત્તિ માર્ગમાં હતા તોપણ નિર્વિકાર હતા અને જ્યારે જનકની સભામાં સુલભા નામે સંન્યાસીની આવી ત્યારે જનક રાજા સુલભા પ્રત્યે બોલ્યા જે તું મારા ચિત્તને મોહ પમાડયાનું કરે છે પણ મારા ગુરૂ જે પંચશીખરૂષી તેની કૃપા થકી હુ સાંખ્ય ને યોગ એ બે મતને અનુસર્યો છું. માટે મારા અર્ધા શરીરને ચંદન ચર્ચે અને અર્ધું શરીર તરવારે કરીને કાપે એ બેય મારે બરોબર છે અને આ મારી મિથિલાપુરી બળી જાય તો પણ મારૂં કાંઇ બળતું નથી એમ હું પ્રવૃત્તિમાં રહ્યો થકો અસંગી ને નિર્વિકાર છું એવી રીતે રાજા જનકે સુલભા પ્રત્યે કહ્યું અને શુકદેવજીના પણ રાજા જનક ગુરૂ કહેવાણા માટે ઇંદ્રિયોની વૃત્તિ અનુ-લોમપણે વર્તતી હોય અને પ્રવૃત્તિ માર્ગમાં રહ્યો હોય તોપણ જો જનક રાજાની પેઠે જેના હૃદયમાં સમજણની દ્રઢતા થઈ હોય તો તે કોઇ રીતે વિકારને પામે નહિ અને

જેને જેવું જાણ્યું જોઇએ તેવું યથાર્થ જાણ્યું હોય જે આતે સાર છે ને આતે અસાર છે પછી એક ભગવાનની મૂર્તિ વિના જેટલો માયિક આકાર છે તે સર્વે અતિશય દુ:ખદાયક છે ને નાશવંત છે એમ જાણે અને પોતાને દેહ ઇંદ્રિયો ને અંત:કરણ તે થકી નોખો આત્મારૂપે જાણે પછી એને એવું કોઇ પદાર્થ નથી જે મોહ પમાડવાને અર્થે સમર્થ થાય કેમજે એ તો સર્વે માયિક આકારને તુચ્છ કરી જાણે છે અને એવી રીતે જેના અંતરમાં સમજણની ઘડય બેઠી હોય ને તેનાં ઇંદ્રિયો પ્રવૃત્તિ માર્ગને વિષે સર્વે અનુલોમપણે વર્તતાં હોય તોપણ તે કામાદિકે કરીને ક્ષોભને ન પામે એવો જે હરિભકત હોય તે ત્યાગી હોય અથવા ગૃહસ્થ હોય પણ તેના હૃદયમાંથી કામાદિકનું બીજ નાશ પામી જાય છે અને એવો હોય તે સર્વ હરિભક્તમાં શ્રેષ્ટ વૈષ્ણવ છે. માટે અહી ત્યાગીનો કાંઈ મેળ નથી જેની સમજણ મોટી તેને સર્વથી મોટો હરિભકત જાણવો અને શિવ બ્રહ્માદિકને વિષે જે ખોટ કહેવાય છે તેનું તો એમ છે જે કેટલાકને વિષે તો આવી રીતની સમજણની કસર છે ને કેટલાકને વિષે તો આવી સમજણ હોય તોપણ ભુંડા દેશકાળ સંગ ક્રિયાદિકને યોગે કરીને તેમને કામાદિક વિકારરૂપ ખોટ કહેવાણી છે માટે આવી સમજણ હોય તોપણ કોઇ પ્રકારે કુસંગ તો કરવોજ નહિ એ સિદ્ધાંત વાર્તા છે.

ગઢ. ૨૦

જેની બુદ્ધિમાં ધર્માંશ વિશેષપણે વર્તતો હોય ને આસ્તિકપણું હોય જે આ લોકમાં જે સારૂં નરસું કર્મ કરે છે તેનું જે સારૂં નરસું ફળ તેને જરૂર પરલોકમાં ભોગવે છે એવી દ્રઢ મતિ જેને હોય તથા લાજ હોય જે ભુંડું કરશું તો આલોકમાં માણુસ આગળ શું મુખ દેખાડશું એવો જે હોય તે ગમે ત્યાં જાય તોપણ એને કોઇ પદાર્થ તથા સ્ત્રી આદિક તે બંધન કરી શકે નહિ.

ગ. છે. ૨૬

## ભગવાનના ભક્તને રસીક માર્ગ કરીને ભગવાનને ભજવાની રીત.

જે ભગવાનને ભજતા હોય તેને મોટી પદવી પામ્યાના બે ઉપાય છે અને પડયાના બે ઉપાય છે એકતો રસીક માર્ગે કરીને ભગવાનની ભકિત કરવી અને બીજો આત્મજ્ઞાન એ બે મોટપ પામ્યાના પણ માર્ગ છે અને પડયાના પણ છે. તેમાં રસીક માર્ગે તો હજારૂં ને લાખું પડી ગયા છે અને ભગવાનને તો કોઇક પામ્યો હશે અને મોટા મોટા આચાર્ય થયા તેણે પણ રસીક માર્ગે કરીને ભક્તિ કરાવી છે પણ તેમાં બગાડ ઘણાને થયો છે ને સારૂં તો કોઇકનું થયું છે કાંજે રસીકપણે કરીને જ્યારે ભગવાનનું વર્ણન કરે ત્યારે ભગવાન ભેળું રાધિકાજી લક્ષ્મીજી તથા તેની સખીયું તેનું પણ વર્ણન આવે અને જ્યારે

સ્રીઓનું વર્ણન આવે ત્યારે તો તેનાં અંગો અંગનું વર્ણન થાય ત્યારે વર્ણનના કરનારાનું મન નિર્વિકાર કેમ રહે અને ઇંદ્રિયોનો તો એજ સ્વભાવ છે જે સારો વિષય હોય તે ઉપરજ પ્રીતિ હોય અને રાધિકાજી લક્ષ્મીજી તેના જેવું તો ત્રિલોકીમાં કોઈ સ્રીનું રૂપ હોય નહિ અને એના જેવી કોઇની બોલી પણ મીઠી ન હોય અને એના દેહનો સુગંધ પણ અતિશય હોય માટે એવા રૂપને દેખીને અથવા સાંભળીને કીયે પ્રકારે મોહ ન થાય ? એ તો થાયજ અને લેશ માત્ર જો મન વિકાર પામે તો તે કલ્યાણના માર્ગમાંથી પડયો માટે રસીકની રીતે જે ભગવાનને ભજે તેને એ મોટું વિઘ્ન છે માટે જેમ પોતાની માતા હોય અથવા બેન હોય તથા દિકરી હોય તે ઘણી રૂપવાન હોય તોપણ તેને દેખીને મનને વિષે વિકાર થાતો નથી તેમજ તેને સાથે બોલે છે સ્પર્શ કરે છે તોપણ મનને લેશમાત્ર વિકાર થાતો નથી એવી રીતે ભગવાનના ભક્ત જે બાઇયું હોય તેને વિષે મા બેન ને દિકરી તેની બુદ્ધિ રહે તો કોઇ રીતે વિકાર થાય નહિ અને રસીક માર્ગે કરીને ભગવાનને ભજીને અભયપદને પામે.

અને જ્યારે એમ ન સમજે અને કોઇ મોટા ભગવાનના ભક્ત બાઇયું હોય તેને દેખીને અવળું સમજે ત્યારે એને મોટો દોષ લાગે અને જે અન્યસ્રીને દેખવે કરીને

દોષ લાગ્યો હોય તે તો ભગવાનના ભક્તને દર્શને કરીને ટળે છે અને ભગવાનના ભક્તને જોઇને જે દોષ લાગ્યો હોય તેને ટાળ્યાનો ઉપાય શાસ્ત્રમાં કહ્યોજ નથી તેમજ ભગવાનનો ભક્ત જે પુરૂષ હોય તેને દેખીને જે સ્ત્રી અવળું સમજે તેને પણ એ પાપ થકી કોઈ ટાળે છુટાય નહિ. ત્યાં શ્લોક ॥ अन्य क्षेत्रे कृतं पापं तिर्थ क्षेत्रे विनश्यति तिर्थक्षेत्रे कृतं पापं वज्रलेपो भविष्यति ॥ १ ॥ એ શ્લોકનો અર્થ એ છે જે બીજે ઠેકાણે પાપ કર્યું હોય તે તો ભગવાન કે ભગવાનના ભક્ત પાસે ગયે અને છુટે ભગવાન ને ભગવાનના ભકત પાસે જઇને જે પાપ કરે તે તો તિર્થક્ષેત્રનુ પાપ છે તે વજ્રલેપ થાય છે માટે જેને રસીક માર્ગે કરીને ભગવાનને ભજવા હોય તેને તો જેવી રીતે અમે વાત કરી તેવી રીતે નિર્દોષ બુદ્ધિ રાખવી ગ. મ. ૩

પરમેશ્વરનો ભક્ત થઇને ભક્તિ કરતાં થકાં જે પાપ કરે છે ને સત્સંગમાંજ કુવાસના બાંધે છે તે પાપ તો એને વજ્રલેપ થાય છે. અને કુસંગમાં જઇને પરસ્ત્રીનો સંગ તે થકી પણ સત્સંગમાં ભગવાનના ભક્ત ઉપર કુદ્રષ્ટિએ જોવાણું હોય તો તેનું વધુ પાપ લાગે છે માટે જેને ભગવાનમાં દ્રઢ પ્રીતિ કરવી હોય તેને કોઇ જાતનું પાપ પોતાની બુદ્ધિમાં રહેવા દેવું નહિ. શા માટે જે સત્સંગી હરિજન છે તે તો જેવાં પોતાનાં મા બેન ને દિકરી હોય તેવાં છે.

અને આ સંસારને વિષે અતિશય જે પાપી હોય તે પોતાના ગોત્રની સ્ત્રીયોને વિષે કુદ્રષ્ટિ રાખે છે માટે જે હરિજનને વિષે કુદ્રષ્ટિ રાખે તે અતિશય પાપી છે ને તેનો કોઇ કાળે છુટકો થાય નહિ માટે જેને રસીક ભક્ત થાવું હોય તેને આવી જાતનું પાપ તેનો ત્યાગ કરીને પછી રસીક ભક્ત થાવું. ગ. છે. ૨૨

**ભગવાનના ભક્તને આત્મજ્ઞાન (બ્રહ્મજ્ઞાન) કેમ સમજવું**

બ્રહ્મજ્ઞાનમાં તો આવી રીતે અવળુ સમજાય છે જે જે બ્રહ્મ છે તેજ પ્રકૃતિ પુરૂષરૂપે થાય છે અને પછી તેજ બ્રહ્મ બ્રહ્મા વિષ્ણુ શિવ રૂપે થાય છે ને પછી તેજ બ્રહ્મ સ્થાવર જંગમરૂપે થાય છે. અને તે સ્થાવર જંગમરૂપ જે આકાર તેને વિષે રહ્યા જે જીવ તે રૂપે પણ બ્રહ્મ થાય છે એવી રીતે બ્રહ્મજ્ઞાનને અવળું સમજીને પછી સમજનારો પોતાના જીવને પણ ભગવાન જાણે છે ત્યારે એમ સમજનારાને ઉપાસનાનો ભંગ થયો માટે એ પણ ભગવાનના માર્ગ થકી પડયો. એવી રીતે બ્રહ્મજ્ઞાનમાં પણ ઉપાસનાનું ખંડન થાય એ મોટું વિઘ્ન છે કાં જે સમજી સમજીને સર્વના કારણ અને સર્વના સ્વામી એવા જે ભગવાન તેનુંજ ખંડન થયું માટે એમ સમજનારો પણ કલ્યાણના માર્ગ થકી પડયો જાણવો.

બ્રહ્મજ્ઞાનનો માર્ગ છે તેમાં તો એમ સમજવું જે, જે બ્રહ્મ છે તે તો નિર્વિકાર છે ને નિરંશ છે માટે એ વિકારને પામે નહિ ને એના અંશ પણ થાય નહિ અને એ બ્રહ્મને જે સર્વરૂપે કહે છે તેનું તો એમ છે જે બ્રહ્મ જે તે પ્રકૃતિ પુરૂષ આદિક સર્વેના કારણ છે ને આધાર છે તે સર્વને વિષે અંતર્યામિ શક્તિએ કરીને વ્યાપક છે માટે જે કારણ ને આધાર ને વ્યાપક હોય તે કાર્ય થકી પૃથક હોય નહિ એમ સમજણને લઈને એ બ્રહ્મને શાસ્ત્ર જે તે સર્વરૂપ કહે છે પણ એ બ્રહ્મજ વિકાર પામીને ચરાચર જીવરૂપે થઈ ગયા એમ ન સમજવું અને એ બ્રહ્મથકી પરબ્રહ્મ જે પુરૂષોત્તમ નારાયણ તે નોખા છે ને એ બ્રહ્મના પણ કારણ છે ને આધાર છે ને પ્રેરક છે એમ સમજીને પોતાના જીવાત્માને એ બ્રહ્મ સંઘાથે એકતા કરીને પરબ્રહ્મની સ્વામિ સેવકભાવે ઉપાસના કરવી એવી રીતે સમજે ત્યારે બ્રહ્મજ્ઞાન છે તે પણ પરમપદને પામ્યાનો નિર્વિઘ્ન માર્ગ છે. ગ. મ. ૩.

## ખરા ને ખોટા રસીક ભક્તનાં લક્ષણ

ભગવાનનાં રસીક કિર્તન ગાતાં ગાતાં જો એક ભગવાનના સ્વરૂપમાંજ રસ જણાય તો ઠીક છે ને જો ભગવાનના સ્વરૂપ વિના બીજે ઠેકાણે રસ જણાય તો તો એમાં મોટી ખોટ છે કેમકે જે ભક્તને જેમ ભગવાનના શબ્દમાં

હેત થાય છે ને તે શબ્દમાં રસ જણાય છે. તેમજ ગીત વાજીંત્રના શબ્દમાં અથવા સ્ત્રી આદિકના શબ્દમાં રસ જણાય છે ને હેત થાય છે માટે એ ભક્તને અવિવેકી જાણવો. અને ભગવાન અથવા ભગવાનના સંત તેનાં જે વચન તેને વિષે જેવો રસ જણાય છે તેવોજ બીજા વિષયના શબ્દમાં રસ જણાય છે એવી જે એ મૂર્ખતા તેનો ત્યાગ કરવો અને એવી મૂર્ખતાનો ત્યાગ કરીને એક ભગવાનને શબ્દે કરીનેજ સુખ માનવું ને એવી જાતનો જે રસીક ભક્ત છે તે ખરો છે. અને જેમ શબ્દ તેમજ સ્પર્શ પણ એક ભગવાનનોજ ઇચ્છે અને અન્ય સ્પર્શને તો કાળો નાગ તથા બળતો અગ્નિ તે જેવો જાણે ત્યારે તે રસીક ભક્ત સાચો તેમજ રૂપ પણ ભગવાનનું જોઇને પરમ આનંદ પામે ને બીજા રુપને તો જેવો નરકનો ઢગલો તથા સડેલ કુતરૂં તેવું જાણે એ રસીક ભક્ત સાચો તેમજ રસ પણ ભગવાનના મહાપ્રસાદનો હોય તેણે કરીને પરમ આનંદ પામે પણ બીજા જે નાના પ્રકારના રસ તેને સ્વાદે કરીને આનંદને ન પામે તે રસીક ભકત સાચો તેમ ભગવાનને ચડયા એવા જે તુળસિ પુષ્પના હાર તથા નાના પ્રકારની સુગંધીએ યુકત એવાં અત્તર ચંદનાદિક તેની સુગંધીને ગ્રહણ કરીને પરમ આનંદ પામે પણ કોઈ અન્ય વિષયી જીવે દેહે અત્તર ચંદનાદિક ચરચ્યાં હોય અથવા પુષ્પના હાર પહેર્યા હોય તેના સુગંધને પામીને રાજી નજ થાય. એવી

રીતે પંચે વિષય ભગવાન સંબંધી હોય તેને વિષે અતિશય પ્રીતિવાન થાય અને જગત સબંધી જે પંચ વિષય તેને વિષે અતિશય અભાવે યુક્ત વર્તે તે રસીક ભકત સાચો છે.

અને રસીક ભકત થઇને જેમ ભગવાન સંબંધી વિષયને યોગે કરીને આનંદને પામે છે તેમજ અન્ય સંબંધી જે શબ્દ સ્પર્શ રૂપ રસ ને ગંધ તેને યોગે કરીને જો આનંદ પામે છે તો એ ખોટો રસીક ભકત છે કેમ જે જેમ ભગવાનને વિષે આનંદને પામ્યો તેમજ વિષયને વિષે પણ આનંદ પામ્યો માટે એવા રસીકપણાને ને એવી ઉપાસનાને ખોટી કરી નાખવી કાં જે ભગવાન તો કાંઇ ખોટા નથી પણ એનો ભાવ ખોટો છે અને જેવાં અન્ય પદાર્થને જાણ્યાં તેવાજ ભગવાનને પણ જાણ્યા માટે એની ભકિત ને એનું રસીકપણું તે ખોટું કહ્યું. હવે જેમ સ્થૂલ દેહને જાગ્રત અવસ્થામાં પંચ વિષયનો વિવેક કહ્યો તેમજ સૂક્ષ્મ દેહને સ્વપ્ન અવસ્થા તેને વિષે સૂક્ષ્મ પંચ વિષય છે તે સ્વપ્નમાં જ્યારે ભગવાનની મૂર્તિને દેખીને તે ભગવાન સંબંધી શબ્દ સ્પર્શ રૂપ રસ ને ગંધે કરીને જેવો આનંદ પમાય તેવો ને તેવોજ જો અન્ય પંચ વિષયને દેખીને સ્વપ્નમાં આનંદ પમાય તો તે ભકતનું રસીકપણું ખોટું છે. અને સ્વપ્નમાં કેવળ ભગવાનને સંબધે કરીને આનંદ પામતો હોય ને અન્ય વિષયને વિષે ઉલટા અન્નની પેઠે અભાવ રહેતો હોય

તો એ રસીક ભક્ત સાચો છે. અને એમ ન જાણતો હોય તો જે ભગવાન સ્વપ્નમાં દેખાણા તે તો સાચા છે પણ એ ભક્તને તો જેવો ભગવાનમાં પ્રેમ તેવો અન્ય વિષયમાં પ્રેમ છે માટે એની સમજણ ખોટી છે અને એક ભગવાનના સ્વરૂપમાં લોભાઇ રહે ને બીજા વિષયમાં ન લોભાય તે સમજણ સાચી છે. ગ. પ્ર. ૨૬

## નિષ્કામ ભક્તનાં લક્ષણ

શ્રીમદ્ ભાગવત પુરાણમાં કહ્યું છે જે જે ભગવાનના ભક્ત હોય તે ચાર પ્રકારની મુક્તિને નથી ઇચ્છતા ને બીજા પણ જે જે ભગવાનના મોટા ભક્ત છે તે એમ કહે છે જે ભગવાનના ભક્ત હોય તે ચાર પ્રકારની મુક્તિને નથી ઇચ્છતા ને ચાર પ્રકારની મુક્તિ તે શું તો એક તો ભગવાનના લોકમાં રહેવું ને બીજુ ભગવાનને સમીપે રહેવું અને ત્રીજું ભગવાનના સરખું રૂપ પામવું ને ચોથું ભગવાનના સરખુ ઐશ્વર્ય પામવુ. એવી રીતે જે ચાર પ્રકારની મુક્તિ છે તેને તો ભગવાનનો ભક્ત નથી ઇચ્છતો ને કેવળ ભગવાનની સેવાને ઇચ્છે છે ને જે એ ચતુર્ધા મુક્તિને ન ઇચ્છે ને કેવળ ભગવાનની સેવાનેજ ઇચ્છે તે નિષ્કામ ભક્ત કહેવાય તે શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે જે ॥ मत्सेवया प्रतीतंच सालोक्यादि चतुष्टयं नेच्छंति सेवया: पूर्णा: कुतोन्यत्काल विप्लुतं ॥ सालोक्य सार्ष्टि सामीप्य

सारुप्यै फत्वमप्यु तदीयमानं नगृह्णन्ति विना मत्से वनंजनाः॥

એનો અર્થ એ છે જે જે ભગવાનના નિષ્કામ ભક્ત છે તે સેવા જે ભગવાનની પરિચર્યા કરવી તે જો એ ચતુધા મુક્તિમાં ન હોય તો એને ઇચ્છેજ નહિ ને એક સેવાનેજ ઇચ્છે છે. ગ. પ્ર. ૪૩

ભગવાન સંબંધી ભક્તિ ઉપાસના સેવા શ્રદ્ધા ધર્મ નિષ્ઠા એ આદિક જે જે કરવું તેમા બીજા ફળની ઇચ્છા ન રાખવી એમ સત્શાસ્ત્રમાં કહ્યુ છે તે તો સાચું પણ એટલી તો ઇચ્છા રાખવી જે એણે કરીને મારી ઉપર ભગવાનની પ્રસન્નતા થાય એટલી ઇચ્છા રાખવી અને એવી ઇચ્છા રાખ્યા વિના અમથુ કરે તો તેને તમોગુણી કહેવાય માટે ભગવાનની ભક્તિ આદિક જે ગુણ તેણે કરીને ભગવત્ પ્રસન્નતારૂપ ફળને ઇચ્છવું અને જો એ વિના બીજી ઇચ્છા રાખે તો ચતુર્ધા મુક્તિ આદિક ફળની પ્રાપ્તિ થાય. ગ છે. ૨૫

ભગવાનનો ભકત હોય ને તેને કોઇ કર્મ યોગે કરીને સુળીએ ચઢાવ્યો ને તે સમયમાં અમે પણ તેની પાસે ઉભા હોઇએ પણ તે ભકતના હૃદયમાં એમ ઘાટ ન થાય જે આ ભગવાન મુંને સુળીના કષ્ટ થકી મુકાવે તો ઠીક એવી રીતે પોતાના દેહના સુખનો સંકલ્પ ન થાય ને જે કષ્ટ પડે તેને ભોગવી લે એવો જે નિષ્કામ ભકત તેની ઉપર ભગવાનની બહુ પ્રસન્નતા થાય છે. ગ. છે. ૨૮

**નિષ્કામ ભક્તને પ્રાપ્તિ**

જે ભગવાનના ભકતને ભગવાનનો નિશ્ચય તો પારપૂર્ણ છે તોપણ હૃદયમાં કામ ક્રોધ લોભ મોહાદિકનો વિક્ષેપ આવે ત્યારે પોતાના હૃદયમાં દાઝ થાય ને ભગવાન જે પ્રત્યક્ષ શ્રીકૃષ્ણ તેની મૂર્તિ વિના બીજા કોઈ પદાર્થને ઇચ્છે નહિ તેને આત્મનિષ્ટા વૈરાગ્ય જો થોડાં હોય તોપણ એ દેહ મૂકીને ભગવાનના ધામમાં બહુ મોટાં સુખને પામે છે કેમજે ઉપરથી તો તે ભક્ત સકામ જેવો જણાય પણ એ ભક્ત ભગવાનની મૂર્તિ વિના અંતરમાં બીજું કાંઇ ઇચ્છતો નથી ને ભગવાનની મૂર્તિ વિના બીજા સુખની ઇચ્છાનો જો ઘાટ થઇ જાય તો અતિશય મનમાં દાઝે છે માટે એ નિષ્કામ ભક્ત કહેવાય તે જ્યારે દેહને મૂકે ત્યારે બહુ મોટા સુખને પામે છે ને ભગવાનનો પાર્ષદ થાય છે અને શ્રીકૃષ્ણ ભગવાનની મૂર્તિને વિષે અતિશય પ્રીતિએ યુક્ત થાય છે. ગ. છે. ૫

અને એવા (કેવળ ભગવાનની સેવાનેજ ઇચ્છે એવા) નિષ્કામ ભકત તેમને ભગવાન પોતાની સેવામાં રાખે છે ને એ ભકત નથી ઈચ્છતા તોપણ બળાત્કારે ભગવાન એને પોતાનાં ઐશ્વર્ય સુખને પમાડે છે. તે કપિલદેવ ભગવાને કહ્યું છે જે अथो विभूतिं मम मायाविनस्ता मैश्वर्य मष्टांग मनु प्रवृत्तम्। श्रियं भागवतीं वा स्पृहयन्ति भद्रां परस्य मे

तेऽनुवर्ते तु लोके ॥

ગ. પ્ર. ૪૩

## સકામ ભક્તનાં લક્ષણ

ભગવાનનો ભકત થઇને (સાલોક્ય, સામીપ્ય, સારૂપ્ય ને સાર્ષ્ટિ(ઐશ્વર્ય)) એ ચાર પ્રકારની મુકિતની ઇચ્છા રાખે તો તે સકામ ભકત કહેવાય ને જે સકામ ભકત છે તેને અર્થાર્થી કહ્યો છે માટે ભગવાનના ભક્તને ભગવાનની સેવા વિના બીજું કાંઈ ન ઇચ્છવું ને ઇચ્છે તો એમાં એટલી કાચ્યપ કહેવાય. અને જો કાચ્યપ હોય તો નિષ્કામ એવા જે ભગવાનના એકાંતિક ભકત તેનો સમાગમ કરીને એ કાચ્યપને ટાળવી. ગ. પ્ર. ૩૪

## સકામ ભક્તને પ્રાપ્તિ

ભગવાનની ભકિત આદિક જે ગુણ તેણે કરીને ભગવત્ પ્રસન્નતારૂપ ફળ વિના બીજી ઇચ્છા રાખે તો ચતુર્ધા મુકિત આદિક ફળની પ્રાપ્તિ થાય ગ. છે. ૨૫

જે ભગવાનના ભકતને ભગવાનનો નિશ્ચય પણ પરિપૂર્ણ હોય ને કામ ક્રોધ લોભાદિકે કરીને વિક્ષેપને ન પામતો હોય ને અતિશય ત્યાગી ને અતિ વૈરાગ્યવાન ને અતિ આત્મનિષ્ટાવાળો હોય ને જો તે પ્રત્યક્ષ શ્રીકૃષ્ણ ભગવાનની મૂર્તિ વિના કાંઈક બીજું ઇચ્છે તો તેને ન્યૂન

સુખની પ્રાપ્તિ થાય છે શા માટે જે તે ભકત ઉપરથી તો ત્યાગી ને નિષ્કામી જણાય છે પણ ભગવાનની મૂર્તિ વિના બીજી આત્મદર્શનાદિક પ્રાપ્તિની હૃદયમાં ઇચ્છા છે માટે એ સકામ ભક્ત કહેવાય ને એને પરલોકને વિષે જરૂર ન્યૂન સુખની પ્રાપ્તિ થાય છે ગ. છે. ૫

**ભક્તપણામાં ન્યૂનતા**

જેને પરમેશ્વરમાં વૃત્તિ ન રહે તે પરમેશ્વરનો ભકત નહિ અને તે સત્સંગમાં આવતો હોય તો એ ધીરે ધીરે સંતની વાર્તા સાંભળતાં સાંભળતાં પરમેશ્વરનો ભકત થશે

ગ. પ્ર. ૪૯

ભગવાનના ભક્તને ભગવાન વિના બીજી કોઇ જાતની કામના રહે એ મોટી ખોટ છે ગ. પ્ર. ૫૬

જેને કોઇ જાતની વાસના ન હોય ને તિવ્ર વૈરાગ્યવાન હોય અને જો તે વૈરાગ્યને યોગે અહંકારે યુકત વર્તે તો એ પણ એને વિષે મોટી ખોટ છે. અથવા અત્યંત આત્મજ્ઞાનનું બળ હોય અથવા ભગવાનને વિષે દ્રઢ ભકિતનું બળ હોય ને તેના માનને યોગે કરીને જો ગરીબ હરિભકતને નમાય નહિ અથવા તેની આગળ દીન વચન બોલાય નહિ તો એ પણ એને વિષે મોટી ખોટ છે તે માટે કરીને એ હરિભકતનુ અંગ વૃદ્ધિને ન પામે.

ગ. પ્ર. ૫૬

ભગવાનનો ભકત હોય તેને જેમ ભગવાનમાં પ્રીતિ હોય તેમજ જો ધન સ્રી આદિક પદાર્થમાં પ્રીતિ થઈ જાય તો એ ભગવાનનો દ્રઢ ભકત કહેવાય નહિ.

ગ. છે. ૨૨

જે ભગવાનનો ભકત હોય ને જંત્ર મંત્રમાં પ્રતીતિ કરે તે સત્સંગી હોય તોપણ અરધો વિમુખ જાણવો.

ગ. મ. ૩૮

જે ભગવાનનો ભકત હોય ને તેને જે જંત્ર મંત્રવાળા હોય તે પરચો દેખાડતા હોય તેમાં પ્રતીતિ આવી તો તેને ભગવાનનો નિશ્ચયજ નથી એ તો ગુણ બુદ્ધિવાળો હરિભકત કહેવાય પણ યથાર્થ ભગવાનનો ભકત ન કહેવાય.

ગ. મ. ૩૮

ભગવાનનો ભકત હોય તેને તો સૌથી વિશેષે પોતામાંજ અવગુણ ભાસે અને જે બીજામાં અવગુણ જુએ અને પોતામાં ગુણ પરઠે તે તો સત્સંગી છે તોપણ અરધો વિમુખ છે. ગ. મ. ૨૬

જેને બીજાનો અવગુણ આવે ને પોતામાં ગુણ પરઠે તે તો ગમે તેવો મોટો હોય તોપણ તેને કલ્યાણના માર્ગમાં વિઘ્ન થાય છે ગ. મ. ૨૬

જ્યારે રામાનંદ સ્વામીએ દેહ મૂકયો ને સર્વ સત્સંગી રોવા લાગ્યા ત્યારે પણ રઘુનાથદાસને તો જરાય

શોક થયો નહિ અને હસતો જાય ને બીજાને આગળ વાત કરતો જાય માટે ભગવાનના ભકતને દુઃખ આવી પડે ત્યારે તો જે ચંડાલ ને વિમુખ હોય તેને દુઃખ ન થાય.

ગ. મ. ૬૦

જે આંખ્યું કાઢીને પોતાથી ગરીબ હોય તેને બીવરાવે છે ને મનમાં જાણે જે હું મોટો થયો છું પણ એ મોટો નથી અથવા સિદ્ધાઇ દેખાડીને લોકને ડરાવે છે એવા જે જગતમાં જીવ છે તે ભગવાનના ભકત નથી એ તો માયાના જીવ છે ને જમપુરીના અધિકારી છે. ગ. પ્ર. ૨૭

ભગવાન જીવના કલ્યાણને અર્થે દેહ ધારે છે ત્યારે મનુષ્યના જેવીજ સર્વે ક્રિયા હોય તેને દેખીને જે વિમુખ જીવ હોય અથવા કાચો પોચો હરિભકત હોય તે તો તે ચરિત્રને વિષે દોષ પરઠે ગ. પ્ર. ૭૨

જેમ બાળકના હાથમાં ચિંતામણિ દીધો હોય તેનું તેને મહાત્મ્ય નથી એટલે તેનો તેને આનંદ નથી તેમ ભગવાન પુરૂષોત્તમ મળ્યા છે અને તેનો અંતરમાં આઠો પહોર કેફ રહતો નથી જે મારૂ પૂર્ણકામપણું થયું છે એમ નથી સમજતા એ હરિના ભકતને મોટી ખોટ છે

ગ. પ્ર. ૨૪

દૃઢ ભકતનાં લક્ષણ

સાંખ્ય, યોગ, વેદાંત ને પંચરાત્ર એ ચારે શાસ્ત્રને

મૂકીને જે પોતાના મનની કલ્પનાએ કરીને ગમે તેવી રીતે શાસ્ત્રને સમજીને વર્તે છે ને તે જો વેદાંતી છે અથવા ઉપાસનાવાળો છે તે બેય ભુલા પડયા છે પણ કલ્યાણનો માર્ગ એ બેમાંથી કોઇને જડયો નથી. માટે એ વેદાંતી છે તે દંભીજ્ઞાની છે ને એ ઉપાસનાવાળો તે પણ દંભી ભકત છે. ગ. પ્ર. ૨૫

## કાયર ભક્તનાં લક્ષણ

દેહાભિમાની એવા ભગવાનના ભક્ત છે તેને તો પ્રભુ ભજ્યામાં હજાર જાતના ઘાટ થાય છે જે જો કરડાં વર્તમાન થાશે તો નહિ નભાય ને સુગમ વર્તમાન હશે તો નભાશે. અને વળી એવો પણ વિચાર કરે જે આવો ઉપાય કરીએ તો સંસારમાં પણ સુખીયા થાઇએ અને નભાશે તો હળવા હળવા સત્સંગમાં નભશું એવો ભક્ત હોય તે કાયરને ઠેકાણે જાણવો. ગ. મ. ૨૨

## પ્રાકૃત ભક્તનાં લક્ષણ

જે હરિનો દાસ હોય ને દેહરૂપે વર્તે તે તો પ્રાકૃત ભક્ત કહેવાય ગ. અ. ૧૪

જે આવી રીતે (દેહ ગેહાદિક સર્વે પદાર્થ અસત્ય છે ને દેહ ઇંદ્રિયું અંતઃકરણ તેથી પોતાનું સ્વરૂપ જુદું છે એમ) નથી સમજતો ને કેવળ દેહાભિમાની ને પ્રાકૃત મતિ-વાળો છે ને તે જો સત્સંગમાં પડયો છે તોપણ તેને પશુ

જેવો જાણવો. ગ. પ્ર. ૨૧

એક આત્મા વિના બીજા સર્વે પદાર્થનો ત્યાગ કરીને કેવળ આત્માપણે વર્તે ને ભગવાનની ઉપાસના કરે એવી રીતનો જે ત્યાગી ન હોય ને ॥ मिथिलायां प्रदिप्तायां न मेदह्यति किंचन ॥ એવી સમજણવાળો જે ગૃહસ્થ ન હોય તે તો પ્રાકૃત ભક્ત કહેવાય. ગ. પ્ર. ૩૮

આ મારી જાત, આ મારી મા, આ મારો બાપ, આ મારાં સબંધી એવી રીતની અહંમમતાએ યુકત જેની સમજણ છે તેને તો અતિ પ્રાકૃત મતિવાળો અણસમજુ જાણવો. ગ. છે. ૨૪

ક્યારેક ભગવાનની ભક્તિમાંય સુવાણુ થાય ને જો કુસંગનો યોગ થાય તો ભક્તિને ભુલી જાય ને તે ચાળે ચઢી જાય એને તો પ્રાકૃત દેહાભિમાની કહીએ પણ એ ભક્ત ખરો નહિ ને એનો વિશ્વાસ નહિ. ગ. છે. ૩૩

## મીનડીયા ભક્તનાં લક્ષણ

જે ભગવાનનો ભકત કહેવાતો હોય ને તેને ભગવાન થકી બીજા પદાર્થમાં તો હેત વધુ હોય તે તો કેવળ મીનડીયો ભકત છે ગ. મ. ૫૭

## અવિવેકી ભકતનાં લક્ષણ.

જે ભકત જેમ જેમ સત્સંગ કરે છે ને સત્સંગની

વાત સાંભળે છે તેમ તેમ પોતાને વિષે ગુણ પરઠે છે અને ભગવાન ને સંત એનો દોષ દેખાડીને એની આગળ વાત કરે છે તે વાતને માને કરીને અવળી લે છે ને વાતના કરનારાનો અવગુણ લે છે તે **અવિવેકી** છે. ગ. પ્ર. ૬

ભગવાનના ભકતને જેમ ભગવાનમાં હેત થાય છે ને તે શબ્દમાં રસ જણાય છે તેમજ ગીત વાજીંત્રના શબ્દમાં અથવા સ્ત્રી આદિકના શબ્દમાં રસ જણાય છે ને હેત થાય છે માટે એ ભકતને **અવિવેકી** જાણવો. ગ. પ્ર. ૨૬

જે ભગવાનનો ભકત હોય તે તો જે જે મનોરથ કરે તે સર્વે સત્ય થાય છે માટે ભગવાન વિના બીજા પદાર્થને અણસમજણે કરીને જે ઇચ્છે છે એજ એને મોટો અવિવેક છે. વર. ૧૯

## કેવી સમજણવાળા ભકતનો કયારેય સંગ ન કરવો

જે કુબુદ્ધિવાળો હોય તે એમ સમજે જે ભગવાન તો પતિતપાવન છે અધમ ઉદ્ધારણ છે તે માટે કાંઇક ધર્મ વિરૂદ્ધ અવળું વર્તાઇ જાશે તો તેની શી ચિંતા છે? ભગવાન તો સમર્થ છે એવી રીતે મહાત્મ્યનો ઓથ લઇને મૂળગો પાપ કરવા થકી ડરે નહિ એવો જે હોય તે તો દુષ્ટ છે પાપી છે ને એવી સમજણવાળો હોય ને તે ઉપરથી ભકત જેવો જણાતો હોય તો પણ તેને ભકત ન જાણવો ને તેનો સંગ કયારેય ન કરવો. ગ. છે. ૩૨

## કેવો ભક્ત સદાય દુઃખીયો રહે છે.

વૈરાગ્ય ને સ્વધર્મ તેણે કરીને જેણે પોતાનાં ઇંદ્રિયોને વશ ન કર્યાં હોય તો તે ભગવાન તથા ભગવાનના ભક્તને સંગે રહ્યો થકો પણ દુઃખીયો રહે છે શા માટે જે જેણે પોતાનાં ઇંદ્રિયો ન જીત્યાં હોય તેને કોઇ ઠેકાણે સુખ થાય નહિ અને ભગવાનની ભક્તિ કરતો હોય તો પણ જ્યારે ઇંદ્રિયો વિષયમાં તણાઇ જાય ત્યારે તે હરિભક્તના હૃદયમાં અતિ દુઃખ થાય છે માટે સર્વે પોતાનાં ઇંદ્રિયોને જીતીને વશ કરે તેજ સદા સુખીયો રહે છે. ગ. છે. ૮

એક દ્રવ્યાદિકનો લોભ તથા સ્ત્રીને વિષે ભેઠા ઉઠવાની વાસના તથા રસને વિષે જીહ્વાની આશક્તિ તથા દેહાભિમાન તથા કુસંગીમા હેત રહી જાય તથા સબંધીના હેત હોય એ છો વાના જેને હોય તેને કોઇ દિવસ જીવને ને મરીને પણ સુખ તો ક્યારેય થાયજ નહિ માટે જેને સુખ ઇચ્છવું હોય તેને એવા સ્વભાવ હોય તો ટાળવા

ગ છે. ૩૮

## કેવા લક્ષણવાળા હરિભક્ત સાથે શ્રીહરિને બને નહિ.

ક્રોધી, ઇર્ષ્યાવાળો, કપટી ને માની એ ચાર પ્રકારનાં જે મનુષ્ય તે જો હરિભક્ત હોય તોપણ તે સાથે અમારે (શ્રીહરિને) બને નહિ. ગ. પ્ર. ૭૬

## આત્મનિષ્ઠા ને વૈરાગ્યવાળો ભક્ત પ્રેમીભક્ત કરતાં શ્રેષ્ઠ છે

બે પ્રકારના ભગવાનના ભક્ત છે તેમાં એકને તો ભગવાનને વિષે અત્યંત પ્રીતિ છે અને ભગવાનનાં દર્શન વિના ક્ષણમાત્ર પણ રહેવાતું નથી અને તેનો પ્રેમ બહાર પણ ઘણો દીઠામાં આવે છે. અને બીજો જે ભગવાનનો ભક્ત છે તેને તો આત્મનિષ્ઠા પણ છે અને વૈરાગ્ય પણ પરિપૂર્ણ છે અને ભગવાનને વિષે પ્રીતિ પણ છે તોપણ તેનો પ્રેમ પ્રથમ કહ્યો જે ભક્ત તેના જેવો જણાતો નથી અને પ્રથમ કહ્યો તેને તો આત્મનિષ્ઠા ને વૈરાગ્ય એ બેય નથી તોય પણ એની ભક્તિ અતિશય શોભે છે અને આત્મનિષ્ઠા ને વૈરાગ્યે યુક્ત છે તોપણ તેની ભક્તિ તો પ્રથમ કહ્યો જે ભક્ત તેના જેવી શોભતી નથી એ બે પ્રકારના ભક્ત છે તેમાં આત્મનિષ્ઠા ને વૈરાગ્યવાળો ભક્ત પ્રેમી ભક્ત કરતા શ્રેષ્ઠ છે કેમજે જેમ વરસાદ ન વરસ્યો હોય ત્યારે નાના પ્રકારનાં તૃણનાં જે બીજ તે પૃથ્વી ઉપર કાંઈએ ભાસે નહિ અને જ્યારે વરસાદ વરસે ત્યારે એટલાં તૃણ ઉગે જે પૃથ્વીજ દેખાય નહિ તેમ જે આત્મનિષ્ઠા ને વૈરાગ્યે કરીને રહિત છે તેને જો ભગવાન વિના બીજા કોઈ વિષયના ઘાટ જણાતા નથી તોય પણ જ્યારે એને કુસંગનો યોગ થાશે ત્યારે વિષયના ઘાટ થાવા લાગશે ને

બુદ્ધિ ભ્રષ્ટ થઇ જાશે ને પરમેશ્વરની તો હૈયામાં સ્મૃતિ પણ નહિ રહે ને અખંડ વિષયનું ધ્યાન થાશે પછી એ જે વૈરાગ્ય ને આત્મનિષ્ઠા વિનાનો પ્રેમી તેને એમ ભાસશે જે મારે ભગવાનમાં લેશમાત્ર પ્રીતિ નથી માટે આત્મનિષ્ઠા ને વૈરાગ્ય વિનાનો જે પ્રેમી ભક્ત જણાતો હોય તે તો અતિશય ન્યૂન છે.

અને જેને આત્મનિષ્ઠા છે ને વૈરાગ્ય છે ને ભગવાનમાં પ્રીતિ પણ સાધારણ જેવીજ છે તે તો એમ જાણે છે જે મારા જીવાત્માને વિષેજ આ ભગવાનની મૂર્તિ અખંડ વિરાજમાન છે એમ જાણીને ઉપરથી તો ભગવાનની મૂર્તિનાં દર્શન સ્પર્શાદિકને વિષે આતુરતા જેવું નથી જણાતુ ને શાન્તપણા જેવું જણાય છે તોપણ એની પ્રીતિનાં મૂળ ઉંડાં છે તે કોઇ કુસંગને યોગે કરીને પણ એની પ્રીતિ ઓછી થાય એવી નથી માટે એ ભક્ત શ્રેષ્ટ છે ને એકાંતિક છે સા. ૧૫

**બ્રહ્મરૂપ થઇને ભગવાનને ભજે છે તે માયિક ઉપાધીવાળા પ્રીતિવાળા કરતાં શ્રેષ્ઠ છે**

એક પરમેશ્વરનો ભકત છે તે તો જાગ્રત સ્વપ્ન ને સુષુપ્તિ તે થકી પર વર્તે છે ને મલીન રજ તમ ને મલીન સત્વ તેનો ત્યાગ કરીને શુદ્ધ સત્વમય વર્તે છે ને એવો થકો પરમેશ્વરને ભજે છે ને બીજો જે ભકત છે તે તો

ત્રિગુણાત્મક વર્તે છે ને પરમેશ્વરને વિષે તો અતિશય પ્રીતિએ યુક્ત વર્તે છે એ બે ભક્તમાં જે બ્રહ્મરૂપ થઇને ભગવાનને ભજે છે તે માયિક ઉપાધીવાળા પ્રીતિવાળા કરતાં શ્રેષ્ઠ છે કેમ જે ગીતામાં ચાર પ્રકારના ભક્ત કહ્યા છે તેમાં જ્ઞાનીનેજ ભગવાને પોતાનો આત્મા કહ્યો છે માટે જે માયિક ઉપાધીને તજીને બ્રહ્મરૂપ થઇને ભગવાનને ભજે તેજ ભક્ત શ્રેષ્ટ છે શા માટે જે નિત્ય પ્રલય જે સુષુપ્તિ ને નિમિત્ત પ્રલય જે બ્રહ્માની સુષુપ્તિ ને પ્રાકૃત પ્રલય જે પ્રકૃતિનું કાર્ય સર્વે પ્રકૃતિને વિષે લીન થઇ જાય અને આત્યંતિક પ્રલય જે જ્ઞાન પ્રલય તેમાં તો પ્રકૃતિ પર્યંત સર્વ બ્રહ્મના પ્રકાશને વિષે લીન થઇ જાય છે અને નિત્ય પ્રલયમાં જીવની ઉપાધી લીન થઇ જાય છે ને નિમિત્ત પ્રલયમાં ઇશ્વરની ઉપાધી લીન થઇ જાય છે ને પ્રાકૃત પ્રલયમાં પુરૂષની ઉપાધી સર્વે લીન થઇ જાય છે પણ જ્યારે સૃષ્ટિ સરજાય છે ત્યારે એ ત્રણેયને પોત પોતાની ઉપાધી વળગે છે. અને આત્યંતિક પ્રલય જે જ્ઞાન પ્રલય તેણે કરીને જેણે માયિક ઉપાધીનો ત્યાગ કર્યો તેને તો પાછી કોઇ કાળે માયિક ઉપાધી વળગતી નથી. અને એ જો કોઇક કાળે દેહ ધરે તો જેમ ભગવાન સ્વતંત્ર થકા દેહ ધરે છે તેમ તે પણ સ્વતંત્ર થકો દેહ ધરે છે પણ કાળ કર્મ ને માયા તેને આધીન થકો દેહને નથી ધરતો. માટે

બ્રહ્મરૂપ થઇને પરમેશ્વરને ભજે તેજ શ્રેષ્ઠ છે. અને આ વાત તે જે પરમેશ્વરનો અનન્ય ભક્ત છે અને એકાંતિક ભક્તના લક્ષણે યુક્ત છે તેને જ સમજાય છે. અમ. ૨

**હેતે કરીને ભગવાનમાં જોડાયેલો ક્રોધ ને ભયે કરીને જોડાયેલા કરતાં શ્રેષ્ટ છે.**

એકનુ ક્રોધે કરીને ભગવાનમાં મન જોડાણુ છે ને એકનુ ભયે કરીને ભગવાનમાં મન જોડાણું છે અને એકનું તો સ્નેહ કરીને ભગવાનમાં મન જોડાણું છે એ ત્રણમા જેનુ હેત કરીને ભગવાનમાં મન જોડાણુ છે તે શ્રેષ્ટ છે.

ગ. છે. ૧૪

**ભગવાનના ભક્તનું અંતકાળે કલ્યાણજ થાય**

જેને સાક્ષાત ભગવાનની પ્રાપ્તિ થઇ છે તેને અંતકાળે ભગવાનની સ્મૃતિ રહે અથવા ન રહે તોપણ તેનું અકલ્યાણ થાય નહિ તેની તો ભગવાન રક્ષા કરે છે અને જે ભગવાનથકી વિમુખ છે તે તો બોલતાં ચાલતાં દેહ મૂકે છે તોપણ તેનું કલ્યાણ થાતું નથી ને મરીને જમપુરીમાં જાય છે ને કેટલાક પાપી હોય તે બોલતાં ચાલતાં દેહ મૂકે છે અને ભગવાનનો ભક્ત હોય ને તેનો અકાળ મૃત્યુ થયો તે માટે શુ તેનુ અકલ્યાણ થાશે ? નહિજ થાય. ત્યારે अंते या मतिः सा गतिः ॥ એ શ્રુતિનો અર્થ એમ કરવો

જે જેવી હમણા એને મતિ છે તેવી અંતકાળે ગતિ થાય છે. માટે તે જે ભક્ત તેની મતિમાં એમ રહ્યું છે જે મારૂં કલ્યાણ તો થઇ રહ્યું છે તો તેનું કલ્યાણ અંતકાળે થઇજ રહ્યું છે અને જેને સંતની પ્રાપ્તિ નથી થઇ ને ભગવાનના સ્વરૂપની પણ પ્રાપ્તિ નથી થઇ તેની મતિમાં તો એમ વર્તે છે જે હું અજ્ઞાની છું ને મારૂં કલ્યાણ નહિ થાય તો જેવી એની મતિ છે તેવી એની અંતકાળે ગતિ થાય છે. અને જે ભગવાનના દાસ થયા છે તેને તો કાંઇ કરવું રહ્યુ નથી. એના દર્શને કરીને તો બીજા જીવનુ કલ્યાણ થાય છે તો એનુ કલ્યાણ થાય એમાં શું કહેવું ?

ગ. પ્ર. ૧૪

વિમુખ હોય ને તેને અંતકાળે જાગ્રત અવસ્થા વર્તતી હોય ને બોલતો બોલતો દેહ મૂકે તેણે કરીને કાંઇ કલ્યાણ થાતું નથી. વિમુખ તો સારી રીતે દેહ મૂકે અથવા ભુંડી રીતે દેહ મૂકે પણ નર્કેજ જાય. અને ભગવાનનો ભક્ત હોય ને બોલતો બોલતો દેહ મૂકે પણ તેનું કલ્યાણજ છે પણ એમાં કાંઈ સંશય નથી એમ ભગવાનના ભક્તને જાણવું. અને ભગવાનનો ભક્ત હોય તેને અંત સમે સ્વપ્નાદિકને યોગે કરીને ઉપરથી પીડા જેવું જણાતું હોય પણ એને અંતરમાં તો ભગવાનને પ્રતાપે કરીને અતિ આનંદ વર્તતો હોય માટે નક્કી હરિભક્ત હોય ને

અંત સમે લાવા ઝંખા કરતો થકો દેહ મૂકે પણ એના કલ્યાણમાં લેશમાત્ર સંશય રાખવો નહિ. ગ. પ્ર. ૭૭

હરિભકતને તાવ આવે અથવા દેહ પડવાનો સમય થાય ત્યારે બાધિતાનુવૃત્તિને યોગે કરીને ભગવાન વિના બીજા પદાર્થની પણ કયારેક સ્મૃતિ થઇ આવે અને તે સમયમાં જે બોલાય તે પણ બરલ્યા જેવું બોલાય અને ઓય બાપ, ઓય મા એવાં વચન પણ બોલાય ત્યારે જો આ બાધીતાનુવૃત્તિના મર્મને ન સમજતો હોય તેના હૈયામાં તે હરિભકતનો અવગુણ આવી જાય જે આ ભગવાનનો ભકત કહેવાતો હતો ને અંતકાળે આમ કેમ બરલે છે? એવો જે અવગુણ લેવાય છે તે બાધીતાનુવૃત્તિનો મર્મ જાણ્યા વિના લેવાય છે. અને આ સંસારમાં કેટલાક પાપી મનુષ્ય હોય ને તે અંત સમે બોલતા ચાલતા ખબડદાર થકા દેહને મેલે છે અથવા કોઇક સીપાઇ ને રજપુત હોય ને તેને શરીરમાં ઘા વાગે એટલે ખબડદારથકા ને બોલતા ચાલતા મરી જાય છે માટે ભગવાનથી વિમુખ હોય ને તે ખબડદાર થકો દેહ મૂકે તોપણ શું તેનું કલ્યાણ થાય છે? તેનો તો નર્કમાંજ નિવાસ થાય છે અને ભગવાનનો ભકત હોય તે ભગવાનનુ નામ સ્મરણ કરતો થકો દેહ મૂકે અથવા બાધીતાનુવૃત્તિને યોગે કરીને બેશુદ્ધ થઇને દેહ મૂકે તોપણ એ ભગવાનનો ભકત ભગવાનના ચરણારવિંદનેજ પામે છે. ગ. છે. ૪

અને આવી રીતનો (ભગવાન ને સંતનો મહાત્મ્ય-જ્ઞાને સહિત નિશ્ચય હોય એવો) હરિભક્ત હોય તેનો દેહ પગ ઘસીને પડે વાઘ ખાઈ જાય સર્પ કરડે શસ્ત્ર વાગે પાણીમાં બુડી જાય ઇત્યાદિક ગમે તેવી રીતે અપમૃત્યુએ કરીને દેહ પડે તોપણ ભગવાનના ભકતની અવળી ગતિ થાયજ નહિ એ તો ભગવાનના ધામનેજ પામે. અને ભગવાનથી વિમુખ હોય તેનો દેહ સુધી સારી પેઠે પડે ને ચંદનના લાકડામાં સસ્કારે યુક્ત બળે તોપણ તે તો નિશ્ચય યમપુરીમાં જાય. લો. ૩

## ભગવાનના ભક્તને જીવતાં શી પ્રાપ્તિ થાય છે

જેને ભગવાન ને ભગવાનના સંતની પ્રાપ્ત થઈ છે તેને જીવતે તો ભગવાનનાં કથાકિર્તન કરતાંથકાંજ દિવસ ને રાત્રી વિતે છે અને ત્રણ અવસ્થાથી પર જે પોતાનો જીવાત્મા તેનું બ્રહ્મરૂપે સાક્ષાત દર્શન થાય છે અને ભગવાન વિના અન્ય પદાર્થ માત્રને વિષે વૈરાગ્ય થાય છે અને અધર્મનો ત્યાગ કરીને ધર્મને વિષે રહેવાય છે.

ગ. મ. ૬૬

## ભગવાનના ભક્તને દેહ મૂકયા કેડે શી પ્રાપ્તિ થાય છે

જેને ભગવાન ને ભગવાનના સંતની પ્રાપ્તિ થઈ છે તેને દેહ મૂકે ત્યારે ભગવાન પોતા જેવોજ કરે છે જેમ

ભગવાને બ્રહ્માને કહ્યું છે જે હે બ્રહ્મા જેવો હું છું ને જેવો મારો મહિમા છે ને જેવાં મારાં ગુણ ને કર્મ છે તેવું મારા અનુગ્રહથકી તુંને વિજ્ઞાન થાઓ એવું જે બ્રહ્માને કહ્યું છે તેમ જે પોતાના અનન્ય ભક્ત હોય તે સર્વને ભગવાન એવી પ્રાપ્તિ કરાવે છે અને જેમ ભગવાન કાળ કર્મ ને માયાથકી રહિત છે તેમજ ભગવાનના ભક્ત પણ કાળ કર્મ ને માયાથકી રહિત થાય છે ને અખંડ ભગવાનની સેવાને વિષે રહે છે એવી દેહ મૂક્યા કેડે પ્રાપ્તિ થાય છે. ગ. મ. ૬૬

જ્યારે સર્વ બ્રહ્માંડનો પ્રલય થાય છે ત્યારે જે જીવ છે તે તો માયાને વિષે રહે છે અને જે ભગવાનના ભક્ત છે તે તો ભગવાનના ધામમાં જાય છે. ગ. પ્ર. ૧૨

ભગવાનના ભક્ત દેહ મૂક્યા પછી તેજોમય જે ભગવાનનું ધામ તેને પામે છે. ગ. પ્ર. ૧૨

ધર્મકુળને આશ્રિત એવો જે ભગવાનનો ભક્ત છે તે જ્યારે પંચભૂતના દેહને મૂકીને ભગવાનના ધામમાં જાય છે ત્યારે ભગવાનની ઇચ્છાએ કરીને બ્રહ્મમય દેહને પામે છે. ગ. પ્ર. ૧

ભગવાનનો ભક્ત દેહ મૂકીને ભગવાનના ધામમાં જાય છે ત્યારે જેવી ભગવાનની મરજી હોય તેવો તેનો આકાર બંધાય છે અથવા એ ભક્તને જેવો સેવાનો અવ-

કાશ આવે તેવો આકાર ધરીને ભગવાનની સેવા કરે છે.
ગ. છે. ૨૨

આ જીવ જ્યારે ભગવાનના અવતાર જે રામકૃષ્ણાદિક તેની ઉપાસના કરે ત્યારે બ્રહ્મરૂપ થાય ને એની મુક્તિ થાય.
ગ. મ. ૩૧

જીવ જ્યારે પરમેશ્વરને શરણે જાય ત્યારે ભગવાનની માયાને તરે ને નારદ સનકાદિકની પેઠે બ્રહ્મરૂપ થઇને ભગવાનના ધામમાં જાય છે ને ભગવાનનો પાર્ષદ થાય છે.
ગ. છે. ૧૦

જ્યારે એ જીવના અજ્ઞાનની નિવૃત્તિ થાય છે ત્યારે એને માયિક ત્રણ દેહનો સંગ છુટી જાય છે પછી એ જીવ કેવળ ચૈતન્ય સત્તામાત્ર રહે છે પછી એ જીવને ભગવાનની ભુમી આદિક જે આઠ પ્રકારની પ્રકૃતિ તેથકી જુદી જે ચૈતન્ય પ્રકૃતિ તેનું ભગવાનની ઇચ્છાએ કરીને દેહ બંધાય છે ને તેણે યુક્તથકો ભગવાનના અક્ષરધામને વિષે રહે છે.
ગ. મ. ૬૬

ભગવાનનો ભક્ત જ્યારે દેહને મૂકીને ભગવાનના ધામમાં જાય છે ત્યારે કોઇક તો ગરૂડ ઉપર બેસીને જાય છે અને કોઇક તો રથ ઉપર બેસીને જાય છે ને કોઇક તો વિમાન ઉપર બેસીને જાય છે એવી રીતે ભગવાનના ભક્ત ભગવાનના ધામમાં જાય છે તેને યોગ સમાધિવાળા છે તે

પ્રત્યક્ષ દેખે છે. ગ. પ્ર. ૧

અક્ષરધામને પામ્યો જે ભક્ત તે પણ અક્ષરના સાધર્મ્યપણાને પામે છે ને ભગવાનની અખંડ સેવામાં રહે છે. ગ. પ્ર. ૨૧

## ભગવાનના ભકત ભગવાનના સાધર્મ્યપણાને પામે છે તોપણ સ્વામી સેવકપણું રહે છે

ભગવાનનો ભકત હોય તેણે જેવા ભગવાનને જાણ્યા હોય જે ભગવાન આટલી સામર્થીએ યુકત છે અને આટલી શોભાએ યુકત છે અને આવા સુખરૂપ છે એવી રીતે એ ભકતે જેટલો ભગવાનનો મહિમા જાણ્યો છે અને જેવા પ્રતાપે યુકત ભગવાનને જાણ્યા છે તે ભકત જ્યારે દેહ મૂકીને ભગવાનના ધામમાં જાય છે ત્યારે રૂપ તથા સામર્થી તે એ ભકતની પણ તેવીજ થાય છે તોપણ ભગવાનની સામર્થી અને ભગવાનનું સુંદરપણું ઇત્યાદિક જે પ્રતાપ તે એ ભકતને ભગવાનને વિષે અતિશય જણાય છે ત્યારે એ ભકત એમ જાણે છે જે મેં જેટલો પ્રતાપ જાણ્યો હતો ને સુંદરપણું જાણ્યું હતું તેટલું એશ્વર્ય ને તેટલું સુંદરપણું તો મુંને પણ ભગવાને આપ્યું છે તોપણ ભગવાનનું એશ્વર્ય ને ભગવાનનું સુંદરપણું તે તો અતિશય અપાર દેખાય છે માટે મું જેવા અનંત ભગવાનના સાધર્મ્યપણાને પામ્યા છે તોપણ ભગવાન જેવો કોઈ થાવાને સમર્થ થાતો

નથી શા માટે જે ભગવાનનો મહિમા ગુણ કર્મ જન્મ ને સામર્થી તથા સુંદરતા સુખદાયકપણું એ આદિક જે અનંત કલ્યાણકારી ગુણ તેના પારને શેષ સારદા બ્રહ્માદિક દેવતા તથા ચાર વેદ એ પામતા નથી અને ભગવાન પોતે પણ પોતાના મહિમાના પારને પામતા નથી માટે ભગવાન તો સર્વ સામર્થ્યએ કરીને અપાર છે. અને એ ભગવાનને ભજીને અનંતકોટી વૈષ્ણવ ભગવાન સરખા થયા છે તોપણ ભગવાનમાંથી કોઈ જાતનો પ્રતાપ અણું જેટલો પણ ન્યૂન થયો નથી જેમ મીઠા જળનો સમુદ્ર ભર્યો હોય તેમાંથી મનુષ્ય પશુ પંખી સર્વે જેટલું ભાવે તેટલુ જળ પીએ તથા પાત્ર ભરી લે તોપણ ઓછું થાતું નથી શા માટે જે તે સમુદ્ર તો અગાધ છે તેમજ ભગવાનનો મહિમા પણ અતિશય અપાર છે માટે કોઈ રીતે કરીને વધે ઘટે એવો નથી તે સારૂ જે જે ભગવાનના ભકત બ્રહ્મસ્વરૂપ થયા છે તોપણ ભગવાનના દૃઢ દાસ થઈને ભગવાનનું ભજન કરે છે. એવી રીતે ભગવાનના ભકત ભગવાનના સાધર્મ્યપણાને પામે છે તોપણ સ્વામી સેવકપણું રહે છે. ગ. મ. ૬૭

સમાપ્ત.

# એકાન્તિક ભકત.

## એકાન્તિકપણું કોને કહીએ

સત્સંગ થયા પછી દુર્લભમાં દુર્લભ તે શું સાધન માન્યું છે તો જે એકાંતિકપણું એમાં આવે એ અતિશય દુર્લભ છે. તે એકાન્તિકપણું તે શું તો **ધર્મ જ્ઞાન ને વૈરાગ્ય** એ ત્રણે યુકત જે ભગવાનની **ભક્તિ** તેને એકાન્તિકપણું કહીએ લો. ૬

## એકાન્તિક ભકતનાં લક્ષણ

જેને ભગવાન વિના બીજી કોઈ વાસના ન હોય ને પોતાને બ્રહ્મરૂપ માનીને ભગવાનની ભકિત કરતો હોય તે એકાન્તિક ભકત કહેવાય. ગ. પ્ર. ૧૧

જેના હૈયામાં ભગવાનની ભકિત હોય તેને એવી વૃત્તિ રહે જે ભગવાન તથા સંત મુંને જેજે વચન કહેશે તેમજ મારે કરવું છે એમ તેના હૈયામાં **હિમત** રહે, અને આટલું વચન મુંથી મનાશે ને આટલું નહિ મનાય એવું વચન તો ભુલે પણ ન કહે અને વળી ભગવાનની મૂર્તિને હૈયામાં ધારવા તેમાં શૂરવિરપણું રહે ને મૂર્તિ ધારતાં ધારતાં જો ન ધરાય તોપણ કાયર ન થાય ને નિત્ય નવી નવી શ્રદ્ધા રાખે ને મૂર્તિ ધારતાં જ્યારે ભૂંડા ઘાટ સંકલ્પ

થાય ને તે હઠાવ્યા હઠે નહિ તો ભગવાનનો મોટો મહિમા સમજીને પોતાને પૂર્ણકામ માનીને તે સંકલ્પને ખોટા કરતો રહે ને ભગવાનના સ્વરૂપને હૈયામાં ધારતો રહે તે ધારતાં ધારતાં દશ વર્ષ થાય અથવા વીશ વર્ષ થાય અથવા પચવીશ વર્ષ થાય અથવા સો વર્ષ થાય તોપણ કાયર થઇને ભગવાનના સ્વરૂપને ધારવું તે મૂકી દે નહિ કેમજે શ્રીકૃષ્ણ ભગવાને ગીતામાં કહ્યું છે જે ॥ अनेक धर्म संसिद्ध स्ततो याति परां गतिम् ॥ તે માટે એમ ને એમ ભગવાનને ધારતો રહે એવું જેને વર્તતું હોય તેને એકાન્તિક ભક્ત કહીએ. ગ. પ્ર. ૧૫

આત્મનિષ્ઠા વૈરાગ્ય પ્રીતિ ને સ્વધર્મ એ ચારે ગુણ જેનામાં અતિશય દ્રઢપણે કરીને વર્તે છે તે ભક્તને સર્વે સાધન સંપૂર્ણ થયાં ને એનેજ એકાન્તિક ભક્ત જાણવો. ગ. પ્ર. ૧૯

પોત પોતાના વર્ણાશ્રમનો જે ધર્મ તેને વિષે અચલ-નિષ્ઠા તથા આત્મનિષ્ઠાની અતિશય દ્રઢતા તથા એક ભગવાન વિના બીજા સર્વ પદાર્થને વિષે અરૂચી તથા ભગવાનને વિષે મહાત્મ્યે સહિત એવી નિષ્કામ ભક્તિ એ જે ચાર સાધન તેને એકાન્તિક ધર્મ કહીએ. ને એવા એકાન્તિક ધર્મવાળા જે ભક્ત (એકાન્તિક ભક્ત) તે આ સમયમાં આપણા સત્સંગમાં કેટલાક છે. ગ. પ્ર. ૨૧

જે ભગવાનનો ભકત હોય તેને ખાતાં પીતાં નહાતાં ધોતાં ચાલતાં બેસતાં સર્વ ક્રિયાને વિષે ભગવાનની મૂર્તિનું ચિંતવન કરવું, અને આ દેહને પોતાનું સ્વરૂપ માનવું નહિ ને આ દેહનાં સંબંધીને પોતાનાં સંબંધી માનવાં નહિ કેમજે ચોરાશી લાખ જાતના દેહ ધર્યા તેનો સંબંધ રહ્યો નહિ તો આ દેહનો સંબંધ પણ નહિજ રહે તે માટે દેહ ગેહાદિક સર્વ પદાર્થને **અસત્ય** જાણીને તથા દેહ ઇંદ્રિયો અંતઃકરણ તેથી જુદું પોતાનું સ્વરૂપ જાણીને તથા પોતાના **ધર્મમાં** રહીને ભગવાનની **નિષ્કામ** ભકિત કરવી અને દિવસે દિવસે ભગવાનનું અતિશય મહાત્મ્ય જણાય તેને અર્થે સાધુનો સંગ નિરંતર રાખવો. અને જેની એવી સમજણ હોય તેનેજ **એકાંતિક ભકત** કહીએ.

ગ. પ્ર. ૨૧

જે પદાર્થનો ત્યાગ કર્યો તેનો પાછો કોઇ દિવસ મનમાં સંકલ્પ ન થાય જેમ વિષ્ટાનો ત્યાગ કર્યો છે તેનો પાછો સંકલ્પ થાતો નથી તેમ સંકલ્પ ન થાય ત્યાં શુકજી પ્રત્યે નારદજીનો કહેલો શ્લોક છે જે ॥ त्यज धर्मम धर्मंच ॥ અને એ શ્લોકનું હારદ એ છે જે એક આત્મા વિના બીજાં જે જે પદાર્થ છે તેનો ત્યાગ કરીને કેવળ આત્માપણે વર્તવું ને ભગવાનની ઉપાસના કરવી તેને પુરો ત્યાગી કહીએ. અને એવી રીતનો જે ત્યાગી હોય તે તો

એકાંતિક ભકત કહેવાય. ગ. પ્ર. ૩૮.

જે ગ્રહસ્થ હરિભકત હોય તે તો જેમ જનક રાજાએ કહ્યું જે આ મારી મિથિલા નગરી બળે છે પણ તેમાં મારૂં કાંઇ બળતું નથી ત્યાં શ્લોક છે જે ॥ मिथिलायां प्रदिप्तायां नमे दह्यति किंचन ॥ એમ સમજે ને ગ્રહમાં રહેતો હોય તે ગ્રહસ્થ હરિભકત ખરો કહેવાય અને એવી રીતનો જે ગ્રહસ્થ હોય તે તો એકાંતિક ભકત કહેવાય.

ગ. પ્ર. ૩૮

ધર્માનિષ્ટા, આત્મનિષ્ટા, વૈરાગ્યનિષ્ઠા ને ભકિતનિષ્ટા એ ચારે નિષ્ટા એકને વિષે વર્તે ત્યારે તેને પરમ ભાગવત કહીએ અને એનેજ એકાન્તિક ભકત કહીએ.

ગ. પ્ર ૪૭

એકાન્તિક સંત છે તે તો ભગવાનની મૂર્તિને અક્ષરાતીત સમજે છે ને મૂર્તિમાન એવા જે પુરૂષોત્તમ ભગવાન તેને બ્રહ્મરૂપ જે અનંતકોટી મુકત અને અક્ષરધામ એ સર્વના આત્મા જાણે છે માટે કોઇ ગમે તેવાં શાસ્ત્ર વંચાતાં હોય ને તેમાં ભગવાનનું નિર્ગુણપણે કરીને પ્રતિપાદન આવે તે ઠેકાણે એમ જાણવું જે એ ભગવાનની મૂર્તિનો મહિમા કહ્યો છે પણ ભગવાન તો સદા મૂર્તિમાનજ છે એવી રીતે જે સમજે તેને એકાન્તિક ભકત કહીએ.

ગ. પ્ર. ૬૬

જે એકાન્તિક ભક્ત હોય તેને એક તો આત્મનિષ્ટા હોય ને બીજો વૈરાગ્ય હોય ને ત્રીજો પોતાનો ધર્મ દ્રઢપણે હોય ને એથી શ્રીકૃષ્ણ ભગવાનને વિષે અત્યંત ભકિત હોય. ગ. મ. ૩૮

જે ભકતને શબ્દ સ્પર્શ રૂપ રસ ને ગંધ એ પંચ વિષય હોય તોપણ ભગવાન સંબંધીજ હોય ને તેના શ્રવણ તે અખંડ ભગવાનની કથા સાંભળવાને ઇચ્છે ને ત્વચા તે ભગવાનનો સ્પર્શ કરવા ઇચ્છે ને નેત્ર તે ભગવાન ને ભગવાનના સંતનાં દર્શન કરવા ઇચ્છે ને રસના તે ભગવાનના મહાપ્રસાદના સ્વાદને ઇચ્છે અને નાસિકા તે ભગવાનને ચડયાં જે પુષ્પ તુળસી તેના સુગંધને ઇચ્છે પણ પરમેશ્વર વિના અન્ય વસ્તુને સુખદાઇ જાણેજ નહિ એવી રીતે જે વર્તે તે ભગવાનનો એકાન્તિક ભકત કહેવાય.

ગ. મ. ૪૮

ભગવાનના એકાન્તિક ભકત હોય તેનું જે મન તે ભગવાનના સ્વરૂપનુંજ ચિંતવન કરે અને વાણી તે ભગવાનના જસનેજ ગાય અને હાથ તે ભગવાન કે ભગવાનના ભકતની સેવા પરિચર્યાનેજ કરે અને કાન તે અખંડ ભગવાનના જસનેજ સાંભળે. ગ. મ. ૫૫

આત્મનિષ્ટા વૈરાગ્ય ને ભગવાનને વિષે ભક્તિ એ ત્રણેય ભેળાં હોય ત્યારે કોઇ જાતની ખોટ ન કહેવાય.

અને એવો જે હોય તે તો ભગવાનનો જ્ઞાની ભક્ત કહેવાય. એકાન્તિક ભક્ત કહેવાય, અનન્ય ભક્ત કહેવાય.

ગ. મ. ૬૫

આપણા ઉદ્ધવ સંપ્રદાયને વિષે જ્ઞાન વૈરાગ્ય ધર્મ ને ભગવાનની ભકિત એ ચાર વાનાં જેમાં હોય તે એકાન્તિક ભક્ત કહેવાય અને આપણા સત્સંગમાં મોટો કરવા યોગ્ય પણ તેજ છે. વર. ૩

એને એ ચાર (જ્ઞાન વૈરાગ્ય ધર્મ ને ભકિત) સંપૂર્ણ ન હોય ને એક મહાત્મ્યે સહિત ભગવાનની ભકિત મુખ્યપણે કરીને હોય તોપણ ત્રણ જે બાકી રહ્યાં તે તે એકના પેટામાં આવી જાય અને (તે જો) અતિશય મહાત્મ્ય સહિત ભકિત ભગવાનને વિષે હોય તો એક ભકિતને વિષે ત્રણે આવી જાય અને સામાન્ય ભકિત હોય તો એકમાં ત્રણ ન આવે માટે ચાર વાનાંએ સહિત જે ભકિત તે જેમાં હોય તે એકાન્તિક ભક્ત કહેવાય એમ કહ્યું છે. અને એવી અસાધારણ ભકિત તો પૃથુરાજાને હતી તે ભગવાને વર દેવાનું કહ્યું ત્યારે ભગવાનની કથા સાંભળવા સારૂ દસ હજાર કાન માગ્યા પણ બીજું કાંઈ ન માગ્યું ને જે ગોપીયુંને રાસક્રિડામાં જાવા દીધીયું તે દેહ મૂકીને શ્રીકૃષ્ણ પાસે ગઇયું એવી અસાધારણ ભકિત હોય તો જ્ઞાનાદિક ત્રણે એક ભકિતમાં આવી જાય. વર. ૩

જેને વિષે સ્વધર્મ, જ્ઞાન, વૈરાગ્ય ને મહાત્મ્યે યુકત એવી વાસુદેવ ભગવાનની અનન્ય ભકિત એટલાં વાનાં હોય તેને **એકાન્તિક ભકત** કહીએ. ગ. છે. ૩૩

વાસના રહિત વર્તવું એ એકાન્તિકનો ધર્મ છે અને વાસના જરાક રહી જાય તો સમાધીવાળો હોય અને નાડી પ્રાણ તણાતાં હોય તોય પણ વાસના સમાધીમાંથી પાછો એંચી લાવે છે માટે વાસના ટાળે તેજ **એકાન્તિક ભકત** છે. ગ. પ્ર. ૬૦

એકાન્તિકપણું તે શું તો ધર્મ જ્ઞાન ને વૈરાગ્ય એ ત્રણે યુક્ત જે ભગવાનની ભકિત કરવી તેને **એકાન્તિકપણું** કહીએ. લો. ૬

શ્રીકૃષ્ણ ભગવાને પણ ગીતામાં કહ્યું છે જે ॥ **समलोष्टा सम कांचन** ॥ એવાં જેનાં લક્ષણ હોય તેણે ભગવાનનું સ્વરૂપ તત્વે કરીને જાણ્યું છે. અને એનેજ **અનન્ય ભકત** કહીએ. ગ. મ. ૧

જેને સર્વથી ભગવત્ સ્વરૂપનું બળ અધીક હોય તેજ **એકાન્તિક ભકત** કહેવાય. ગ. મ. ૯

વાસુદેવ મહાત્મ્યને વિષે એકાન્તિક ભક્તના ધર્મ કહ્યા છે જે એકાન્તિક ભક્ત હોય તે પોતાનું રૂપ દેહ માને નહિ ને પોતાને ચૈતન્યરૂપ માને અને સ્વધર્મ જ્ઞાન ને વૈરાગ્ય તેણે સહિત ભગવાનની ભક્તિ કરે ને એક

ભગવાન વિના બીજા કોઈ પદાર્થની વાસના રાખે નહિ.
ગ. મ. ૨૨

વિજળી જેવા જે (મોટા પુરૂષ) હોય તે તો માયા રૂપી વરસાદને પાણીએ કરીને પણ ન ઓલાય એવા વિજળીના અગ્નિ જેવા તો સાધન દશાવાળા ભગવાનના એકાન્તિક સાધુ છે. વર. ૩

ભગવાનની સેવા વિના ચતુર્ધા મુક્તિને પણ ન ઇચ્છે એવો હોય તે ભગવાનનો એકાન્તિક ભક્ત જાણવો.
ગ. છે. ૩૩

## એકાન્તિકનો ધર્મ એકાન્તિક થકીજ પમાય છે

અને આવી રીતનો જે એકાન્તિક ધર્મ (નિર્વાસનીક-પણું) તે તો જે એવા નિર્વાસનીક પુરૂષ હોય અને જેને ભગવાનને વિષે સ્થિતિ થઇ હોય તેને વચને કરીને પમાય પણ ગ્રંથમાં લખી રાખ્યો હોય તેણે કરીને નથી પમાતો અને કોઇક સાંભળીને તેવી ને તેવી વાત કહેવા જાય તો કહેતાં પણ આવડે નહિ માટે જેને એકાન્તિકના ધર્મમાં સ્થિતિ થઇ હોય તે થકીજ એકાન્તિકનો ધર્મ પમાય છે.
ગ. પ્ર. ૬૦

## પરમ એકાન્તિકનાં લક્ષણ

વડવાનલ અગ્નિ જેવા હોય તે તો જેમ વડવાનલ સમુદ્રમાં રહે છે પણ સમુદ્રના જળનો ઓલાવ્યો ઓલાતો

નથી અને સમુદ્રના જળને પીઇને મૂલદ્વારે કાઢી નાખે છે તે પાણી મીઠું થાય છે તેને મેઘ લાવીને સંસારમાં વૃષ્ટિ કરે છે તેણે કરીને નાના પ્રકારના રસ થાય છે તેમ એવા જે મોટા પુરૂષ છે તે સમુદ્રનાં જળ જેવા ખારા જીવ હોય તેને પણ મીઠા કરી નાખે છે એવા વડવાનલ અગ્નિ જેવા તો સિદ્ધ દશાવાળા ભગવાનના પરમ એકાન્તિક સાધુ છે.

વર. ૩

## એકાન્તિક ભક્તની ભગવાનને વશ કરવાની રીત.

ભગવાન પોતાના ભક્તની પરીક્ષા જુએ છે પછી જો એ પાકો ભક્ત હોય ને ભગવાન વિના બીજું કાંઇ ન ઇચ્છે ને નિર્વાસનીક એવો એકાન્તિક ભક્ત હોય તો ભગવાન પોને તે ભક્તને વશ થઇ જાય છે જેમ વામનજીએ બળીરાજાનું ત્રિલોકીનું રાજ્ય લઈ લીધું ને ચોદ લોકનાં બે પગલાં કર્યાં અને ત્રીજા પગલા સારૂ તે બળીરાજાએ પોતાનું શરીર આપ્યું એવી રીતે શ્રદ્ધા સહિત ભગવાનને સર્વસ્વ આપ્યું તોય ભગવાને એને વગર વાંકે બાંધ્યો તો પણ ભક્તિથકી પડ્યો નહિ ત્યારે એવી પોતાની અનન્ય ભક્તિ જોઇને પોતે ભગવાન તે બળીના બંધનમાં આવતા હવા ને ભગવાને તો બળીરાજાને ક્ષણમાત્ર બાંધ્યો હતો અને ભગવાન તો એની ભક્તિરૂપી દોરીએ કરીને બંધાણા છે તે આજ દિવસ સુધી પણ અખંડ ભગવાન બળીને દરવાજે ઉભા છે. અને

બળીરાજાની દ્રષ્ટિથકી ભગવાન પલમાત્ર પણ છેટે થાતા નથી. એવી રીતે આપણુ પણ બીજી સર્વે વાસના ટાળીને ને ભગવાનને સર્વસ્વ અર્પણ કરીને ભગવાનના દાસ થઈ રહીશું અને એમ કરતાંય ભગવાન આપણને વધુ દુ:ખ દેશે તો ભગવાન પણ પોને આપણે વશ થઈ જાશે શા માટે જે પોતે ભક્તવત્સલ છે ને કૃપાસિંધુ છે તે જેની પોતાને વિષે અતિ દ્રઢ ભક્તિ દેખે તેને પોતે આધીન થઇ જાય છે પછી તે પ્રેમભક્તિએ યુક્ત જે ભક્તનું મન તે મનરૂપી દોરીએ કરીને બંધનમાં આવે છે પછી છુટવાને સમર્થ થાતા નથી માટે જેમ જેમ ભગવાન આપણને કસણીમાં રાખે તેમ તેમ વધુ રાજી થવું જોઇએ જે ભગવાન જેમ જેમ મુંને વધુ દુ:ખ દેશે તેમ તેમ વધુ મારે વશ થાશે અને પલમાત્ર મુજથી છેટે નહિ રહે એવું સમજીને જેમ જેમ ભગવાન અતિ કસણી દેતા જાય તેમ તેમ અતિ રાજી થાવું પણ કોઇ રીતે દુ:ખ દેખીને અથવા દેહના સુખ સારૂ પાછો પગ ભરવો નહિ. ગ. પ્ર. ૬૧

## ધર્મ, વૈરાગ્ય, આત્મજ્ઞાન ને મહાત્મ્યે સહિત ભક્તિમાંથી કોઈ કાળે પડે નહિ તેનાં લક્ષણ

જેનો બાળકપણાથીજ એવો સ્વભાવ હોય જે કોઈની છાયામાં તો દબાયજ નહિ અને એ જ્યાં બેઠો હોય ત્યાં કોણેય હાંસી મશ્કરી થાય નહિ અને તેને કોણેય હળવું

વેણુ પણ કહેવાય નહિ એવાં જેનાં લક્ષણ હોય તે કોઇ દિવસ ધર્મ, વૈરાગ્ય, જ્ઞાન ને ભગવાનની ભક્તિ તેમાંથી પડેજ નહિ અને તેનો માનીના જેવો સ્વભાવ હોય તોપણ તેને કલ્યાણનો ખપ હોય માટે તે સત્સંગમાંથી કોઇ પ્રકારે જાય નહિ. ગ. મ. ૧૫

## એકાન્તિકને ભગવાન વિના બીજું કાંઈ ન ઇચ્છવા સંબંધી સમજણ

જ્યારે ભગવાનને ભજીને આવી રીતનો (એકાન્તિક) સાધુ થયો ત્યારે સાધુ થકી કાંઇ બીજી મોટી પદવી નથી જેમ રાજા હોય ને તેની રાણી હોય તે જેટલામાં રાજાનું રાજ્ય છે તેટલામાં રાણીનું રાજ્ય પણ કહેવાય અને જેવો રાજાનો હુકમ ચાલે તેવોજ રાણીનો પણ હુકમ ચાલે તેમ ભગવાનનો જેવો પ્રતાપ છે તેવોજ એ સાધુનો પણ પ્રતાપ છે માટે તુચ્છ એવાં જે સંસારનાં સુખ તે સાધુને ઇચ્છવાં નહિ કાંજે એ સાધુ જ્યારે ભગવાનના ધામને પામે છે ત્યારે અનંતકોટી બ્રહ્માંડના પતિ જે બ્રહ્માદિક ઇશ્વર તે ભગવાનને અર્થે જેમ અનંત પ્રકારની ભેટ સામગ્રીયું લાવે છે તેમ સાધુને અર્થે પણ લાવે છે ને ભગવાનને પ્રતાપે કરીને એ સાધુ અલૌકિક ઐશ્વર્ય સામર્થીને પામે છે એવો મોટો વિચાર હૈયામાં રાખીને એક ભગવાન વિના બીજું કાંઇ પણ મનમાં ઇચ્છવું નહિ. અને જેમ હાથમાં ચિંતામણી

આવી ત્યારે તે ચિંતામણીને જતન કરીને રાખવી કેમજે જો હાથમાં ચિંતામણી છે તો જે પદાર્થને ઇચ્છશે તે પદાર્થને આપશે તેમ ભગવાનના ભક્તને ભગવાનની મૂર્તિરૂપી ચિંતામણીને ઝાલી રાખવી પણ તેને મૂકવીજ નહિ તો એને સર્વ વાતની સિદ્ધિ થાશે. ગ. મ. ૨૨

## કાળ કર્મને યોગે નિયમ બહાર વર્તાય તોપણ એકાંતિકપણું રહે તેવા ભક્તનાં લક્ષણ

જીવનો દેહ છે તે તો પૂર્વ કર્મને આધીન છે તેનો એક નિર્ધાર રહેતો નથી તે ક્યારેક સાજો રહે ને ક્યારેક કર્માધીનપણે કરીને માંદો થઇ જાય ને કયારેક સ્વતંત્ર વર્તતો હોય ને કયારેક પરાધીન પણ થઇ જાય ને ધાર્યું હોય તે ઠેકાણે રહેવાય કે નજ રહેવાય અને કયારેક હરિભક્તના મંડળમાં રહેતા હોઇએ ને કર્મ કે કાળને યોગે કરીને નોખા પડી ગયા ને એકલાજ રહી જવાય ત્યારે જે જે નિયમ રાખવાની દ્રઢતા હોય તેનો કાંઇ મેળ રહેજ નહિ અથવા ઇંગ્રેજ જેવો કોઇક રાજા હોય ને તેણે કયાંઇક પરવશ રાખ્યા અથવા પોતાનાં મન ને ઇંદ્રિયો તે ઇંગ્રેજ જેવાંજ છે તેણેજ પરવશ રાખ્યા ત્યારે જે સંતના મંડળમાં રહેવું ને સત્સંગની મર્યાદા પાળવી તેનો કાંઇ મેળ રહે નહિ અને શાસ્ત્રમાં તો એમજ કહ્યું છે જે ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ને ભક્તિ એ ચાર સંપૂર્ણ હોય ત્યારે

એકાન્તિક ભક્ત કહેવાય ને એકાન્તિકની જે મુક્તિ છે તેને પામે ને કાળ કર્મને યોગે કરીને દેહની વ્યવસ્થા તો એકની એક રહે તેમ જણાતું નથી માટે ભગવાનના ભક્તને કેવી રીતે એકાંતિકપણું રહે છે? તો જેમ અમારે (શ્રીહરિને) ભગવાનને વિષે નિષ્ટા રહે છે તેમ અમે કહીએ જે અમારે તો ગમે તેવું સુખ દુઃખ આવે તથા સંપત વિપત આવે તેમાં એમ રહે છે જે એક તો ભગવાનની અતિશય મોટપ જાણીએ છીએ તેણે કરીને આ સંસારમાં મોટા મોટા રાજાની સમૃદ્ધિ ને રાજ્ય લક્ષ્મિ તેને જોઇને લેશમાત્ર પણ અંતરમાં તેનો ભાર આવતો નથી. અને એમ સમજીએ છીએ જે આપણે તો ભગવાન થકી કાંઈ અધીક નથી ને આપણું મન છે તે ભગવાનના ચરણારવિંદમાં ચોટાડયું છે અને ભગવાન સંઘાથે એવી દ્રઢ પ્રીતિ કરી છે જે તે પ્રીતિને કાળ, કર્મ, માયામાથી કોઇએ ટાળવાને અર્થે સમર્થ નથી અને પોતાનું મન એ પ્રીતિ ટાળવાને કરે તોય પણ ભગવાનમાંથી એ પ્રીતિ ન ટળે એવી રીતનો દ્રઢાવ છે તે ગમે તેવું સુખ દુઃખ આવે છે તોય નથી ટળતો.

અને સ્વભાવિક મનમાં એવી રૂચી રહે છે જે શહેર હોય કે મેડી હોય કે રાજદરબાર હોય ત્યાં તો ગમેજ નહિ. અને વન હોય પર્વત હોય નદી હોય ઝાડ હોય

એકાંત ઠેકાણું હોય ત્યાં અતિશય ગમે છે ને એમ જાણીએ છીએ જે એકાંતમાં બેસીને ભગવાનનું ધ્યાન કરીએ તો સારૂં એવી સદાય રૂચી રહે છે. અને જ્યારે અમને રામાનંદ સ્વામીનું દર્શન નહોતું થયું ત્યારે મુક્તાનંદ સ્વામી સંઘાથે અમે એમ ઠરાવ કરી રાખ્યો હતો જે મુંને રામાનંદ સ્વામીનું દર્શન કરાવો તો આપણે બે જણ વનમાં જઇને ભગવાનનું અખંડ ધ્યાન કર્યા કરશુ અને કોઇ દિવસ વસ્તીમાં તો આવશુંજ નહિ એમ મનનો ઠરાવ હતો તે હમણાં પણ મન એવું ને એવું વર્તે છે.

અને ભગવાન ને ભગવાનના જે ભક્ત તેમાં તો એવું દૃઢ હેત છે તેને કાળ કર્મ ને માયા તેમાંથી કોઇએ ટાળવાને સમર્થ નથી ને પોતાનું મન ટાળ્યાનું કરે તોય પણ હૃદયમાંથી ટળેજ નહિ એવી ભગવાન ને ભગવાનના ભક્ત સંઘાથે અતિશય પ્રીતિ છે અને અમે કેટલીકવાર સત્સંગમાંથી જાવાને અર્થે ઉદાસ થયા છીએ પણ ભગવાનનાં ભક્તનો સમૂહ જોઇને ટકયા છીએ તે કોઇ રીતે મૂકીને જવાતું નથી અને જેને હું ભગવાનનો ભક્ત ન જાણું તે ઠેકાણે તો મુંને રાખ્યાના કોટી ઉપાય કરે તોય નજ રહેવાય અને ગમે તેવી અમારી શુશ્રુષા કરે તોય અભક્ત સંઘાથે અમારે બનેજ નહિ એવી રીતે ભગવાન ને ભગવાનના ભક્ત સંઘાથે અમે અમારા મનને અતિશય પ્રીતિએ

કરીને જોડી રાખ્યું છે અને તે ભગવાન વિના બીજું કાંઈ પદાર્થ વહાલું રાખ્યું નથી માટે શા સારૂ ભગવાનમાં પ્રીતિ નહિ રહે.

અને ભગવાનનાં કથા કિર્તનાદિક કરતા હોઇએ ત્યારે તો એવી મસ્તાઇ આવે છે જે જાણીએ દીવાના થઇ જવાશે અને જેટલો વિવેક રહે છે તે તો કોઇક ભક્ત જનના સમાસને અર્થે રહે છે પણ મનમાં તો એવીને એવીજ ખુમારી રહે છે અને ઉપરથી તો લોકને ભળતો વ્યવહાર રાખીએ છીએ.

અને જે ભગવાન છે તેજ આ દેહના પ્રવર્તાવનારા છે તે ગમે તો દેહને હાથીએ બેસાડો ને ગમે તો બંધીખાનામાં નંખાવો અને ગમે તો આ દેહમાં કોઇક મોટો રોગ પ્રેરો પણ કોઇ દિવસ ભગવાન આગળ એવી પ્રાર્થના કરવી નથી જે હે મહારાજ આ મારૂં દુ:ખ છે તેને ટાળો શા માટે જે આપણે પોતાના દેહને ભગવાનના ગમતામાં વર્તાવવો છે ને જેમ એ ભગવાનનું ગમતું હોય તેમજ આપણે ગમે છે પણ ભગવાનના ગમતા થકી પોતાનું ગમતું લેશમાત્ર પણ નોખું રાખવું નથી. અને આપણે જ્યારે તન મન ધન ભગવાનને અર્પણ કર્યું ત્યારે હવે ભગવાનની ઇચ્છા તેજ આપણું પ્રારબ્ધ છે તે વિના બીજું કોઇ પ્રારબ્ધ નથી માટે ભગવાન [illegible] કરીને ગમે તેવું સુખ

દુ:ખ આવે તેમાં કોઇ રીતે અકળાઇ જાવું નહિ ને જેમ ભગવાન રાજી તેમજ આપણે રાજી રહેવું.

અને આવી રીતની જે ભગવાનને વિષે દ્રઢ પ્રીતિ તેણે યુક્ત એવો જે એ ભક્ત તેના જે ધર્મ જ્ઞાન વૈરાગ્ય ને ભક્તિ તેની રક્ષાને તો ભગવાન પોતેજ કરે છે અને ક્યારેક દેશકાળના વિષમપણે કરીને બહારથી તો તે ધર્માદિકના ભંગ જેવું જણાતું હોય પણ તે ભક્તના અંતરમાં તો ધર્માદિકનો ભંગ થાતોજ નથી. ગ. છે. ૧૩

**એકાન્તિકને ભગવાન કે સંતનો અભાવ આવે એજ મરણ છે.**

જે એકાન્તિક ભક્ત છે તેને દેહે કરીને મરવું એ મરણ નથી એને તો એકાન્તિકના ધર્મમાંથી પડી જવાય એજ મરણ છે તે જ્યારે ભગવાન કે ભગવાનના સંત તેનો હૈયામાં અભાવ આવ્યો ત્યારે એ ભક્ત એકાંતિકના ધર્મમાંથી પડયો જાણવો અને તે જો ક્રોધે કરીને પડયો હોય તો તેને સર્પનો દેહ આવ્યો જાણવો અને કામે કરીને પડયો હોય તો યક્ષ રાક્ષસનો અવતાર આવ્યો જાણવો માટે જે એકાંતિકના ધર્મમાંથી પડીને એવા દેહને પામ્યા છે ને જો તે ધર્મવાળા હોય અથવા તપસ્વી હોય તોપણ તે ધર્મે કરીને તથા તપે કરીને દેવલોકમાં જાય પણ જેણે ભગવાનનો ને ભગવાનના સંતનો અભાવ લીધો

તે તો ભગવાનના ધામને તો નજ પામે ગ. મ. ૪૬

**અતિશય મોટા હોય તેમાં કસર જણાયાનું કારણ**

ધર્મ જ્ઞાન વૈરાગ્ય ને ભકિત એ ચારે અતિ તીવ્રપણે વર્તતા હોય તોપણ ધર્મમાં કાંઇક સંકરપણું થાય ને વૈરાગ્યમાં કોઇક ઠેકાણે રાગ રહી જાય અને ભકિતમાં પણ કાંઇક શિથિલપણું થઇ જાય અને જ્ઞાનમાં પણ કાંઇક દેહ આશકિત રહી જાય તેનું શું કારણ હશે ? તો જેને ધર્મ જ્ઞાન વૈરાગ્ય ને ભકિત એ ચાર તીવ્ર વર્તે છે એવા જે ઇશ્વર મૂર્તિ સમર્થ તેમાં જે કાંઇક કસર જેવું જણાય છે તે તો કેવળ દયાએ કરીને રહે છે પણ બીજી કોઇ જાતની કસર નથી અને એવા જે મોટા હોય તે બ્રાહ્યદ્રષ્ટિ રાખીને વર્તે ત્યારે કેટલાક જીવુંને જડભરત જેવા ને શુકજી જેવા કરી મૂકે માટે એવા અતિશય જે મોટા તેમને જે વ્યવહારીક દ્રષ્ટિએ વર્તવું તે કેવળ જીવું ઉપર દયાએ કરીને છે.

ગ. છે. ૧૪

મુકતાનંદ સ્વામી જેવા હોય તે સર્વથી સરસ વર્તમાન પાળતા હોય ને તેણે કરીને બીજા સંતને ઉદ્વેગ થાય કેમ જે એમની બરોબર વર્તાય નહિ તે સારૂ એ ગુણ યદ્યપી મોટો છે તોપણ તેનો ત્યાગ કરીને સર્વ સંતને બરોબર વર્તવું અને બરોબર વર્તવારૂપ દોષ છે તોપણ એનું ગ્રહણ કરવુ. લો. ૬

## એકાન્તિકના દ્રઢ પ્રસંગનું ફળ

સ્વધર્મ જ્ઞાન વૈરાગ્ય ને મહાત્મ્ય જ્ઞાન તેણે સહિત જે ભગવાનની ભકિત તેણે યુકત એવા જે ભગવાનના એકાંતિક સાધુ તેના પ્રસંગ થકી ભાગવત ધર્મનું પોષણ થાય છે અને વળી જીવને મોક્ષનું જે દ્વાર તે પણ એવા સાધુના પ્રસંગ થકી ઉઘાડું થાય છે તે કપિલદેવ ભગવાને દેવહૂતિ પ્રત્યે કહ્યું છે જે **।। प्रसंग मजरंपाश मात्मनः कवयो विदुः सएव साधुषु कृतो मोक्षद्वार मपावृतम् ।। १ ।।** જેવો એ જીવને પોતાના સંબંધીને વિષે દ્રઢ પ્રસંગ છે તેવો ને તેવોજ પ્રસંગ જો ભગવાનના એકાન્તિક સાધુને વિષે થાય તો એ જીવને **મોક્ષનું દ્વાર ઉઘાડું થાય છે.** ગ. પ્ર. ૫૪

અને આવી રીતનો જે એકાન્તિક ધર્મ (નિર્વાસનીક-પણું) તે તો જે એવા નિર્વાસનીક પુરૂષ હોય અને જેને ભગવાનને વિષે સ્થિતિ થઈ હોય તેને વચને કરીનેજ પમાય પણ ગ્રંથમાં લખી રાખ્યો હોય તેણે કરીને નથી પમાતો. અને કોઇક સાંભળીને તેવીને તેવી વાત કહેવા જાય તો કહેતાં પણ આવડે નહિ માટે જેને એકાન્તિકના ધર્મમાં સ્થિતિ થઈ હોય તે થકીજ **એકાન્તિકનો ધર્મ પમાય છે.** ગ. પ્ર. ૬૦

જે ઠેકાણે ભગવાનના એકાન્તિક સાધુ રહેતા હોય

તે ઠેકાણે નૈમિષ્યારણ્ય ક્ષેત્ર જાણવું અને તે ઠેકાણે જપ તપ વ્રત ધ્યાન પુજા એ આદિક જે **સુકૃત** તેનો જે આરંભ કરે તે દિન દિન પ્રત્યે **વૃદ્ધિને પામે. સા. ૭**

જે નિરુત્થાનપણે ભગવાનનો નિશ્ચય એને **અમે** તદાત્મકપણું કહીએ છીએ અને એવું જે એ **તદાત્મકપણું** તે ભગવાનના એકાન્તિક ભકતના પ્રસંગે કરીને થાય છે પણ કેવળ સમાધીએ કરીને નથી થાતું. **ગ. મ. ૧૪**

**વાસુદેવ ભગવાનને વિષે હમણાં પ્રવેશ હોય તેવા એકાન્તિક ભકતનાં લક્ષણ.**

હમણાં પણ જે ભકતને ભગવાનની કથાકિર્તન નામ સ્મરણ ઇત્યાદિક જે દશ પ્રકારની **ભકિત** તથા ભગવાનનું **મહાત્મ્ય** તથા **સ્વધર્મ** તથા વૈરાગ્ય તથા **આત્મનિષ્ટા** તથા સંતનો **સમાગમ** એનું બંધાણ હોય તે એવું હોય જે તે વિના કોઇ રીતે ચાલેજ નહિ જેમ અફીણ આદિકનો બંધાણી હોય તેને તે વિના ચાલે નહિ ને તે **અફીણ** તો કડવું ઝેર છે તોપણ અફીણના બંધાણીને અફીણ વિના ચાલે નહિ તથા દારૂનું બંધાણ હોય તો તે દારૂ પણ પીએ ત્યારે ગળું બળે એવો છે તોપણ તે વિના ચાલે નહિ તે એને ઘણાક રૂપૈઆ આપે તોપણ તે બંધાણથી તે વહાલા ન થાય ને ન લે કેમજે એ વ્યસન એના જીવ સંઘાથે જડાઇ ગયું છે તેમ જેને ભગવદ્ ભક્તિ આદિક

ક્રિયાનું બંધાણુ થયું હોય તે ગમે તેવો કુસંગ થાય તોપણુ તે વિના એને ગાલેજ નહિ ને એ વિના બીજા કાર્યમાં એનું મન રાજી થાય નહિ ને ભગવદ્ ભક્તિ આદિક ક્રિયામાં એનો જીવ જડાઇ ગયો હોય ને એનીજ એને અતિ ઇસક હોય અને તે ભગવદ્ ભક્ત કેવો હોય તો ભગવાનની સેવા વિના ચતુર્ધા મુક્તિને પણુ ન ઇચ્છે તો બીજાની શી વાર્તા? ને એને કોઈ પદાર્થમાં ઇસક ન હોય એવો હોય તે ભગવાનનો એકાન્તિક ભક્ત જાણુવો અને એવો જે ભગવાનનો ભક્ત તેનો પણુ વાસુદેવ ભગવાનને વિષે પ્રવેશ છે એમ જાણુવું. ગ. છે. ૩૩

## એકાન્તિક ભક્તને પ્રાપ્તિ

એકાન્તિક ભક્ત તે દેહનો ત્યાગ કરીને ને સર્વ માયાના ભાવથી મુક્ત થઇને અર્ચી માર્ગે કરીને ભગવાનના અક્ષર-ધામને પામે છે અને એ અક્ષરધામને પામ્યો જે ભક્ત તે પણુ અક્ષરના સાધર્મ્યપણુાને પામે છે ને ભગવાનની અખંડ સેવામાં રહે છે. ગ. પ્ર. ૨૧

એકાન્તિક ભક્ત જ્યારે દેહ મૂકે ત્યારે તેનો શ્રીકૃષ્ણુ ભગવાનને વિષે પ્રવેશ થાય છે અને જે એકાન્તિક ન હોય તેનો તો બ્રહ્માદિકમાં પ્રવેશ થાય છે અથવા સંકર્ષણુાદિકને વિષે પ્રવેશ થાય છે પણુ એકાન્તિક થયા વિના શ્રીકૃષ્ણુ વાસુદેવમાં પ્રવેશ થાતો નથી. તે પ્રવેશ તે એમ સમજવો

જે જેમ અતિશય લોભી હોય તેનો ધનમાં પ્રવેશ થાય છે ને જેમ અતિ કામી હોય તેનો મનગમતી સ્ત્રીમાં પ્રવેશ થાય છે ને જેમ ઘણીક દોલતવાળો હોય ને તે વાંઝીયો હોય ને તેને દિકરો આવે તેના દિકરામાં પ્રવેશ થાય છે તેમ એવી રીતે જેનો જીવ જે સઘાથે બંધાણો હોય તેને વિષે તેનો પ્રવેશ જાણવો પણ જેમ જળમાં જળ મળી જાય છે ને અગ્નિમાં અગ્નિ મળી જાય છે તેમ પ્રવેશ નથી થાતો. એ તો એમ જે જેને વિષે પ્રવેશ હોય તેને પોતાના ઇષ્ટદેવ વિના બીજા કોઈ પદાર્થને વિષે હેત ઉપજે નહિ ને એક તેને જ રટના લાગી રહે ને તે વિના જીવે તે મહાદુઃખના દિવસ ભોગવીને જીવે પણ સુખ ન થાય. ગ. મ. ૩૮

એકાન્તિક ભક્તની ગતિ એમ કહી છે જે એનો વાસુદેવ ભગવાનમાં પ્રવેશ થાય તે પ્રવેશ તે શું તો તેજના મંડળને વિષે દિવ્યમૂર્તિ એવા જે વાસુદેવ ભગવાન તેને વિષે એ ભક્તને સ્નેહ હોય તે સ્નેહે કરીને વાસુદેવ ભગવાનની મૂર્તિને વિષે એના મનનું નિરંતર અનુસંધાન રહે ને આશક્ત થકો વર્તે ને એવી રીતે રહ્યો થકો એ વાસુદેવ ભગવાનની સેવાને વિષે પણ બહાર થકી રહે જેમ લક્ષ્મીજી છે તે વાસુદેવ ભગવાનના હૃદયને વિષે ચિન્હરૂપે સ્નેહના આધિક્યપણે કરીને રહ્યાં છે ને બહાર થકી સ્ત્રીરૂપે કરીને સેવામાં પણ રહ્યાં છે તેમ એ એકાન્તિક ભક્તનો વાસુદેવ ભગવાનને વિષે પ્રવેશ જાણવો. ગ. છે. ૩૩

## એકાન્તિક ભકત કોને ન કહેવાય

જેને એ (પ્રત્યક્ષ) ભગવાનના સ્વરૂપમાં સંકલ્પ વિકલ્પ રહેતા હોય જે બ્રહ્મપુરને વિષે કેવું ભગવાનનું સ્વરૂપ હશે અને શ્વેતદ્વિપ ને વૈકુંઠને વિષે કેવું ભગવાનનું સ્વરૂપ હશે અને તે સ્વરૂપનું કયારે દર્શન થાશે એવી જાતના સંકલ્પ વિકલ્પ કર્યા કરે પણ પ્રગટ ભગવાન મળ્યા તેનેજ સર્વના કારણ જાણીને તેણે કરીનેજ પોતાને કૃતાર્થ ન માને અને એવાને જો દૈવઇચ્છાએ કરીને સમાધિ થાય તોપણ સંકલ્પ વિકલ્પ મટે નહિ એવો હોય તેને સમાધિ છે તોપણ સવિકલ્પ છે ને સમાધિ ન હોય તોય સવિકલ્પ છે માટે એવો હોય તે ગુણાતીત એકાંતિક ભક્ત ન કહેવાય. વર. ૧

સમાપ્ત.

# સ્વધર્મ.

## ધર્મઃ કોને જાણવો

શ્રુતિ સ્મૃતિ તેણે પ્રતિપાદન કર્યો એવો જે સદાચાર તેને ધર્મ જાણવો. [શિક્ષાપત્રી.

## ધર્મ ઉપજ્યાનો હેતુ

ધર્મ તો એમ ઉપજે જો યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ પરાશર સ્મૃતિ શંખ લિખિત સ્મૃતિ ઇત્યાદિક સ્મૃતિનું શ્રવણ કરે તો ધર્મ ઉપજે ને તેમાં નિષ્ઠા આવે.

અને ધર્મ છે તે તો કાચી બુદ્ધિ હોય ને પ્રથમજ કર્મકાંડરૂપ જે સ્મૃતિયું તેનું શ્રવણ કરે તો ઉપજે. લો. ૯

## ધર્મની પ્રવૃત્તિનું કારણ

ધર્મની પ્રવૃત્તિનું જે કારણ છે તે પણ શાસ્ત્રજ છે અને જેણે શાસ્ત્ર કોઇ દિવસ સાંભળ્યાંજ નથી એવા જે અજ્ઞાની જીવ તેમને વિષે પણ મા બેન દિકરી ને સ્ત્રી તેની વિગતીરૂપ જે ધર્મની મર્યાદા તે આજસુધી ચાલી આવે છે તેનું કારણ પણ શાસ્ત્રજ છે કેમજે શાસ્ત્રમાંથી કોઇ કે પ્રથમ એવી વાત સાંભળી છે તે પરંપરાએ કરીને સર્વ લોકમાં પ્રવર્તી છે. સા. ૧૩

## વર્ણાશ્રમના ધર્મનું સ્થાપન સપ્તર્ષિ આદિક પણ કરે છે

ભગવાનના જે અવતાર પૃથ્વીને વિષે થાય છે તે ધર્મના સ્થાપનને અર્થે થાય છે તે કેવળ વર્ણાશ્રમના ધર્મ સ્થાપન કરવાને અર્થેજ નથી થાતા કેમજે વર્ણાશ્રમના ધર્મ તો સપ્તર્ષિ આદિક જે પ્રવૃત્તિ ધર્મના આચાર્ય છે તે પણ સ્થાપન કરે છે માટે એટલા સારૂજ ભગવાનના અવતાર નથી થાતા. ભગવાનના અવતાર તો પોતાના એકાન્તિક ભકતના જે ધર્મ તેને પ્રવર્તાવવાને અર્થે થાય છે.

ગ. મ. ૪૬

પોતાના જે પ્રેમી ભકત તેના મનોરથ પુરા કરવા એજ ભગવાનને અવતાર ધર્યાનું પ્રયોજન છે અને તે ભેળું અસંખ્ય જીવનું કલ્યાણ પણ કરે છે ને ધર્મનું સ્થાપન પણ કરે છે. કા. ૫

## ધર્મનું પ્રતિપાદન

જેને કલ્યાણને ઇચ્છવું તેને અધર્મીને માર્ગે ચાલવુંજ નહિ અને ધર્મવાળાને માર્ગે ચાલીને સાચા સંતનો સમાગમ કરવો તો નિશ્ચયજ એ જીવનું કલ્યાણ થાય.

સા. ૧૦

જે ઉપાસક હોય તે પોતાના ધર્મમાંથી ભ્રષ્ટ થાયજ નહિ માટે પોતપોતાના ધર્મમાં રહીને ભગવાનની ભક્તિ

ઉપાસના કરવી એ અમારો સિદ્ધાંતછે. ગ. મ. ૨૭

જે પોતાના આત્માનું રૂડું થવાને ઇચ્છે તેને તો સદ્ગ્રંથને વિષે કહ્યા છે. સ્વધર્મ તેને વિષે રહીને ભગવાન ને ભગવાનના સંત રાજી થાય એજ ઉપાય કરવો

ગ. મ. ૪૫

પોતપોતાના ધર્મમાં રહીને જે રીતની ભગવાનની આજ્ઞા હોય તેને રાજી થકા પાળવી. લો. ૪

પંચવર્તમાન સંપૂર્ણ રાખીએ ને તેમાં કોઇ રીતે ખોટ આવવા દઇએ નહિ તો ભગવાન ને ભગવાનના સંત પ્રસન્ન થાય છે. ગ. પ્ર. ૭૮

જેને પંચવર્તમાનમાં કોઇ વાતે ખોટ ન હોય અને ગમે તેવા વચનના ભીડામાં લઇએ અને એનુ ગમતું મુકાવીને અમારા ગમતામાં રાખીએ તોપણ કોઇ રીતે દેહપર્યંત મુંઝાય નહિ એવો હોય તે પાકો સત્સંગી છે. ગ. પ્ર. ૭૬

દેહ ને દેહના સંબંધીને વિષે અહંમમત્વનો ત્યાગ કરીને ને પોતાના આત્માને બ્રહ્મરૂપ માનીને ને સર્વ વાસનાનો ત્યાગ કરીને સ્વધર્મમાં રહ્યો થકો જે ભગવાનને ભજે છે તે સાધુ કહેવાય છે. ગ. પ્ર. ૪૪

મોટા સંતને દર્શને કરીને પણ (બુદ્ધિ) પવિત્ર થાય પણ વર્તમાન રાખીને દર્શન કરવાં. તેમજ તે મોટાની

પ્રસાદી છે તેને.જમવે કરીને પણ (બુદ્ધિ) પવિત્ર થાય છે તેમાં પણ **વર્ણાશ્રમની મર્યાદા** પરમેશ્વરે બાંધી છે તે મર્યાદાને રાખીને પ્રસાદી લેવી. ગ. પ્ર ૧૮

કામનું મૂળ ઉખડી જાય તોપણ **બ્રહ્મચર્યાદિક નિયમમાંથી** કોઈ રીતે ડગવું નહિ. લો. ૧

સાધુનો અવગુણ ન લેવો ને ગુણજ લેવો અને અવગુણ તો ત્યારે લેવો જ્યારે પરમેશ્વરની બાંધેલ જે **પંચવર્તમાનની** મર્યાદા તેમાંથી કોઈક વર્તમાનનો તે સાધુ ભંગ કરે ત્યારે તેનો અવગુણ લેવો. ગ. પ્ર. ૫૩

ભગવાનના ભક્તમાં કાંઇક સ્વાભાવિક અલ્પ દોષ હોય તોપણ એ હરિજનનો અવગુણ લેવો નહિ ને હરિભક્તનો તો અવગુણ જ્યારે મોટા **વર્તમાનમાં** ચુકી જાય ત્યારે લેવો. ગ. છે. ૨૧

સત્સંગ મોર તો ગમે તેવો કુપાત્ર જીવ હોય તોય તેને નિયમ ધરાવીને સત્સંગમાં લેવો પણ સત્સંગમાં આવ્યા પછી **કુપાત્રપણું** રાખે તો બાઇ અથવા ભાઈ જે હોય તેને સત્સંગ બહાર કાઢી મેલવો. ગ. પ્ર. ૧૮

ભગવાનના જ્ઞાનનો ઓટ લઇને જે ધર્મને ખોટા કરી નાખે તેને **અસુર** જાણવો.

આજથી જે કોઈ પંચ વર્તમાનરૂપ જે ધર્મ તેને

મુકીને જ્ઞાનનું કે ભક્તિનું બળ લેશે તે ગુરૂદ્રોહી વચન-દ્રોહી છે ને એવી ધર્મભંગ વાત જે કોઈ કરતો હોય તેને વિમુખ કહેવો અને એમ કહેવું જે તમે તો અસુરનો પક્ષ લીધો છે તે અમે નહિ માનીએ એમ કહીને તે અધર્માની વાતને ખોટી કરી નાખવી. ગ. પ્ર. ૭૭

વાતના કરનારા એમ વાત કરે છે જે ભગવાનનું જે વચન તેને યથાર્થ કોણ પાળી શકે છે માટે જેટલું પળે તેટલું પાળીએ ને ભગવાન તો અધમ ઉધારણ છે તે કલ્યાણ કરશે એવી રીતની મોળી વ ત કરીને બીજાને મોળા પાડે છે માટે હવે આજ દીનથી આપણા સત્સંગમાં કોઇપણ એવી હિમત રહિત વાત કરશો નહિ સદા હિમત સહિતજ વાત કરજો અને જે એવી હિમત રહિત વાત કરે તેને તો નપુંસક જાણવો. અને એવી હિમત વિનાની વાત જે દિવસ થઈ જાય તો તે દિવસ ઉપવાસ કરવો.

ભગવાન તો પતિતપાવન છે અધમ ઉદ્ધારણ છે તે માટે કાંઇક ધર્મ વિરૂદ્ધ અવળું વર્તાઇ જાશે તો તેની શી ચિંતા છે ભગવાન તો સમર્થ છે એવી રીત્તે મહાત્મ્યનો ઓથ લઇને મૂળગો પાપ કરવા થકી ડરે નહિ એવો જે હોય તે તો દુષ્ટ છે પાપી છે ને એવી સમજણવાળો હોય ને તે ઉપરથી ભક્ત જેવો જણાતો હોય તોપણ તેને ભક્ત ન જાણવો ને તેનો સંગ ક્યારેય ન કરવો.

ગ. છે. ૩૨

સંસારમાં જે પશુ, મનુષ્ય, દેવતા, ભૂત ઇત્યાદિક જ્યાં જ્યાં પંચવિષય સંબંધી સુખ જણાય છે તે ધર્મે સહિત જે કિંચિત ભગવાનનો સંબંધ તેણે કરીને છે.

પં. ૧

## ધર્મમાં ક્યારે રહેવાય

ધર્મમાં તો ક્યારે રહેવાય તો પરમહંસ હોય તથા બ્રહ્મચારી હોય ને તે જો પોતાના બ્રહ્મચર્યાદિક નિયમ કહ્યા છે તેમાં રહે તો એણે ધર્મમાં રહેવાય. અને સ્ત્રી હોય ને તે પણ જો પોત પોતાના નિયમ કહ્યા છે તેમાં વર્તે તો તેણે ધર્મમાં રહેવાય અને બીજા જે સત્સંગી ગ્રહસ્થ હોય તે પણ જો પોત પોતાના નિયમ કહ્યા છે તેમાં રહે ને જવાન અવસ્થાવાળી જે પોતાની મા બેન ને દિકરી તેભેળે પણ એકાંતમાં ન બેસે ને તેની સામું પણ દ્રષ્ટી માંડીને ન જુએ તો એણે ધર્મમાં રહેવાય. ગ. મ. ૩૫

જે તિવ્ર વૈરાગ્યવાળો હોય તે ધર્મમાં રહે તથા તેની સાથે જેણે પોતાના જીવને હેતે કરીને બાંધી રાખ્યો હોય તે ધર્મમાં રહે તથા જે સત્સંગનો યોગ રાખે ને ભગવાનને અંતર્યામી જાણીને પોત પોતાના નિયમ કહ્યા છે તે પ્રમાણે વર્તે તો ધર્મમાં રહે અને એ વિના બીજાનું તો કાંઇ ઠીક રહે નહિ. ગ. છે. ૨૯

## ધર્મવાળાનાં લક્ષણ

ધર્મવાળા જે માણસ હોય તે ચોરી તથા પરસ્ત્રીનો સંગ તથા ચાડી ચુગલી આદિક સર્વ પાપનો ત્યાગ કરીને ને પરમેશ્વરથી ડરીને ધર્મ મર્યાદામાં ચાલે છે ને તેનો સંસારમાં જે પોતાના કુટુંબી હોય અથવા કોઈ બીજા હોય પણ તે સર્વે વિશ્વાસ કરે ને તે જે બોલે તે વચન સૌને સત્યજ ભાસે અને એવા જે ધર્મવાળા હોય તેનેજ સાચા સગનો સમાગમ ગમે. સા. ૧૦

જેણે સર્વ ઇંદ્રિયોને જીતીને વશ કર્યાં હોય તેનેજ વૈરાગ્યવાન ને ધર્મવાળો જાણવો પણ જેનાં ઇંદ્રિયો વશ ન થયાં હોય તેને વૈરાગ્યવાન ને ધર્મવાળો ન જાણવો. અને જે વૈરાગ્યવાન ને ધર્મવાળો હોય તેને તો સર્વ ઇંદ્રિયો નિયમમાં હોય અને તે સદાય સુખીયો હોય. ગ. છે. ૮

## એક રાખે સર્વ ધર્મ રહે એવું ધર્મ સંબંધી એક સાધન

ધર્મ સંબંધી સાધનમાં તો આપત્કાળ હોય ને સર્વે જાય ને એક નિષ્કામપણું હોય તો સર્વ સાધન આવે. લો. ૬

## આપત્કાળે પણ ધર્મમાંથી ડગે નહિ તેનાં લક્ષણ.

જેને પરમેશ્વરના વચનની ખટક રહે અને નાનું મોટું વચન લોપી શકે નહિ એવી રીતનો જેનો સ્વભાવ હોય

તેને ગમે તેવો આપત્કાળ આવે તોય પણ એ ધર્મ થકી પડેજ નહિ માટે જેને વચનમાં દૃઢતા છે તેનોજ ધર્મ દૃઢ રહે અને તેનોજ સત્સંગ પણ દૃઢ રહે. ગ. પ્ર. ૫૪

ભગવાનનાં જે નાનાં મોટાં વચન તેની ઉપર નિરંતર જેની દૃષ્ટિ રહે પણ વચન બહાર પગ દેવો પડે તેમાં અતિ કઠણ પડે અને તે વચનથી આગળ પગ માંડીને અધિક પણ ન વર્તે અને ઓછો પણ ન વર્તે તેને જાણીએ જે એ ધર્મમાંથી આપત્કાળે નહિ પડે. ગ. છે. ૨૪

જેની બુદ્ધિમાં ધર્માંશ વિશેષપણે વર્તતો હોય ને આસ્તિકપણું હોય જે આ લોકમાં જે સારૂં નરસું કર્મ કરે છે તેનું જે સારૂં નરસું ફળ તેને જરૂર પરલોકમાં ભોગવે છે એવી દૃઢ મતિ જેને હોય તથા લાજ હોય જે ભુંડું કરશું તો આ લોકમાં માણસ આગળ શું મુખ દેખાડશું એવો જે હોય તે ગમે ત્યાં જાય તોપણ એને કોઇ પદાર્થ તથા સ્ત્રી આદિક તે બંધન કરી શકે નહિ જેમ મયારામ ભટ છે તથા મુલજી બ્રહ્મચારી છે તથા નિષ્કુળાનંદ સ્વામી છે એવી જાતના જે હોય તેને સ્ત્રી ધનાદિક પદાર્થનો યોગ થાય તોપણ એ ડગે નહિ. ગ. છે. ૨૬

### ધર્મ પાળવામાં અંતરાયરૂપ બે અંગ

જેને એક આત્મનિષ્ટાપણું હોય જે હું તો આત્મા છું બ્રહ્મ છું. તે મારે વિષે શુભ અશુભ ક્રિયા લાગતી

નથી હું તો અસંગ છું એવું અંગ હોય તથા બીજું એમ હોય જે ભગવાનનો મહિમા બહુ સમજે ને તે મહિમાની બહુ વાર્તા કરે જે કાંઇક ધર્મ વિરૂધ્ધ વર્તાઇ જાશે તેનો શો ભાર છે ભગવાનનો મહિમા બહુ મોટો છે એ બે રીતના જે હોય તેમાં એ બે રીતના જે દોષ તે ધર્મ પાળવામાં મોટા અંતરાયરૂપ છે. ગ. છે. ૨૬

## આત્મનિષ્ટા ને ભગવાનના મહાત્મ્યવાળો કેમ સમજે તો ધર્મમાં રહેવાય

આત્મનિષ્ટા પણ યથાર્થ હોય તથા ભગવાનનું મહાત્મ્ય પણ સારી પેઠે સમજે અને નિષ્કામપણું, નિર્લોભપણું, નિઃસ્વાદપણું, નિઃસ્નેહપણું, નિર્માનપણું એ આદિક જે ધર્મ તેને ભગવાનની પ્રસન્નતાને અર્થે સમજીને દ્રઢપણે પાળે ને એમ સમજે જે હું ધર્મને પાળીશ તો મારી ઉપર ભગવાન બહુ રાજી થાશે ને જો મુને કોઇ રીતે ધર્મમાંથી ભગ પડશે તો ભગવાનનો મારી ઉપર બહુ કુરાજીપો થાશે એવી રીતે જેના અંતરમાં દ્રઢ ગ્રંથી હોય તે ભક્ત જે તે ધર્મમાંથી કોઈ દિવસ પડે નહિ.

ગ. છે. ૨૬

જે ભગવાનનો મહિમા અતિશય સમજતો હોય તેણે કરીને એમ જાણે જે ગમે તેટલાં પાપ કર્યા હોય ને જો ભગવાનનું એક નામ લીધું હોય તો સર્વે પાપ બળીને

ભસ્મ થઇ જાય એવો ભગવાનનો મહિમા અતિશય જાણતો હોય તેને તો આવી રીતે સમજાય ત્યારે ધર્મમાં રહેવાય જે મારે તો અખંડ ભગવાનનું ચિંતવન કરીને એકાન્તિક ભક્ત થાવું છે અને જો કામ ક્રોધ લોભાદિક વિકારને વિષે મારી વૃત્તિ જાશે તો મારે ભગવાનના ચિંતવનમાં એટલો વિક્ષેપ થાશે એમ જાણીને કુમાર્ગ થકી અતિશેજ ડરતો રહે અને અધર્મને વિષે કોઇ કાળે પ્રવર્તે નહિ. એવી રીતે સમજે તો ભગવાનનું મહાત્મ્ય અતિશય સમજતો હોય તોપણ ધર્મમાંથી કોઇ કાળે પડે નહિ. ગ. મ. ૪

## ગમે તેવો મોટો હોય તોપણ સંગદોષે કરીને ધર્મમાંથી પડે છે

આ જીવ છે તે જેવી સોબત કરે છે તેવું એનું અંતઃકરણ થાય છે તે જ્યારે એ જીવ વિષયી જીવની સભામાં બેઠો હોય અને તે જગ્યા પણ સુંદર સાત માળની હવેલી હોય ને તે હવેલીને વિષે કાચના તક્તા સુંદર જડયા હોય ને સુંદર બીછાનાં કર્યાં હોય ને તેમાં નાના પ્રકારનાં આભુષણ તથા વસ્ત્રને પહેરીને વિષયી જન બેઠા હોય અને દારૂના સીસા લઇને પરસ્પર પાતા હોય ને કેટલાક તો દારૂના સીસા ભરેલા પડયા હોય ને વેશ્યાયું થેઇથેઇકાર કરી રહી હોય ને નાના પ્રકારનાં વાજીંત્ર વાગતાં હોય તે સભામાં જઇને જે જન બેસે તે ગમે તેનું અંતઃકરણ બીજી જાતનું

(વિકારવાન) થઈ જાય છે માટે ઉપાધીમાં રહીને શુદ્ધપણે રહેવું તે તો નારદ સનકાદિક જેવો હોય તેથી પણ રહેવાય નહિ તો બીજાની શી વાર્તા કહેવી. અને અનંત મુક્ત થઇ ગયા ને અનંત થાશે તેમાં ઉપાધીમાં રહીને નિર્લેપ રહે એવો કોઇએ થયો નથી ને થાશે પણ નહિ અને હમણાં પણ કોઈએ નથી અને કોટી કલ્પ સુધી સાધન કરીને પણ એવો થાવાને કોઇ સમર્થ નથી. ગ. પ્ર. ૧૮

શ્રીમદ્ ભાગવતમાં સુવર્ણને વિષે કલિનો નિવાસ કહ્યો છે તો તે સુવર્ણ અમને દીઠું પણ ગમતુ નથી અને જેવું બંધનકારી સુવર્ણ છે તેવુંજ બંધનકારી રૂપ પણ છે કેમજે જ્યારે રૂપવાન સ્ત્રી હોય ને તે સભામાં આવે ત્યારે ગમે તેવો ધીરજવાન હોય તેની પણ દૃષ્ટિ તેના રૂપને વિષે તણાયા વિના રહે નહિ માટે સોનું ને સ્ત્રી એ બે અતિ બંધનકારી છે. ગ. મ. ૩૦

અને વળી જગતમાં એમ વાર્તા છે જે મન હોય ચંગા તો કથરોટમાં ગંગા એ વાર્તા ખોટી છે. એ તો ગમે તેવો સમાધિનિષ્ઠ હોય અથવા વિચારવાન હોય ને તે પણ જો સ્ત્રીયુના પ્રસંગમાં રહેવા માંડે તો એનો ધર્મ કોઈ રીતે રહેજ નહિ ને ગમે તેવી ધર્મવાળી સ્ત્રી હોય ને તેને જો પુરૂષનો સહવાસ થાય તો એનો પણ ધર્મ રહેજ નહિ. અને એવી રીતે સ્ત્રી પુરૂષને પરસ્પર સહવાસ થાય ને એનો

ધર્મ રહે એવી તો આશા રાખવી નહિ તે આ વાર્તા તે એમજ છે પણ એમાં કાંઇ સંશય રાખવો નહિ. ગ. મ. ૩૫

અહીંની મોટેરી ત્રણ બાઇયું તથા ગોપાળાનંદ સ્વામી બ્રહ્માનંદ સ્વામી, મુક્તાનંદ સ્વામી, નિત્યાનંદ સ્વામી, શુક મુની, સોમલો ખાચર દાદો ખાચર એ તમે સર્વે જેમ હમણાં આ વર્તમાન કાળે કેવા રૂડી રીતે વર્તો છો તથાપિ જો દેશ, કાળ, સંગ, ક્રિયા એ ચારને વિષે વિષમપણું થાય તો એમનો એમ રંગ રહે નહિ એ વાતમાં કાંઇ સંશય નથી. ગ. છે. ૨૪

એ (મુક્તાનંદ સ્વામી તથા ગોપાળાનંદ સ્વામી) એવા મોટા છે તોપણ જો એમને માનનો બહુ યોગ થાય તથા રૂપીયા ને સોના મહોરના ઢગલા આગળ આવીને પડવા લાગે તથા રૂપવાન એવી જે સ્ત્રીયું તેનો યોગ થાય તો એ ત્યાગી છે તોય પણ એણે કરીને એમનું ઠેકાણું રહે નહિ. અને જો એવો યોગ થાય તો આજ આપણા ત્યાગીમાં જે અતિ ઉતરતો હશે તે જેવા પણ રહે કે ન રહે એમાં પણ સંશય છે કેમજે એ પદાર્થનો તો યોગજ એવો છે. આ આપણ સર્વે બેઠા છીએ તે કેવા ડાહ્યા છીએ પણ જો દારૂના સીસાનું પાન કર્યું હોય તો કાંઇ ઠા રહે નહિ તેમ એ પદાર્થનો સંગ જરૂર લાગ્યા વિના રહેજ નહિ.

ગ. છે. ૩૩

## કેવળ વર્ણાશ્રમના ધર્મનું ફળ

વર્ણાશ્રમના ધર્મની જે વાર્તા છે અને તેનું ફળ જે ધર્મ, અર્થ ને કામ છે તેણે કરીને કાંઈ કલ્યાણ થાતું નથી અને કેવળ વર્ણાશ્રમના ધર્મ વર્તે તો સંસારમાં કીર્તિ થાય ને દેહે કરીને સુખીયો રહે એટલુંજ ફળ છે. અને કલ્યાણને અર્થે તો ભગવાનને સર્વ કર્તાહર્તા જાણવા એજ છે.

ગ. મ. ૨૧

જે ધર્મ છે તેણે કરીને તો દેવલોકની પ્રાપ્તિ થાય છે ને તે પુણ્યને અંતે પાછો દેવલોકમાંથી તે જીવ પડી જાય છે. ગ. છે. ૨૧

કેવળ જે વર્ણાશ્રમના ધર્મ તે તો ભાગવત ધર્મ થકી અતિશય દુબળા છે ને તેનું ફળ પણ નાશવંતછે. ગ. છે. ૨૧

## હિંસામય ને અહિંસામય ધર્મને તેના ફળની વિગતી

યજ્ઞાદિકને વિષે પશુહિંસાદિક ધર્મ કહ્યો છે અને અહિંસારૂપ પણ ધર્મ કહ્યો છે તેમાં હિંસાયુક્ત જે ધર્મ છે તે તો ધર્મ, અર્થ ને કામ પર છે તેપણ હિંસાના સંકોચને અર્થે કહ્યો છે અને અહિંસામય જે ધર્મ છે તે મોક્ષ પરાયણ છે અને એ સાધુનો ધર્મ છે ને હિંસામય જે ધર્મ છે તે તો રાગપ્રાપ્ત છે પણ કલ્યાણને અર્થે નથી. અને જે અહિંસારૂપ ધર્મ છે તે તો કેવળ કલ્યાણને અર્થે છે માટે ગૃહસ્થ અથવા ત્યાગી એ સર્વને અહિંસારૂપ જે ધર્મ તેજ

કલ્યાણને અર્થે કહ્યા છે જેમ રાજા ઉપરીચરવસુ રાજ્યમાં હતા તોયપણ અહિંસાધર્મને વિષે રહ્યા હતા. ગ. પ્ર. ૬૯

**સ્વધર્મ ન હોય તેને ન્યૂનતા**

આ સત્સંગને વિષે પોતાના આત્યંતિક કલ્યાણને ઈચ્છતો એવો જે ભક્ત જન તેને આત્મનિષ્ઠા, (ભગવાનમાં) પ્રીતિ ને વૈરાગ્ય એ ત્રણે હોય તોપણ જો સ્વધર્મ ન હોય તો એ **ત્રણેની સિદ્ધિ થાતી નથી** અને તેથી આત્યંતિક કલ્યાણરૂપ કાર્ય સરતું નથી. ગ. પ્ર. ૧૯

ચાર વર્ણ ને ચાર આશ્રમ તેને જે પોત પોતાનો ધર્મ તેને સ્થાન જાણવું અને તમે ત્યાગી છો (શ્રી હરિ સ્વયંપ્રકાશાનંદ સ્વામીને ઉદ્દેશીને કહે છે) તે તમથી જો ત્યાગનો પક્ષ મુકીને ગ્રહસ્થને માર્ગે ચલાય તો તે **સ્થાન થકી ભ્રષ્ટ થવાણું** એમ જાણવું. સા. ૯

વર્તમાનમાં કદાચિત ફેર પડે તો **અંગ કપાણું** કહેવાય. લો. ૧

**ભગવાનની મૂર્તિનો આશ્રય હોય ને ભગવાનનાં ચરિત્રને ગાતો સાંભળતો હોય ને ભગવાનનું નામસ્મરણ કરતો હોય ને જો તેમાં ધર્મ ન હોય તો તે માથે પાણો લઈને સમુદ્રને તરવાને ઈચ્છે એવો જાણવો ને તેને ચંડાળ જેવો જાણવો. ગ. મ. ૩૫**

## એકલા સ્વધર્મથી ન્યૂનતા

આ સત્સંગને વિષે પોતાના આત્યંતિક કલ્યાણને ઇચ્છતો એવો જે ભક્તજન તેને એકલો જે સ્વધર્મ તેણે કરીને પોતાનું આત્યંતિક કલ્યાણરૂપ કાર્ય સરતુ નથી કેમજે સ્વધર્મ તો હોય પણ જો ( ભગવાનમાં ) પ્રીતિ, આત્મનિષ્ઠા ને વૈરાગ્ય એ ત્રણ ન હોય તો ભૂર્લોક, ભૂવર્લોક ને બ્રહ્માના ભુવન પર્યંત જે સ્વર્ગલોક તે થકી બહાર ગતિ થાતી નથી કહેતાં બ્રહ્માંડને ભેદીને માયાના તમ થકી પર એવું જે **શ્રીહરિનું અક્ષરધામ તેની પ્રાપ્તિ થાતી નથી.** ગ. પ્ર. ૧૯

સ્વધર્મે યુક્ત એવો જે ભગવાનનો ભક્ત તેના અંતરને વિષે તો પોતાનુ યથાર્થ પૂર્ણકામપણું મનાતું નથી ને તે પૂર્ણકામપણું તો આત્મનિષ્ઠા ને ભગવાનના મહાત્મ્યનું જ્ઞાન તેણે કરીનેજ થાય છે અને એ બેમાં ન્યૂનતા રહે છે તેટલી **પૂર્ણકામપણામાં ન્યૂનતા રહે છે.**

ગ. પ્ર. ૨૫

ભગવાનની મૂર્તિની ઉપાસના ને ભગવાનનાં ચરિત્ર ને ભગવાનનું નામ સ્મરણ એ ત્રણ વાનાં વિના કેવળ ધર્મે કરીને કલ્યાણ થાવું તે તો તુંબડાં બાંધીને સમુદ્ર તરવો તેવું કઠણ છે. ગ. મ. ૩૫

## દંભે કરીને વર્તમાન હોય તે કેમ જણાય

જે દંભે કરીને વર્તમાન પાળે ને પોતે બુદ્ધિવાળો હોય ને માની હોય તે પોતાના વર્તમાનને બીજાના સાચા વર્તમાન આગળ અધીક કરી દેખાડતો હોય તેની જ્યારે પ્રતિષ્ઠાનો ભંગ થાય ત્યારે એનો દંભ કળાય નહિ તો ન કળાય. લો. ૫

## કયો ઘાટ ધર્મમાંથી પાડે ને કયો ઘાટ ન પાડે

જે ઘાટને ટાળ્યાનો જતન કરે તોય ટળે નહિ એવો જે કંઇક ધર્મ પાળવામાં અયોગ્ય ઘાટ રહેતો હોય અને તે ઘાટ પંદર દિવસ તથા મહિના સુધી ન થાય ને વળી કોઇક દિવસ પ્રગટ થઇ આવે એવો જે ઘાટ તે ધર્મમાંથી પાડે.

અને જે ઘાટ થયો ને તેને વિચારે કરીને ટાળી નાંખે ને પાછો ફરીને તે ઘાટ થાય નહિ એવો જે ઘાટ તે ધર્મમાંથી પાડી શકે નહિ. લો. ૫

## સ્વરૂપનિષ્ઠા આગળ ધર્મને ગૌણ કહ્યાનો હેતુ

કોઈક કાળે ભગવાનના વચનનો લોપ થાતો હોય તો તેની ચિંતા નહિ પણ ભગવાનના સ્વરૂપનો દ્રોહ થાવા દેવો નહિ ને જો ભગવાનનું વચન કાંઇક લોપાણું હોય તો તે ભગવાનની પ્રાર્થના કરીને પણ છુટકો થાય પણ

ભગવાનના સ્વરૂપનો દ્રોહ કર્યો હોય તો તેનો કોઇ રીતે છુટકો થાય નહિ. ગ. મ. ૯

શ્રીમદ્ ભાગવતમાં પણ એજ વાત પ્રધાન છે જે શ્રુતિ સ્મૃતિના ધર્મને કાંઇક તજાય તો તેની ચિંતા નહિ પણ ભગવાનનો આશ્રય તજવો નહિ.

અને કોઇક એમ જાણે જે આવી વાત કરીએ તો ધર્મ ખોટા થઇ જાય પણ આ વાર્તા કાંઇ ધર્મને ખોટા કર્યા સારૂ નથી. આ તો એટલા સારૂ છે જે દેશ, કાળ, ક્રિયા, સંગ, મંત્ર, શાસ્ત્ર, ઉપદેશ ને દેવતા એટલાં વાનાં શુભ ને અશુભ એ બે પ્રકારનાં છે તેમાંથી જો અશુભનો યોગ થાય ને એને કાંઇક વિઘ્ન પડે તોપણ જો ભગવાનના સ્વરૂપમાં નિષ્ઠા પાકી હોય તો તે કલ્યાણના માર્ગમાંથી કોઇ કાળે પડે નહિ. અને જો ભગવત સ્વરૂપની નિષ્ટામાં કાચ્યપ હોય તો જે દિવસ ધર્મમાંથી ચળી જવાય તે દિવસ તે એમ જાણે જે હું નર્કમાં પડી ચુકયો. માટે જેને ભગવત્ સ્વરૂપનું બળ હોય તેજ પાકો સત્સંગી છે. ગ. મ. ૯

## ધર્મવાળાને ભગવાનનાં દર્શન ન થવાનો હેતુ

જે પુરૂષ ધર્મશાસ્ત્રે કહ્યા એવા જે વર્ણાશ્રમના ધર્મ તેને પાળતો હોય ત્યારે તેને સર્વ લોક ધર્મવાળો જાણે પણ ભગવાન ને ભગવાનના સાધુ તેનો જો તે દ્રોહ કરતો હોય તો તે સત્પુરૂષના દ્રોહનું એવું પાપ લાગે છે જે વર્ણા-

શ્રમના ધર્મ પાળ્યાનું જે પુન્ય તેને બાળીને ભસ્મ કરી નાખે છે માટે સત્પુરૂષના દ્રોહનો કરનારો તે તો પંચમહાપાપનો કરનારો તેથી પણ વધુ પાપી છે શા માટે જે પંચ મહાપાપ કર્યાં હોય તે તો સત્પુરૂષને આશરે જઇને છુટાય છે પણ સત્પુરૂષનો દ્રોહ કરે તેનો તો કોઈ ઠેકાણે છુટયાનો ઉપાય નથી. કેમજે અન્ય ઠેકાણે પાપ કર્યું હોય તે તો તિર્થમાં જઇને છુટાય છે અને તિર્થમાં જઇને પાપ કરે તે તો વજ્રલેપ થાય છે માટે સત્પુરૂષનો દ્રોહી હોય ને તે ગમે તેવો ધર્મવાળો જણાતો હોય તોપણ મહાપાપી છે ને તેને કોઈ કાળે ભગવાનનાં દર્શન હૃદયને વિષે થાયજ નહિ માટે જેને વિમુખ જીવ ધર્મી જાણે છે તે ધર્મી નથી.

વ૦. ૧૪

## અધર્મીનાં લક્ષણ

જે અધર્મી માણસ હોય તે તો ચોરી, પરસ્ત્રીનો સંગ, મદ્યમાંસનું ભક્ષણ, વટલવું વટલાવવું એ આદિક જે સર્વે કુકર્મ તેને વિષેજ ભરપુર હોય ને તેનો સંસારમાં કોઇ વિશ્વાસ કરેજ નહિ ને એના સગા હોય તેપણ કોઇ એનો વિશ્વાસ ન કરે અને એવા જે અધર્મી હોય તેને સાચા સંતનો સમાગમ તો ગમેજ નહિ અને જો કોઇ બીજો તે સંતનો સમાગમ કરે તો તેનો પણ દ્રોહ કરે. સા. ૧૦

# નિષ્કામી વર્તમાન

## નિષ્કામી વર્તમાનની મહત્તા

ધર્મ સંબંધી સાધનમાં તો આપ-કાજ હોય ને સર્વ જાય ને એક નિષ્કામપણું હોય તો સર્વ સાધન આવે

લો. ૬

જે મોટેરા હોય તેને વિષે નિષ્કામરૂપ ધર્મ છે તે અવશ્ય જોઇએ ને બીજી વાતમાં તો કાંઈક કાચ્યપ હોય તો ચાલે પણ એની તો દ્રઢતા અતિશય જોઇએ. કેમજે એ મોટેરા છે તેની સારપ્યે સર્વની સારપ્ય કહેવાય.

ગ. મ. ૩૯

## નિષ્કામી વર્તમાન શ્રીહરિને અતિશય પ્રિય છે

એક નિષ્કામી વર્તમાન દ્રઢ હોય તો તેને આ લોકમાં તથા પરલોકમાં કોઇ ઠેકાણે ભગવાનથી છેટું રહે નહિ અને અમારે પણ તે ઉપરથી કોઇ દિવસ હેત ઓછું થાય નહિ અને અમે અહિંયાં ટકયા છીએ તે પણ અહિંયાંના હરિભક્તને અતિ નિષ્કામી વર્તમાનનો દ્રઢાવ દેખીને ટકયા છીએ અને જેને નિષ્કામી વર્તમાન દ્રઢ હોય તો તે થકી અમે હજાર ગાઉ છેટે જાઇએ તોપણ તેની પાસેજ છીએ અને અમને નિષ્કામી ભક્ત હોય તેનાજ હાથની કરી સેવા ગમે છે માટે આ મૂળજી બ્રહ્મચારી છે તે

અતિશય દ્રઢ નિષ્કામી છે તો અમને એની કરેલી સેવા અતિશય ગમે છે અને બીજો કોઇ સેવાચાકરી કરે તો તે એવી ગમતી નથી. અને અમે જે જે વાર્તા કરીએ છીએ તેને વિષે પણ નિષ્કામી વર્તમાનનુંજ અતિશય પ્રતિપાદન થાય છે અને અમે જે દિવસ થકી પ્રગટ થયા છીએ તે દિવસ થકી નિષ્કામી વર્તમાનનેજ અતિશય દ્રઢ કરતા આવીએ છીએ. ગ. મ. ૩૩

## નિષ્કામી વર્તમાનના ભંગથી શ્રીહરિ અતિશય કુરાજી થાય છે.

જેને નિષ્કામી વર્તમાનમાં કાચ્યપ છે ને તે જો અમ પાસે રહે છે તોપણ તે લાખ ગાઉ છેટે છે. અને સભા બેઠી હોય ત્યાં કોઇ સ્ત્રી અથવા પુરૂષ તેને જોયામાં ફેર પડે ત્યારે એ ગમે તેટથી યુક્તિ કરીને સંતાડે તોપણ અમને જણાયા વિના રહેજ નહિ ત્યારે અમારો તે મનુષ્ય ઉપર અતિશય કુરાજીપો થઇ જાય છે અને અમારૂં સુખ પણ શ્યામળું થઈ જાય છે અને તેનું દુઃખ તો અતિશય લાગે છે પણ મોહોબત જાણીને ઝાઝુ કહેવાય નહિ અને વળી સાધુ દાવો છે માટે હઇયામાં સમજી રહીએ છીએ પણ જો રાજાના જેવી રીત હોય તો તેને માથે ઝાઝો દંડ થાય માટે સર્વ મોટા મોટા પરમહંસ તથા મોટી મોટી બાઇયું તેને અમે મોરથીજ કહી રાખ્યું છે જે સત્સંગમાં

કોઇ પુરૂષને તથા કોઇ સ્ત્રીને કદાચિત્ જો નિષ્કામી વર્તમાનમાં ફેર પડે તો અમને સંભળાવશો માં શા માટે જે જ્યારે અમે એવી વાર્તા સાંભળીએ ત્યારે જેમ વાંઝીયાને ઘેર દિકરો આવ્યો હોય ને તે મરી જાય ને તેને જેવો શોક થાય તેવો અમારે પણ શોક થાય છે તથા મનમાં એમ વિચાર થઇ જાય છે જે બધા સત્સંગને મુકીને જાતા રહીએ. માટે જે નિષ્કામી વર્તમાન રાખે તેજ અમને વહાલો છે અને તેને ને અમારે આ લોક પરલોકમાં દ્રઢ મેળાપ રહે છે ગ. મ. ૩૩

## નિષ્કામી વર્તમાન અતિશય દ્રઢ થવાનો ઉપાય

નિષ્કામી વર્તમાન દ્રઢ થવાનો એક પ્રકારનો ઉપાય નથી એના તો ત્રણ પ્રકારના ઉપાય છે. જેમ હાંકનારો, બળધીયાં, પૈડાં, ધુસરી, ઉંધ, માંચડો એવા ઘણાક સામાને કરીને એક ગાડું કહેવાય છે તેમ નિષ્કામી વ્રત દ્રઢ રાખવાની પણ ઘણીક સામગ્રી જોઇએ છીએ તેમાં પણ ત્રણ ઉપાય છે તે તો અતિશય મુખ્ય છે તેમાં એક તો મનને વશ કરવું જે મનને વિષે અખંડ એવું મનન કરવું જે હું આત્મા છું દેહ નથી ને ભગવાનની કથા શ્રવણાદિક જે નવધા ભક્તિ તેને વિષે મનને અખંડ જોડી મેલવું પણ ક્ષણમાત્ર મનને નવરૂં રહેવા દેવું નહિ. જેમ કોઇ પુરૂષને ભૂત વશ થયો હતો તે જ્યારે કામ ન બતાવે

ત્યારે તેને ખાવા તૈયાર થાય તેમ આ મન છે તે પણ ભૂત જેવું છે તે જ્યારે ભગવદ્ ભક્તિમાં ન રાખે ત્યારે અધર્મના ઘાટ ઘડે ત્યારે એ ભૂતની પેઠે જીવને ખાવા તૈયાર થયું કહેવાય માટે મનને અખંડ ભગવાનની કથા કિર્તનાદિકમાં જોડી રાખવું એટલે એ મન વશ થયું કહેવાય. અને બીજો ઉપાય એ છે જે **પ્રાણને નિયમમાં રાખવો** તે જેમ ભગવાને ગીતામાં કહ્યું છે જે આહાર વિહાર યુક્ત રાખવો પણ અતિશય ખાધાની લોલુપતા ન રાખવી એવી રીતે વર્તે ત્યારે પ્રાણ નિયમમાં થયો કહેવાય. ને પ્રાણ નિયમમાં ન કર્યો હોય તો ખાધાની બહુ મનમાં તૃષ્ણા રહે પછી અનંત પ્રકારના જે રસ તેને વિષે રસના ઇંદ્રિય છે તે દોડતી ફરે ત્યારે બીજી ઇંદ્રિયું વશ કરી હોય તેપણ સર્વે મોકળી થઇ જાય માટે આહારને નિયમમાં રાખીને પ્રાણને નિયમમાં કરવો. અને ત્રીજો ઉપાય એ છે જે આ સત્સંગને વિષે જેને જેને જે જે નિયમ કહ્યા છે તેમાં દેહને રાખીને **દેહને નિયમમાં કરવો.** એવી રીતે એ ત્રણ ઉપાયને જે દ્રઢ રાખે તેને નિષ્કામી વર્તમાન અતિશય દ્રઢ થાય છે અને એને વિષે એમ ન જાણવું જે એવી રીતે રાખવુ ઘણું કઠણ છે કેમજે જે સાધુ જ હોય તેને તો એમ રાખવું કાંઇ કઠણ છે નહિ અને સાધુ હોય તે તો કામ, ક્રોધ, લોભાદિક શત્રુનું બળ હોય તોપણ

ભગવાનને રાજી કર્યા સારૂ તેનો ત્યાગ કરે ત્યારેજ એ પાકો સાધુ કહેવાય અને મનુષ્ય દેહે કરીને ન થાય એવું શું છે? જે નિત્યે અભ્યાસ રાખીને કરે તે થાય છે જેમ કુવાના કાંઠા ઉપર મહાકઠણ પથરો હોય તેને વિષે નિત્યે પાણીને સિંચવું તેણે કરીને નરમ દોરડી છે તે પણ કાપા પાડે છે તેમ જે સાધુજ છે ને તે જે સ્વભાવને ટાળ્યાનો નિત્યે અભ્યાસ રાખશે તો તે સ્વભાવ ક્યાં લગી રહેશે? એ તો નિશ્ચયજ નાશ પામશે માટે જેને નિષ્કામ વ્રત રાખવું હોય તેને કહ્યા એવા જે ત્રણ ઉપાય તે દ્રઢ કરીને રાખવા.

ગ. મ. ૩૩

જેને ભગવાનના સ્વરૂપની ઉપાસનાનું દૃઢ બળ હોય અને અતિશય પંચ વિષયમાંથી નિર્વાસનીક થયો હોય અને તે નિર્વાસનીકપણાની અતિશય ગાંઠ બંધાણી હોય તો તે પુરૂષ ભગવાનને પ્રતાપે કરીને નિષ્કામી થાય છે.

ગ. પ્ર. ૭૩

## આજ્ઞા—નિયમ.

### નિયમ પાળવાં એ પાકા સત્સંગીનાં ત્રણ અંગમાંનું પહેલું અંગ છે.

જેમાં ત્રણ વાનાં ( નિયમ, નિશ્ચય ને પક્ષ ) હોય તે પાકો સત્સંગી કહેવાય. તે ત્રણ વાનાંમાં એક તો પોતાને ઈષ્ટદેવે જે નિયમ ધરાવ્યાં હોય તે પોતાના

શિરસાટે દ્રઢ કરીને પાળે પણ એ ધર્મનો કોઇ દિવસે ત્યાગ ન કરે. ગ. મ. ૬૧

## નિયમમાં વર્તવાની આવશ્યકતા

શિવ બ્રહ્મા જેવા કોઇ સમર્થ કહેવાય નહિ એ તો નારદ જેવાના પણ ગુરૂ છે અને એ જેવા બ્રહ્મસ્વરૂપે વર્તે છે તેવુ તો બીજાને વર્તવુ કઠણ છે તોપણ દેશ, કાળ, ક્રિયા, સંગ, મંત્ર, શાસ્ત્ર, દિક્ષા ને ધ્યાન એ આઠ જો ભુંડા થયા તો તેને યોગે કરીને એ શિવ બ્રહ્મા જેવાને પણ અંતરમાં અતિશય દુ:ખ થયું માટે ગમે તેવો નિર્ગુણ હોય ને આત્મસત્તારૂપે રહેતો હોય ને જો તેને ભુંડા દેશ-કાળાદિકનો યોગ થાય તો તેને જરૂર અંતરમાં દુ:ખ થાય માટે મોટા પુરૂષની બાંધેલ જે મર્યાદા તેને લોપીને કોઈ સુખી થાતો નથી. માટે જેટલા ત્યાગી છે તેને તો ત્યાગીના ધર્મ પ્રમાણે વર્તવું અને જેટલા ગૃહસ્થ હરિભક્ત છે તેમને ગૃહસ્થના ધર્મ પ્રમાણે વર્તવું અને જેટલી બાઇયું હરિભક્ત છે તેને બાઇયુંના ધર્મ પ્રમાણે વર્તવું અને જો તે થકી ઓછું વર્તે તોપણ સુખ ન થાય અને જો તે થકી અધિક વર્તે તોપણ સુખ ન થાય શા માટે જે પરમેશ્વરના કહેલ જે ધર્મ તે પ્રમાણેજ ગ્રથમાં લખ્યુ હોય તેમાં કોઇ રીતે બાધ આવે એવું ન હોય ને સુખે પળે એવું હોય ને તેથી ઓછું અધિક કરવા જાય તે કરનારો જરૂર દુ:ખી

થાય. અ. મ. ૫૧

ધર્મમાં તો કયારે રહેવાય તો પરમહંસ તથા બ્રહ્મચારી હોય ને તે જો પોતના બ્રહ્મચર્યાદિક **નિયમ** કહ્યા છે તેમાં રહેતો એણે ધર્મમાં રહેવાય. અને સ્ત્રી હોય ને તે પણ જો પોતપોતાના **નિયમ** કહ્યા છે તેમાં વર્તે તો તેણે ધર્મમાં રહેવાય અને બીજા જે સત્સંગી ગ્રહસ્થ હોય તે પણ જો પોતપોતાના **નિયમ** કહ્યા છે તેમાં રહે ને યુવાન અવસ્થાવાળી જે પોતાની મા બેનને દિકરી તે ભેળે પણ એકાંતમાં ન બેસે ને તેની સામું પણ દ્રષ્ટી માંડીને ન જુએ તો એણે ધર્મમાં રહેવાય. ગ. મ. ૩૫

સત્પુરૂષની **આજ્ઞામાં** રહે છે તેજ રૂડા દેશકાળાદિકમાં રહ્યો છે. ગ. મ. ૫૧

## નિયમમાં રહેવાનું ફળ

વૈરાગ્ય હોય અથવા ન હોય પણ જો પરમેશ્વરે કહ્યા એવા જે નિયમ તેને વિષે ખબરદાર રહે તો **પંચવિષય જીતાય છે.** અને જો શબ્દ થકી વૈરાગ્યે કરીને વૃત્તિ પાછી વાળે તો ઘણો પ્રયાસ કરે તોપણ શબ્દ સંભળાય ખરો અને કાનને બીડી લે તો સહેજે શબ્દ સંભળાય નહિ તેમજ અયોગ્ય પદાર્થને ત્વચાએ કરીને અડે નહિ તો સહેજેજ સ્પર્શ જીતાય તેમજ અયોગ્ય વસ્તુ હોય તેને નેત્રે કરીને જુએ નહિ તો સહેજે રૂપ જીતાય તેમજ જે જે સ્વાદુ ભેજન

હોય તેને મેળાવી પાણી નાખીને જમે તથા યુક્ત આહાર કરે એટલે સહેજેજ રસના જીતાય. તેમજ અયોગ્ય ગંધ હોય ત્યાં નાકને ભીડી લે તો સહેજે ગંધ જીતાય. એવી રીતે નિયમે કરીને પંચવિષય જીતાય છે અને જો નિયમમાં ન રહે તો ગમે તેવો વૈરાગ્યવાન હોય તથા જ્ઞાની હોય પણ તેનો ઠા રહે નહિ માટે વિષય જીત્યાનું કારણ તો પરમેશ્વરના બાંધેલ જે નિયમ તેજ છે. તેમાં પણ મંદ વૈરાગ્યવાળાને તો નિયમમાં રહેવું એજ ઉગર્યાનો ઉપાય છે જેમ માંદો હોય તે કરી પાળીને ઔષધ ખાય તોજ નિરોગી થાય.

ઇંદ્રિયોની તિક્ષ્ણતાને ટાળ્યાનો એજ ઉપાય છે જે પરમેશ્વરે ત્યાગીના ને ગૃહસ્થના જે નિયમ બાંધ્યા છે તેમાં સર્વે ઇંદ્રિયોને મરડીને રાખે તો સહેજેજ ઇંદ્રિયોની તિક્ષ્ણતા મટી જાય અને શ્રોત્ર, ત્વક, ચક્ષુ, રસના અને ઘ્રાણ એ પાંચે ઇંદ્રિયોને જ્યારે કુમાર્ગમાં ન જાવા દે ત્યારે ઇંદ્રિયોના આહાર શુદ્ધ થાય છે તે કેડે અંતઃકરણ પણ શુધ્ધ થાય છે માટે વૈરાગ્યનું બળ હોય અથવા ન હોય તોપણ જો ઇંદ્રિયોને વશ કરીને પરમેશ્વરના નિયમમાં રાખે તો જેમ તીવ્ર વૈરાગ્યે કરીને વિષય જીતાય છે તે થકી પણ તે નિયમવાળાને વિશેષે વિષય જીતાય છે માટે પરમેશ્વરના બાંધેલ જે નિયમ છે તેનેજ અતિદૃઢ કરીને રાખવા. ગ મ. ૧૬

જેના જેવા નિયમ કહ્યા છે તેમાં સાવધાનપણે વર્તે

તે નિયમ કીયા તો એકતો સ્વધર્મ સંબંધી નિયમ તે કેમ તો જેમ આત્મનિવેદી સાધુ બ્રહ્મચારીના નિયમ છે તેમજ આત્મનિવેદી ન હોય તોપણુ સ્રીને ન જોવાનો નિયમ રાખે તથા સ્રીની વાર્તા ન સાંભળવાનો નિયમ રાખે એવી રીતે પંચવિષયના ત્યાગ સંબંધી નિયમને દઢપણે સાવધાન થકો પાળે તથા ભગવાન ને ભગવાનના ભક્ત તેની દેહે કરીને પરિચર્યા કરે તથા ભગવાનની કથા સાંભળે ઇત્યાદિક નવ પ્રકારની ભક્તિ સંબંધી જે નિયમ તેને પાળે ત્યારે એના મનમાં પણ શુભ સંકલ્પ થાવા લાગે. એવી રીતે બે પ્રકારના નિયમમાં જે વર્તે તો તેને વૈરાગ્ય ને ભગવાનને વિષે પ્રીતિ એ બે ન હોય તોપણુ તે થાય અને અતિશય બળીયો થઇ જાય ને એને પદાર્થમાં અશુભ વાસના ટળીને એક ભગવાનની વાસના દિવસે દિવસે વૃદ્ધિ પામતી જાય છે. ગ. છે. ૩૪

સત્પુરૂષની આજ્ઞાને વિષે વર્તે છે તેજ આત્મસત્તા-રૂપે વર્તે છે. ગ. મ. ૫૧

પરમેશ્વરના વચનને વિષે રહે તો જેવો ભગવાનનો આનંદ છે તેવા આનંદમાં રહે છે. ગ. પ્ર. ૩૪

ભગવાનના ભક્ત હોય તેને જેટલું સુખ થાય છે તે ભગવાનની આજ્ઞા પાળવે કરીને થાય છે. ગ. પ્ર. ૩૪

દેહ દમને કરીને બાહ્ય ઇંદ્રિયું જીતાણી હોય તોપણુ

પાંચ વર્તમાનના નિયમમાં દ્રઢ થઇને રહેતો હોય તો બાહ્ય ઇંદ્રિયુંને જીતવે કરીને અંતઃકરણ જીતાય છે. લો. ૫

### નિયમમાં ન વર્તે તેને ન્યૂનતા

ત્યાગી હોય તેણે અષ્ટ પ્રકારે સ્ત્રીનો ત્યાગ રાખવો ત્યારે તેનું બ્રહ્મચર્યવ્રત પુરૂં કહેવાય ને તેમાંથી જેને જેટલો ફેર પડે તેને તેટલો કલેશ થાય છે ને ગૃહસ્થને પણ બ્રહ્મ-ચર્ય કહ્યું છે જે પરસ્ત્રીનો ત્યાગ રાખવો તથા પોતાની સ્ત્રીનો પણ વ્રતને દિવસ ત્યાગ રાખવો ને રૂતુસમે સ્ત્રીનો સંગ કરવો એ આદિક જે જે ત્યાગીને અને ગ્રહસ્થને નિયમ કહ્યા છે તેમાં જેટલો જેને ફેર પડે તેટલો તેને કલેશ થાય છે અને ભગવાનથી જે વિમુખ જીવ હોય તેને જે સુખ-દુઃખ આવે છે તે તો પોતાને કર્મે કરીને આવે છે ને જે ભગવાનના ભકત હોય તેને જેટલું દુઃખ થાય છે તે તુચ્છ પદાર્થને અર્થે ભગવાનની આજ્ઞા લોપવે કરીને થાય છે. ગ. પ્ર. ૩૪

જો નિયમમાં ન રહે તો ગમે તેવો વૈરાગ્યવાન હોય તથા જ્ઞાની હોય તોપણ તેનો ઠા રહે નહિ. ગ. મ. ૧૬

### નિયમની શિથિલતા શ્રીહરિને ન ગમે

જે નિયમ ધાર્યા હોય તે નિયમને ઘડીક મૂકી દે ને વળી ઘડીકમાં પાળે એવી રીતે જે શિથિલ વર્તતો હોય તે અમને ન ગમે. ગ. છે. ૨૬

# આજ્ઞા (પ્રત્યક્ષ ભગવાનની)

## આજ્ઞા પાળવાનું મહત્વ

મોટપ તો પ્રત્યક્ષ ભગવાનના નિશ્ચયે કરીને તથા તે ભગવાનની આજ્ઞાને વિષે વર્તવે કરીને છે ને એ બે વાનાં જેને ન હોય ને તે ગમે તેવો વ્યવહારે કરીને મોટો હોય તોપણ એ નાનોજ છે. ગ. પ્ર. ૩૧

પરમેશ્વરના ગમતામાં (આજ્ઞામાં) રહીને જે રાજી રહેતો હોય તે તો હજાર ગાઉ ગયો હોય તોય અમારે પાસે છે. ગ. પ્ર. ૭૩

પોતપોતાના ધર્મમાં રહીને જે રીતની ભગવાનની આજ્ઞા હોય તેને રાજી થકા પાળવી પણ પોતાનું ગમતું કરવા સારૂ કોઈ રીતે મુંઝાવું નહિ. લો. ૪

અમે સર્વ સંતને સાધારણપણે કહેતા હોઇએ જે બુરાનપુર તથા કાશીએ કોણ જાશે ? ત્યારે કોઇ બોલે નહિ ત્યારે તે સભામાંથી પોતે ઉઠીને અમને એમ કહેવું જે કહો તો હે મહારાજ હું જાઉં એમ કહીને અમારી આજ્ઞા લઇને ત્યાં જાવું એવે ઠેકાણે અમારી પ્રસન્નતાને અર્થે અમારાં દર્શનાદિકનું હેત પણ ન રાખવું. લો. ૬

## ભગવાનની આજ્ઞા ક્યારે ન પાળવી

જે દેશમાં રહ્યે થકે પોતાના દેહના સંબંધીનો વારંવાર બેઠા ઉઠયાનો યોગ થાતો હોય તો તે દેશમાં

ભગવાનની આજ્ઞાએ કરીને પણ ન રહેવું.

અને જે કામમાં વિષમપણું વર્તતું હોય ને મારકુટ થાતી હોય ને જો ભગવાનની આજ્ઞા હોય તોપણ ત્યાંથી ચાલી નીકળવું પણ તેજ ઠેકાણે રહીને માર ન ખાવો.

અને અમારાં દર્શન થાતાં હોય ને તે ભેળે સ્ત્રીયુંનાં દર્શન થાતાં હોય એવો સંગ તથા ક્રિયા હોય ત્યાં અમે બેસાડીએ ને કહીએ જે અમારાં દર્શન કરો તોપણ તે ઠેકાણે બેસવું નહિ કોઇક મીસ લઇને ઉઠી જાવું. સો. ૬

અને કોઇક વચન કહીએ ને તેમાં જો અધર્મ જેવું હોય તો તેને વિષે ચિરકારી થાવું કહેતાં તેમાં ઘણીક વાર લગાડવી પણ તુરત માનવું નહિ જેમ શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને કહ્યુ જે અશ્વત્થામાનું માથુ કાપી નાંખો પછી તે વચન અર્જુને ન માન્યુ તેમ એવી રીતનું જે વચન તેમાં અમે રાજી થાતા હોઇએ તોપણ ન માનવું. તથા પંચ વર્તમાન સંબંધી જે નિયમ કહ્યા છે તેમાંથી જેણે કરીને ભંગ થાતો હોય એવું જે વચન તે ન માનવુ અને એ બે વચન ન માનીએ ને ભગવાન કચવાતા હોય તો સારી પેઠે કચવાવવા પણ તેમાં રાજી ન કરવા. સો. ૬

ગમે તેવો આપત્કાળ પડે અથવા અને આજ્ઞા કરીએ તોપણ તમારે ( શ્રીહરિ સ્વયંપ્રકાશાનંદ સ્વામીને કહે છે ) પોતાના ધર્મમાંથી ચળવું નહિ. સા. ૯

**વચન પાછું કયે પ્રકારે ઠેલવું.**

પરમેશ્વર તથા મોટા સંત તે પોતાને કોઇ વચન યોગ્ય કહે અથવા અયોગ્ય કહે ત્યારે તે વચનને તત્કાળ સ્નેહે સહિત માનવું તેમાં યોગ્ય વચન હોય તેમાં તો આ શંકા થાય એવું હોય તોપણ તે સમયને વિષે ના પાડવી નહિ એ તો હાજ પાડવી અને એમ કહેવું જે 'હે મહારાજ! જેમ તમે કહેશો તેમ હું કરીશ.' અને તે વચન પોતાને મનાય નહિ એવું હોય તો પરમેશ્વર તથા મોટા સંત તેની મરજી હોય તો તેમને હાથ જોડીને ભક્તિએ સહિત એમ કહેવું જે 'હે મહારાજ! તમે જે વચન કહ્યું તે તો ઠીક છે પણ આટલી મને તેમાં આશંકા થાય છે' એ પ્રકારનું દીન થઇને વચન કહેવું અને જો પરમેશ્વરની મરજી ન હોય તો તેમને સમીપે રહેતા હોય જે મોટા સંત તથા હરિભક્ત તેમને આગળ કહેવું જે 'આવી રીતે પરમેશ્વરે વચન કહ્યું છે તે તો મને માન્યામાં આવતું નથી' પછી તેનું મોટા સંત સમાધાન કરે તથા પરમેશ્વર આગળ કહીને એ વચનનું સમાધાન કરાવે પણ પરમેશ્વરે વચન અયોગ્ય કે યોગ્ય કહ્યું હોય તે સમે ના પાડવી નહિ, એવી રીતની યુક્તિએ મોટાના વચનને પાછું ઠેલવું પણ કહ્યું ને તત્કાળ ના પાડવી નહિ. સા. ૨

સમાપ્ત.

# ૧૨. આત્મનિષ્ઠા.

## આત્માને કેમ જાણુવો

આત્મનિષ્ઠા તો એવી રીતની જોઇએ જે હું ચૈતન્ય છું ને દેહ જડ છે ને હું શુદ્ધ છું ને દેહ નર્કરૂપ છે અને હું અવિનાશી છું ને દેહ નાશવંત છે ને હું આનંદરૂપ છું ને દેહ દુઃખરૂપ છે એવી રીતે દેહથકી પોતાના આત્માને સર્વ પ્રકારે અતિશય વિલક્ષણુ સમજે. સા. ૧

હું આત્મા તે મારા જેવો ગુણુ દેહને વિષે એકેય આવતો નથી અને જડ, દુઃખ ને મિથ્યારૂપ જે દેહ તેના જે ગુણુ તે હું ચૈતન્ય તે મારે વિષે એકેય આવતો નથી. એવી વિક્તિ સમજીને અત્યંત નિર્વાસનીક થઇને ચૈતન્યરૂપ થકો પુરૂષોત્તમ ભગવાનનું ચિંતવન કરે એવો જે જડ ચૈતન્યનો વિવેક તેને દૃઢ વિવેક જાણુવો. સા. ૪

આત્મા સૂર્યના જેવો પ્રકાશે યુક્ત છે. ગ. મ. ૩૫

દેહ તો પુરૂષનો ને સ્ત્રીનો બેય માયિક છે ને નાશવંત છે અને ભજનનો કરનારો જે જીવાત્મા તે પુરૂષ પણુ નથી ને સ્ત્રી પણુ નથી એ તો સત્તામાત્ર ચૈતન્ય છે.

ગ. છે. ૨૨

પોતાને દેહથી પૃથક આત્મા જાણુવો ને તે આત્મા છે તે બ્રાહ્મણુ નથી ક્ષત્રી નથી કણુબી નથી કોઇનો દિકરો

નથી કોઇનો બાપ નથી એની કોઇ જાત નથી નાત નથી એવો છે. અને એ આત્મા તો સૂર્ય તથા અગ્નિ જેવો તેજસ્વી છે ને જાણપણે યુક્ત છે ને આગ્નની જ્વાળા તથા સૂર્યનાં કિરણ તે તો જડ છે કેમજે તેને આંગળી અડાડીએ તો ખસે નહિ ને કીડી હોય ને તેને આંગળી અડાડીએ તો ખસીને અવળી ચાલે માટે આત્મા તે જાણપણે યુક્ત છે ને એને સૂર્ય અગ્નિ જેવો કહીએ છીએ તે તો એના આકાર એવો તેજસ્વી છે તે માટે કહીએ છીએ અને એ આત્મા અનેક યોનિને પામ્યો છે અને એમ કહેવાય છે જે જેટલું સમુદ્રનું પાણી છે તેટલું એ જીવ પોતાની માતાનું દુધ ધાવ્યો છે અને ત્યાં ત્યાં અનેક પ્રકારે મરાણો છે તોપણ મર્યો નથી જવો છે તેવોને તેવોજ છે ને એ અજ્ઞાન અવસ્થામાં પોતાને દેહરૂપે માનતો હતો ત્યારે પણ ન મર્યો તો હવે આપણે એનું જ્ઞાન થયું ત્યારે તો એ કેમ મરશે? એવો જે આત્મા તેને પોતાનું સ્વરૂપ માનવું. ગ. છે. ૩૯

જીવાત્માને વિષે દેહતો કેવી રીતે વળગ્યો છે તો જેમ કોઇ પુરૂષ હોય તેણે દરજીને ઘેર જઇને ડગલો શીવડાવીને પહેર્યો ત્યારે તે એમ માને જે દરજી તે મારો બાપ છે ને દરજણ તે મારી મા છે એમ જે માને તે મૂર્ખ કહેવાય તેમ આ જીવને આ દેહરૂપ જે ડગલો તે કયારેક તો બ્રાહ્મણ ને બ્રાહ્મણી થકી ઉત્પન્ન થાય છે ને કયારેક તો નીચ જાતિ-

માંથી ઉત્પન્ન થાય છે તથા ચોરાશી લાખ જાત થકી દેહ ઉત્પન્ન થાય છે તે દેહને વિષે પોતાપણું માને ને દેહનાં માબાપને પોતાનાં માબાપ માને તે મૂર્ખ કહેવાય ને તેને પશુ જેવો જાણવો. ગ. પ્ર. ૪૪

દશ ઈંદ્રિયું તે રજોગુણની સંપત્તિ છે ને અંતઃકરણ ને દેવતા તે સત્વગુણની સંપત્તિ છે અને પંચભૂત ને પંચવિષય તે તમોગુણની સંપત્તિ છે તે એ ત્રણ ગુણની સંપત્તિયું ને ત્રણ ગુણ તેને પૃથક માનીને કેવળ જીવસત્તાએ કરીને રહે તેને નિર્ગુણ કહીએ. અને એવી રીતના જે જ્ઞાની છે તે સ્થૂલ, સૂક્ષ્મ ને કારણ એ ત્રણ દેહ તથા જાગ્રત સ્વપ્ન ન સુષુપ્તિ એ ત્રણ અવસ્થા એ સર્વ ક્ષેત્ર છે તે ક્ષેત્રને પોતાના આત્માથી પૃથક જાણે છે જે એ મારે વિષે કોઇ દિવસ હોય નહિ હું તો એનો જાણનારો છું ને અતિ શુદ્ધ છું, અરૂપ છું, અલિંગ છું, ચૈતન્ય છું ને એ ક્ષેત્ર તો અતિ મલીન છે જડ છે નાશવંત છે. પં. ૩

દૃષ્ટા ને દૃશ્ય તે અતિશય જુદાંજ છે એમ સમજીને દેહના ભાવ તે દેહને વિષે હોમવા અને દૃષ્ટા જે ચૈતન્ય તેના ભાવ તે ચૈતન્યને વિષે હોમવા. અને બાળ, યૌવન, વૃદ્ધ, સ્થૂલ, કૃશ, જીવવું, મરવું એ સર્વે દેહના ભાવ છે તે આત્માને વિષે માનવાજ નહિ અને અછેદ્ય, અભેદ્ય, અજર અમર, જ્ઞાનરૂપ, સુખરૂપ, સત્તારૂપ એ જે સર્વે આત્માના

ભાવ છે તે કોઈ કાળે દેહને વિષે સમજવાજ નહિ એ ગુણ તો આત્માને વિષેજ સમજવા. સા. ૧૨

જ્ઞાની હોય તે એમ વિચારે જે હું આત્મા છું, શુદ્ધ છું, ચૈતન્ય છું, નિર્વિકાર છું, સુખરૂપ છું, અવિનાશી છું અને સ્ત્રી આદિક જે વિષય છે તે તો દુઃખરૂપ છે ને તુચ્છ છે ને જડ છે ને નાશવંત છે એમ વિચારીને કેવળ પોતાના આત્મસ્વરૂપનેજ સુખરૂપ જાણે છે અને શબ્દાદિક વિષયમાં જે સુખ જેવું જણાય છે ને સારા જેવું જણાય છે તે આત્મા વને જણાય છે ને આત્મા દેહમાંથી નીકળી જાય ત્યારે સુખરૂપ હોય તે ભુંડું થઇ જાય છે. લો. ૧૭

સત્તારૂપ આત્મા કેવો છે તો જેને વિષે માયા ને માયાનાં કાર્ય જે ત્રણ ગુણ ને દેહ ઇંદ્રિયો અંતઃકરણ તેનું કોઇ આવરણ નથી. અને કાંઈક જે આત્માને વિષે આવરણ જેવું જણાય છે તે અજ્ઞાને કરીને જણાય છે પણ જેણે જ્ઞાન વૈરાગ્યે કરીને એનો સર્વ પ્રકારે નિષેધ કરી નાખ્યો છે તેને તો એ આત્માને વિષે કોઇ જાતનું આવરણ નથી.
ગ. મ. ૫૭

આત્માના પ્રકાશને વિષે વિચારને રાખીને સત્તારૂપમાં જે પેસવા આવે તેનો નાશ કરી નાખવો જેમ દિવાના પ્રકાશમાં ગરોળી આવીને જે જે જંતુ આવે તેને નાશ કરે છે તેમ આત્માનો જે પ્રકાશ તેમાં રહ્યો જે વિચાર તે

આત્મા વિના બીજા પદાર્થનો નાશ કરી નાખે છે.

ગ. મ. ૫૭

જેમ સાડાસોળવલું કંચન હોય ને તેને સોનીની પેઢીએ લઇ જાય અને જો ધણીની લગારેક નજર ચુકે તો સોની સોનું કાઢી લઇને તેમાં રૂપું ભેળવી દે તેમ આ હૃદયરૂપી તો સોનીની પેઢી છે અને તેમાં માયારૂપી સોની છે તે પોતે બેઠો થકો સંકલ્પરૂપી જે હથોડો તેના અખંડ ટચ ટચ ટંચકા મારતો રહે છે અને જેમ સોનીનાં છોકરાં સ્ત્રી હોય તે પારસી કરીને તેને હાથ આવે તો કાંઈક સોનું ચોરી જાય તેમ ઇંદ્રિયો અંતઃકરણ એ સર્વે માયા-રૂપેજ સોની તેનાં છોકરાં સ્ત્રી છે તે કંચનરૂપ જે ચૈતન્ય તેને વિષે ત્રણ ગુણ તથા પંચવિષયમાં આશક્તિ તથા દેહાભિમાન તથા કામ ક્રોધ લોભાદિક એ રૂપ જે રૂપું તેને ભેળવીને જ્ઞાન વૈરાગ્યાદિક ગુણરૂપ જે સોનું તેને કાઢી લે છે અને જે સોનામાંથી સોનું કાઢીને રૂપું ભેળવે તો તે સોનું બારવલું થઈ જાય છે અને પછી તે સોનાને તાવી તાવીને પાછું સોળવલુ કરે તો થાય છે તેમ આ જીવને વિષે રજ તમ આદિક જે રૂપું ભળ્યું છે તેને ગાળીને કાઢી નાખવું ને પછી કંચનરૂપ જે એક આત્મા તેજ રહે પણ બીજો માયિક ભેગ કાંઇ રહે નહિ. ગ. મ. ૫૫ *

## આત્મનિષ્ઠાવાળાનાં લક્ષણ

જેને આત્મનિષ્ઠા પ્રધાન હોય તે તો ત્રણ દેહ ને ત્રણ અવસ્થા તેથી પર ને સત્તારૂપ એવો જે પોતાનો આત્મા તે રૂપે નિરંતર વર્તે અને પોતાના ઇષ્ટદેવ એવા જે પ્રત્યક્ષ શ્રીકૃષ્ણ પરમાત્મા તેને સર્વથી પર ને અતિ શુદ્ધ સ્વરૂપ ને સદા દિવ્ય સાકારમૂર્તિ સમજે અને તે પોતાનો આત્મા તથા તે પરમાત્મા તેના શુદ્ધ સ્વરૂપના પ્રતિપાદનની કરનારી જે વાર્તા તેને પોતે કરે ને બીજાથી સાંભળે તથા તેવી રીતના શાસ્ત્રમાં પ્રીતિએ યુક્ત વર્તે અને પોતાને આત્મસત્તાપણે વર્તવું તેમાં વિક્ષેપ આવે તો તેને સહન કરી ન શકે એવી પ્રકૃતિવાળો હોય.

ગ. પ્ર. ૪૭

આત્મનિષ્ઠાવાળાનું તો એ લક્ષણ છે જે એક કોરે તો આત્મા છે અને એક કોરે તો દેહ ઇંદ્રિયો અંતઃકરણ ત્રણ ગુણ પંચ વિષય એ આદિક જે માયાનું ટોળું તે છે ને એ બેના મધ્યને વિષે જે વિચાર રહે તે વિચાર જ્ઞાન સ્વરૂપી છે તે વિચાર જેમ વાયુએ રહિત સ્થાનને વિષે દીપકની શીખા અતિશય સ્થિર થઇને રહે છે તેમ સ્થિર થઇને રહે છે ને તે વિચાર દેહ ઇંદ્રિયો ને અંતઃકરણ એમને આત્મા સંઘાથે એક થાવા દેતો નથી અને તે વિચાર પણ આત્મા સંઘાથે એક થાતો નથી. અને જ્યારે

તે વિચારને જીવ પામે છે ત્યારે તે જીવની વૃત્તિ કાશી સુધી લાંબી હોય તે વરતાલ જેટલામાં આવે છે અને પછી તે વિચાર જ્યારે દ્રઢ થાય ત્યારે વરતાલથકી આ ગઢડા જેટલામાં આવે છે ને પછી આ ગઢડા જેટલે લાંબી વૃત્તિ હોય તે સંકેલાઇને પોતાના દેહ જેટલામાં રહે છે અને પછી દેહમાંથી વૃત્તિ ટુંકી થઇને ઇંદ્રિયોના ગોલકમાંજ રહે છે ને પછી ઇંદ્રિયોના ગોલકથકી ઇંદ્રિયોની વૃત્તિ છે તે અંતઃકરણ સન્મુખ થઇ જાય છે ને પછી ઇંદ્રિયુંની ને અંતઃકરણની જે વૃત્તિ છે તે આત્માને વિષે લીન થઇ જાય છે ત્યારે એ જીવના વાસના લિંગ દેહનો નાશ થયો કહેવાય છે. અને એ વિચાર છે તે જ્યારે આ જીવ સંઘાથે મળે છે ત્યારે તે જીવના હૃદયને વિષે પ્રકાશ થાય છે. અને પોતાના આત્માનું બ્રહ્મરૂપે દર્શન થાય છે ને તે બ્રહ્મને વિષે પરબ્રહ્મ જે નારાયણ તેનું પણ દર્શન થાય છે અને તે દર્શનના કરનારાને એમ અનુભવ થાય છે જે હું આત્મા છું અને મારે વિષે જે પરમાત્મા છે તે અખંડ રહ્યા છે અને એવી રીતની અખંડ સ્થિતિ રહે એ આત્મનિષ્ટાની અતિ ઉત્તમ દશા છે. ગ. મ. ૬૨

## આત્મા અનાત્માના વિવેકનું કારણ.

કેટલાક સિદ્ધ થાય છે ને કેટલાક સર્વજ્ઞ થાય છે ને કેટલાક દેવતા થાય છે ઇત્યાદિક અનંત પ્રકારની મોટપ

પામે છે તથા પરમપદને પામે છે એ સર્વે ભગવાનની ઉપાસનાને બળે પામે છે પણ ઉપાસના વિના કોઈ વાત સિદ્ધ થાતી નથી. માટે શાસ્ત્રમાંથી આત્મા અનાત્માની વિગતી સમજીને અથવા કોઇક મોટા સંતના મુખથી વાત સાંભળીને જાણે જે હું આત્મા અનાત્માની વગતી કરી લઉં એમ વિગતી થાતી નથી એ તો એ જીવને જેટલી પોતાના ઇષ્ટદેવ જે પરમેશ્વર તેને વિષે નિષ્ટા હોય તેટલીજ આત્મા અનાત્માનો વિવેક થાય છે ગ. પ્ર. ૫૬

ભગવાન તો ગોલોક, વૈકુંઠ, શ્વેતદ્વિપ, બ્રહ્મમહોલ તેના પતિ છે અને મનુષ્ય જેવા જણાય છે તે તો ભક્તના સુખને અર્થે જણાય છે પણ એની મૂર્તિ છે તે ગોલોકાદિક જે પોતાનાં ધામ તેને વિષે એક એક નખમાં કોટી કોટી સૂર્યના પ્રકાશે યુક્ત જણાય છે ને મૃત્યલોકને વિષે તો એ ભગવાનની મનુષ્ય સેવા કરે છે ને દીવો કરે ત્યારે એને આગળ પ્રકાશ થાય છે પણ એ તો સૂર્ય ચંદ્રાદિક સર્વને પ્રકાશના દાતા છે ને ગોલોકાદિક જે ધામ છે તેને વિષે તો રાધિકા લક્ષ્મી આદિક જે પોતાના ભક્ત છે તેમણે નિરંતર સેવ્યા એવા એ ભગવાન છે અને જ્યારે બ્રહ્માંડનો પ્રલય થઇ જાય છે ત્યારે આ પ્રગટ ભગવાન છે તેજ એક રહે છે ને પછી સૃષ્ટિ રચાવાને સમે પણ પ્રકૃતિ પુરૂષદ્વારે કરીને અનંતકોટી બ્રહ્માંડને એજ ભગવાન ઉપજાવે છે એવી રીતે

ભગવાનનો મહિમા વિચારવો એજ આત્મા અનાત્માના વિવેકનું કારણ છે. ગ. પ્ર. ૫૬

**આત્મસત્તારૂપે રહેવાની આવશ્યકતા**

જે **સત્તારૂપ** નહિ રહી શકે તેને તો કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સરાદિક જે શત્રુ તે પીડયા વિના રહેજ નહિ માટે જે આત્મસત્તારૂપ થઇને ભક્તિ નહિ કરતા હોય તેનું રૂપ તો આ સત્સંગમાં ઉઘાડું થયા વિના રહેજ નહિ.

અને જેને જ્ઞાન, વૈરાગ્ય, ધર્મ ને ભક્તિ એ અતિશય દ્રઢ ન હોય તે તો અંતે જાતાં ઢીલો પડયા વિના નહિજ રહે જેમ મીણુ પાયેલ દોરો હોય ને તે શિયાળામાં ને ચોમાસામાં તો અકડ રહે પણ જ્યારે ઉનાળો આવે ત્યારે જરૂર ઢીલો થઇ જાય તેમ અંહીયાં હરિભક્તને સર્વ પ્રકારે સુખ રહે ને સત્સંગમાં પણ સન્માન થતુ રહે તે રૂપ જે ચોમાસું ને શિયાળો તેમાં તો જ્ઞાન વૈરાગ્ય ધર્મ ને ભક્તિ તે સુધાં આકરાં જણાય પણ જ્યારે સત્સંગમાં અપમાન થાય ને દેહે કરીને પણ દુઃખી થાય તે રૂપ જે ઉનાળો તેમાં તે જ્ઞાન વૈરાગ્ય ધર્મ ને ભક્તિ તે મીણુ પાયેલ દોરાની પેઠે ઢીલા થઈ જાય ને પણ અમે તો તેનો ત્યાગ કરતા નથી પણ એજ એની મેળે મનમાં ઓશીયાળો થઇને સત્સંગમાંથી પાછો હડી જાય છે પછી તે સત્સંગી

કહેવાતો હોય તોપણ તેને અંતરે સત્સંગ સંબંધી સુખ ન રહે માટે સત્સંગ કરવો તે તો આત્મસત્તારૂપ થઇને અતિ દ્રઢપણે કરવો તથા દેહના સંબંધી તે સંઘાથે હેત રહી જાય એવો સત્સંગ કરવો નહિ. જેમ સોનાનો દોરો કર્યો હોય તે છએ ૠતુમાં સરખો રહે પણ ઉનાળાને તાપે કરીને ઢીલો થાય નહિ તેમ જેનો દ્રઢ સત્સંગ હોય તેને ગમે તેવાં દુઃખ આવી પડે તથા ગમે તેટલું સત્સંગમાં અપમાન થાય પણ તેનું કોઇ રીતે સત્સંગમાંથી મન પાછું હઠે નહિ. ગ. છે. ૨૧

### આત્મારૂપે રહેવાનું પ્રયોજન

આત્મારૂપે જે વર્તવું તે કેવળ બ્રહ્મ થઇને મસ્ત થાવું તેને અર્થે નથી. એ તો પોતાને આત્મારૂપે રહેવું તેનું એ પ્રયોજન છે જે હું આત્મા છું તે મારે વિષે કોઇ જાતનું માયાનું આવરણ નથી તો આત્મા થકી પર જે પરમાત્મા નારાયણ વાસુદેવ તેને વિષે તો માયાનો લેશ પણ કેમ હોય એવી રીતે ભગવાનમાં કોઈ રીતનો દોષ ન આવે તે સારૂ આત્મનિષ્ટા દ્રઢ કરીને રાખવી અને એ આત્માના પ્રકાશને વિષે વિચારને રાખીને સત્તારૂપમાં જે પેસવા આવે તેનો નાશ કરી નાખવો જેમ દીવાના પ્રકાશમાં ગરોળી આવીને જે જે જંતુ આવે તેને નાશ કરે છે તેમ આત્માનો જે પ્રકાશ તેમાં રહ્યો જે વિચાર તે આત્મા વિના બીજા

પદાર્થનો નાશ કરી નાખે છે. ગ. મ. ૫૭

## આત્મસત્તારૂપે રહે તેનાં લક્ષણ

શિવ બ્રહ્મા જેવા કોઇ સમર્થ કહેવાય નહિ એતો નારદ જેવાના પણ ગુરૂ છે અને એ જેવા બ્રહ્મસ્વરૂપે વર્તે છે તેવું તો બીજાને વર્તવું કઠણ છે તોપણ દેશ, કાળ, ક્રિયા, સંગ, મંત્ર, શાસ્ત્ર, દીક્ષા ને ધ્યાન એ આઠ જો ભૂંડા થયા તો તેને યોગે કરીને એ શિવ બ્રહ્મા જેવાને પણ અંતરમાં અતિશય દુઃખ થયું માટે ગમે તેવો નિર્ગુણ હોય ને આત્મસત્તારૂપે રહેતો હોય ને જો તેને ભુંડા દેશકાળાદિકનો યોગ થાય તો તેને જરૂર અંતરમાં દુઃખ થાય માટે મોટા પુરૂષની બાંધેલ જે મર્યાદા તેને લોપીને કોઈ સુખી થાતો નથી માટે જેટલા ત્યાગી છે તેને તો ત્યાગીના ધર્મ પ્રમાણે વર્તવું અને જેટલી બાઇયું હરિભક્ત છે તેને બાઇ-યુંના ધર્મ પ્રમાણે વર્તવું અને જો તે થકી ઓછું વર્તે તો પણ સુખ ન થાય અને જો તે થકી અધિક વર્તે તોપણ સુખ ન થાય શા માટે જે પરમેશ્વરના કહેલ જે ધર્મ તે પ્રમાણેજ ગ્રંથમાં લખ્યું હોય તેમાં કોઈ રીતે બાધ આવે એવું ન હોય ને સુખે પળે એવું હોય ને તેથી ઓછું અધિક કરવા જાય તે કરનારો જરૂર દુઃખી થાય માટે સત્પુ-રૂષની આજ્ઞા પ્રમાણે જે રહે છે તેજ રૂડા દેશકાળાદિકને વિષે રહ્યો છે. અને જે સત્પુરૂષની આજ્ઞાથી બહાર પડયો તેજ

એને ભૂંડા દેશકાળાદિકનો યોગ થયો છે માટે સત્પુરુષની આજ્ઞાને વિષે વર્તે છે. તેજ આત્મસત્તારૂપે વર્તે છે.

ગ. મ. ૫૧

આત્મનિષ્ઠાનું ફળ

હું દેહ નહિ હું તો દેહથી નોખો ને સર્વનો જાણનારો એવો જે આત્મા તે છું. એવી જે આત્મનિષ્ઠા તે જ્યારે અતિશય દ્રઢ થાય ત્યારે કોઈ રીતે કરીને કામ ક્રોધ લોભ તથા ભય એમને યોગે કરીને ધીરજ ડગે નહિ જે આત્મનિષ્ઠા વિના બીજા અનેક ઉપાય કરે તોપણ ધીરજ રહે નહિ.

ગ. પ્ર. ૬૧

ટાઢ, તડકો, ભુખ, તરશ, માન, અપમાન, સુખ, દુઃખ તે રૂપી જે નદી તેને તો આત્મનિષ્ઠાવાળો હોય તે તરી જાય.

ગ. પ્ર. ૬૧

જને સ્થૂલ દેહને વિષે તથા સૂક્ષ્મ દેહને વિષે અભિમાન નથી તેને તો સ્થૂલ દેહનું કર્મ પણ લાગતું નથી ને સુક્ષ્મ દેહનું પણ લાગતું નથી કેમજે એ તો કેવળ આત્મ[illegible] વર્તે છે માટે એવા જે આત્મજ્ઞાની હોય તેને તો સ્થૂલ દેહ સંબંધી તથા સૂક્ષ્મ દેહ સંબંધી કર્મ લાગે નહિ. અને તે આ દેહે કરીને અશુભ કર્મ તો કરેજ નહિ ને પ્રારબ્ધાનુસારે જે સુખદુઃખ આવે તેને ભોગવે [illegible] થકા એમ માને જે હું એનો ભોક્તા નથી હું [illegible] આત્મા છું.

સા. ૧૪

જ્ઞાની એવો જે ભગવાનનો ભક્ત તેને તો અંતકાળે ભગવાન કે ભગવાનના સંત દેખાય છે ને એને પણ દેહની વિસ્મૃતિ થઇ જાય ને મૂર્છા અવસ્થા આવે છે પછી એ દેહને મુકીને જુદો થાય છે ત્યારે એ ભક્તને ભગવાન ભાગવતિ તનુ આપે છે ને તે દેહે કરીને એ ભગવાનના ધામને વિષે રહે છે. સા. ૧૪

હું તો દેહથી નોખો જે આત્મા તે છું એવો જે આત્મનિષ્ટારૂપ એક ગુણ તે આવે તો સર્વે ગુણ માત્ર આવે છે. લો. ૬

સ્થૂલ સૂક્ષ્મ ને કારણ એ ત્રણે દેહથકી નોખો એવો જે આ દેહને વિષે જીવાત્મા તેને પોતાનું રૂપ જાણીને તેને વિષે ભગવાનની મૂર્તિને ધારીને ને જાતિ વર્ણ આશ્રમ તેના માનને મુકીને કેવળ ભગવાનના સ્મરણને વિષે તત્પર થાય તો કુટુંબીનો સંબંધ ચોખો ટળે. ગ. મ. ૩૨

પોતાના આત્માને દેહથી જુદો માને તો દેહને વિષે પ્રીતિ ન રહે તથા દેહના સંબંધીને વિષે હેત ન રહે તથા ભગવાનની ભક્તિને વિષે કોઈ વિઘ્ન ન થાય. ગ. મ. ૩૫

આત્મનિષ્ટાએ કરીને માયિક જે સુખ ને દુઃખ તે ખોટાં થઇ જાય છે. ગ. છે. ૧

જ્યારે દેહ થકી પોતાના આત્માને સર્વે પ્રકારે અતિશય વિલક્ષણ સમજે ત્યારે દેહને પોતાનું રૂપ માનીને વિષ-

યમાં પ્રીતિ કરેજ નહિ એવી રીતે આત્મજ્ઞાને કરીને વિષયની નિવૃત્તિ થાય છે. સા. ૧

જેને દેહાભિમાન ન હોય ને એમ સમજતો હોય જે અંતઃકરણ ઇંદ્રિયોનો પ્રકાશક ને જેણે કરીને દેહ ચાલે છે હાલે છે એવો જે સત્તારૂપ આત્મા તે હું છું તે હું ધન સ્ત્રી આદિક કોઇ પદાર્થે કરીને સુખી થાઉં એવો નથી ને એ પદાર્થ ન મળે તણે કરીને દુઃખી થાઉં એવો નથી એમ દૃઢપણે સમજણ જેને હોય તેને સંત ગમે તેવી રીતે પંચ વિષયનું ખંડન કરે તથા દેહાભિમાનનું ખંડન કરે તોપણ તે સંતનો અભાવ કોઇ રીતે આવેજ નહિ ને તુચ્છ પદાર્થ સારૂ સંત સાથે બખેડો થાય નહિ ને આંટી પણ પડે નહિ. લો. ૧૭

જેને આત્મનિષ્ઠા છે ને વૈરાગ્ય છે ને ભગવાનને વિષે પ્રીતિ પણ સાધારણ જેવીજ છે તે તો એમ જાણે છે જે મારા જીવાત્માને વિષેજ આ ભગવાનની મૂર્તિ અખંડ વિરાજમાન છે એમ જાણીને ઉપરથી તો ભગવાનની મૂર્તિના દર્શન સ્પર્શાદિકને વિષે આતુરતા જેવું નથી જણાતું ને શાન્તપણા જેવું જણાય છે તોપણ એની પ્રીતિનાં મૂળ ઉંડા છે તે કોઇ કુસંગને યોગે કરીને પણ એની પ્રીતિ ઓછી થાય એવી નથી માટે એ ભક્ત શ્રેષ્ઠ છે ને એકાંતિક છે. ને આત્મજ્ઞાન ને વૈરાગ્ય વિનાનો જે પ્રેમી ભક્ત જણાતે હોય તે તો અતિશય ન્યૂન છે. સા. ૧૫

દેહાભિમાનરૂપ દોષ છે તેનો ત્યાગ કરે તો **સર્વે દોષ ત્યાગ થઈ જાય છે.** **લો. ૬**

માયિક ઉપાધીને તજીને બ્રહ્મરૂપ થઇને ભગવાનને ભજે છે તેજ શ્રેષ્ટ છે શા માટે જે નિત્ય પ્રલય જે સુષુપ્તિ ને નિમિત્ત પ્રલય જે બ્રહ્માની સુષુપ્તિ ને પ્રાકૃત પ્રલય જે પ્રકૃતિનું કાર્ય સર્વે પ્રકૃતિને વિષે લીન થઇ જાય ને આત્યંતિક પ્રલય જે જ્ઞાન પ્રલય તેમાં તો પ્રકૃતિ પર્યંત સર્વે બ્રહ્માના પ્રકાશને વિષે લીન થઈ જાય છે અને નિત્ય પ્રલયમાં જીવની ઉપાધી લીન થઇ જાય છે ને નિમિત્ત પ્રલયમાં ઇશ્વરની ઉપાધી લીન થઈ જાય છે ને પ્રાકૃત પ્રલયમાં પુરૂષની ઉપાધી સર્વે લીન થઈ જાય છે પણ જ્યારે સૃષ્ટિ સૃજાય છે ત્યારે એ ત્રણેયને પોતપોતાની ઉપાધી વળગે છે અને આત્યંતિક પ્રલય જે જ્ઞાનપ્રલય તેણે કરીને જેણે માયિક ઉપાધીનો ત્યાગ કર્યો તેને તો પાછી કોઇ કાળે **માયિક ઉપાધી વળગતી નથી** અને એ જો કોઇક કાળે દેહ ધરે તો જેમ ભગવાન સ્વતંત્ર થકા દેહ ધરે છે તેમ તે પણ સ્વતંત્ર થકો દેહ ધરે છે પણ કાળ કર્મ ને માયા તેને આધીન થકો દેહને નથી ધરતો માટે બ્રહ્મરૂપ થઇને પરમેશ્વરને ભજે તેજ શ્રેષ્ટ છે અને આ વાર્તા છે તે જે પરમેશ્વરનો અનન્ય ભક્ત છે અને એકાન્તિક ભક્તના લક્ષણે યુક્ત છે તેનેજ સમજાય છે. **અમ. ૨**

જેમ ઉદરમાં રોગ થયો હોય તે તો ઉદરમાં ઔષધ જાય ત્યારેજ ટળે તેમ પ્રથમથી જે ઇંદ્રિયોદ્વારે કરીને વિષય અંતઃકરણમાં ભરાણા હોય તે તો આત્મવિચારે કરીને ટાળવા. તે આત્મવિચાર એમ કરવો જે હું આત્મા છું ને મારે વિષે ઇંદ્રિયો અંતકરણનો સંબંધજ નથી એમ દ્રઢ વિચાર કરીને અને તે ચૈતન્યને વિષે ભગવાનની મૂર્તિ ધારીને અને પોતાના આત્મસુખવતે કરીને પૂર્ણ રહેવું જેમ કુવો જળે કરીને પૂર્ણ ભરાણો હોય ત્યારે બહારથી પોતામાં સેર્યું આવતી હોય તેને પોતાનું પાણી ઠેલી રાખે છે પણ માંહિલી કોરે તે સેર્યના પાણીનો પ્રવેશ કરવા દે નહિ અને જો ઉલેચાઇને ઠાલો થાય તો સેર્યનું પાણી બહારથી માંહિ આવે એવી રીને આત્મસુખે કરીને માંહેલી કોરે પૂર્ણ રહેવું અને બહાર પંચ ઇંદ્રિયોદ્વારે વિષયનો માર્ગ બંધ રાખવો એજ કામાદિકને જીત્યાનો દ્રઢ ઉપાય છે. ગ. મ. ૨

વાસના ટાળ્યાનો ઉપાય તો આત્મનિષ્ટાએ સહિત શ્રીકૃષ્ણ ભગવાનની ભક્તિ કરવી એજ ભાસે છે અને જો આત્મનિષ્ટા વિના એકલીજ શ્રીકૃષ્ણ ભગવાનની ભક્તિ હોય તો જેમ ભગવાનમાં હેત કરે તેમ બીજા પદાર્થમાં પણ હેત થઈ જાય માટે આત્મનિષ્ટા સાહત ભક્તિ કરવી એજ વાસના ટાળ્યાનો ઉપાય છે અને આત્મનિષ્ટાવાળાને પણ

જો કોઇક ભૂંડા દેશકાળાદિકને યોગે કરીને અજ્ઞાનીની પેઠેજ ક્ષોભ થઇ આવે પણ ઝાઝી વાર ટકે નહિ. ગ. છે. ૨૦

**આત્મનિષ્ટા ન હોય તેને ન્યૂનતા.**

શ્રીહરિને વિષે પ્રીતિ હોય પણ જો આત્મનિષ્ઠા ન હોય તો દેહાભિમાનને યોગે કરીને તે **પ્રીતિની સિદ્ધિ થાતી નથી.** ગ. પ્ર. ૧૯

સ્વધર્મે યુક્ત એવો જે ભગવાનનો ભક્ત તેના અંતરને વિષે તો પોતાનું યથાર્થ પૂર્ણકામપણું મનાતું નથી ને તે પૂર્ણકામપણું તો આત્મનિષ્ટા ને ભગવાનના મહાત્મ્યનું જ્ઞાન તેણે કરીનેજ થાય છે અને એ બેમાં જેટલી ન્યૂનતા રહે છે તેટલી પૂર્ણકામપણામાં ન્યૂનતા રહે છે. માટે એ બે વાનાં તો ભગવાનના ભક્તને દ્રઢપણે સાધવાં અને એ બેમાં જેટલી ખામી રહે તેટલી તો સમાધીમાં પણ નડે છે.

અને હમણાં અમે એક હરિભક્તને સમાધી કરાવી હતી તે તેને તેજ અતિશય દેખાણું તે તેજને જોઇને ચીસ પાડવા માંડી ને કહ્યું જે હું બળુ છું માટે સમાધીવાળાને પણ આત્મનિષ્ટાનું જરૂર કામ પડે છે અને પોતાનું સ્વરૂપ આત્મા ન જાણે ને દેહને માને તો તેને ઘણી કાચ્યપ રહી જાય છે. અને અમે તે હરિભક્તને સમજાવ્યું જે તારૂં સ્વરૂપ તો આત્મા છે દેહ નથી ને આ લાડકીબાઇ નામ ને ભાટનો દેહ તે તું નથી અને અછેદ્ય, અભેદ્ય એવો

જે આત્મા તે તારૂં સ્વરૂપ છે પછી અમે તેને સમાધી કરાવીને કહ્યું જે ગણપતિને સ્થાનકે ચાર પાંખડીનુ કમળ છે ત્યાં જઇને તારૂં સ્વરૂપ જો. અને જ્યારે સમાધીવાળો ગણપતિને સ્થાનકે જાય છે ત્યારે ત્યાં નાદ સંભળાય છે ને પ્રકાશ દેખાય છે ને તેથી પર બ્રહ્માના સ્થાનકને વિષે જાય છે ત્યારે તેથી નાદ પણ ઘણો સંભળાય છે ને પ્રકાશ પણ તેથી અતિશય ઘણો દેખાય છે અને તેથી પર વિષ્ણુને સ્થાનકે જાય છે ત્યારે તેથી અતિશયનાદ સંભળાય છે ને તેથી તેજ પણ અતિશય દેખાય છે એવી રીતે જેમ જેમ ઉચા ઉંચા સ્થાનકને વિષે જાય છે તેમ તેમ વધુ નાદ સંભળાય છે ને વધુવધુ પ્રકાશ દેખાય છે અને એવી રીતે સમાધીમાં અતિશય તેજ દેખાય છે અને અતિશય નાદ થાય છે ને કડાકા અતિશય થાય છે તે ગમે તેવો ધીરજવાન હોય તોપણ કાયરપણું આવી જાય છે જો અર્જુન ભગવાનના અંશ હતા ને મહા શૂરવીર હતા તોપણ ભગવાનનું સ્વરૂપ જોવાને સમર્થ થયા નહિ માટે એમ બોલ્યા જે હે મહારાજ આ રૂપ જોવાને હું સમર્થ નથી માટે તમારૂં પ્રથમ રૂપ હતું તેવું તમારૂં દર્શન કરાવો. એવી રીતે એવા સમર્થને પણ સમાધીને વિષે જ્યારે બ્રહ્માંડ ફાટી જાય એવા કડાકા થાય છે ને જેમ સમુદ્ર મર્યાદા મેલે એવા તેજના સમૂહ દેખાય છે ત્યારે **ધીરજ રહેતી નથી** તે સારૂ દેહથકી પોતાનું સ્વરૂપ જુદું સમજવું જોઇએ. **ગ. પ્ર. ૨૫.**

અને જેમ વરસાદ ન વરસ્યો હોય ત્યારે નાના પ્રકારના તૃણનાં જે બીજ તે પૃથ્વી ઉપર કાંઇએ ભાસે નહિ અને જ્યારે વરસાદ વરસે ત્યારે એટલાં તૃણ ઉગે જે પૃથ્વી દેખાયજ નહિ તેમ જે આત્મનિષ્ઠા ને વૈરાગ્યે કરીને રહિત છે તેને જો ભગવાન વિના બીજા કોઇ વિષયના ઘાટ જણાતા નથી તોપણ જ્યારે એને કુસંગનો યોગ થાશે ત્યારે વિષયના ઘાટ થાવા લાગશે ને બુદ્ધિ ભ્રષ્ટ થઇ જાશે ને પરમેશ્વરની તો હઇયામાં સ્મૃતિ પણ નહિ રહે ને અખંડ વિષયનું ધ્યાન થાશે પછી એ જે વૈરાગ્ય ને આત્મનિષ્ટા વિનાનો પ્રેમી તેને એમ ભાસસે જે મારે ભગવાનમાં લેશમાત્ર પ્રીતિ નથી માટે આત્મનિષ્ટા ને વૈરાગ્ય વિનાનો જે પ્રેમી ભક્ત જણાતો હોય તે તો અતિશય ન્યૂન છે. **સા. ૧૫**

આત્મનિષ્ઠા ન હોય તો જ્યારે દેહમાં સુખદુઃખ આવે ત્યારે એ ભક્તની વૃત્તિયું ચુંથાઇ જાય પછી જેને સુખદાઇ જાણે તેમાં પ્રીતિ કરે અને જેને દુઃખદાઇ જાણે તે સાથે દ્વેષ કરે એવી રીતે એની ભ્રષ્ટ બુદ્ધિ થઈ જાય.

ગ. છે ૧

જેને ભગવાનને વિષે ભક્તિ હોય તેને પણ જો આત્મનિષ્ઠા ને વૈરાગ્ય ન હોય તો જેવી ભગવાનને વિષે પ્રીતિ હોય તેવી બીજા પદાર્થને વિષે પણ પ્રીતિ થઈ

જાય માટે એ ભક્તિ માર્ગવાળાને પણ મોટું દુષણ છે.
ગ. મ. ૬૫

સાધુ ભેળા રહેતા હોઈએ તેમાં પરસ્પર કોઇ નિમિત્તે બોલાચાલી થાય તથા કોઇક જાતનો અહંમમત્વ થાય તથા માન, ક્રોધ, સ્વાદ, લોભ, કામ, મત્સર, ઈર્ષ્યા એ આદિક અવગુણની પ્રવૃત્તિ થાય ત્યારે જો આત્મા પોતાને ન જાણતા હોઈએ તો સાધુનો અવગુણ આવે તેમાંથી એનું બહુ ભુંડું થાય. ગ. છે. ૩૯

જે સત્તારૂપ રહી નહિ શકે તેને તો કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર આદિક જે શત્રુ તે પીડયા વિના રહેજ નહિ માટે જે આત્મસત્તારૂપ થઇને ભક્તિ નહિ કરતા હોય તેનું રૂપ તો આ સત્સંગમાં ઉઘાડું થયા વિના રહેજ નહિ. ગ. છે. ૨૧

જ્યારે સત્સંગમાં અપમાન થાય ને દેહે કરીને પણ દુઃખી થાય તે રૂપ જે ઉનાળો તેમાં તો જ્ઞાન વૈરાગ્ય ધર્મ ને ભક્તિ તે મીણે પાયેલ દોરાની પેઠે ઢીલાં થઇ જાય તોપણ અમે તો તેનો ત્યાગ કરતા નથી પણ એજ એની મેળે મનમાં ઓશીયાળો થઇને સત્સંગમાંથી પાછો હઠી જાય છે પછી તે સત્સંગી કહેવાતો હોય તોપણ તેને અંતરે સત્સંગ સંબંધી સુખ ન રહે. ગ. છે. ૨૧

દેહાભિમાન રૂપ દોષ છે તેમાં સર્વે દોષ રહ્યા છે.

લો. ૬

આત્મનિષ્ટા વિના બીજા અનેક ઉપાય કરે તોપણ કામ, ક્રોધ, લોભ તથા ભય એમને યોગે કરીને ધીરજ રહે નહિ. ગ. પ્ર. ૬૧

**સમજણની કસરવાળાને ન્યૂનતા**

જ્યાં સુધી દેહને પોતાનું રૂપ માને છે ત્યાં સુધી એની સર્વે સમજણ વૃથા છે અને જ્યાં સુધી વર્ણનું કે આશ્રમનું માન લઇને ફરે છે ત્યાં સુધી એને વિષે સાધુ-પણું આવતું નથી. ગ. પ્ર. ૪૪

એક શ્લોકે કરીને અથવા બે શ્લોકે કરીને અથવા પાંચ શ્લોકે કરીને જે ચોખું સમજાય તેજ સમજણ સુખ-દાઇ થાય છે અને ગોબરી સમજણ સુખદાઇ થાતી નથી. અને ઘડીક પોતાને આત્મારૂપ માને ને ઘડીક દેહરૂપ માનીને સ્ત્રીનું ચિંતવન કરે એને ગોબરો જાણવો માટે એના અંતરમાં સુખ ન આવે જેમ સુંદર અમૃત સરખું અન્ન હોય ને તેમા થોડુંક ઝેર નાખ્યુ હોય તો તે અન્ન સુખદાઇ ન થાય સામું દુ:ખદાઇ થાય છે તેમ આઠ પહોર આત્માનો વિચાર કરીને એક ઘડી પોતાને દેહરૂપ માનીને સ્ત્રીનું ચિંતવન કરે એટલે એનો સર્વે વિચાર ધુળમાં મળી જાય છે. સા. ૪

ઇંદ્રિયો, અંતઃકરણ વિષય એ સર્વેનાં મૂળ જીવમાંથી

ઉખેડી નાખીને ભગવાનને વિષે હેત કરવું તેજ ઠીક છે. અને જ્યાં સુધી એનાં મૂળ ઉખાડી નાખ્યાં ન હોય ત્યાં સુધી એ ઇંદ્રિયો અંતઃકરણે કરીને ભગવાનનાં દર્શન સ્પર્શાદિકરૂપ જે કામ તે લેવું પણ એને પોતાના હેતુ ન માનવા વેરી માનવા ને એનો ગુણ ન લેવો જે એ ભગવાનની ભક્તિને વિષે ઉપગાર કરે છે એ ઇંદ્રિયો અંતઃકરણને પંચ વર્તમાનના નિયમરૂપ જે પાંજરું તથા બેડી તેમાં રાખીને ભગવાનની ભક્તિ કરાવવી પણ એને વિષે ગુણ ન લેવો શત્રુભાવજ રાખવો. અને જો એમને ભક્તિમાં ઉપયોગી માનીને હેતુ માને ને એનો ગુણ લે તો ભગવાનનાં દર્શન સ્પર્શાદિકને વિષે સુખ મનાવતે થકે જો સ્ત્રીઆદિકને વિષે કાંઇક સુખ મનાવી દે તો એનું કર્યું કારવ્યું સર્વે વ્યર્થ થઇ જાય જેમ આખો દારૂનો ઢગલો હોય ને તેમાં એક અગ્નિનો તણખો પડ્યો હોય તો તે દારૂ સર્વે ભસ્મ થઇ જાય છે તેમ એનું કાંઇ ઠેકાણું રહેતું નથી માટે કેવળ આત્મારૂપ થયે થકે જે ભગવાનને વિષે હેત થાય તે ઠીક છે. પં. ૩

ભગવાનના ભક્તને સ્ત્રી ધન દેહાભિમાન ને સ્વભાવ એ ચાર વાનામાં કાચ્યપ હોય ને તે ભગવાનની ભક્તિ કરતો હોય તોપણ એની ભક્તિનો વિશ્વાસ નહિ એની ભક્તિમાં જરૂર વિઘ્ન આવે કેમજે દેહધ્યાસ હોય તો

જ્યારે દેહમાં રોગાદિક કષ્ટ પ્રાપ્ત થાય તથા અન્ન વસ્ત્રાદિક ન મળે અથવા કોઈક કઠણ વર્તમાન પાળવાની આજ્ઞા થાય ત્યારે પણ તેને ભક્તિમાં ભંગ થાય ને વિકળ થઇ જાય ને કાંઈ વિચાર ન રહે ને ચાળા ચુંથવા લાગે.

ગ. છે. ૩૩

## આત્મનિષ્ઠામાં ન્યૂનતાવાળાને પ્રાપ્તિમાં ખામી

વૈરાગ્ય, બ્રહ્મચર્ય, શ્રદ્ધા, અહિંસાધર્મ ને આત્મનિષ્ઠા એમાંથી કોઇ અંગમાં ન્યૂનતા હોય તો આત્યંતિક મોક્ષ જે ભગવાનનું અક્ષરધામ તેને તો ન પામે અને એ વિના બીજાં જે ભગવાનનાં ધામ છે તેને પામે અથવા વધુ સવાસનિક હોય તો દેવલોકને પામે જે દેવલોકને ભગવાનના ધામ આગળ મોક્ષધર્મને વિષે નરક તુલ્ય કહ્યા છે.

સા. ૧૧

## કોને આત્મનિષ્ઠા રાખ્યા વિનાની રહે છે.

જેને પ્રેમલક્ષણા ભક્તિનું અંગ આવે તેને પંચવિષયને વિષે પ્રીતિ ટળી જાય છે અને આત્મનિષ્ઠા રાખ્યા વિનાનીજ રહે છે. ગ. છે, ૨૨

## ગુણનું માન એ આત્મનિષ્ઠામાં ખામી છે

અતિશય પ્રેમલક્ષણા ભક્તિ હોય ને તે ભક્તિએ કરીને ભગવાન તેને વશ વર્તતા હોય અને જો તે ભક્તિનું

ભક્તના હૃદયમાં માન આવે તોય પણ એને અતિ ખોટ છે અને આત્મજ્ઞાનનું માન હોય અથવા વૈરાગ્યનું માન હોય પણ તે અભિમાન તો દેહાત્મ બુદ્ધિનેજ દૃઢ કરાવે.

ગ. પ્ર. ૫૬

## આત્મનિષ્ઠાવાળાને શાની અપેક્ષા છે

ટાઢ, તડકો, ભૂખ, તરસ, માન, અપમાન, સુખ, દુઃખ તેરૂપી જે નદી તેને તો આત્મનિષ્ટાવાળો હોય તે તરી જાય પણ મૃત્યુ સમય તો સમુદ્ર જેવો છે માટે ત્યાં તો આત્મનિષ્ટાવાળો હોય તથા વગર આત્મનિષ્ટાવાળો હોય એ બેયને ભગવાનની ઉપાસનારૂપી વહાણનું કામ પડે છે માટે અંતકાળે તો ભગવાનનો દૃઢ આશરો હોય તેજ કામમાં આવે છે પણ અંતસમે આત્મનિષ્ટા કાંઇ કામમાં આવતી નથી તે સારૂ ભગવાનની ઉપાસનાને દૃઢ કરીને રાખવી.

ગ. પ્ર. ૬૧

અમે જે આત્મજ્ઞાનની વાર્તા કરીએ છીએ તેમાં તો એટલુંજ પ્રયોજન છે જે જો પોતાના આત્માને દેહથી જુદો માને તો દેહને વિષે પ્રીતિ ન રહે તથા દેહના સંબંધીને વિષે હેત ન રહે તથા ભગવાનની ભક્તિને વિષે કાંઇ વિઘ્ન ન થાય એટલુંજ પ્રયોજન છે પણ કેવળ એણે કરીનેજ કલ્યાણ થાય એમ તો માનવુંજ નહિ (આત્મનિષ્ટાવાળાને ભક્તિ, ઉપાસના, ધર્માદિક ગુણોની અપેક્ષા છે.) ગ. મ. ૩૫

અને આત્મનિષ્ઠાવાળા જે સંત તેને આત્મનિષ્ટા ને તિવ્ર વૈરાગ્ય એ બેય હોય તેણે કરીને કોઇ રીતનું બંધન તો ન થાય પણ જો તેને ભગવાનને વિષે ભક્તિ ન હોય તો જેમ બહુ પ્રકારનાં ભોજન અને બહુ પ્રકારનાં વ્યંજન કર્યાં હોય અને તેમાં જો એક લવણ ન હોય તો તે સર્વે નકારાં થઇ જાય છે તેમ ભગવાનની ભક્તિ વિના એકલું જે બ્રહ્મજ્ઞાન છે તથા વૈરાગ્ય છે તે તો નકારૂંજ છે ને સદા અકલ્યાણકારીજ છે. એમ જાણીને શુકદેવજી બ્રહ્મસ્વરૂપ થયા હતા તોપણશ્રીમદ્ ભાગવતને ભણતા હવા અને શ્રીકૃષ્ણ ભગવાનને વિષે દ્રઢ ભક્તિને કરતા હવા માટે આત્મનિષ્ટાવાળાને જો ભગવાનને વિષે ભક્તિ ન હોય તો એને મોટું દુષણ છે.

ગ. મ. ૬૫

## કેવળ આત્મનિષ્ઠાવાળાને ન્યૂનતા

આ સત્સંગને વિષે પોતાના આત્યંતિક કલ્યાણને ઇચ્છતો એવો જે ભક્તજન તેને એકલા આત્મનિષ્ટાએ કરીનેજ પોતાનું આત્યંતિક કલ્યાણરૂપ કાર્ય સરતું નથી.

ગ. પ્ર. ૧૯

કેવળ આત્મનિષ્ઠાવાળા જે કૈવલ્યાર્થી તેનાં દેહ ઇંદ્રિયું ને અંતઃકરણ તેનું ભગવાનની મૂર્તિને તદાકારપણું નથી થાતું એ તો કેવળ બ્રહ્મસત્તા ને પામે છે. [illegible]. ૧

જે ભગવાનનો ભક્ત ન હોય ને કેવળ આત્મજ્ઞાન

ને વૈરાગ્યે કરીને માયિક ઉપાધીને ટાળીને સત્તામાત્ર વર્તતો હોય તેને તો સાધનદશાને વિષે ભગવાનની ઉપાસનાએ રહિત એવા જે કેવળ આત્મજ્ઞાની તેના સંગરૂપ કુસંગનો પાસ લાગ્યો છે માટે ભગવાન ને ભગવાનના ભક્તને વિષે દયા ને સ્નેહ થાતા નથી જેમ વાયુને ને અગ્નિને દુર્ગંધનો પાસ લાગે છે તેમજ એને તે કુસંગનો પાસ લાગ્યો છે તે કોઇ પ્રકારે ટળતો નથી જેમ અશ્વત્થામા બ્રહ્મરૂપ થયો હતો પણ એને કુસંગનો પાસ લાગ્યો હતો માટે શ્રીકૃષ્ણ ભગવાન ને તે ભગવાનના ભક્ત જે પાંડવ તેને વિષે દયા ને સ્નેહ થયાં નહિ તેમ કેવળ જે આત્મજ્ઞાની છે તે બ્રહ્મરૂપ થાય છે તોપણ તેને કુસંગનો પાસ જાતો નથી ને **ભગવાન ને ભગવાનના ભક્તમાં દયા ને સ્નેહ થાતાં નથી.** **ગ. છે. ૩**

જેમ બહુ પ્રકારનાં ભોજન ને બહુ પ્રકારના વ્યંજન કર્યાં હોય ને તમા જો એક લવણ ન હોય તો તે સર્વે નકારાં થઇ જાય છે તેમ ભગવાનની ભક્તિ વિના એકલું જે બ્રહ્મજ્ઞાન છે તથા વૈરાગ્ય છે તે તો નકારૂજ છે ને સદા અકલ્યાણકારીજ છે. **ગ. મ. ૬૫**

**સત્તારૂપે રહ્યો જે નિર્ગુણ ભક્ત તેને ભગવાનને વિષે પ્રીતિ હોય છે**

જે સત્તારૂપે વર્તે તેને ભગવાનને વિષે તો પ્રીતિ

હોય ને એ પ્રીતિ તો આત્માને ભજતી છે. મધ્વાચાર્ય નિંબાર્ક ને વલ્લભાચાર્ય એમણે આત્મારૂપે રહીને જે ભગવાનને વિષે પ્રીતિ કરવી એ પ્રીતિને બ્રહ્મસ્વરૂપ કહી છે માટે ગુણાતીત થઇને જે ભગવાનને વિષે પ્રીતિ કરે છે એજ બ્રહ્મનું સ્વરૂપ છે એમ મોટા મોટા આચાર્યનો સિદ્ધાંત છે. ગ. મ. ૪૩

## જીવાત્મા બ્રહ્મરૂપ થાય તોપણ ભગવાન ને ભગવાનના ભક્તને વિષે દયા ને સ્નેહ રહે છે

જ્ઞાન ને વૈરાગ્યે કરીને ત્રણ શરીર ત્રણ અવસ્થા ત્રણ ગુણ એ સર્વે માયિક ઉપાધી થકી ચૈતન્ય જુદો થઇ જાય છે ને કેવળ સત્તામાત્ર રહે છે પણ માયિક ઉપાધીનો લેશપણ રહેતો નથી ત્યારે જેમ દિપકનો અગ્નિ તે તેલ કોડીયું ને વાટ એ ત્રણેને યોગે કરીને દ્રષ્ટિમાં આવે તથા ગ્રહણ કર્યામાં આવે પણ જ્યારે ત્રણ પ્રકારની ઉપાધીનો સંગ છુટી જાય છે ત્યારે એ અગ્નિ કોઇની દ્રષ્ટિમાં પણ ન આવે ને ગ્રહણ પણ ન થાય ને ઉપાધીએ યુક્ત હોય ત્યારેજ દ્રષ્ટિએ આવે ને ગ્રહણ કર્યામાં આવે તેમ જ્ઞાન વૈરાગ્યે કરીને સર્વે માયિક ઉપાધીની નિવૃત્તિ પામે છે ત્યારે એ જીવાત્મા છે તે કેવળ બ્રહ્મસત્તા માત્ર રહે છે ને તે મન વાણીને અગોચર છે ને કોઇ ઇંદ્રિયે કરીને ગ્રહણ કર્યામાં આવતો નથી પછી તે કાળે તો એને જો શુધ્ધ

સંપ્રદાયે કરીને ભગવાનનું જ્ઞાન પ્રાપ્ત થયું હોય ને ભગવાન ને ભગવાનના ભકતનું મહાત્મ્ય યથાર્થપણે સમજાણું હોય તેને તો સર્વે માયિક ઉપાધીનો સંગ ટળી જાય ને પોતાનો જીવાત્મા બ્રહ્મરૂપ થાય તોપણ ભગવાન ને ભગવાનના ભકતને વિષે જે દયા ને પ્રીતિ તે નિરંતર રહે છે ત્યાં દ્રષ્ટાંત છે જેમ દિપકની જયોત છે તેને જ્યારે ઉપાધીનો સંગ ટળી જાય છે ત્યારે એ અગ્નિ કોઇ ઇંદ્રિયે કરીને ગ્રહણ ન થાય એવો આકાશને વિષે રહે છે તોપણ એ આગ્નને વિષે સુગંધી તથા દુર્ગંધીનો જે પાશ લાગ્યો હોય તે ટળતો નથી તથા જેમ વાયુ છે તે તો અગ્નિ થકી વધુ અસંગી છે તોપણ તેને સુગંધી તથા દુર્ગંધીનો પાશ લાગે છે તેમજ જીવાત્માને જ્ઞાન વૈરાગ્યે કરીને માયિક ઉપાધીનો સંગ ટળી જાય છે તોપણ સત્સંગનો પાશ લાગ્યો છે તે ટળતો નથી અને તે બ્રહ્મરૂપ થાય છે તોપણ નારદ સનકાદિક ને શુકજીની પેઠે ભગવાન તથા ભગવાનના ભકતને વિષે અતિશય દયા ને પ્રીતિએ યુકત વર્તે છે ત્યાં શ્લોક ॥ परिनिष्ठि तोपि नैर्गुण्ये उत्तम श्लोक लीलया ग्रहीतचेता राजर्षे आख्यानं यदधीतवान् ॥ તથા नित्यं विष्णुजन प्रियः ॥ તથા आत्मारामाश्च मुनयो ॥ તથા प्रायेण मुनयो राजन् ॥ તથા ગીતામાં કહ્યુ છે જે ॥ ब्रह्मभूतः प्रसन्नात्मा नशोचति न कांक्षति सम

सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥ १ ॥ ઇત્યાદિક ઘણાક શ્લોકે કરીને પ્રતિપાદન કર્યું છે જે ભગવાનના ભક્ત હોય જ્ઞાન વૈરાગ્યે કરીને માયિક ઉપાધીને ત્યાગ કરીને બ્રહ્મરૂપ થયા હોય તોપણ ભગવાન તથા ભગવાનના ભક્તને વિષે દયા ને પ્રીતિ તેણે યુક્ત હોય છે. ગ. છે. ૩

**દેહની ને આત્માની વિક્તિ જાણ્યા પછી દેહાભિમાની થાય છે કે કેમ ?**

દેહ આત્માની વિક્તિ એકવાર ચોખી સમજાણી હોય તો પછી પાછી ભુલાય નહિ અને એમ માને જે હું દેહ છું તોપણ દેહ પોતાનું રૂપ મનાયજ નહિ અને ભગવાનનો નિશ્ચય પણ જો એકવાર દ્રઢ થયો હોય તો પાછો ટાળે તોપણ ટળે નહિ. અને એમ જણાય છે જે આત્મબુદ્ધિ મટીને દેહબુદ્ધિ આવી જાય છે એતો ખોટો ખોટો મનમાં ભરમ પડે છે પણ દેહાભિમાન તો આવતુંજ નથી અને એવો જે પરિપકવ જ્ઞાની તેને તો આત્માનુંજ અભિમાન દ્રઢ રહે છે ને તે પોતાના આત્માને બ્રહ્મરૂપ માને છે અને તે બ્રહ્મને વિષે પરબ્રહ્મ જે પુરૂષોત્તમ ભગવાન તે અખંડ વિરાજમાન છે અને તે ભગવાનના સ્વરૂપનો નિશ્ચય પણ એને અખંડ ને અખંડ રહે છે. સા. ૨

**મોક્ષને અર્થે બ્રહ્મજ્ઞાન કેમ સમજવું**

બ્રહ્મજ્ઞાનનો માર્ગ છે તેમાં તો એમ સમજવું જે જે

બ્રહ્મ છે તે તો નિર્વિકાર છે ને નિરંશ છે માટે એ વિકારને પામે નહિ ને એના અંશ પણ થાય નહિ. અને એ બ્રહ્મને જે સર્વરૂપે કહે છે તેનું તો એમ છે જે એ બ્રહ્મ જે તે પ્રકૃતિ પુરૂષ આદિક સર્વેના કારણ છે ને આધાર છે ને સર્વેને વિષે અંતર્યામિ શક્તિએ કરીને વ્યાપક છે માટે જે કારણ ને આધાર ને વ્યાપક હોય તે કાર્યથકી પૃથક હોય નહિ એમ સમજણને લઈને એ બ્રહ્મને શાસ્ત્ર જે તે સર્વે રૂપ કહે છે પણ એ બ્રહ્મજ વિકાર પામીને ચરાચર જીવ રૂપે થઇ ગયા એમ ન સમજવું. અને એ બ્રહ્મથકી પરબ્રહ્મ જે પુરૂષોત્તમ નારાયણ તે નોખા છે ને એ બ્રહ્મના પણ કારણ છે ને આધાર છે ને પ્રેરક છે એમ સમજીને પોતાના જીવાત્માને એ બ્રહ્મ સંઘાથે એકતા કરીને (અક્ષરરૂપ માનીને) **પરબ્રહ્મની સ્વામીસેવકભાવે** ઉપાસના કરવી એવી રીતે સમજે ત્યારે બ્રહ્મજ્ઞાન છે તે પણ પરમપદને પામ્યાનો નિર્વિઘ્ન માર્ગ છે. ગ. મ. ૩

પ્રકૃતિ પુરૂષથકી પર એવું જે શુદ્ધ ચૈતન્ય બ્રહ્મ તેનેજ એક સત્ય જાણે ને તે બ્રહ્મનેજ પોતાનું સ્વરૂપ માને ને તે બ્રહ્મરૂપ (અક્ષરરૂપ) થઇને **પરબ્રહ્મ** એવા જે **શ્રીકૃષ્ણ ભગવાન** તેનું ભજન કરે. ગ. મ. ૩૦

એકરસ પરિપૂર્ણ એવું જે બ્રહ્મસ્વરૂપ તેને વિષે અમે અમારા આત્માને લીન કરી રાખ્યો છે (અક્ષરરૂપ થયા

છીએ) અને તે તેજોમય એવું જે અક્ષરબ્રહ્મ તેને વિષે મૂર્તિમાન એવા તે **પુરૂષોત્તમ ભગવાન** ને તે ભગવાનના જે **ભક્ત** તે સંઘાથે અખંડ પ્રીતિ જોડી રાખી છે.

ગ. મ. ૫૦

## કેવા બ્રહ્મજ્ઞાનીને મોક્ષ માર્ગથી પડયો જાણવો

જ્ઞાની તો સદા સાકારમૂર્તિ એવા જે પ્રત્યક્ષ ભગવાન તેને પ્રકૃતિપુરૂષ અક્ષર તે થકી પર ને સર્વના કારણ સર્વના આધાર જાણીને અનન્યપણે સેવે છે એવી રીતે જે સમજવું તેને જ્ઞાન કહીએ અને એ જ્ઞાને કરીને આત્યંતિક મોક્ષ થાય છે અને જે એમ નથી સમજતા ને કેવળ શાસ્ત્રે કરીને "**अहंब्रह्मास्मि**" થઈ બેસે છે ને કહે છે જે 'રામકૃષ્ણાદિક તો બ્રહ્મરૂપ એવો જે હું .તે મારી લહરી છે' એવા જે બ્રહ્મકુદાળ આધુનિક વેદાંતી તે તો અતિ દુષ્ટ છે ને મહાપાપી છે અને મરીને નરકમાં પડે છે તે કોઈ દિવસ એનો છુટકો થતો નથી. લો. ૭

બ્રહ્મજ્ઞાનમાં તો આવી રીતે અવળું સમજાય છે જે જે બ્રહ્મ છે તેજ પ્રકૃતિપુરૂષરૂપે થાય છે અને પછી તેજ બ્રહ્મ બ્રહ્મા વિષ્ણુ શિવરૂપે થાય છે ને પછી તેજ બ્રહ્મ સ્થાવર જંગમરૂપે થાય છે અને તે સ્થાવર જંગમરૂપ જે આકાર તેને વિષે રહ્યા જે જીવ તે રૂપે પણ બ્રહ્મ થાય છે એવી

રીતે બ્રહ્મજ્ઞાનને અવળું સમજીને પછી સમજનારો પોતાના જીવને પણ ભગવાન જાણે છે ત્યારે એમ સમજનારાને ઉપાસનાનો ભંગ થયો માટે એ પણ ભગવાનના માર્ગ થકી પડયો. એવી રીતે બ્રહ્મજ્ઞાનમાં પણ ઉપાસનાનું ખંડન થાય એ મોટું વિઘ્ન છે કાંજે સમજી સમજીને સર્વેના કારણ અને સર્વેના સ્વામી એવા જે ભગવાન તેનુંજ ખંડન થયું માટે એમ સમજનારો પણ કલ્યાણના માર્ગ થકી પડયો જાણવો. ગ. મ. ૩

સમાપ્ત.

# ૧૩ વૈરાગ્ય

## વૈરાગ્યનું રૂપ

પિંડ બ્રહ્માંડથી નિસ્પૃહ રહેવું એ વૈરાગ્યનું રૂપ છે.

ગ. પ્ર. ૪૪

જીવ માત્રનો એવો સ્વભાવ છે જે સારૂં પદાર્થ દેખે ત્યારે તેથી ઉતરતું જે પદાર્થ હોય તેમાંથી સહેજેજ પ્રીતિ ટળી જાય છે માટે ભગવાનનું જે અક્ષરધામ છે ને તેને વિષે જે સુખ છે તેની આગળ જે આ માયિક સુખ છે તે તો નકલ જેવું છે ને અચળ સુખ તો ભગવાનના ધામને વિષેજ છે માટે પરમેશ્વરની વાત્ત સાંભળતાં સાંભળતાં જો ભગવાન સંબંધી સુખ ઓળખાય તો જેટલું માયાથકી ઉત્પન્ન થયું છે તે સર્વે તુચ્છ જણાય જેમ ત્રાંબાનો પૈસો કોઇ પુરૂષના હાથમાં હોય તેને જ્યારે તે પૈસા સાટે સોનામહોર કોઇ આપે ત્યારે ત્રાંબાના પૈસામાંથી હેત ઉતરી જાય છે એવી રીતે જ્યારે ભગવાન સંબંધી સુખમાં દ્રષ્ટિ પહોંચે ત્યારે જેટલું માયિક સુખ છે તે સર્વ થકી વૈરાગ્ય પામે છે ને એક ભગવાનની મૂર્તિમાંજ હેત થાય છે એ વૈરાગ્યનું રૂપ છે.

ગ. મ. ૧૦

## વૈરાગ્ય ઉપજ્યાનો હેતુ

વૈરાગ્ય તો એમ ઉપજે જે જો કાળનું સ્વરૂપ જાણ્યામાં આવે તે કાળનું સ્વરૂપ તે શું તો નિત્યપ્રલયને જાણે ને નિમિત્ત પ્રલયને જાણે ને પ્રાકૃત પ્રલયને જાણે ને આત્યંતિક પ્રલયને જાણે તથા બ્રહ્માદિક સ્તંબ પર્યંત સર્વ જીવના આયુષને જાણે ને એમ જાણીને પિંડ બ્રહ્માંડ સર્વ પદાર્થને કાળનું ભક્ષ સમજે ત્યારે વૈરાગ્ય ઉપજે. લો. ૯

પોતાના ધામને વિષે રહ્યા એવા જે શ્રીકૃષ્ણ ભગવાન તે અક્ષરપુરૂષરૂપે કરીને માયાને વિષે ગર્ભને ધરતા હવા. ત્યારે તે માયાથકી અનંતકોટી જે પ્રધાન ને પુરૂષ તે થાતા હવા તે પ્રધાન પુરૂષ કેવા છે તો અનંતકોટી બ્રહ્માંડની ઉત્પત્તિના કારણ છે તે મધ્યે એક બ્રહ્માંડની ઉત્પત્તિના કારણ જે પ્રધાનપુરૂષ તેને કહીએ છીએ. જે પ્રથમ પુરૂષોત્તમ એવા જે શ્રીકૃષ્ણ ભગવાન તે પુરૂષરૂપે કરીને પ્રધાનને વિષે ગર્ભને ધરતા હવા પછી તે પ્રધાનથકી મહતત્વ ઉત્પન્ન થાતું હવું ને મહતત્વ થકી ત્રણ પ્રકારનો અહંકાર ઉત્પન્ન થાતો હવો તેમાં સાત્વિક અહંકાર થકી મન ને ઇંદ્રિયોના દેવતા ઉત્પન્ન થાતા હવા અને રાજસ અહંકાર થકી દશ ઇંદ્રિયો બુદ્ધિ ને પ્રાણ એ ઉત્પન્ન થાતાં હવાં અને તામસ અહંકારથકી પંચભૂત અને પંચતન્માત્રા તે ઉપજતાં હવાં એવી રીતે એ સમગ્ર તત્વ ઉપજ્યાં પછી તે પરમેશ્વરની

ઇચ્છાએ પ્રેર્યાં થકાં પોતપોતાને અંશે કરીને ઇશ્વર ને જીવના દેહને સૃજતાં હવાં. તે ઇશ્વરના દેહ તે વિરાટ સૂત્રાત્મા ને અવ્યાકૃત ને જીવના દેહ તે સ્થૂલ સૂક્ષ્મ ને કારણ અને વિરાટ નામે જે ઇશ્વરનો દેહ તેનો દ્વિપરાર્ધ કાળ પર્યંત આયુષ છે અને તે વિરાટ પુરૂષના એક દિવસને વિષે ચૌદ મન્વંતર થાય છે અને જેવડો એનો દિવસ છે તેવડીજ રાત્રિ છે અને જ્યાં સુધી એનો દિવસ હોય ત્યાં સુધી ત્રિલોકીની સ્થિતિ રહે છે અને જ્યારે એની રાત્રિ પડે છે ત્યારે ત્રિલોકીનો નાશ થાય છે તેને નિમિત્ત પ્રલય કહીએ અને જ્યારે તે વિરાટ પુરૂષનો દ્વિપરાર્ધ કાળ પુરો થાય છે ત્યારે એ વિરાટ દેહનો સત્યાદિક લોકે સહિત નાશ થાય છે. અને મહતત્વાદિક જે ચોવીશ તત્વ ને પ્રધાન પ્રકૃતિ ને પુરૂષ એ સર્વે મહામાયાને વિષે લય પામે છે તેને પ્રાકૃત પ્રલય કહીએ. અને એ મહામાયા તે અક્ષરબ્રહ્મના પ્રકાશને વિષે લય પામે છે જેમ દિવસને વિષે રાત્રિ લય પામે છે તેમ લય પામે છે તેને આત્યંતિક પ્રલય કહીએ. અને દેવ દૈત્ય ને મનુષ્યાદિકના જે દેહ તેનો જે ક્ષણ ક્ષણ પ્રત્યે નાશ તેને નિત્ય પ્રલય કહીએ. એવી રીતે જે વિશ્વની ઉત્પત્તિ સ્થિતિ ને પ્રલય તેને જો જાણે તો જીવને સંસારને વિષે વૈરાગ્ય થાય. ગ. પ્ર. ૧૨

વૈરાગ્ય ઉદય થયાનું કારણ તો એ છે જે સદ્ગ્રંથ ને

સત્પુરૂષનાં વચન તેને સાંભળીને જેને ચટકી લાગે અને ચટકી લાગે તે પાછી મટેજ નહિ એવી જે ચટકી તેજ વૈરાગ્યનો હેતુ છે બીજો વૈરાગ્યનો હેતુ નથી અને જેને ચટકી લાગતી હોય ને તે તામસી હોય તથા રાજસી હોય તથા સાત્વિકી હોય તે સર્વને વૈરાગ્ય ઉપજે અને જેને ચટકી લાગતી ન હોય તેને વૈરાગ્ય ન ઉપજે. કા. ૭

ભગવાનનું મહાત્મ્ય જાણીને તથા ભગવાનને સુખમય મૂર્તિ જાણીને બીજા સર્વે પદાર્થમાં વૈરાગ્ય થાય છે.
ગ. છે. ૩૯

જો પ્રથમજ ભગવાનમાં દ્રઢ હેત થઇ જાય તો વિવેક ને વૈરાગ્ય તે હેતને યોગે કરીને પ્રગટ થાય છે ને જેને જે પદાર્થમાં હેત થાય છે તેને હેત કહીએ અથવા કામના કહીએ તે જે જે પદાર્થમાં હેત હોય ને તેમાં જો કોઇક અંતરાય કરે તો તે ઉપર ક્રોધ થઈ જાય છે તે માણુસના દેહમાં તો થાય પણ પશુને પણ ક્રોધ થઈ જાય છે જેમ પાડો હોય તે કામનાએ કરીને ભેંશ ઉપર આશક્ત થયો હોય ને બીજો પાડો આવે તો તેને મારી નાખે છે. એવી રીતે પશુપક્ષીમાં સર્વત્ર દેખાય છે તેમ જેને ભગવાનને વિષે દ્રઢ પ્રીતિ હોય તેને જે પદાર્થ તે પ્રીતિમાં અંતરાય કરવા આવે તો તે ઉપર તુરત ક્રોધ થઈ જાય ને તે પદાર્થનો તત્કાળ ત્યાગ કરે માટે જો ભગવાનમાં દ્રઢ હેત

હોય તો એની મેળેજ વૈરાગ્ય ને વિવેક થઇ આવે છે.
ગ. છે. ૧૪

જેટલી એ ભક્તને ભગવાનના મહાત્મ્યે સહિત ભગવાનને વિષે નિષ્ટા છે તેટલોજ એ ભક્તના હૃદયમાં વૈરાગ્ય આવે છે. ગ. પ્ર. ૫૬

### નાશ ન થાય એવો વૈરાગ્ય ઉપજયાનો હેતુ

જ્યારે આત્મનિષ્ટા હોય અને ભગવાનની મૂર્તિનું યથાર્થ જ્ઞાન હોય પછી એમ વિચારે જે હું તો આત્મા સચ્ચિદાનંદરૂપ છું અને પિંડ બ્રહ્માંડ તો માયિક છે ને નાશવંત છે માટે હું કયાં ને એ પિંડ બ્રહ્માંડ કયાં અને મારા ઇષ્ટદેવ જે પુરૂષોત્તમ ભગવાન તે તો અનંત કોટી બ્રહ્માંડના આધાર જે અક્ષર તેથકી પણ પર છે તે ભગવાનનો મારે દ્રઢ આશરો થયો છે એવા વિચારમાંથી જે વૈરાગ્ય ઉદય થાય તે વૈરાગ્ય જ્ઞાને યુક્ત કહેવાય ને એ વૈરાગ્યનો કોઈ કાળે નાશ થાય નહિ જેમ અગ્નિ બળતો હોય તેને માથે જળ પડે તો ઓલાઇ જાય અને વડવાનલ અગ્નિ સમુદ્રને વિષે છે તે જળનો ઓલાવ્યો ઓલાતો નથી તેમ જે જ્ઞાને યુક્ત વૈરાગ્ય છે તે તો વડવાનલ અગ્નિ તથા વિજળીનો અગ્નિ તેવો છે તે કોઇ કાળે ઓલાય નહિ અને તે વિના બીજા વૈરાગ્યનો તો વિશ્વાસ આવે નહિ ગ. પ્ર. ૭૩

જ્ઞાનાંશ તે શું તો એમ સમજણ હોય જે હું જે જીવ તે આવો છું તથા દેહ તે આવો છે તથા દેહનાં સંબંધી તે આવાં છે તથા પ્રકૃતિ પુરૂષ વિરાટ સુત્રાત્મા અવ્યાકૃત તેનાં સ્વરૂપ તે આવી રીતનાં છે તથા ભગવાન તે આવી રીતના છે તથા ભગવાનનું ધામ તે આવી રીતનું છે ઇત્યાદિક જે જ્ઞાનાંશ તેની જે અંતરમાં દ્રઢતાની ગ્રંથી તે પડી હોય ને પછી જે વૈરાગ્ય ઉપજે તે વૈરાગ્ય ખરો અને એ વિના બીજો જે વૈરાગ્ય તે તો ઉપરથી જણાય પણ એમાં બળ નહિ. બળ તો જ્ઞાનાંશથી ઉપજ્યો જે વૈરાગ્ય તેમાંજ છે જેમ દીવાનો અગ્નિ તેને વાયુ લાગે ત્યારે ઓલાઇ જાય અને વડવાનલ અગ્નિ તથા મેઘમાં જે વિજળીનો અગ્નિ તે જળમાં રહ્યો છે પણ તે જળનો પરાભવ એને થાતો નથી પ્રજ્વલીત થકો રહે છે તેમ જ્ઞાનાંશ વિનાનો જે વૈરાગ્ય તેને વિષયનો સંબંધ થાય ત્યારે એ વૈરાગ્ય ટકે નહિ અને જ્ઞાનાંશે કરીને થયો જે વૈરાગ્ય તેને વિષયનો સંબંધ થાય તોપણ એ વૈરાગ્ય ક્ષીણ ન પડે. વડવાનલ અગ્નિની પેઠે પ્રજ્વલીત થકો વર્તે છે. અને એવો જે જ્ઞાનાંશ તેની કોઈ રીતે કરીને તમારા મનમાં આંટી પડી જાય તે સારૂ અમે નિરંતર વાર્તા કરીએ છીએ કેમજે કોઇક વાર્તાની ચુંક લાગે તો એવી આંટી પડી જાય. ગ. છે. ૨૪

જેમ અગ્નિની મોટી જ્વાળા હોય ને જો ઉપરથી

જળ વરસે તો તત્કાળ ઓલાઇ જાય અને વિજળીના અગ્નિનો તો થોડાક ઝબકારો થાતો હોય પણ તે અગ્નિ મેઘની ઘટામાં રહે છે તોપણ ઓલાતો નથી. તેમ સમજ્યા વિના ગમે તેટલો વૈરાગ્ય હોય અથવા ભગવાનમાં પ્રીતિ હોય તોપણ અગ્નિની જ્વાળાની પેઠે કુસંગરૂપી જળે કરીને સર્વે નાશ થઇ જાય છે અને સમજીને જે વૈરાગ્ય ને પ્રીતિ હોય તે તો વિજળીના અગ્નિ જેવી છે તે થોડી હોય તોપણ નાશ પામે. સા. ૧૮

**વૈરાગ્ય નિષ્ટાનાં લક્ષણ**

જેને વૈરાગ્ય નિષ્ટા પ્રધાન હોય તેને તો એક ભગવાનની મૂર્તિ વિના જે સર્વે માયિક પદાર્થ માત્ર તેને વિષે નિરંતર અરૂચી વર્તે અને અસત્યરૂપ જાણીને પોતે મળની પેઠે ત્યાગ કર્યાં જે ગૃહ કુટુંબી આદિક પદાર્થ તેની નિરંતર વિસ્મૃતિ વર્તે અને તે ભક્ત જે તે ત્યાગી એવા જે ભગવાનના ભક્ત તેના સમાગમનેજ કરે અને ભગવાનની ભક્તિ કરે તે પણ પોતાના ત્યાગમાં વિરોધ ન આવે તેવી રીતે કરે અને ત્યાગ છે પ્રધાનપણે જેમાં એવી વાર્તાને પોતે કરે અને ત્યાગને પ્રતિપાદન કરનારૂં જે શાસ્ત્ર તેને વિષે રૂચીવાળો હોય અને પોતાના ત્યાગને વિષે વિરોધ કરનારાં જે સ્વાદુ ભોજન ને સદ્વસ્ત્રાદિક પંચવિષય સંબંધી માયિક પદાર્થ માત્ર તેને પામવાને વિષે અતિશય અરૂચી વર્તે. ગ. પ્ર. ૪૭

## ઉત્તમ મધ્યમ ને કનિષ્ટ વૈરાગ્યનાં લક્ષણ

ઉત્તમ વૈરાગ્ય જેને હોય તે પરમેશ્વરની આજ્ઞાએ કરીને અથવા પોતાના પ્રારબ્ધ કર્મવશે કરીને વ્યવહારમ રહે પણ તે વ્યવહારમાં જનક રાજાની પેઠે લેપાય નહિ અને શબ્દ સ્પર્શ રૂપ રસ ને ગંધ એ પાંચ પ્રકારના જ ઉત્તમ વિષય તે પોતાના પ્રારબ્ધ અનુસારે પ્રાપ્ત થાય તે ભોગવે પણ પ્રીતિએ રહિત ઉદાસ થકો ભોગવે અને ત વિષય એને લેપી શકે નહિ ને તેનો ત્યાગ મોળો ન પ અને તે વિષયને વિષે નિરંતર દોષને દેખતો રહે ને વિષય શત્રુ જેવા જાણે અને સંત, સતશાસ્ત્ર ને ભગવાનની સેવ તેનો નિરંતર સંગ રાખે અને દેશ કાળ સંગ આદિક જ કઠણ આવી પડે તોપણ એની જે એવી સમજણ તે મોળ પડે નહિ તેને ઉત્તમ વૈરાગ્યવાળો કહીએ. ગ. પ્ર.

જે ઉત્તમ વૈરાગ્યવાળો હોય તેને તો જો કદાચિ એકાંતમાં સ્ત્રી આદિક પદાર્થનો યોગ થાય તોપણ એ ડ નહિ તેને ઉત્તમ વૈરાગ્યવાળો કહીએ. લો.

જેને મધ્યમ વૈરાગ્ય હોય તેપણ ઉત્તમ એવા જે પં પ્રકારના વિષય તેને ભોગવે પણ તેમાં આશક્ત ન થા ને જો દેશ, કાળ, સંગ કઠણ પ્રાપ્ત થાય તો વિષયને વિ બંધાઇ જાય ને વૈરાગ્ય મંદ પડી જાય તેને મધ્યમ વૈર ગ્યવાળો કહીએ. ગ. પ્ર.

જે **મધ્યમ** વૈરાગ્યવાળો હોય તે તો કદાચિત જો સ્ત્રીને ઉઘાડી થકી દેખી જાય તોય પણ જેમ પશુને ઉઘાડાં દેખીને ક્ષોભ થાતો નથી તેમ તેના મનમાં ક્ષોભ ન થાય ને તે સ્ત્રીના અંગમાં ચિત્ત ચોટી જાય નહિ તેને મધ્યમ વૈરાગ્યવાળો કહીએ. લો. ૧

જે **કનિષ્ટ** વૈરાગ્યવાળો હોય તેને સામાન્ય ને દોષે યુક્ત એવા પંચવિષય જો પ્રાપ્ત થાય ને તેને ભોગવે તો તેમાં ન બંધાય અને જો સારા પંચવિષય પ્રાપ્ત થાય ને તેને ભોગવે તો તેમાં બંધાઈ જાય તેને મંદ વૈરાગ્યવાળો કહીએ. ગ. પ્ર. ૨

કનિષ્ટ વૈરાગ્યવાળો જે હોય તે તો ધર્મશાસ્ત્રમાં કહ્યા જે સ્ત્રીના ત્યાગ સંબંધી નિયમ તેમાં સારી પેઠે વર્તે ત્યાં સુધી તો એને ઠીક રહે પણ જો કોઇ સ્ત્રીના અંગને દેખી જાય તો તે અંગમાં એનું ચિત્ત ચોટી જાય ને એનું ઠેકાણું ન રહે તેને કનિષ્ટ વૈરાગ્યવાળો કહીએ. લો. ૧

## વૈરાગ્યવાનને અખંડ કરવાનો વિચાર

અંતરમાં અમારે અખંડ વિચાર એવો રહે છે. જેમ મનુષ્યને મુવાટાણે પથારી ઉપર સુવાડયો હોય ત્યારે તે મનુષ્યમાંથી સૌને પોતાના સ્વાર્થની વાસના ટળી જાય છે અને તે મરનારાને પણ સંસાર થકી મન ઉદાસ થઇ જાય છે તેમનું તેમ અમારે પોતાની દેહનું અને બીજાની દેહનું

અંતઅવસ્થા જેવું સદા વર્તે છે. અને જેટલું માયિક પદાર્થ માત્ર છે તે સર્વે નાશવંત ને તુચ્છ સરખું જણાયા કરે છે પણ એમ વિકિત નથી જણાતી જે આ સારૂં પદાર્થ છે ને આ ભુડુ પદાર્થ છે, જેટલાં માયિક પદાર્થ માત્ર છે તે તો સર્વે એક સરખાં જણાય છે જેમ કાખના મુવાળા છે તેમાં સારો કીયો? ને નરસો કીયો? તે તો સારો નરસો સો એક પાડમાં છે તેમ માયિક પદાર્થ પણ સર્વ સરખા છે અને કાંઇક સારૂં નરસું જે કહીએ છીએ તે તો ભગવાનના ભક્તને સારૂં લગાડવાને અર્થે કહીએ છીએ જે આ સારૂં ભોજન છે, આ સારૂં વસ્ત્ર છે, આ સારૂં ઘરેણું છે, આ સારૂં ઘર છે, આ સારૂં ઘોડું છે, આ સારા પુષ્પ છે તે ભક્તને સારૂં લાગે તે સારૂ કહીએ છીએ અને અમારી સર્વ ક્રિયા છે તે ભગવાનના ભક્તને અર્થે છે પણ પોતાના સુખને અર્થે એકેય ક્રિયા નથી અને ભગવાનની ભક્તિ જાણીને જે જે ક્રિયા કરીએ છીએ તે થાય છે પણ ભગવાનની ભક્તિ વિના તો અમે સર્વ પદાર્થમાંથી ઉદાસી છીએ જેમ કોઇક મોટો રાજા હોય ને તેને એકજ દિકરો હોય અને તે રાજા સાઠ સીત્તેર વર્ષનો થાય ને પછી તેનો દિકરો મરી જાય ત્યારે તે રાજાનું મન સર્વ પદાર્થમાંથી ઉદાસ થઈ જાય. તેમ અમારે પણ ખાતાં પીતાં ઘોડે ચઢતાં રાજી કુરાજીપણામાં સર્વ કાળે મન ઉદાસીજ રહે છે. ગ. મ. ૫૫

## વૈરાગ્યવાન ને ધર્મવાળો કોને જાણવો

જેણે સર્વ ઇંદ્રિયોને જીતીને વશ કર્યાં હોય તેનેજ વૈરાગ્યવાન ને ધર્મવાળો જાણવો પણ જેનાં ઇંદ્રિયો વશ ન થયાં હોય તેને વૈરાગ્યવાન ને ધર્મવાળો ન જાણવો અને જે વૈરાગ્યવાન ને ધર્મવાળો હોય તેને તો સર્વ ઇંદ્રિયો નિયમમાં હોય અને તે સદાય સુખીયો હોય. ગ. છે. ૯

## વૈરાગ્યનું ફળ

વૈરાગ્યે કરીને તો ભગવાનની મૂર્તિ વિના બીજા માયિક આકાર માત્ર ખોટા થઈ જાય છે. ગ. છે. ૧

આત્મજ્ઞાન ને પરમાત્માનું જ્ઞાન તેમાંથી જે વૈરાગ્ય પ્રગટે તે વૈરાગ્યે કરીને સર્વ વિષય સુખની નિવૃત્તિ થઇ જાય છે અને જેણે એવી રીતે સમજીને વિષય સુખનો ત્યાગ કર્યો તેને પાછી વિષયમાં પ્રીતિ થાયજ નહિ ને તેનુંજ મન જીતાણું કહેવાય છે. સા. ૧

જે દ્રઢ વૈરાગ્યવાળો હોય છે તે પરમપદને પામે છે. કા. ૭

## વૈરાગ્ય ન હોય તેને ન્યૂનતા

જો માયિક પદાર્થને વિષે વૈરાગ્ય ન રાખે ને ભગવાનના સ્વરૂપથી જુદા પડે તો શિવ બ્રહ્મા ને નારદાદિક એ જેવા સમર્થ મુક્ત હોય તેપણ માયિક પદાર્થમાં તણાઇ જાય છે તેટલા માટે ભગવાનને મૂકીને માયિક

પદાર્થનો સંગ કરે તો જરૂર તેમાં જીવની વૃત્તિ ચોંટી જાય તે સારૂ પરમેશ્વરના ભક્તને પરમેશ્વર વિના બીજે કોઈ ઠેકાણે પ્રીતિ રાખવી નહિ. ગ. પ્ર. ૩૪

જેને વૈરાગ્યની દુર્બળતા હોય તેને ભગવાનના ભજનમાં અંતરાય કરે એવા સ્વભાવ ટાળ્યાની શ્રદ્ધા હોય તોય સ્વભાવ ટળે નહિ જેમ દરિદ્રી હોય તે ઘણાં સારાં સારાં ભોજન ને સારાં સારાં વસ્ત્રને ઇચ્છે પણ તે કયાંથી મળે તેમ વૈરાગ્યહિન હોય તેના હૃદયમાં ઇચ્છા તો હોય પણ સાધુતાના ગુણ આવવા ઘણા દુર્લભ છે.

ગ. મ. ૭

વૈરાગ્ય ન હોય તો જ્યારે મન ગમતું પદાર્થ મળે ત્યારે જેમ ભગવાનમાં પ્રીતિ કરે છે તેમ બીજા પદાર્થમાં પણ ભગવાનના જેવી પ્રીતિ થઈ જાય. ગ. છે. ૧

આ સત્સંગમાં પોતાના આત્યંતિક કલ્યાણને ઇચ્છતો એવો જે ભક્ત જન તેને શ્રીહરિને વિષે પ્રીતિ ને આત્મનિષ્ટા એ બેય હોય પણ જો દ્રઢ વૈરાગ્ય ન હોય તો માસિક પંચ વિષયને વિષે આશક્તિએ કરીને તે પ્રીતિ ને આત્મનિષ્ટા તેની સિદ્ધિ થાતી નથી. ગ. પ્ર. ૧૯

### કેવળ વૈરાગ્યવાળાને ન્યૂનતા

વૈરાગ્ય તો હોય તોપણ જો પ્રીતિ ને આત્મનિષ્ટા ન હોય તો શ્રીહરિના સ્વરૂપ સંબંધી જે પરમ આનંદ તેની પ્રાપ્તિ થાતી નથી. ગ. પ્ર. ૧૯

જેમ બહુ પ્રકારનાં ભોજન ને બહુ પ્રકારનાં વ્યંજન કર્યાં હોય ને તેમાં જો એક લવણ ન હોય તો તે સર્વે નકારાં થઇ જાય છે તેમ ભગવાનની ભક્તિ વિના એકલું જે બ્રહ્મજ્ઞાન છે તથા વૈરાગ્ય છે તે તો નકારૂંજ છે ને સદા અકલ્યાણકારીજ છે. ગ. મ. ૬૫

## કયો વૈરાગ્ય નાશ પામે છે

સમજ્યા વિના ગમે તેટલો વૈરાગ્ય હોય અથવા ભગવાનમાં પ્રીતિ હોય તોપણ અગ્નિની જ્વાળાની પેઠે કુસંગરૂપી જળે કરીને સર્વે નાશ થઇ જાય છે. સા. ૧૮

જેને ચટકી લાગીને થોડા દિવસ કેડે ટળી જાતો હોય તેને તો એ ચટકીનો વૈરાગ્ય અતિશય ખુવાર કરે કેમજે જ્યારે ચટકી લાગે ત્યારે ઘર મૂકીને જાતો રહે પછી ભેખ લીધા કેડે જે ચટકી લાગી હોય તે ઉતરી જાય અને પછવાડે ઘર તો ધુળધાણી થઈ ગયું હોય પછી જેમ ધોબીનો કુતરો વાટનો નહિ ને ઘાટનો નહિ તેમ તે પુરૂષ ઉભય ભ્રષ્ટ થાય છે. કા. ૭

## વૈરાગ્યવાનને પણ પદાર્થ સ્ફુરે છે

વૈરાગ્યવાન હોય તેના ચિત્તમાં પણ જે સમયે જે પદાર્થ આવ્યું તે સહેજે સ્ફુરી આવે છે માટે વૈરાગ્ય અવૈરાગ્યનું કાંઇ કારણ નથી એતો ચિત્તનો સ્વભાવજ એવો છે જે ભલું અથવા ભુંડું સાંભળ્યું તેને ચિંતવે અને જ્યારે

જે પદાર્થનું ચિંતવન કરે ત્યારે તે પદાર્થ જેમ દર્પણમાં દેખાઇ આવે તેમ દેખાઈ આવે છે. માટે એમ જાણવું જે હું તો એ ચિત્ત થકી જુદો છું અને હું તો એનો જોનારો છું એમ જાણીને ચિત્તના સારા ભૂંડા ઘાટે કરીને ગ્લાની પામવી નહિ પોતાને ચિત્ત થકી જુદો જાણીને ભગવાનનું ભજન કરવું અને સદાય આનંદમાં રહેવું. ગ. મ. ૬

**વૈરાગ્ય હોય તે ક્યારે કળાય**

જેનો જેટલો વૈરાગ્ય હોય ને જેને જેટલી સમજણ હોય તેતો જ્યારે કોઇક વિષય ભોગની પ્રાપ્તિ થાય અથવા જ્યારે કોઈક આપત્કાળ આવી પડે ત્યારે કળાય પણ તે વિના કળાય નહિ અને ઝાઝી સંપત્ કે આપત્ આવે એની વાત શી રહેવી ? પણ આ દાદાખાચરને થોડુંજ આપત્કાળ જેવું આવ્યું હતું તેમાં પણ જેનું અંતઃકરણ જેવું હશે તેવું સૌને જણાણું હશે. ગ. પ્ર. ૭૪

**મંદ વૈરાગ્યવાળાને કેમ વર્તવું**

મંદ વૈરાગ્યવાળાને ત્યાગ કરવો એ ઠીક નથી ત્યાગ તો તીવ્ર વૈરાગ્યવાળાને કરવો તે ઠીક છે. અને મંદ વૈરાગ્યવાળો ત્યાગ કરે તો એનો ત્યાગ દેહ પર્યંત નભે નહિ વર્ષે બે વર્ષે દસ વર્ષે તેના ત્યાગમાં વિઘ્ન જરૂર પડે.

પોતાને વિચારે તથા કોઇ રીતે તીવ્ર વૈરાગ્ય થાય નહિ. અને જો ધર્મ જ્ઞાન વૈરાગ્ય ભક્તિ એ ચારે ગુણે કરીને સંપન્ન એવા જે મોટા સાધુ તેની સાથે એને

અતિશય હેત થાય જેમ ભગવાન સાથે હેત થાય છે ત્યારે તો તે જુએ સાંભળે બોલે ઇત્યાદિક જેજે ક્રિયાને કરે તે પોતાને જે મોટા સંત સાથે હેત છે તેની મરજી પ્રમાણેજ કરે પણ તેની મરજી ન હોય તેવી કોઇ ક્રિયા કરે નહિ અને તે સંતની મરજીથી બહાર વર્ત્યામાં તેના મનને વિષે નિરંતર ભય વર્તે જે જો હું એમની મરજી પ્રમાણે નહિ વર્તું તો એ મારી સાથે હેત નહિ રાખે તે સરૂ નિરંતર તેની મરજી પ્રમાણે વર્તે માટે જો એવું સંત સાથે હેત થયું હોય તો વૈરાગ્ય ન હોય તોપણ એનો ત્યાગ પાર પડે.

અને જુઓને આપણા સત્સંગમાં બાઇ ભાઇ પરમ હંસ એ સર્વને અમારી ઉપર હેત છે તો મોટેરી એ ત્રણ બાઇયું છે તે બરોબર બીજી સર્વે બાઇયું વર્તમાન પાળે છે કેમજે એ મનમાં એમ જાણે છે જે જો અમે ખબડદાર થઇને વર્તમાન નહિ પાળીએ તો મહારાજનું હેત અમારી ઉપર નહિ રહે ને કુરાજી થાશે તથા પરમહંસમાં પણ એમ છે તથા બીજા જે સત્સંગી તથા બ્રહ્મચારી તથા પાળા એ સર્વેમાં પણ એમ છે તથા દેશ દેશના હરિભક્ત બાઇ ભાઇ છેટે રહ્યા છે તેપણ વર્તમાનમાં ખબડદાર વર્તે છે ને એમ જાણે છે જે જો આપણ સારી પેઠે નહિ વર્તીએ તો મહારાજ કુરાજી થાશે માટે અમારે વિષે હેતે કરીને બંધાણા થકા સર્વ ધર્મમાં દ્રઢપણે વર્તે છે પણ વૈરાગ્ય તો કોઇકને થોડા હશે ને કોઇકને ઝાઝો હશે તેનો કાંઇ મેળ છે નહિ.

અને અમે પંચાળામાં મોરે માંદા થયા હતા ને તેમાંથી જો કાંઇક થયું હોત તો જેમ હમણાં સર્વની વૃત્તિયું છે તેવી ન રહેત ત્યારે તો જે તીવ્ર વૈરાગ્યવાળા હોય તે ધર્મમાં રહે તથા તેની સાથે જેણે પોતાના જીવને હેતે કરીને બાંધી રાખ્યો હોય તે ધર્મમાં રહે તથા જે સત્સંગનો યોગ રાખે :ને ભગવાનને અંતર્યામી જાણીને પોત પોતાના નિયમ કહ્યા છે તે પ્રમાણે વર્તે તો ધર્મમાં રહે અને એ વિના બીજાનું તો કાંઇ ઠીક રહે નહિ. ગ.છે.૨૯

મંદ વૈરાગ્યવાળાને તો નિયમમાં રહેવું એજ ઉગર્યાનો ઉપાય છે જેમ માંદો હોય તે કરી પાળીને ઔષધ ખાય તેજ નિરોગી થાય ગ. મ. ૧૬

વૈરાગ્યહિનને વિકાર ટાળ્યાનો ઉપાય

જે વૈરાગ્યહિન હોય તે તો કોઇ મોટા સંત હોય તેની અતિશય સેવા કરે અને પરમેશ્વરની આજ્ઞામાં જેમ કહે તેમ મંડ્યો રહે પછી પરમેશ્વર તેને કૃપાદ્રષ્ટીએ કરીને જુએ જે આ બિચારો વૈરાગ્ય રહિત છે તેને કામ ક્રોધાદિક બહુ પીડે છે માટે એના સર્વ વિકાર ટળો તો તત્કાળ ટળી જાય ને સાધને કરીને તો બહુ કાળ મહેનત કરતાં કરતાં આ જન્મે ટળે અથવા બીજે જન્મે ટળે અને તરત જે વિકાર માત્ર ટળે તે તો પરમેશ્વરની કૃપાએ કરીને ટળે. ગ. મ. ૭

સમાપ્ત.

# ૧૪ ભક્તિ.

## ભક્તિનું રૂપ

॥ श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पाद सेवनं अर्चनं वंदनं दास्यं सख्यमात्म निवेदनं ॥ એવી રીતે નવ પ્રકારે કરીને જે ભગવાનને ભજવા તેને ભક્તિ કહીએ.

ગ. પ્ર. ૪૦

ભક્તિની રીત તો એમ છે જે જ્યારે સમુદ્ર મંથન કર્યું ત્યારે સમુદ્રમાંથી લક્ષ્મીજી નિસર્યાં પછી લક્ષ્મીજીએ હાથમાં વરમાળા લઇને વિચાર કર્યો જે વરવા યોગ્ય કોણ છે તેને હું વરૂં પછી જ્યાં તપાસીને જોયું ત્યાં તો જેમાં રૂપ તેમાં રૂડા ગુણ નહિ ને જેમાં કાંઇક ગુણ તેમાં રૂપ નહિ એવી રીતે ઘણાકને વિષે મોટાં મોટાં કલંક દીઠાં પછી દેવતા માત્ર તથા દૈત્ય માત્ર તેને કલંકના ભર્યા દેખીને સર્વે ગુણે કરીને સંપૂર્ણ અને સર્વ દોષે રહિત ને સર્વ સુખના નિધાન એવા એક ભગવાનનેજ દીઠા ત્યારે લક્ષ્મીજીને ભગવાનને વિષે દ્રઢ ભક્તિ થઇ પછી અતિ પ્રેમે કરીને ભગવાનને વરમાળા પહેરાવી ને ભગવાનને વર્યાં માટે એવા કલ્યાણકારી ગુણને જે જાણવા ને પરમેશ્વરનો દ્રઢ આશરો કરવો તેનુંજ નામ ભક્તિ છે. અ. પ્ર. ૧૦

જીવુંના કલ્યાણને અર્થે ભગવાન મનુષ્ય જેવી મૂર્તિ ધરીને પૃથ્વીને વિષે વિચરે છે ત્યારે ભગવાન મનુષ્યના જેવાં પ્રાકૃત ચરિત્ર કરે તોપણ તેને વિષે જેને દિવ્યપણુંજ જણાય પણ કોઈ રીતે ભગવાનનાં તે ચરિત્રમાં અભાવ આવે નહિ એવી જેની બુદ્ધિ હોય તેને પરમેશ્વરની ભકિત કહેવાય. ગ. મ. ૧૦

ભગવાન ને ભગવાનના ભકતને અર્થે પ્રવૃત્તિ માર્ગમાં જોડાવું એનું નામજ ભકિત છે વર. ૧૭

## ભકિત ઉપજ્યાનો હેતુ

ભકિત એમ ઉપજે જે ભગવાનની વિભુતીયું છે તેને જાણે તે કેમ જાણે તો ખંડ ખંડ પ્રત્યે ભગવાનની મૂર્તિયું જે રહી છે તેનુ શ્રવણ કરે તથા ભગવાનનાં ગોલોક વૈકુંઠ બ્રહ્મપુર ને શ્વેતદિપાદિક ધામ છે તેને સાંભળે તથા જગતની ઉત્પત્તિ સ્થિતિ ને પ્રલયરૂપ જે ભગવાનની લીલા તેને મહાત્મ્યે સહિત સાંભળે તથા રામકૃષ્ણાદિક જે ભગવાનના અવતાર તેની જે કથાઉં તેને હેતે સહિત સાંભળે તો ભગવાનને વિષે ભકિત ઉપજે લો. ૯

વિશ્વની ઉત્પત્તિ સ્થિતિ ને પ્રલય તેને જો જાણે તો જીવને સંસારને વિષે વૈરાગ્ય થાય ને ભગવાનને વિષે ભક્તિ થાય છે. ગ. પ્ર. ૧૨

## ભક્તિનું પ્રતિપાદન

સાચા જ્ઞાની જે નારદ સનકાદિક શુકજી તે તો નિરંતર ભગવાનનું ધ્યાન નામરટન ને કીર્ત્તન તેને કરે છે અને શ્વેતદ્વિપને વિષે જે નિરન્ન મુક્ત છે તે તો બ્રહ્મરૂપ છે અને કાળના પણ કાળ છે તોપણ પરમેશ્વરનું ધ્યાન નામ રટણ કીર્ત્તન પુજન અર્ચન વંદન તેને કરતા રહે છે અને પોતે અક્ષર સ્વરૂપ છે તોપણ અક્ષરાતીત જે પુરૂષોત્તમ ભગવાન તેના દાસ થઇને વર્તે છે અને બદ્રિકાશ્રમને વિષે જે ઉદ્ધવ ને તનુરૂષિ આદિક મુની રહ્યા છે તેપણ તપ કરે છે ને નિરંતર ભગવાનની ભક્તિ કર્યા કરે છે. ગ. મ. ૧૮

ભગવાનની ભક્તિ વિના એકલું જે બ્રહ્મજ્ઞાન છે તથા વૈરાગ્ય છે તે તો નકારૂંજ છે ને સદા અકલ્યાણકારીજ છે એમ જાણીને શુકદેવજી બ્રહ્મસ્વરૂપ થયા હતા તોપણ શ્રીમદ્ ભાગવતને ભણતા હવા અને શ્રીકૃષ્ણ ભગવાનને વિષે દ્રઢ ભક્તિને કરતા હવા. ગ. મ. ૬૫

જેમ કોઇક વ્યવહારીક કામ હોય ને તે કામને અતિશય સિદ્ધ કરવું હોય ત્યારે સારા સારા માણસની સાઇદી કરવી તેમ આંઇ પણ એ સાઇદી છે જે શુકદેવજી બ્રહ્મસ્વરૂપ થયા હતા તોપણ અતિ પ્રીતિએ કરીને શ્રીમદ્ ભાગવત ભણ્યા અને આજ દિવસ સુધી પણ ભગવાનની ભક્તિનેજ કરે છે અને શૌનકાદિક અઠયાસી હજાર રૂષિ તે બ્રહ્મસ્વરૂપ છે

તોપણ સૂત પુરાણીના મુખથકી ભગવાનની કથાને સાંભળે છે એવી જાતનાં વચનની સાખ્ય ભક્તિની દ્રઢતાને અર્થે લેવી.
ગ. મ ૬૬

ભગવાનના ચરણ કમળની રજને બ્રહ્મા શિવ લક્ષ્મીજી રાધાજી નારદ શુક સનકાદિક નવ યોગેશ્વર એવા એવા મોટા છે તેપણ પોતાના મસ્તક ઉપર ચઢાવે છે ને માનને મૂકીને એ ભગવાનની નિરંતર ભક્તિ કર્યા કરે છે
ગ. છે. ૩૯

શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે જે ।। नैष्कर्म्य मप्यच्युत भाव वर्जितं नशोमते ज्ञानमलं निरंजनं ।। તથા ગીતામાં કહ્યું છે જે कर्मणोह्यपि बोद्धव्यं बोद्धव्यंच विकर्मणः अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः ।। અકર્મ જે જ્ઞાન તેને વિષે પણ જાણવું રહ્યું છે તે શું તો જે બ્રહ્મરૂપ થયો તેને પણ પરબ્રહ્મ પુરૂષોત્તમ તે જાણવા રહ્યા છે. અને જે બ્રહ્મરૂપ થયો તેનેજ પુરૂષોત્તમની ભક્તિનો અધિકાર છે તે ભક્તિ તે શું તો જેમ શ્વેતદ્વિપવાસી જે નિરન્નમુક્ત છે તે બ્રહ્મરૂપથકા ચંદન પુષ્પાદિક નાના પ્રકારની પૂજા સામગ્રીએ કરીને પરબ્રહ્મ જે વાસુદેવ તેને પૂજે છે તેમ એ પણ બ્રહ્મરૂપ થકો પ્રત્યક્ષ ભગવાનની ભક્તિ ચંદન પુષ્પ શ્રવણ મનનાદિકે કરીને કરે તે ભગવાનને ગીતામાં કહ્યું છે જે

ब्रह्मभूत प्रसन्नात्मा न शोचित न कांक्षित समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥ શ્લો. ૭

કંસ શિશુપાલ પુતના એ આદિક જે દૈત્ય તેમણે ભગવાનનો દ્રોહ કર્યો ને તેનું પણ ભક્તની પેઠે ભગવાને કલ્યાણ કર્યું તેનો શો અભિપ્રાય છે જે એ દૈત્યે વૈર બુદ્ધિએ કરીને પણ ભગવાનનું ચિંતવન કર્યું ત્યારે ભગવાને એમ જાણ્યું જે વૈરબુદ્ધિએ કરીને પણ એ દૈત્યે મારૂં ચિંતવન કર્યું ને મારા સંબંધને પામ્યા માટે મારે એનું કલ્યાણ કરવું એવી રીતે એને વિષે ભગવાનની દયાનું અધિકપણું જાણવું અને વળી એમ જાણવું જે એ વૈર-બુદ્ધિએ કરીને આશર્યા તેનું પણ ભગવાને કલ્યાણ કર્યું તો જે ભક્ત ભક્તિએ કરીને રાજી કરશે તેનું ભગવાન કેમ કલ્યાણ નહિ કરે ? કરશેજ. એવી રીતે ભગવાનની દયાનું અધિકપણું જણાવીને મનુષ્યને ભગવાનની ભક્તિમાં પ્રવર્તાવવા એવો અભિપ્રાય શાસ્ત્રના કરનારાનો છે પણ એમ નથી જે દૈત્યની પેઠે ભગવાનનું અણગમતું કરવું. માટે ભગવાનની ઉપર વૈરભાવ રાખીને જે ભગવાનનો દ્રોહ કરે ને અણગમતું કરે તેને તો દૈત્યજ જાણવા ને એ પક્ષ તો દૈત્યનો છે અને જેમ ભગવાનનું ગમતું હોય તે પ્રમા-ણેજ વર્તવું ને ભક્તિ કરવી ને ભગવાન ને ભગવાનના ભક્તને રાજી કરવા એવો ભગવાનના ભક્તનો પક્ષ

છે. ગ. છે. ૩૫

અમે (શ્રીહરિ) ગોલોકમાં ગયા ત્યાં ભગવાનના અનંત પાર્ષદ દીઠા તેમાં કેટલાક તો ભગવાનની સેવામાં રહ્યા છે તે તો સ્થીર સરખા જણાણા અને કેટલાક તો પરમેશ્વરનાં કીર્તન ગાય છે તે કીર્તન પણ મુકતાનંદ સ્વામી ને બ્રહ્માનંદ સ્વામીનાં ગાય છે અને તે કીર્તન ગાતા જાય ને ડોલતા જાય જેમ કેફે કરીને ગાંડા થયા હોય ને તે ડોલે ને ગાય તેમ કીર્તન ગાય ને ડોલે પછી અમે પણ એ ગાવતા હતા તે ભેળા જઇને ભળ્યા ને કીર્તન ગાવવા લાગ્યા તે ગાવતાં ગાવતાં એવો વિચાર થયો જે આવી જે પરમેશ્વરની પ્રેમ ભકિત અને આવી જે પરમેશ્વરની ઉપાસના તેનો ત્યાગ કરીને જે મિથ્યા જ્ઞાની થાય છે અને એમ જાણે છે જે અમેજ ભગવાન છીએ તે મહાદુષ્ટ છે. ગ. મ. ૧૯

શ્રીહરિને પાંચ વાર્તાનુ અનુસંધાન રહે છે તેમાં પાંચમુ એમ જે જો હું મારા મનને ઉદાસી કરવા લાગું તો કોણ જાણે કયાંય જાતું રહેવાય ને દેહ પડી જાય માટે એમ જાણીએ છીએ જે મનને ઉદાસી ન કરવું કેમજે ભલા અમારે યોગે કરીને આ સર્વે બાઇ ભાઇ પરમહંસ રાજીપે બેઠા ભગવદ્ ભકિત કરે છે તો એ ઠીક છે ને ભગવદ્ ભકિતને કરતા દેખીને મનમાં બહુ રાજીપો

થાય છે જે મરી તો સર્વેને જાવું છે પણ આવી રીતે ભકિત કરવી એજ જીવ્યાનો મોટો લાભ છે એમ નિરંતર અનુસંધાન રહે છે. ગ. છે. ૩૦

અમારો તો એજ ઇસક છે ને એજ સિદ્ધાંત છે જે તપે કરીને ભગવાનને રાજી કરવા ભગવાનને સર્વના કર્તા હર્તા જાણીને અને સ્વામી સેવકને ભાવે કરીને તે ભગવાનની ભકિત કરવી અને કોઈ રીતે તે ભગવાનની ઉપાસના ખંડન થવા દેવી નહિ માટે તમો પણ સર્વે આ અમારા વચનને પરમ સિદ્ધાંત કરી માનજો. કા. ૧૦

## ભકિતનું દુર્લભપણું ને ભકિત એજ પરમપદ છે

ભગવાન જે જે ચરિત્ર કરે તે સર્વને ગોપીયુંની પેઠે દિવ્ય જાણે પણ કોઈ રીતે પ્રાકૃત જાણીને અભાવ તો આવેજ નહિ એવી જે ભક્તિ તે તો મહા દુર્લભ છે. અને એક બે જન્મને સુકૃતે કરીને એવી ભક્તિ ન આવે એ તો અનેક જન્મના શુભ સંસ્કાર ભેળા થાય છે ત્યારે તેને ગોપીયુંના સરખી ભક્તિ ઉદય થાય છે. અને એવી ભક્તિ છે તેજ પરમપદ છે. ગ. મ. ૧૦

## ભક્તિ કોણે કરવી

જે શુકજી જેવા બ્રહ્મ સ્થિતિને પામ્યા હોય તેને પણ એ શ્રીકૃષ્ણ પરબ્રહ્મની ઉપાસના ભક્તિ કરવી ને

દશમમાં કહ્યાં જે શ્રીકૃષ્ણ ભગવાનનાં ચરિત્ર તે શુકજી જેવાને પણ ગાવવાં ને સાંભળવાં. ગ. મ. ૩૯

## ભક્તિ કેવી રીતે કરવી

ભગવાનનો ભક્ત હોય ને ભગવાનની કથા કીર્તન શ્રવણાદિક જે નવધા ભક્તિ તેને જો હરિભક્ત ઉપર ઇર્ષ્યાએ કરીને કરે તો તે ભક્તિએ કરીને ભગવાન અતિશય રાજી થતા નથી અને ઇર્ષ્યાનો ત્યાગ કરીને કેવળ પોતાના કલ્યાણને અર્થે ભક્તિ કરે પણ લોકને દેખાડ્યા સારૂ ન કરે તો તે ભક્તિએ કરીને ભગવાન પ્રસન્ન થાય છે માટે જેને ભગવાનને રાજી કરવા હોય તેને તો લોક રીઝાવવાને અર્થે તથા કોઇકની ઇર્ષ્યાએ કરીને ભક્તિ ન કરવી કેવળ પોતાના કલ્યાણને અર્થેજ કરવી. ગ. છે. ૬

અને શ્રધ્ધાએ કરીને ભક્તિ કરતો હોય ને બીજો કોઇક તેમાં ભક્તિ કરવા આવે ને તેની ઉપર ઇર્ષ્યા કરે તો તે અમને ન ગમે માટે શ્રદ્ધાએ સહિત ને ઇર્ષ્યાએ રહિત જે ભક્તિ કરે તે અમને અતિશય ગમે છે.

ગ. મ. ૫૨

જીવનો તો એવો સ્વભાવ છે જે જેમાં પોતાને માન જડે તેજ કરવું સારૂં લાગે પણ માન વિના એકલી તો ભગવાનની ભક્તિ પણ સારી લાગે નહિ. અને જેમ શ્વાન હોય તે સુકા હાડકાને એકાંતે લઇ જઇને કરડે પછી તેણે

ફરીને પોતાનું મોઢું છોલાય ને તે હાડકું લોહીયાળુ થાય તેને ચાટીને રાજી થાય છે પણ મૂર્ખ એમ નથી જાણતો જે મારાજ મોઢાનું લોહી છે તેમાં હું સ્વાદ માનું છુ તેમ ભગવાનનો ભકત હોય તોપણ માનરૂપી હાડકાને મૂકી શકતો નથી અને જે જે સાધન કરે છે તે માનને વશ થઇને કરે છે પણ કેવળ ભગવાનની ભકિત જાણીને ભગવાનની પ્રસન્નતાને અર્થે કરતો નથી. અને ભગવાનની ભકિત કરે છે તેમાં પણ માનનો સ્વાદ આવે છે ત્યાર કરે છે પણ કેવળ ભગવાનની પ્રસન્નતાને અર્થે નથી કરતો. અને માન વિના કેવળ ભગવાનની પ્રસન્નતાને અર્થે ભગવાનની ભકિત તો રતનજી તથા મીયાંજી જેવા કોઇકજ કરતા હશે પણ સર્વથી તો માનનો સ્વાદ મૂકી શકાતો નથી તે ઉપર તુલસીદાસજીની સાખી છે જે ॥ कनक तज्यो कामनी तज्यो तज्यो धातुको संग। तुळसी लघु भोजन करी जीवे मानके रंग ॥ માટે જેવો જીવને માનમાંથી સ્વાદ આવે છે તેવો તો કોઈ પદાર્થમાંથી આવતો નથી માટે માનને તજીને જે ભગવાનને ભજે તેને તો સર્વ હરિભકતમાં અતિશે મોટો જાણવો ગ. મ. ૪૧

ધર્માદિક (ધર્મ આત્મનિષ્ટા ને વૈરાગ્ય) અંગનું સહાયપણું ન હોય તો વિષમ દેશકાળાદિકે કરીને ભક્તિને વિષે જરૂર વિઘ્ન થાય:છે તે માટે ધર્માદિક અંગે સહિત

**ભક્તિ કરવી.** ગ. મ. ૩૨

**ભગવાનની ભક્તિમાંથી બે પ્રકારે જીવ પડે છે. એક** તો શુષ્ક વેદાંતના ગ્રંથને સાંભળીને બીજા આકારને ખોટા કરે તેમ શ્રીકૃષ્ણાદિક જે ભગવાનના આકાર તેને પણ ખોટા કરે એ શુષ્ક વેદાંતીને અતિ અજ્ઞાની જાણવા. અને બીજો જે એમ સમજતો હોય જે ભગવાનને ભજીએ તો ગોલોક ને વૈકુંઠલોકમાં સ્ત્રી ભોગ ખાનપાન આદિક જે પંચવિષયનાં સુખ તેને પામીએ. પછી તે સુખની આશક્તિએ કરીને ભગવાનને પણ ભૂલી જાય ને મૂળગો કુબુદ્ધિવાળો થઇને એમ સમજે જે એ સુખ ન હોય તો એ ધામમાં રાધિકા લક્ષ્મી આદિક સ્ત્રીયું ભેળે ભગવાન પણ રમે છે માટે એ સુખ પણ ખરૂ છે, પણ ભગવાનને પુર્ણકામ ને આત્મારામ ન સમજ અને એવી જે ભગવાનની ક્રિયાયું છે તે તો પોતાના ભક્તના સુખને અર્થે છે તે સારૂ જ્ઞાન વરાગ્યે સહિત ભગવાનની ભક્તિ કરવી. ગ. છે. ૨૮

**ભક્તિવાળાનાં લક્ષણ**

જેના હઇયામાં ભગવાનની ભક્તિ હોય તેને એવી વૃત્તિ રહે જે ભગવાન તથા સંત તે મુંને જે જે વચન કહેશે તેમજ મારે કરવું છે એમ તેના હઇયામાં હિંમત રહે અને આટલુ વચન મુંથી મનાશે ને આટલું નહિ મનાય એવું વચન તો ભુલે પણ ન કહે અને વળી

ભગવાનની મૂર્તિને હઈયામાં ધારવી તેમાં શુરવીરપણું રહે ને મૂર્તિ ધારતાં ધારતાં જો ન ધરાય તોપણ કાયર ન થાય ને નિત્ય નવી શ્રદ્ધા રાખે ને મૂર્તિ ધારતાં જ્યારે ભુંડા સંકલ્પ થાય ને તે હઠાવ્યા હઠે નહિ તો ભગવાનનો મોટો મહિમા સમજીને પોતાને પૂર્ણકામ માનીને તે સંકલ્પને ખોટા કરતો રહે ને ભગવાનના સ્વરૂપને હઇયામાં ધારતો રહે તે ધારતાં ધારતાં દશ વર્ષ થાય અથવા વીશ વર્ષ થાય અથવા પચવીશ વર્ષ થાય અથવા સો વર્ષ થાય તોપણ કાયર થઇને ભગવાનના સ્વરૂપને ધારવું તે મૂકી દે નહિ કેમજે શ્રીકૃષ્ણ ભગવાને ગીતામાં કહ્યું છે જે ॥ अनेक जन्म संसिद्धस्ततो यातिपरां गतिम् ॥ તે માટે એમને એમ ભગવાનને ધારતો રહે. ગ. પ્ર. ૧૫

ભક્તિવાળાનાં લક્ષણ આવાં હોય છે જે જ્યારે જીવુંના કલ્યાણને અર્થે ભગવાન મનુષ્ય જેવી મૂર્તિ ધરીને પૃથ્વીને વિષે વિચરે છે ત્યારે ભગવાન દિવ્ય ચરિત્ર કરે તે તો ભક્ત ને અભક્ત બેયને દિવ્ય જણાય પણ જ્યારે ભગવાન મનુષ્યના જેવાં પ્રાકૃત ચરિત્ર કરે તોપણ તેને વિષે જેને દિવ્યપણું જ જણાય પણ કોઇ રીતે ભગવાનનાં તે ચરિત્રમાં અભાવ આવે નહિ એવી જેની બુદ્ધિ હોય તેને પરમેશ્વરની ભક્તિ કહેવાય ને એવી ભક્તિ કરે તજ ભક્ત કહેવાય. ગ. મ. ૧૦

## ભક્તિવાળે કેમ વર્તવું

ઇંદ્રિયો અંતઃકરણ વિષય એ સર્વેનાં મૂળ જીવમાંથી જ્યાં સુધી ઉખાડી નાખ્યાં ન હોય ત્યાં સુધી એ ઇંદ્રિયો અંતઃકરણે કરીને ભગવાનનાં દર્શન સ્વર્શાદિકરૂપ જે કામ તે લેવું પણ એને પોતાના હેતુ ન માનવા વૈરી માનવા ને એનો ગુણ ન લેવો જે એ ભગવાનની ભક્તિને વિષે ઉપકાર કરે છે કેમજે નેત્રે કરીને ભગવાનનાં દર્શન થાય છે, શ્રવણે કરીને ભગવાનની કથા સંભળાય છે, ત્વચાએ કરીને ભગવાનનો સ્પર્શ થાય છે, નાસિકાએ કરીને ભગવાનની માળા ને તુળસીનો સુગંધ લેવાય છે, ને મુખે કરીને ભગવાનનાં કથાકીર્તન કહેવાય છે તથા જીંહ્વાએ કરીને ભગવાની પ્રસાદીનો રસ લેવાયછે ઇત્યાદિક ભગવાનની ભકિતને વિષે ઉપયોગી છે એમ સમજીને એનો ગુણ ન લેવો ને એનો વિશ્વાસ ન કરવો એને તો વૈરીજ જાણવાં કાંજે શું જાણીએ એ ભગવાનનાં દર્શન સ્પર્શાદિકે કરીને સુખ માનતાથકા સ્ત્રી આદિકના દર્શન સ્પર્શાદિકે કરીનેજ સુખ મનાવી દે તો ભુંડું થાય માટે એ પાંચ ઇંદ્રિયોરૂપ શત્રુને કેદમાં રાખીને ભગવાનની ભક્તિરૂપ કામ લેવું જેમ કોઈ રાજાએ પોતાના શત્રુને પકડયો હોય તેને બેડીમાં બાંધી રાખીને કામ કરાવે પણ છુટો મેલે નહિ ને વિશ્વાસ પણ કરે નહિ અને જો તેને છુટો મેલે ને વિશ્વાસ કરે તો તે

રાજાને તે વૈરી નિશ્ચય મારે તેમ જો ઇંદ્રિયોરૂપ વૈરીનો વિશ્વાસ કરે ને છુટા મુકે ને કેદમાં ન રાખે તો એને નિશ્ચય ભગવાનના માર્ગથકી પાડી નાખે છે માટે એનો વિશ્વાસ ન કરવો. અને વળી જેમ ઇંગ્રેજ કોઇ ગુનેગારને પકડે છે ત્યારે તેને પાંજરામાં ઉભો રાખીને પુછે છે પણ છુટો મુકતો નથી ને તેનો વિશ્વાસ કરતો નથી તેમ એ ઈંદ્રિયો અંતઃકરણને પાંચ વર્તમાનના નિયમરૂપ જે પાંજરૂં તથા બેડી તેમાં રાખીને ભગવાનની ભકિત કરાવવી. પણ એને વિષે ગુણ ન લેવો શત્રુભાવજ રાખવો અને જો એમને ભકિતમાં ઉપયોગી માનીને હેતુ માને ને એનો ગુણ લે તો ભગવાનનાં દર્શન સ્વર્શાદિકને વિષે સુખ મનાવતે થકે જો સ્રી આદિકને વિષે કાંઇક સુખ મનાવી દે તો એનું કર્યું કારવ્યું સર્વે વ્યર્થ થઇ જાય જેમ ઝાઝો દારૂનો ઢગલો હોય ને તેમાં એક અગ્નિનો તણખો પડયો હોય તો તે દારૂ સર્વે ભસ્મ થઈ જાય છે તેમ એનું કાંઇ ઠેકાણું રહેતુ નથી. પં. ૩

ભગવાનના ભક્તને સ્રી ધન દેહાભિમાન ને સ્વભાવ એ ચાર વાનામાં કાચ્યપ હોય .ને તે ભગવાનની ભક્તિ કરતો હોય તોપણ એની ભક્તિનો વિશ્વાસ નહિ, એની ભક્તિમાં જરૂર વિઘ્ન આવે કેમજે કયારેક એને સ્રીધનનો યોગ થાય તો ભક્તિનો ઠા રહે નહિ ને તેમાં આશક્ત થઇ

જાય તથા દેહાધ્યાસ હોય તો જ્યારે દેહમાં રોગાદિક કષ્ટ પ્રાપ્ત થાય તથા અન્નવસ્ત્રાદિક ન મળે અથવા કોઇક કઠણ વર્તમાન પાળવાની આજ્ઞા થાય ત્યારે પણ તેને ભક્તિમાં ભંગ થાય ને વિકલ થઈ જાય ને કાંઇ વિચાર ન રહે ને ચાળા ચુંથવા લાગે તથા કોઇક રીતનો સ્વભાવ હોય તેને સંત ટોકવા માંડે ને તે સ્વભાવ પ્રમાણે વર્તવા ન દે ને બીજી રીતે વર્તાવે ત્યારે પણ એ મુંઝાય ને એને સંતના સમાજમાં રહેવાય નહિ ત્યારે ભક્તિ તે કયાંથીજ રહે માટે જેને દ્રઢ ભક્તિ ઇચ્છવી હોય તેને ( **સ્ત્રી ધન દેહાભિમાન ને સ્વભાવ** ) **એ ચાર વાનામાં કાચ્યપ રાખવી નહિ** ને એ ચારની કાચ્યપ હોય તોપણ સમજીને ધીરી ધીરે ત્યાગ કરવી તો વાસુદેવ ભગવાનની નિશ્ચલ ભક્તિ થાય. આ વાર્તા તે આમજ છે પણ એમાં કાંઇ સંશય નથી. ગ. છે. ૩૩

અને એવી રીતે (ધર્મ આત્મનિષ્ટા ને વૈરાગ્ય એ અંગે સહિત) ભક્તિને કરતો જે ભક્ત તેને પણ જો ભુંડા દેશ કાળ ને ક્રિયા ને સંગ છે તેને વિષે પ્રવર્તાય તો ભગવાનનો ભક્ત હોય તેનું પણ અંતર ડોળાઇ જાય ને તેના સ્વભાવનો ઠા ન રહે માટે ભુંડો દેશ ભુંડો કાળ ને ભુંડી ક્રિયા ને ભુંડો સંગ તેનો ત્યાગ કરીને રૂડો કાળ ને રૂડો સંગ ને રૂડી ક્રિયા તેને વિષે સદા પ્રવર્તવું પણ ભુંડા દેશાદિકનો

સંગ કરવો નહિ. ગ. મ. ૩૨

અમારા મુની મંડળમાં જે મોટા મોટા સંત છે તેને એમ વર્તે છે જે પોતાના હૃદયને વિષે જે જાણપણુ છે તે ભગવાનના ધામનો દરવાજો છે તે દરવાજા ઉપર સર્વે સંત ઉભા છે જેમ રાજાના ચાકર છે તે રાજાના ઘરને દરવાજે ઉભા રહ્યા થકા કોઇ ચોર ચકારને રાજા પાસે જવા દેતા નથી. અને તે રાજાના ચાકરને એમ હિમત રહે છે જે કોઇ રાજા પાસે વિઘ્ન કરવા જાય તો તેના કટકા કરી નાખીએ પણ કોઇ રીતે રાજા સુધી પુગવા દઇએ નહિ એવી રીતે હિમત સહિત ઢાલ તરવાર બાંધીને ઉભા રહે છે તેમ આ સર્વે સંત છે તે જાણપણારૂપ જે ભગવાનના ધામનો દરવાજો ત્યાં ઉભા રહે છે અને એ જાણપણાને માંહિ જે અક્ષરધામ તેમાં ભગવાન છે તેનાં દર્શન કરે છે અને તે ભગવાન ભેળું પોતાના હૃદયના વિષે ધન સ્ત્રી આદિક જે માયિક પદાર્થ તેને પેસવા દેતા નથી અને કોઇ જોરે કરીને માયિક પદાર્થ હૃદયમાં પેસવા આવે તો તેનો નાશ કરી નાંખે છે પણ કોઇ રીતે જે ઠેકાણે ભગવાનને હૃદયમાં ધાર્યા છે તે ઠેકાણે પેસવા દેતા નથી અને શૂરવીરની પેઠે સાવધાન થકા ઉભા રહે છે અને હાણ, વૃદ્ધિ સુખ, દુઃખ, માન, અપમાન આદિક અનંત જાતનાં વિઘ્ન આવે તેણે કરીને પોતાના મુકામથી ડગતા નથી ત્યારે કોઇ

આશંકા કરે જે ત્યાંથી ડગતા નથી ત્યારે દેહની ક્રિયા જે ખાનપાનાદિક તેને કેમ કરતા હશે? તો તે દૃષ્ટાંતે કરીને કહીએ છીએ જે જેમ પાણિઆરી હોય તે કુવા ઉપર જળ સિંચવા જાય છે ત્યારે કુવાને કાંઠા ઉપર પગ મૂકયો હોય તેની પણ સુરત રાખે છે જે રખે કુવામાં પડી જાઉં અને બીજી વૃત્તિએ કરીને કુવામાંથી પાણી સિંચે છે વળી બીજું દૃષ્ટાંત-જેમ કોઇ પુરૂષ ઘોડે ચઢયો હોય ત્યારે ઘોડાના પેગડામાં પગ હોય ત્યાં પણ સુરત રાખે અને ઘોડની લગામ પકડી હોય ત્યાં પણ સુરત રાખે અને દોડતાં થકાં વાટમાં ઝાડ આવે ખાડો આવે પથરો આવે ત્યાં પણ સુરત રાખે એવી રીતે આ સર્વે સાધુ છે તે અંતર સન્મુખ દ્રષ્ટિ રાખીને ભગવાનની સેવામાં પણ રહે છે ને દેહની ક્રિયા પણ કરે છે ને પોતની સ્થિતિમાંથી ડગતા નથી તેમ તમારે સર્વેને પણ એવી રીતે અંતર સન્મુખ દ્રષ્ટિ રાખીને નિરંતર ભગવાનની સેવામાં રહેવું અને ભગવાન વિના બીજાં પદાર્થ વહાલાં થાવા દેવાં નહિ એ વાતની અતિશય સાવધાની રાખવી. અને જેમ રાજાનો ચાકર છે તે રાજા પાસે ગાફલ થઇને ઉભો હોય તો રાજા પાસે ચોર ચાકર જઇ પુગે ત્યારે એ ચાકરની ચાકરી ખોટી થાય તેમ હરિભક્તને પણ ભગવાન વિના બીજા પદાર્થમાં પ્રીતિ થઇ જાય તો ઠેકાણે પોતાના હૃદયને વિષે જાણપણામાં ભગવાન રહ્યા

છે તે ઠેકાણે ધન સ્ત્રી આદિક બીજાં પદાર્થ પણ પેસી જાય ત્યારે એની ભક્તિ ખોટી થઇ જાય માટે પોતાની ભક્તિને નિર્વિઘ્ન રાખીને જે પરમેશ્વરના ચરણારવિંદને પામવાને ઇચ્છે તેને જાણપણારૂપ જે ભગવાનના ધામનો દરવાજો તેને વિષે સાવધાન થઇને રહેવું અને ભગવાન વિના બીજાં પદાર્થ ત્યાં સ દેવાં નહિ. ગ. છે. ૯

જેમ જેમ ભગવાન આત કસણી દેતા જાય તેમ તેમ અતિ રાજી થવું પણ કોઇ રીતે દુઃખ દેખીને અથવા દેહના સુખ સારૂ પાછો પગ ભરવો નહિ. ગ. પ્ર. ૬૧

## ભાગવત ધર્મને ભક્તિ એકજ છે

ધર્મ તો બે પ્રકારનો છે એક નિવૃત્તિ ધર્મ છે ને બીજો પ્રવૃત્તિ ધર્મ છે તે એ બે પ્રકારનો ધર્મ તે ભગવાનના સંબંધે સહિત છે ને ભગવાનના સબંધે રહિત પણ છે તેમાં ભગવાનના સંબધે સહિત જે ધર્મ છે તે તો નારદ, સનકાદિક, શુકજી, ધ્રુવ, પ્રલ્હાદ, અ બરીશ એ આદિક જેભકતજન તેનો છે અને એ ધર્મનેજ ભાગવત ધર્મ કહે છે તથા એકાંતિક ધર્મ કહે છે ને તે ધર્મ ને ભકિત તો બે નથી એકજ છે. અને જે ધર્મ સ્થાપનને અર્થે ભગવાનના અવતાર થાય છે તે પણ એજ ધર્મના સ્થાપનને અર્થે થાય છે.

ગ. છે. ૨૧

## ભાગવત ધર્મનિષ્ઠાવાળાનાં લક્ષણ

જેને ભાગવત ધર્મનિષ્ઠા પ્રધાન હોય તે તો અહિંસા બ્રહ્મચર્યાદિકરૂપ જે પોતાનો વર્ણાશ્રમ સંબંધી સદાચાર તેણે યુકત થકો નિર્દંભપણે કરીને ભગવાનને ભગવાનના ભકતની સેવા ચાકરી કરવી તેને વિષે પ્રીતિએ યુક્ત વર્તે અને તે ભકતને ભગવાનનાં મંદિર કરવાં તથા ભગવાનને અર્થે બાગ બગીચા કરવા તેને વિષે રૂચી વર્તે તથા ભગવાનને નાના પ્રકારનાં નૈવદ્ય ધરવાં તેમાં રૂચી વર્તે અને ભગવાનનાં મંદિરમાં તથા સંતની જાયગામાં લિંપવું તથા વાળવું તેને વિષે રૂચી વર્તે અને ભગવાનની શ્રવણ કીર્તનાદિક જે ભકિત તેને નિર્દંભપણે કરે અને તે ધર્મનિષ્ઠાવાળા ભકતને ભાગવત ધર્મે યુક્ત એવું જે શાસ્ત્ર તેના શ્રવણ કીર્તનાદિકને વિષે અતિશય રૂચી વર્તે.

ગ. પ્ર. ૪૭

## ભાગવત ધર્મનું પોષણ કેમ થાય

સ્વધર્મ જ્ઞાન વૈરાગ્ય ને મહાત્મ્ય જ્ઞાન તેણે સહિત જે ભગવાનની ભકિત તેણે યુક્ત એવા જે ભગવાનના એકાંતિક સાધુ તેના પ્રસંગ થકી ભાગવત ધર્મનું પોષણ થાય છે.

ગ. પ્ર. ૫૪

## ભકિત વૃદ્ધિ કેમ પામે

મોટા પુરૂષનો જેમ જેમ ગુણ ગ્રહણ કરતો જાય તેમ તેમ એની ભકિત વૃદ્ધિ પામતી જાય ગ. પ્ર. ૫૮

## ભકિત અચળ કેમ રહે

અનિરૂધ્ધ પ્રદ્યુમ્ન સંકર્ષણ ને વાસુદેવ એ જે ચતુર્વ્યુહ તથા કેશવાદિક જે ચોવીસ મૂર્તિયું તથા વારાહાદિક અવતાર એ સર્વેના કારણ એવા જે પ્રત્યક્ષ શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ ભગવાન તેનો મહિમા અતિશયપણે કરીને સમજે તો તેને ભગવાનની શ્રવણાદિક જે નવધા ભકિત તે અચલ રહે. ગ. પ્ર. ૭૮

## ભક્તિનિષ્ટાનાં લક્ષણ (પ્રેમલક્ષણા)

જેને ભકિતનિષ્ટા પ્રધાન હોય તેને તો એક ભગવાનના સ્વરૂપનેવિષેજ અતિશય દ્રઢ પ્રીતિ વર્તે ને તે ભગવાનના સ્વરૂપથી અન્ય એવાં જે માયિક પદાર્થ તેને વિષે પોતાના મનની વૃત્તિને ધારી શકે નહિ અને પ્રેમે કરીને ભગવાનને વસ્ત્ર અલંકારનું ધારણ કરે અને તે ભકતને ભગવાનનાં જે મનુષ્ય ચરિત્ર તેના શ્રવણને વિષે અતિશય રૂચી વર્તે તથા ભગવાનની મૂર્તિના નિરૂપણને કરનારૂં જે શાસ્ત્ર તેને વિષે અતિશય રૂચી વર્તે અને જે ભકતને ભગવાનને વિષે પ્રેમને દેખે તે ભકતને વિષેજ તેને પ્રીતિ થાય

ને તે વિના તો પોતાના પુત્રાદિકને વિષે પણ ક્યારેય પ્રીતિ ન થાય. અને તે ભક્તને ભગવાન સંબંધી ક્રિયાને વિષેજ નિરંતર પ્રવૃત્તિ હોય. ગ. પ્ર. ૪૭

### એકાંતિકની ભક્તિનાં લક્ષણ

સ્થુલ સૂક્ષ્મ ને કારણ એ ત્રણ દેહ તથા જાગ્રત સ્વપ્ન ને સુષુપ્તિ એ ત્રણ અવસ્થા એ સર્વે ક્ષેત્ર છે તે ક્ષેત્રને પોતાના આત્માથી પૃથક જાણે જે એ મારે વિષે કોઈ દિવસ હોય નહિ હું તો એનો જાણનારો છું ને અતિશુદ્ધ છુ અરૂપ છું અલિંગ છું ચૈતન્ય છુ અને એ ક્ષેત્ર તો અતિ મલીન છે જડ છે નાશવત છે એમ દ્રઢપણે **સમજીને ને** એ સર્વથી **વૈરાગ્યને** પામીને **સ્વધર્મે** સહિત જે ભગવાનને વિષે **ભક્તિ** કરવી તેને એકાંતિકની ભક્તિ કહીએ. **પ. ૩**

### પતિવ્રતાની ભક્તિનાં લક્ષણ

કેવળ ભગવાનના સ્વરૂપમાં પ્રીતિ હોય એ **પતિવ્રતાની** ભક્તિ છે. ગ. પ્ર. ૨૬

જેવી ભગવાનની મૂર્તિ પોતાને મળી હોય તેનું ધ્યાન કરવું અને પુર્વે ભગવાનના અવતાર થઇ ગયા તે મૂર્તિનું ધ્યાન ન કરવું અને પોતાને ભગવાનની મૂર્તિ મળી હોય તેને વિષેજ **પતિવ્રતાની** પેઠે ટેક રાખવી જેમ **પાર્વતીએ** કહ્યું છે જે ॥ कोटी जन्म लग रगड हमारी वरु शंभु के रहु कुमारी ॥ લો. ૧૧

શ્રીકૃષ્ણ ભગવાને પણ ગીતામાં કહ્યું છે જે ॥ **सम लोष्टा सम कांचन** ॥ (સારાનરસા વિષયમાં સમાન બુદ્ધિ વર્તે) એવાં જેનાં લક્ષણ હોય તેણે ભગવાનનું સ્વરૂપ તત્વે કરીને જાણ્યું છે અને એનેજ અનન્ય ભક્ત કહીએ અને પતિવ્રતાનું અંગ પણ તેનુજ જાણવું. અને જ્ઞાની પણ તેનેજ જાણવો અને ભગવાન પણ તેની ઉપરજ રાજી થાય છે અને ભગવાનને એવો ભક્ત અતિશય વહાલો છે તે ભગવાને ગીતામાં કહ્યું છે જે ॥ **प्रियो हि ज्ञानिनोत्यर्थ महंसच मम प्रियः** ॥ માટે એવા જે **પતિવ્રતાના** અંગવાળા ભગવાનના ભક્ત છે તેજ ભગવાનને અતિશય વ્હાલા છે.

ગ. મ. ૧

ભગવાનનો ભક્ત હોય તેને એક પતિવ્રતાનો ધર્મ રાખવો અને બીજું શૂરવિરપણું રાખવું. જેમ પતિવ્રતા સ્ત્રી હોય તેને પોતાનો પતિ વૃદ્ધ હોય તથા રોગી હોય તથા નિર્ધન હોય તથા કુરૂપ હોય પણ પતિવ્રતા સ્ત્રીનું મન કોઇ બીજા પુરૂષના રૂડા ગુણ દેખીને ડોલેજ નહિ. અને જો રાંકની સ્ત્રી હોય ને તે જો પતિવ્રતા હોય તો મોટો રાજા હોય તોપણ તેને દેખીને તે પતિવ્રતાનું મન ચળેજ નહિ. એવી રીતે ભગવાનના ભક્તને **પતિવ્રતાનો** ધર્મ ભગવાનને વિષે રાખવો. અને પોતાના પતિનું કોઇ ઘસાતું બોલે તે ઠેકાણે કાયર થઇને ગળી જાવું નહિ.

અતિશય શૂરવિર થઇને જવાબ દેવો પણ પાજી પલાવની છાયામાં ભગવાનના ભક્તને દબાવું નહિ એવી રીતે શૂરવિરપણું રાખવું. ગ. મ. ૫

પતિવ્રતાનું અંગ તો વ્રજની ગોપીયુંના જેવું જોઇએ જેમ ગોપીયુંએ જે દિવસથકી શ્રીકૃષ્ણ ભગવાનના ચરણારવિંદનો સ્પર્શ કર્યો તે દિવસથકી જેટલાં સંસાર સંબંધી જે સુખ તે સર્વે ઝેર જેવાં થઇ ગયાં તેમ જેને પતિવ્રતાના અંગની ભક્તિ હોય ને ગમે તો ઈંદ્ર જેવો રૂપાળો પુરૂષ હોય તથા દેવતા જેવો હોય તથા કોઈક રાજા હોય ને તેને જ્યારે દેખે ત્યારે જેમ સડેલ કુતરાને દેખે અથવા વિષ્ટાને દેખે ત્યારે અતિશય ગ્લાની પામીને દ્રષ્ટી પાછી ખેંચાઈ જાય તે ઉત્તમ પતિવ્રતાની રીતિ છે તે માટે જેની એક ભગવાનને વિષેજ **પતિભાવે** કરીને વૃત્તિ જોડાણી છે તેનું બીજા કોઇ પુરૂષને દેખીને મન રાજી થાયજ નહિ.

ગ. મ. ૬૨

જેમ પતિવ્રતા સ્ત્રી હોય તેને પોતાનો પતિ કંગાલ હોય ને કુરૂપ હોય અથવા રોગી કે વૃધ્ધ હોય તોપણ બીજા જે નાલેવર ને રૂપવાન ને જોબનવાન પુરૂષ તેને જોઇને લેશમાત્ર મનમા ગુણ આવે નહિ. અને જે પતિવ્રતા હોય તે તો બીજા પુરૂષ સામુ ભાવે કરીને જુએ અથવા હસીને બોલે ત્યારે એનું પતિવ્રતાપણું નાશ પામે અને તે પતિ-

મતાને ઘેર કોઇક પરોણા આવ્યા હોય તો તેને અન્ન જળ આપે તથા પોતાના પતિના જે સંબંધી પુરૂષ તેને પણ અન્ન જળ આપે તે તો પોતાના પતિના સંબંધી જાણીને આપે પણ પોતાના પતિના જેવી બીજા પુરૂષ માત્ર સંઘાથે લેશમાત્ર પ્રીતિ ન હોય અને પોતાના પતિના જેવો બીજા પુરૂષનો ગુણ પણ ન આવે ને પોતાના પતિની મરજી પ્રમાણેજ વર્તે એવી રીતે પતિવ્રતા સ્રીને પોતાના પતિ સંઘાથે દૃઢ ટેક જોઇએ અને જેવે રૂપે કરીને ભગવાનનું દર્શન પોતાને થયું છે ને તે સઘાથે જેને પતિવ્રતાના જેવી દ્રઢ પ્રીતિ બંધાણી છે તેને મોટા મોટા જે બીજા મુક્ત તે સંઘાથે પણ પ્રીતિ થાયજ નહિ અને પોતાના ઇષ્ટદેવ જે ભગવાન તેના જે બીજા અવતાર હોય તે સંઘાથે પણ પ્રીતિ થાય નહિ. કેવળ જે સ્વરૂપની પોતાને પ્રાપ્તિ થઇ હોય તેને સંઘાથેજ પ્રીતિ રહે ને તેની મરજી પ્રમાણેજ વર્તે ને બીજાને જે કાંઇક માને તે તો તેના જાણીને માને એવી જેને પોતાના ઇષ્ટદેવ જે ભગવાન તેને વિષે પાતવ્રતાના જેવી દ્રઢ ભકિત હોય ને તે ગમે તેવા બીજા ગુણવાનને દેખે પણ તેને વિષે હેત થાયજ નહિ જેમ હનુમાનજી શ્રીરઘુનાથજીના ભકત છે તે રામાવતાર પછી બીજા કેટલાક ભગવાનના અવતાર થયા છે પણ હનુમાનજીને રામચંદ્રજીને વિષેજ પતિવ્રતાના જેવી ભકિત રહી છે

તે માટે હનુમાનજીની ભક્તિ તે પતિવ્રતાના જેવી છે. એવી રીતે જે ભગવાનના ભકતની ટેક હોય તેની પતિવ્રતાના જેવી ભક્તિ કહેવાય.

અને જેનું અંગ એવું ન હોય તો તેની વ્યભિચારણીના જેવી ભક્તિ કહેવાય માટે જા જોઇને પોતાનું નાક કપાય એવી ભક્તિ ન કરવી ને ભગવાનના ભકતને તો સમજી વિચારીને પતિવ્રતાના જેવી દ્રઢ ભક્તિ કરવી.

ગ. છે. ૧૬

પતિવ્રતાનું અંગ ડાહ્યાનેજ આવે એમ નથી. જેને ખપ હોય તેને સૌને આવે જેમ આ સંસારમાં ભોળી સ્ત્રીયું હોય ને તે પતિવ્રતા હોય અને ડાહીયું હોય ને તે વ્યભિચારણીયું હોય માટે ડાહ્યા ભોળાનો કાંઇ મેળ નથી એ તો જેને કલ્યાણનો ખપ હોય તે પતિવ્રતાનું અંગ રાખીને ભક્તિ કરે છે. ગ. મ. ૧

## મહાત્મ્યે સહિત ભક્તિનું મહત્વ ને તેનાં લક્ષણ (અસાધરણ ભક્તિ)

આપણા ઉધ્ધવ સંપ્રદાયને વિષે જ્ઞાન, વૈરાગ્ય, ધર્મ ને ભક્તિ એ ચાર વાનાં જેમાં હોય તે એકાન્તિક ભકત કહેવાય. અને આપણા સત્સંગમાં મોટો કરવા યોગ્ય પણ તેજ છે ને એ ચાર સંપૂર્ણ ન હોય તોપણ ત્રણ જે બાકી રહ્યા તે એકના પૈટામાં આવી જાય એવું એ ચારેમાં

એક શ્રેષ્ઠ સાધન તો મહાત્મ્યે સહિત ભગવાનની ભક્તિ એજ છે.

જેને મહાત્મ્યે સહિત ભગવાનની ભકિત હોય ને આત્મનિષ્ટા ધર્મ ને વૈરાગ્ય એ સામાન્યપણે હોય તોપણ કોઈ દિવસ એ ધર્મમાંથી પડે નહિ કેમજે જે ભગવાનનું મહાત્મ્ય જાણતો હોય તે તો એમ વિચારે જે ભગવાનની આજ્ઞાને વિષે બ્રહ્માદિક સમગ્ર દેવ રહ્યા છે તે ભગવાનની આજ્ઞા હુંથી કેમ લોપાય એમ જાણીને ભગવાનના નિયમમાં નિરંતર રહે.

અતિશય મહાત્મ્યે સહિત ભક્તિ ભગવાનને વિષે હોય તો એક ભક્તિને વિષે ત્રણે આવી જાય અને સામાન્ય ભકિત હોય તો એકમાં ત્રણ ન આવે માટે ચારવાનાંએ સહિત જે ભકિત તે જેમાં હોય તે એકાંતિક ભકત કહેવાય એમ કહ્યું છે. વર ૩

અને એવી અસાધારણ ભકિત તો પૃથુરાજાને હતી તે ભગવાને વર દેવાનું કહ્યું ત્યારે ભગવાનની કથા સાંભળ્યા સારૂ દસ હજાર કાન માગ્યા પણ બીજુ કાંઇ ન માગ્યું અને જે ગોપીયુંને રાસક્રીડામાં ન જાવા દીધીયું તે દેહ મૂકીને શ્રીકૃષ્ણ પાસે ગઇયું એવી અસાધારણ ભકિત હોય તો જ્ઞાનાદિક ત્રણે એક ભકિતમાં આવી જાય. ગઢ. ૩

## મહાત્મ્યે સહિત ભકિત આવવાનો ઉપાય

એકતો દીવા જેવા ને બીજા મશાલ જેવા ત્રીજા વિજળી જેવા ને ચોથા વડવાનલ અગ્નિ જેવા એ ચાર પ્રકારના મોટા પુરૂષ કહ્યા છે તેમાં જે વિજળીના અગ્નિ જેવા (માયારૂપી વર્ષાદને પાણીએ કરીને પણ ન ઓલાય તેવા) તથા સમુદ્રના (વડવાનલ) અગ્નિ જેવા (સમુદ્રના જળ જેવા ખારા જીવ હોય તેને પણ મીઠા કરી નાખે એવા) જે મોટા પુરૂષ છે તેમની સેવા જો પોતપોતાના ધર્મમાં રહીને મન કર્મ વચને કરે તો તે જીવના હૃદયમાં મહાત્મ્યે સહિત ભકિત આવે છે. તે વિજળીના અગ્નિ જેવા તો સાધનદશા વાળા ભગવાનના એકાંતિક સાધુ છે ને વડવાનલ અગ્નિ જેવા તો સિદ્ધ દશાવાળા ભગવાનના પરમ એકાંતિક સાધુ છે એમ જાણવું વર. ૩

શુક સનકાદિક જેવા જે મોટા પુરૂષ તેની જે સેવા ને પ્રસંગ તેમાંથી મહાત્મ્યે સહ વર્તમાન એવી જે ભકિત તે જીવના હૃદયમાં ઉદય થાય છે. ગ. છે. ૫

## દાસત્વ ભકિતનું લક્ષણ

જેને દાસભાવે કરીને ભક્તિનું અંગ છે તેને પણ પોતાના જે ઇષ્ટદેવ છે તેનુંજ દર્શન ગમે અને તેનીજ વાર્તા સાંભળવી ગમે ને પોતાના ઇષ્ટદેવનાજ સ્વભાવ ગમે અને તેનીજ પાસે રહેવું ગમે એવા પ્રીતિવાન હોય તોપણ પોતાના

ઇષ્ટદેવની સેવા સારૂ ને રાજીપા સારૂ રાત દિવસ એમ ઇચ્છયા કરે જે મુંને મારા ઇષ્ટદેવ કાંઇક આજ્ઞા કરે તો હું અતિશય હર્ષે કરીને કરૂં પછી પોતાના ઇષ્ટદેવ છે તે આજ્ઞા કરેતો છેટે જાઇને રહે તો પણ રાજીથકો રહે પણ કોઈ રીતે અંતરમાં ખેદ પામે નહિ અને આજ્ઞાને વિષેજ પરમ આનંદ માને એ દાસત્વ ભક્તિની ઉત્તમ દશા છે એવા દાસત્વ ભક્તિવાળા તો આજ ગોપાળાનંદ સ્વામી છે અને બીજા મુક્તાનંદ સ્વામી છે ગ. મ. ૬૨

## પ્રત્યક્ષની ભક્તિ એજ કલ્યાણનું કારણ છે

જીવનું કલ્યાણ થાય અને જીવ માયાને તરીને બ્રહ્મ સ્વરૂપ થાય તેનું કરણ તો પુરૂષોત્તમ એવા જે વાસુદેવ ભગવાન તેના પ્રત્યક્ષ સ્વરૂપનું જ્ઞાન ધ્યાન કીર્તન ને કથાદિક એજ છે ને એણે કરીનેજ એ જીવ છે તે માયાને તરે છે અને અતિ મોટાઇને પામે છે અને ભગવાનનું જે અક્ષરધામ તેને પામે છે. ગ. મ. ૩૨

## ભક્તિ કોની કરવી

શ્રી કૃષ્ણનારાયણ એવા જે પુરૂષોત્તમ ભગવાન તેના જે અવતાર તે ધર્મના સ્થાપનને અર્થે તથા બ્રહ્મચર્ય અહિંસાદિક ધર્મ, આત્મનિષ્ટા, વૈરાગ્ય અને માહાત્મ્યે સહિત ભક્તિ એ ચાર ગુણે સંપન્ન એવા જે પોતાના એકાંતિક ભક્ત તેને દર્શન દેવાને અર્થે ને તેમની રક્ષા

કરવાને અર્થે તથા અધર્મનો ઉચ્છેદ કરવાને અર્થે દેવ-મનુષ્યાદિકને વિષે થાય છે. તે અવતારને વિષે પતિવ્રતા-ના જેવી અનન્યપણે નિષ્ટા રાખવી. જેમ સીતાજીને શ્રી રામચંદ્રને વિષે નિર્દોષપણે નિષ્ટા હતી તેમ નિષ્ટા રાખવી અને એવા જે ભગવાન તેની હેતે કરીને માનસી પુજા કરવી તથા દેહે કરીને નવ પ્રકારે ભક્તિ કરવી. અને જો એ શ્રીકૃષ્ણ નારાયણના અવતાર પૃથ્વીને વિષે પ્રગટ ન હોય તો તેની જે પ્રતિમા તેની પૂજા મને કરીને તથા દેહે કરીને ચંદન, પુષ્પ, તુળસી આદિક સામગ્રી વતે કરવી પણ ભગ-વાન વિના બીજા દેવની ઉપાસના ન કરવી અને જો બીજા દેવની ઉપાસના કરીએ તો તેમાં મોટો દોષ લાગે છે ને પતિવ્રતાપણું જાય છે ને વેશ્યાના જેવી ભક્તિ થાય છે માટે ભગવાનને વિષે સીતા ને રૂક્મિણીના જેવી ભક્તિ કરવી અને તે ભગવાનનુંજ ધ્યાન કરવું અને તે વિના બીજા કોઈ દેવનું ધ્યાન ન કરવું, બીજું જે સાધુ સિદ્ધ-ગતિને પામ્યા હોય ને સમાધિનિષ્ઠ હોય તેનું પણ ધ્યાન ન કરવું. ગ. મ. ૧૯

### ભક્તિનું પ્રધાનપણું

જ્ઞાન વૈરાગ્ય ને ભક્તિ એને વિષે પરમેશ્વરને વિષે પ્રીતિ થવાનું અધીક હેવત ભક્તિને વિષે છે ને જ્ઞાન વૈરાગ્યમાં હૈવત તો છે પણ ભક્તિ જેટલું નથી અને ભક્તિ તો અતિ દુર્લભ છે. ગ. મ. ૧૦

અતિશય ત્યાગ રાખે અથવા દયા રાખે તેથી ભગવાનની ભક્તિ થાય નહિ ત્યારે ઉપાસનાનો ભંગ થાય છે અને પૂર્વે જે જે અતિશય ત્યાગી થયા છે તેના માર્ગમાં ઉપાસનાનો નાશ થઇ ગયો છે માટે અમે એમ વિચારીને પરમેશ્વરની ઉપાસના રાખ્યા સારૂ ત્યાગનો પક્ષ મોળો કરીને ભગવાનનાં મંદીર કરાવ્યાં છે તેમાં જો થોડો ત્યાગ રહેશે તોપણ ઉપાસના રહેશે તો તેણે કરીને ઘણાક જીવુંનાં કલ્યાણ થાશે. અને જેને ભગવાનની ભક્તિ કરવી તેને તો ઢુંઢીયાની પેઠે દયા રાખે પણ કેમ ઠીક પડે? એને તો પરમેશ્વરને વાસ્તે પુષ્પ લાવ્યાં જોઇએ તુળસી લાવ્યાં જોઇએ ભાજી તરકારી લાવ્યાં જોઇએ ઠાકોરજીને વાસ્તે બાગબગીચા કરાવ્યા જોઇએ મંદીર કરાવ્યાં જોઇએ માટે જે અતિશય ત્યાગ રાખીને ને અતિશય દયા રાખીને મુઠી વાળીને બેસી રહે તેણે ભગવાનની ભક્તિ થાતી નથી. અને જ્યારે ભક્તિએ રહિત થાય ત્યારે ભગવાનની ઉપાસનાનો નાશ થઇ જાય એટલે પછવાડેથી અંધપરંપરા ચાલે તે સારૂ અમે મંદીર કરાવ્યાં છે તે અખંડ ભગવાનની ઉપાસના રાખ્યા સારૂ કરાવ્યાં છે. અને જે ઉપાસક હોય તે પોતાના ધર્મમાંથી ભ્રષ્ટ થાયજ નહિ માટે પોતપોતાના ધર્મમાં રહીને ભગવાનની ભક્તિ ઉપાસના કરવી એ અમારો સિદ્ધાંત છે. ગ. મ. ૨૭

આત્મનિષ્ટા વૈરાગ્ય ને ધર્મ તે તો ભગવાનની ભક્તિનાં સહાયરૂપ ઉપકરણ છે પણ ભગવાનની ભક્તિ વિના એકલો વૈરાગ્ય તથા આત્મનિષ્ટા તથા ધર્મ તે જીવને માયા તર્યાનું સાધન નથી. અને જો અતિશય ધર્મ આત્મનિષ્ટા ને વૈરાગ્ય ન હોય ને એકલી ભગવાનની ભક્તિ હોય તોપણ એ જીવનું કલ્યાણ થાય ને માયાને તરે એટલો ધર્માદિક થકી ભક્તિને વિષે વિશેષ છે. ગ. મ. ૨૬

ભક્તિમાં કયારે વિઘ્ન ન થાય (ભક્તિને શાની અપેક્ષા છે)

ધર્માદિક અંગનું સહાયપણું હોય તો ભક્તિને વિષે કોઇ વિઘ્ન થાતું નથી અને જો ધર્માદિક અંગનું સહાયપણું ન હોય તો વિષમ દેશકાળે કરીને ભક્તિને વિષે વિઘ્ન જરૂર થાય છે તે માટે ધર્માદિક અંગ સહિત ભક્તિ કરવી. ગ. મ. ૩૨

જેને ભગવાનને વિષે ભક્તિ હોય તેને પણ જો આત્મનિષ્ટા ને વૈરાગ્ય ન હોય તો જેવી ભગવાનને વિષે પ્રીતિ હોય તેવી બીજા પદાર્થને વિષે પણ પ્રીતિ થઇ જાય માટે એ ભક્તિ માર્ગવાળાને પણ મોટું દુષણ છે માટે આત્મનિષ્ટા વૈરાગ્ય ને ભગવાનને વિષે ભક્તિ એ ત્રણેય ભેળાં હોય ત્યારે કોઈ જાતની ખોટ ન કહેવાય. ગ. મ. ૬૫

જે ભગવાનને ભજે તેને એક તો દૃઢ વૈરાગ્ય જોઇએ

ને બીજી આત્મનિષ્ટા જોઇએ તેમાં જો વૈરાગ્ય ન હોય તો જ્યારે મનગમતું પદાર્થ મળે ત્યારે જેમ ભગવાનમાં પ્રીતિ કરે છે તેમ બીજા પદાર્થમાં પણ ભગવાનના જેવી પ્રીતિ થઇ જાય અને જો આત્મનિષ્ટા ન હોય તો જ્યારે દેહમાં સુખદુઃખ આવે ત્યારે એ ભક્તની વૃત્તિયું ચુંથાઈ જાય પછી જેને સુખદાઇ જાણે તેમાં પ્રીતિ કરે અને જેને દુઃખદાઇ જાણે તે સંઘાથે દ્વેષ કરે એવી રીતે એની ભ્રષ્ટ બુદ્ધિ થઇ જાય માટે ભગવાનના ભક્તને આત્મનિષ્ટા ને વૈરાગ્ય એ બેય અતિશય દૃઢ જોઇએ શા સારૂ જે વૈરાગ્યે કરીને તો ભગવાનની મૂર્તિ વિના બીજા માયિક આકાર માત્ર ખોટા થઇ જાય છે અને આત્મનિષ્ટાએ કરીને માયિક જે સુખ ને દુઃખ તે ખોટાં થઇ જાય છે અને તે ભક્તને ભુંડા દેશકાળાદિકનો યોગ થાય તોય પણ ભગવાનની ભક્તિમાં વિઘ્ન થાય નહિ. ગ છે. ૨૧

સ્ત્રી ધન દેહાભિમાન ને સ્વભાવ એ ચાર વાનામાં કાચ્યપ રાખવી નહિ ને એ ચારની કાચ્યપ હોય તોપણ સમજીને ધીરે ધીરે ત્યાગ કરવી તો વાસુદેવ ભગવાનની નિશ્ચલ ભક્તિ થાય. ગ. છે. ૩૩

તૃતીય સ્કંધમાં કપિલગીતાને વિષે માતા દેવહુતિએ કપિલદેવજી પ્રત્યે કહ્યું છે જે॥ यन्नामधेय श्रवणानु कीर्तनात्॥ એ બે શ્લોકે કરીને જેવું ભગવાનનું મહાત્મ્ય કહ્યું છે તથા

કપિલજીએ માતા દેવહુતિ પ્રત્યે પોતાનું મહાત્મ્ય કહ્યું છે જે ॥ मद्भयात् वाति वातोयं सुर्यस्तपति मद्भयात् ॥ એવી રીતે મહાત્મ્ય સહિત ભગવાનની ભક્તિ હોય તેમાં તો કોઇ જાતનું વિઘ્ન આવે નહિ. ગ. છે. ૫

## ભક્તિમાં કોને વિઘ્ન થાય છે

ભગવાનનું મહાત્મ્ય જાણ્યા વિના પ્રાકૃત બુદ્ધિએ કરીને જો ભક્તિ કરે તો તેમાં વિઘ્ન આવે છે. ગ. છે. ૫

મહાત્મ્ય વિનાની ભકિત જો ઝાઝી જણાતી હોય તોપણ અંતે નાશ થઈ જાય છે જેમ દશ બાર વર્ષની કન્યા હોય ને તેને ક્ષય રોગ થાય પછી તે કન્યા જુવાન થયા મોરજ મરી જાય પણ જુવાન થાય નહિ તેમ જેને મહાત્મ્ય વિનાની ભક્તિ હોય તે પણ પરિપકવ થાતી થાતી નાશ થઇ જાય છે અને જો મહાત્મ્યે સહિત ભકિત જેના હૃદયમાં નથી તો શમ દમાદિક જે કલ્યાણકારી રૂડા ગુણ તે તેના હૃદયમાં છે તોય પણ નહિ જેવાજ છે કેમજે અંતે નાશ પામી જાશે. સા. ૫

ભગવાનના ભકતને સ્ત્રી ધન દેહાભિમાન ને સ્વભાવ એ ચાર વાનાંમાં કાચ્ચપ હોય ને તે ભગવાનની ભકિત કરતો હોય તોપણ એની ભકિતનો વિશ્વાસ નહિ. એની ભકિતમાં જરૂર વિઘ્ન આવે કેમજે ક્યારેક એને સ્ત્રી ધનનો યોગ થાય તો ભકિતનો ઠા રહે નહિ

ને તેમાં આશક્ત થઈ જાય તથા દેહાધ્યાસ હોય તો જ્યારે દેહમાં રોગાદિક કષ્ટ પ્રાપ્ત થાય તથા અન્ન વસ્ત્રાદિક ન મળે અથવા કોઇક કઠણ વર્તમાન પાળવાની આજ્ઞા થાય ત્યારે પણ તેને ભક્તિમાં ભંગ થાય ને વિકલ થઇ જાય ને કાંઇ વિચાર ન રહે ને ચાળા ચુંથવા લાગે તથા કોઇક રીતનો **સ્વભાવ** હોય તેને સંત ટોકવા માંડે ને તે સ્વભાવ પ્રમાણે વર્તવા ન દે ને બીજી રીતે વર્તાવે ત્યારે પણ એ મુંઝાય ને એને સંતના સમાજમાં રહેવાય નહિ ત્યારે ભક્તિ તે ક્યાંથીજ રહે. ગ. છે. ૩૩

જે આત્મનિષ્ટા ને વૈરાગ્યે કરીને રહિત છે તેને જો ભગવાન વિના બીજા કોઇ વિષયના ઘાટ જણાતા નથી તોય પણ જ્યારે એને કુસંગનો યોગ થશે ત્યારે વિષયના ઘાટથવા લાગશે ને બુદ્ધિ ભ્રષ્ટ થઇ જશે ને પરમેશ્વરની તો હઇયામાં સ્મૃતિ પણ નહિ રહે ને અખંડ વિષયનું ધ્યાન થશે. પછી એ જે વૈરાગ્ય ને આત્મનિષ્ટા વિનાનો પ્રેમી તેને એમ ભાસશે જે મારે ભગવાનમાં લેશ માત્ર પ્રીતિ નથી. સા. ૧૫

મુંઝાઇને રીસ કરીને જે પ્રેમ કરે તે અંતે નભવાનો નહિ. અને રીસવાળાની ભક્તિ તથા પ્રેમ એ સર્વે અંતે ખોટાં થઇ જાય છે માટે મુંઝાઇને ઝાંખું મુખ કરવું તે તો અતિ મોટી ખોટ છે. લો. ૪

ભગવાનની ભક્તિમાં ભગવાનના ભક્તને એજ મોટું વિઘ્ન છે જે જે પોતામાં દોષ હોય તેને દેખે નહિ અને ભગવાન ને ભગવાનના ભક્ત થકી જેનું મન નોખું પડી જાય અને તે ભગવાનના ભક્ત થકી જેને બેપરવાઈ થઇ જવાય એજ એને અતિશય મોટું વિઘ્ન છે

ગ. છે. ૮

કલ્યાણના સાધનને વિષે મોટું વિઘ્ન એ છે જે શુષ્ક વેદાંતિનો સંગ કરવો અને જો એનો (શુષ્ક વેદાંદાંતિનો) સંગ કરે તો તેને શું વિઘ્ન થાય તો તેનો સંગ કરનારો જે પુરૂષ તેને તેને વિષે હેત થાય અને જે હેત થાય તે ગુણે કરીને થાય છે જેમ કોઈક કાળમાં અન્ન આપીને જીવાડયો હોય તેની ઉપર હેત થાય. એવી રીતે જે જેણે ગુણ કર્યો હોય તેની ઉપર હેત થાય. તેમ તે શુષ્ક વેદાંતિ તે એને એમ ગુણ દેખાડે જે આત્મા છે તેને જન્મમરણ નથી ને તે નિરાકાર છે અને તે ગમે તેટલું પાપ કરે તોપણ તેને દોષ ન લાગે એવો એને ગુણ બતાવીને ભગવાનની મૂર્તિના આકારનું ખંડન કરી નાખે ત્યારે એને એ મોટું વિઘ્ન થયું કેમજે ભગવાનની મૂર્તિમાંથી પડી ગયો માટે એ શુષ્ક વેદાંતિનો સંગ કયારેય ન કરવો અને એ શુષ્ક વેદાંતિ તો મહા અજ્ઞાની છે ને ભગવાનના ભક્તિમાર્ગમાં એવું મોટું કોઇ વિઘ્ન નથી. અ. છે. ૩૬

## શ્રવણ ભક્તિને શ્રેષ્ઠ કહ્યાનો હેતુ

મુમુક્ષુને ઉત્કૃષ્ટ ગુણની પ્રાપ્તિ થાય તેનું કારણ શું છે તો ભગવાનની કથા વાર્તા સાંભળ્યામાં જેને જેટલી પ્રીતિ તેને તેટલો જગતનો અભાવ થાય તથા કામ ક્રોધ લોભાદિક દોષનો નાશ થાય. અને જો કથા વાર્તામાં જેને આળસ હોય તેની કોરની એમ અટકળ કરવી જે એમાં મોટા ગુણ નહિ આવે. અને શાસ્ત્રમાં નવ પ્રકારની ભક્તિ કહી છે તેમાં શ્રવણ ભક્તિને પ્રથમ ગણી છે માટે જો શ્રવણ ભક્તિ જેને હોય તો પ્રેમલક્ષણ પર્યંત સર્વે ભક્તિનાં અંગ એને પ્રાપ્ત થશે. ગ. છે. ૨૪

ગમે તેવો કામી, ક્રોધી, લોભી, લંપટ જીવ હોય અને જો આવી રીતની (ભગવાનની) વાતમાં વિશ્વાસ રાખીને પ્રીતિએ કરીને સાંભળે તો તેના સર્વે વિકાર ટળી જાય છે, જેમ કોઇ પુરૂષને પ્રથમ તો કાચા ચણા ચાવે એવું દાંતમાં બળ હોય ને તે જો કાચી કેરી સારી પેઠે ખાય તો તેથી ભાત પણ ચવાય નહિ, તેમ ગમે તેવો કામાદિકને વિષે આશક્ત હોય પણ આવી રીતની વાતને આસ્તિક થઇને શ્રદ્ધાએ સહિત સાંભળે તો તે પુરૂષ વિષયનાં સુખ ભોગવવાને સમર્થ રહે નહિ અને તૃસકૃચ્છ ચાંદ્રાયણાદિક વ્રતે કરીને જો દેહને સુકવી નાખે તોપણ જેવું આવી ભગવદ્ વાર્તા સાંભળનારાનું મન નિર્વિષયી

થાય છે તેવું તેનું થાતું નથી. અને આવી વાત સાંભળીને જેવું તમારૂં સર્વેનું મન નિર્વિકલ્પ થાતું હશે તેવું ધ્યાન કરતા હશો તથા માળા ફેરવતા હશો ત્યારે નહિ થાતું હોય માટે વિશ્વાસ રાખીને પ્રીતિએ સહિત જે ભગવાન પુરૂષોત્તમ નારાયણની વાત સાંભળવી એથી બીજું મનને સ્થિર થવાનું તે નિર્વિષયી થવાનું કોઈ મોટું સાધન નથી.
કા. ૧૨

## કયા અંગમાં રહીને ભક્તિ કરવી

ભગવાનનો ભકત હોય ને તે ભગવાનની માનસી પૂજા કરવા બેસે તથા ભગવાનનું ધ્યાન કરવા બેસે તે સમે એનો જીવ પ્રથમ જે જે ભુંડા દેશકાળાદિકને યોગે કરીને પંચવિષય થકી પરાભવ પામ્યો હોય અથવા કામ ક્રોધ લોભાદિકને યોગે કરીને પરાભવ પામ્યો હોય તે સર્વેની એને સ્મૃતિ થઇ આવે છે જેમ કોઇ શુરવીર પુરૂષ હોય તે સંગ્રામમાં જઇને ઘાયે આવ્યો હોય ને તે ઘાયલ થઇને પાછો ખાટલામાં આવીને સુવે પછી એને જ્યાં સુધી પાટો ગોઠે નહિ ત્યાં સુધી ઘાની વેદના ટળે નહિ ને નિદ્રા પણ આવે નહિ ને જ્યારે પાટો ગોઠે ત્યારે ઘાની પીડા ટળી જાય ને નિદ્રા પણ આવે તેમ ભુંડા દેશ, કાળ, સંગ ને ક્રિયા તેને યોગે કરીને જીવને પંચવિષયના જે ઘા લાગ્યા છે તે જ્યારે નવધા ભકિત માંહિલી જે ભકિત કરતાં થકાં

એ પંચવિષયના ઘાની પીડા ન રહે ને પંચવિષયનું સ્મરણ ન થાય એજ એને પાટો ગોઠયો જાણવો. અને એજ એને ભજન સ્મરણનું અંગ દૃઢ જાણવું. પછી એ અંગમાં રહીને માનસી પૂજા કરવી નામસ્મરણ કરવું જે કરવું તે એ પોતાના અંગમાં રહીને કરવું તો એને અતિશય સમાસ થાય. અને જો પોતાના અંગને ઓળખે નહિ તો જેમ ઘાયલને પાટો ગોઠે નહિ ને સુખ ન થાય તેમ એને ભજન સ્મરણમાં કોઇ રીતે સુખ ન થાય ને પંચવિષયના જે ઘા એને લાગ્યા હોય તેની પીડા ટળે નહિ માટે એ નવધા ભક્તિમાંથી જે ભક્તિ કરતે થકે પોતાનું મન ભગવાનમાં ચોટે અને ભગવાન વિના બીજો ઘાટ કરે નહિ ત્યારે તે હરિભક્તને એમ જાણવું જે મારૂં તો એજ અંગ છે પછી તે જાતની ભક્તિ એને પ્રધાન રાખવી એ સિદ્ધાંત વાત છે. ગ. છે. ૧૫

નવધા ભક્તિમાંથી જેને જે ભક્તિએ કરીને ભગવાનમાં દ્રઢ સ્નેહ થય તેજ ભક્તિ તેને શ્રેષ્ટ છે. ગ. છે. ૧૪

શ્રીમદ્ ભાગવતાદિક જે આઠ સત્શાસ્ત્ર છે એ સર્વે ગ્રંથમાં પણ અનેક પ્રકારનાં પ્રકરણ છે તે સર્વે પ્રકરણે કરીને ભગવાનને પામ્યા જે ભક્ત તેમનાં અંગ કહ્યાં છે માટે એ સર્વે ગ્રહણ કરવા યોગ્ય છે પણ સર્વ પ્રકરણમાંથી જે પ્રકરણ પોતાના અંગમાં મળતું આવતું હોયતેને ગ્રહણ

કરવું ને બીજાનો ત્યાગ કરવો અને એમ જાણવું જે એ છે તો સાચું પણ એ બીજા ભકતને અર્થે છે પણ મારે અર્થે નથી. લો. ૮

## કયો ભકત કથા કિર્તન ન કરે તોપણ શ્રેષ્ટ છે

જેને નિર્વિકલ્પ સમાધિ થાતી હોય અને દેહની ખબર રહે નહિ એવો હોય તો તે કથા કીર્તન ન કરે તોપણ શ્રેષ્ટ છે અને જેને દેહની ખબર રહેતી હોય ને ભજનમાંથી પોતાની મેળે ઉઠીને ખાવું પીવું દેહની ક્રિયા તે સર્વે કરતો હોય અને જો ભગવાનની કથા કીર્તન ન કરે ને ન સાંભળે તો તે થકી તો ભગવાનની કથા કીર્તન કરતો હોય ને સાંભળતો હોય તે શ્રેષ્ટ છે. ગ. પ્ર ૭૮

## ભગવાનની કથા આદિકમાં હેત થવાનો ને ન થવાનો હેતુ

ભગવાનનું જેવુ મહાત્મ્ય છે તેવુ એને સમજ્યામાં આવ્યું નથી માટે ભગવાનની કથામાં હેત થાતું નથી અને જો યથાર્થ ભગવાનનું મહાત્મ્ય સમજાય તો ભગવાન વિના બીજામાં હેત રાખે તોપણ રહે નહિ ને એક ભગવાન ને ભગવાનના સંત અને ભગવાનની કથા કીર્તન તેને વિષેજ અચલ હેત થાય છે ગ. પ્ર. ૭૮

## દાસભાવ ને સખાભાવની ભક્તિમાં એકજ પ્રકાર છે

નરસઇ મહેતો તો સખીભાવે શ્રીકૃષ્ણ ભગવાનને ભજતા ને કેટલાક નારદાદિક ભગવાનના ભક્ત છે તે તો દાસભાવે કરીને ભગવાનને ભજે છે એ બે પ્રકારમાં કોની ભક્તિ શ્રેષ્ટ જાણવી તો નરસઈ મહેતો ગોપીયો ને નારદ સનકાદિક એમની ભક્તિમાં બે પ્રકાર નથી એતો એક પ્રકારજ છે. અને દેહના પુરૂષનો ને સ્ત્રીના બેય માયિક છે ને નાશવંત છે અને ભજનના કરનારા જે જીવાત્મા તે પુરૂષ પણ નથી ને સ્ત્રી પણ નથી. એતો સત્તામાત્ર ચૈતન્ય છે તે દેહ મૂકીને ભગવાનના ધામમાં જાય છે ત્યારે જેવી ભગવાનની મરજી હોય તેવો તેનો આકાર બંધાય છે અથવા એ ભક્તને જેવો સેવાનો અવકાશ આવે તેવો આકાર ધરીને ભગવાનની સેવા કરે છે. ગ. છે. ૨૨

## ભક્તિમાંથી પડયાના બે પ્રકાર ને ભક્તિમાંથી ન પડે એવી સમજણ

ભગવાનની ભક્તિમાંથી બે પ્રકારે જીવ પડે છે એક તો શુષ્કવેદાંતના ગ્રંથને સાંભળીને બીજા આકારને ખોટા કરે તેમ શ્રીકૃષ્ણાદિક જે ભગવાનના આકાર તેને પણ ખોટા કરે એ શુષ્ક વેદાંતિને ચતિ અજ્ઞાની જાણવા. અને બીજો જે એમ સમજતો હોય જે ભગવાનને ભજીએ તો ગોલોક વૈકુંઠ લોકમાં સી ભોગ આનન્દ પાન આદિક જે પંચ

વિષયનાં સુખ તેને પામીએ પછી તે સુખની આશક્તિએ કરીને ભગવાનને પણ ભુલી જાય ને મુળગો કુબુદ્ધિવાળો થઇને એમ સમજે જે એ સુખ ન હોય તો એ ધામમાં રાધિકા લક્ષ્મી આદિક સ્રીયું ભેળે ભગવાન પણ રમે છે માટે એ સુખ પણ ખરૂં છે. પણ ભગવાનને પૂર્ણકામ ને આત્મારામ ન સમજે અને એવી જે ભગવાનની ક્રિયાયું છે તે તો પોતાના ભક્તના સુખને અર્થે છે તે સારૂ જ્ઞાન વૈરાગ્યે સહિત ભગવાનની ભક્તિ કરવી.

અને એ ભગવાનના સ્વરૂપને જેણે એમ જાણ્યું હોય જે સર્વસુખમય મૂર્તિ તો એ ભગવાનજ છે ને બીજે પંચવિષયનાં જે સુખ તે તો એ ભગવાનના સુખનો કિંચિત્ લેશ છે એમ ભગવાનને મહાત્મ્યે સહિત જે સમજ્યો હોય તે કોઇ પદાર્થમાં બંધાયજ નહિ. અને એ ભગવાનના ધામના સુખ આગળ બીજા લોકનાં જે સુખ તે તો નર્ક જેવાં છે એમ મોક્ષધર્મમાં કહ્યું છે આવી રીતે ભગવાનના ભક્તને સમજવું. અને એમ ન સમજે તો એ બેય પ્રકારે કરીને ભગવાનમાંથી પડી જાય છે. ગ. છે. ૨૮

## ભક્તિવાળાને ધર્મની આવશ્યકતા

આજથી જે કોઇ પંચવર્તમાનરૂપ જે ધર્મ તેને મૂકીને જ્ઞાનનું કે ભક્તિનુ બળ લેશે તે ગુરૂદ્રોહી વચનદ્રોહી છે અને એવી ધર્મભંગ વાત જે કાંઇ કરતો હોય

તેને વિમુખ કહેવો. અને એમ કહેવું જે તમે તો અસુરનો પક્ષ લીધો છે તે અમે નહિ માનીએ એમ કહીને તે અધર્મીની વાતને ખોટી કરી નાખવી. ગ. પ્ર. ૭૭

આત્મનિષ્ટા પ્રીતિ (પ્રેમે સહિત નવ પ્રકારની ભક્તિ) અને વૈરાગ્ય એ ત્રણ હોય તોપણ જો સ્વધર્મ ન હોય તો

**એ ત્રણેની સિદ્ધિ થાતી નથી.** ગ. પ્ર. ૧૯

અને ભગવાનની મૂર્તિનો આશ્રય હોય ને ભગવાનનાં ચરિત્રને ગાતો સાંભળતો હોય તે ભગવાનનું નામ સ્મરણ કરતા હોય ને જો તેમાં ધર્મ ન હોય તો તે માથે પાણો લઇને સમુદ્રને તરવાને ઇચ્છે એવો જાણવો ને તેને ચંડાળ જેવો જાણવો. ગ. મ. ૩૫

## ભકિત કરતાં પાપ થાય તે વજ્રલેપ થાય છે

પરમેશ્વરનો ભકત થઇને ભકિત કરતાં થકાં જે પાપ કરે છે ને સત્સંગમાંજ કુવાસના બાંધે છે તે પાપ તો એને વજ્રલેપ થાય છે અને કુસંગમાં જઇને પરસ્ત્રીનો સંગ કરે તે થકી પણ સત્સંગમાં ભગવાનના ભકત ઉપર કુદષ્ટિએ જોવાણું હોય તો તેનું વધુ પાપ છે માટે જેને ભગવાનમાં દ્રઢ પ્રીતિ કરવી હોય તેને તો કોઈ જાતનું પાપ પોતાની બુદ્ધિમાં રહેવા દેવું નહિ. શા માટે જે સત્સંગી હરિજન છે તે તો જેવાં પોતાનાં મા બેન કે દિકરી હોય તેવાં છે.

અને આ સંસારને વિષે અતિશય પાપી હોય તે પોતાના ગોત્રની સ્ત્રાયોને વિષે કુદ્રષ્ટિ રાખે છે માટે જે હરિજનને વિષે કુદ્રષ્ટિ રાખે તે અતિશય પાપી છે ને તેનો કોઈ કાળે છુટકો થાય નહિ. ગ. છે. ૨૨

## જ્ઞાન ભક્તિવાળો કેમ સમજે તો ધર્મ ભંગ ન થાય

આત્મનિષ્ટા યથાર્થ હોય તથા ભગવાનનું મહાત્મ્ય પણ સારી પેઠે સમજે અને નિષ્કામપણું નિર્લોભપણું નિઃસ્વાદપણું નિઃસ્નેહપણું નિર્માનપણું એ આદિક જે ધર્મ તેને ભગવાનની પ્રસન્નતાને અર્થે સમજીને દ્રઢપણે પાળે ને એમ સમજે જે હું એ ધર્મને પાળીશ તો મારી ઉપર ભગવાન બહુ રાજી થાશે ને જો મુંને કોઈ રીતે ધર્મમાંથી કાંઇક ભંગ પડશે તો ભગવાનનો મારી ઉપર બહુ કુરાજીપો થાશે એવી રીતે જેના અતરમાં દ્રઢ ગ્રંથી હોય તે ભક્ત જે તે ધર્મમાંથી કોઇ દિવસ પડે નહિ અને એવો જે હોય તેને કોઇ માયિક પદાર્થ બધન કરી શકે નહિ. અને આવી રીતની સમજણવાળો ન હોય ને બીજો ગમે તેવો જ્ઞાનવાળો હોય કે ભક્તિવાન હોય તેને પણ ધર્મમાંથી કાંઇક ભગ થઇ જાય ખરો તથા માયિક પદાર્થ બધન કરે ખરૂં એ સિદ્ધાંત વાર્તા છે. ગ. છે. ૨૨

## ભક્તિ કરતાં અપરાધ થાય તે વાંક જીવનોજ છે

ભગવાનની ભક્તિ કરતાં થકાં કાંઇક પોતાને અપરાધ

થઇ જાય તેનો દોષ બીજાને માથે ધરવો નહિ. અને જીવ માત્રનો તો એવો સ્વભાવ છે જે જ્યારે કાંઇક પોતામાં વાંક આવે ત્યારે એમ બોલે જે મુંને બીજે કોઇએ ભુલાવ્યો ત્યારે મારામાં ભુલ પડી પણ મારામાં કાંઇ વાંક નથી. પણ એમ કહેનારો મહા મૂર્ખ છે. કેમજે બીજો તો કોઇક કહેશે જે તું કુવામાં પડય. ત્યારે એને કહ્યે કરીને શું કુવામાં પડવું ? માટે વાંક તો અવળું કરે તેનોજ છે ને બીજાને માથે દોષ દે છે તેમજ ઇંદ્રિયો ને અંતઃકરણનો વાંક કાઢવો એ પણ જીવની મૂર્ખાઇજ છે.

અને જીવ ને મન તો પરસ્પર અતિ મિત્ર છે જેમ દુધ ને પાણીને મિત્રતા છે તેમ જીવને ને મનને મિત્રતા છે તે જ્યારે દુધ ને પાણીને ભેળાં કરીને અગ્નિ ઉપર મૂકે ત્યારે પાણી હોય તે દુધને તળે બેસે ને પોતે બળે પણ દુધને બળવા ન દે ત્યારે દુધ પણ પાણીને ઉગારવાને સારૂ પોતે ઉભરાઇને અગ્નિને ઓલવી નાખે છે એવી રીતે બેયને પરસ્પર મિત્રાચાર છે તે જે વાત જીવને ન ગમતી હોય તે વાતનો મનમાં ઘાટ થાયજ નહિ. જ્યારે કાંઇક જીવને ગમતું હોય ત્યારેજ મન જીવને સમજાવે. અને જીવ જ્યારે ભગવાનનું ધ્યાન કરતો હોય ત્યારે મન કહેશે જે ભગવાનની ભક્ત કોઇક બાઇ હોય તેનું પણ ભેળું ધ્યાન કરવું પછી તેના સર્વ અંગનું ચિંતવન કરાવીને પછી જેમ

બીજી સ્રીને વિષે ખોટો ઘાટ ઘડે તેમ તેને વિષે પણ ખોટો ઘાટ ઘડે ત્યારે જો એ ભકતનો જીવ અતિશય નિર્મળ હોય તો તો મનનું કહ્યું ન માને ને અતિશય દાઝ થાય તો મન એવો ફરીને કયારેય ઘાટ ઘડે નહિ. અને જો એનો જીવ મલિન હોય ને પાપે યુકત હોય તો મનનું કહ્યું માને ત્યારે વળી મન એને ભુંડા ઘાટ કરાવી કરાવીને કલ્યાણના માર્ગ થકી પાડી નાખે તે સારૂ કલ્યાણના માર્ગ થી અવળી રીતે અધર્મની વાર્તાને પોતાનું મન કહે અથવા બીજો કોઈ માણસ કહે તો તેને સંઘાથે જે શુદ્ધ મુમુક્ષુ હોય તેને અતિશય વૈર થઈ જાય છે. પછી પોતાનું મન અથવા બીજો માણસ તે ફરીને તેને તે વાર્તા કહેવા આવે નહિ. અને મન છે તે તો જીવનું મિત્રજ છે તે જીવને ન ગમે એવો ઘાટ ઘડેજ નહિ. અને જ્યારે કાંઇ મનને અયોગ્ય ઘાટ થઇ જાય ત્યારે જો જીવને મન ઉપર અતિશય રીસ ચઢતી હોય તો ફરીને મનમાં એવો ઘાટ થાયજ નહિ. અને જ્યારે મનને સદાય અયોગ્ય ઘાટ થયા કરતા હોય ત્યારે એને પોતાના જીવનોજ વાંક સમજવો પણ એકલા મનનો વાંક સમજવો નહિ. એવી રીતે સમજીને ભગવાનની ભકિત કરે તો તેને કોઇ વિમુખ જીવનો તથા પોતાના મનનો જે કુસંગ તે લેશમાત્ર અડી શકે નહિ અને નિર્વિઘ્ન થકો ભગવાનનું ભજન કરે. ગ. છે. ૬

## આત્મદર્શન થયા પછી ભક્તિમાં ગૌણ વૃત્તિ થાય તે ખોટ ટાળ્યાનો ઉપાય

અષ્ટાંગયોગ સિદ્ધ થાય છે અથવા આત્મદર્શન થાય છે તે તો ભગવાન ને ભગવાનના સંતની કૃપા થકી થાય છે તે યોગ ને આત્મદર્શન સિદ્ધ થયાનું કારણ જે ભગવાન ને ભગવાનના સંત તેને વિષે વૃત્તિ ગૌણ થઇ જાય છે અને અષ્ટાંગયોગ ને આત્મદર્શન એને વિષે વધુ લગની થાય છે એ જે ખોટ છે તેનું તો એમ સમજવું જે જ્યારે પોતાની ખોટ કાઢવી હોય ત્યારે તેને મોટાઓના વચનની સાખ્ય લઇને કાઢવી જેમ કોઇક વ્યવહારિક કામ હોય ને તે કામને અતિશય સિદ્ધ કરવું હોય ત્યારે સારાં સારાં માણસની સાઇદી કરવી તેમ આંહી પણ એ સાઈદી છે જે શુકદેવજી બ્રહ્મરૂપ હતા તોપણ અતિ પ્રીતિએ કરીને શ્રીમદ્‌ભાગવત ભણ્યા અને આજ દિવસ સુધી પણ ભગવાનની ભક્તિનેજ કરે છે અને શૌનકાદિક અઠ્યાસી હજાર રૂષિ તે બ્રહ્મસ્વરૂપ છે તોપણ સૂત પુરાણીના મુખથકી ભગવાનની કથાને સાંભળે છે એવી જાતની વચનની સાખ્ય ભક્તિની દૃઢતાને અર્થે લેવી.

અને જે ખોટ પોતાના જાણ્યામાં ન આવતી હોય તેની કોરની ભગવાનને આગળ પ્રાર્થના કરવી જે હે મહારાજ મારામાં જે જે ખોટ હોય તે કૃપા કરીને નાશ કરજો.

જેમ કોઇક પુરૂષને માથે કલંક આવ્યું હોય ને તે કલંક ટાળ્યાનો કોઇ સાક્ષી ન હોય ત્યારે તે લોઢાનો ગોળો રાતો ચોળ હોય તેને ઉપાડીને પોતાનું કલંક ટાળે છે તેમ જે દોષ ન ઓળખાતો હોય ત્યારે તે દોષ ટાળવાને અર્થે ભગવાનની સ્તુતિ કરવી એ તે લોઢાનો ગોળો ઝાલ્યા જેવો છે. એમ કરીને પોતાની ખોટને ટાળવી. ગ. મ. ૬૬

## ભક્તિનું ફળ

જેને સાક્ષાત ભગવાનની પ્રાપ્તિ થઇ છે (જેણે ભગવાનની ભક્તિ કરી છે) તેને અંતકાળે ભગવાનની સ્મૃતિ રહે અથવા ન રહે તોપણ તેનું અકલ્યાણ થાય નહિ તેની તો ભગવાન રક્ષા કરે છે.

અને જે ભગવાનના દાસ થયા છે તેને તો કાંઇ કરવું રહ્યું નથી. એના દર્શને કરીને તો બીજા જીવનું કલ્યાણ થાય છે તો એનું કલ્યાણ થાય એમાં શું કહેવું. ગ. પ્ર. ૧૪

આત્મજ્ઞાને સહિત ભક્તિનિષ્ટાવાળો છે તથા કેવળ ભક્તિનિષ્ટાવાળો છે તે બેય એને એ દેહે કરીને ભગવાનને આકારે થઇ જાય છે. (તદાકાર થઇ જાય છે) કા. ૧

વાસના ટાળ્યાનો ઉપાય તો આત્મનિષ્ટાએ સહિત શ્રીકૃષ્ણ ભગવાનની ભક્તિ કરવી એજ ભાસે છે અને જો આત્મનિષ્ટા વિના એકલીજ શ્રીકૃષ્ણ ભગવાનની ભક્તિ હોય

તો જેમ ભગવાનમાં હેત કરે તેમ બીજા પદાર્થમાં પણ હેત થઈ જાય માટે આત્મનિષ્ઠા સહિત ભક્તિ કરવી એજ વાસના ટાળ્યાનો ઉપાય છે. ગ. છે. ૨૧

જે ભક્તજન કામ, ક્રોધ, લોભ, કપટ, માન ઈર્ષ્યા ને મત્સર એટલાં વાનાંએ રહિત થઈને ભગવાનની ભક્તિ કરે તેની ઉપર ભગવાન રાજી થાય છે. કા. ૬

## મહાત્મ્યે સહિત ભક્તિનું ફળ

જેના હૃદયમાં મહાત્મ્યે સહિત ભગવાનની ભક્તિ હોય તો બીજા કલ્યાણકારી ગુણ ન હોય તોપણ તેના હૃદયમાં સર્વે આવે છે. સા. ૫

એક મહાત્મ્યે સહિત ભક્તિ હોય તો તેની વાસના પણ નિવૃત્ત થઈ જાય અને કલ્યાણકારી જે ગુણ તે સર્વે આવીને હૃદયને વિષે નિવાસ કરીને રહે તે માટે મહાત્મ્યે સહિત ભગવાનની ભક્તિ એજ વાસના ટાળ્યાનું મહા મોટું અચળ સાધન છે. સા. ૫

ભગવાનનું મહાત્મ્ય જેમ કપિલ દેવજીએ દેવહૂતિ પ્રત્યે કહ્યું છે જે ॥ मद्भयात् वाति वातोयं सूर्यस्त पति मद्भयात् ॥ એવી રીતે અનંત પ્રકારના મહાત્મ્યે સહિત એવી જે ભગવાનની ભક્તિ તે જેને હોય તેના દોષ માત્ર ટળી જાય છે ને તેને જ્ઞાન વૈરાગ્ય ધર્મ એ ન ાય તો પણ એ સર્વે આવે છે માટે ભગવાનની

પ્રાપ્તિને અર્થે એ સાધન સર્વમાં મોટું છે. લો. ૧૬

ભગવાનની મહાત્મ્યે સહિત જે નવધા ભક્તિ તેણે કરીને મન જીતાય છે. ગ. છે. ૧૧

ભગવાન પોતે ભકત વત્સલ છે અને કૃપાસિંધુ છે તે જેની પોતાને વિષે અતિ દ્રઢ ભક્તિ દેખે તેને પોતે આધિન થઇ જાય છે પછી તે પ્રેમ ભક્તિએ યુક્ત જે ભક્તનું મન તે મનરૂપી દોરીએ કરીને બંધનમાં આવે છે પછી છુટવાને સમર્થ થાતા નથી. ગ. પ્ર. ૬૧

## પ્રેમલક્ષણા ભક્તિનું ફળ

જેને ગોપીયુંના જેવી પ્રેમલક્ષણા ભક્તિ છે તેને તો સર્વ સાધન સંપૂર્ણ થયા છે ગ. પ્ર. ૫૬

જેને પ્રેમલક્ષણા ભક્તિનું અંગ આવે તેને પંચ-વિષયને વિષે પ્રીતિ ટળી જાય છે અને આત્મનિષ્ટા રાખ્યા વિનાનીજ રહે છે. ગ. છે. ૨૨

## ભક્તિ રહિતને ન્યૂનતા

જો મહાત્મ્યે સહિત ભક્તિ જેના હૃદયમાં નથી તો શમદમાદિક જે કલ્યાણકારી રૂડા ગુણ તે તેના હૃદયમાં છે તોય પણ નહિ જેવાજ છે કેમજે અંતે નાશ પામી જશે સા. ૫

આત્મનિષ્ટાવાળા જે સંત તેને આત્મનિષ્ટા ને તિવ્ર વૈરાગ્ય એ બેય હોય તેણે કરીને કોઇ રીતનું બંધન તો ન થાય પણ જો તેને ભગવાનને વિષે ભકિત ન હોય તો જેમ બહુ પ્રકારનાં ભોજન ને બહુ પ્રકારનાં વ્યંજન કર્યાં હોય ને તેમાં જો એક લવણ ન હોય તો તે સર્વે નકારાં થઈ જાય છે તેમ ભગવાનની ભકિત વિના એકલું જે બ્રહ્મજ્ઞાન છે તથા વૈરા[illegible] તે તો નકારૂંજ છે ને સદા અકલ્યાણકારીજ છે. ગ. મ. ૬૫

આ સત્સંગને વિષે પોતાના આત્યંતિક કલ્યાણને ઇચ્છતો એવો ભકત જન તેને આત્મનિષ્ટા તો હોય પણ જો શ્રીહરિને વિષે પ્રીતિ (ભકિત) ન હોય તો તે પ્રીતિએ કરીને થઇ જે શ્રીહરિની પ્રસન્નતા તેણે કરીનેજ પામવા યોગ્ય એવું મોટું ઐશ્વર્ય જે માયાના ગુણે કરીને પરાભવ ન પમાય એવું મોટું સામર્થ્ય તેને એ ભકત નથી પામતો. ગ. પ્ર. ૧૯

બ્રહ્મરૂપ થઇને જે પરબ્રહ્મની ભકિત ન કરે તે પણ આત્યંતિક કલ્યાણને ન પામ્યો કહેવાય. લો. ૭

## ભકિતવાળાને બીજા ગુણની ન્યૂનતાથી પ્રાપ્તિમાં ખામી

શ્રીહરિને વિષે પ્રીતિ [ભકિત] હોય પણ જો આત્મનિષ્ટા ન હોય તો દેહાભિમાનને યોગે કરીને તે પ્રીતિની

સિદ્ધિ થાતી નથી.

અને શ્રીહરિને વિષે પ્રીતિ ને આત્મનિષ્ટા એ બેય હોય પણ જો દ્રઢ વૈરાગ્ય ન હોય તો માયિક પંચવિષયને વિષે આશકિતએ કરીને તે પ્રીતિ ને આત્મનિષ્ટા તેની સિદ્ધિ થાતી નથી.

અને આત્મનિષ્ટા પ્રીતિ ને વૈરાગ્ય એ ત્રણ હોય તોપણ જો સ્વધર્મ ન હોય તો એ ત્રણોની સિદ્ધિ થાતી નથી. ગ. પ્ર. ૧૯



# શુદ્ધિપત્ર.

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|---|---|
| ૩ | ૧૬ | સવને | સર્વના | ૧૨૯ | ૧૧ | સંધાર્થે | ગંધાથે |
| ૪ | ૧ | કુતર્ક | કુતર્ક કરે | ૧૩૩ | ૧ | સ્થિતિપ્રજ્ઞ | સ્થિતપ્રજ્ઞ |
| ૧૧ | ૧૮ | કહે છે | કરે છે | ૧૩૫ | ૪ | તે | ને |
| ૧૨ | ૮ | ત્રેતાયુય | ત્રેતાયુગ | ૧૩૭ | ૫ | ભાર્હંય | ભાર્હંસદ |
| ૧૬ | ૨૦ | માનુકુલ | સાનુકુલ | ૧૪૦ | ૧૫ | થી | જેથી |
| ૨૧ | ૧૨ | કીધું | દીધુ | ૧૪૫ | ૯ | સા | સૌ |
| ૨૧ | ૧૫ | મૂર્તૈ | મૂર્તૈ | ૧૬૦ | ૪ | વર્ણ | વર્ણન |
| ૨૭ | ૧૬ | સુષ્મુમિ | સુષુમિ | ૧૬૨ | ૪ | તે | ને |
| ૩૦ | ૨૦ | તે | ને | ૧૭૩ | ૧૧ | સૂતિ | મૂર્તિ |
| ૩૪ | ૧૩ | ઐશ્વય | ઐશ્વર્ય | ૧૮૪ | ૨ | પૂરૂપ | પુરૂપ |
| ૩૪ | ૧૭ | મનુષ્વ | મનુષ્ય | ૨૦૭ | ૧૧ | ... | જે વતે |
| ૩૭ | ૨૦ | શ્રા | સ્રી | ૨૧૫ | ૪ | પ્રબ્રરૂપ | પ્રભ્રરૂપ |
| ૪૧ | ૧૯ | ભક્તાં | ભક્તનાં | ૨૨૪ | ૨ | સવે | સર્વે |
| ૫૪ | ૧૫ | જેજે | જેને | ૨૨૭ | ૫ | ક્રમે | ક્રર્મે |
| ૫૫ | ૭ | એકબીજા | બીજા | ૨૩૧ | ૧૪ | વિષેશણ | વિશેષણ |
| ૫૬ | ૧૫ | જ્યારે | જ્યારે મારા | ૨૫૪ | ૬ | સત્રે | સર્વે |
| ૫૭ | ૧૬ | ક્ષલુજી | ગલુજી | ૨૫૪ | ૧૯ | ને | ન |
| ૭૭ | ૩ | અતે | અને | ૨૫૮ | ૧૬ | ધણે | ઘણે |
| ૮૩ | ૨ | ૩૮ મ | ૩૮મા | ૨૬૧ | ૮ | પ્રહ્યાડાદિક | પ્રહ્લાડાદિક |
| ૯૭ | ૧૮ | પરેદેશમાં | પરદેશમાં | ૨૬૫ | ૨ | દ્રોહી | દ્રોહી |
| ૧૦૨ | ૩ | મુકુંદદાજી | મુકુંદદાસજી | ૨૬૫ | ૫ | બીજાને | બીજા જે |

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|---|---|
| ૨૬૫ | ૯ | બ્રહ્મવિત્તા | બ્રહ્મવેત્તા | ૪૨૭ | ૪ | તે | તે) |
| ૨૬૫ | ૧૧ | કતા | કર્તા | ૪૬૩ | ૨૧ | ... | રીતે વર્ત્યાનો આદર કરવો |
| ૨૭૦ | ૨ | બ્રહ્ય | બ્રહ્મ | ૪૬૬ | ૧૮ | થાય થાય | થાય |
| ૨૭૧ | ૧૧ | બ્રહ્યાંડુનો | બ્રહ્માડુનો | ૪૭૧ | ૯ | માગે | માર્ગે |
| ૨૭૧ | ૧૪ | બ્રહ્યાંડુને | બ્રહ્માડુને | ૫૦૧ | ૭ | धर्म | जन्म |
| ૨૭૬ | ૨ | પરબ્રહ્યની | પરબ્રહ્મની | ૫૨૩ | ૧૪ | અલતાર | અવતાર |
| ૨૭૬ | ૧૫ | રહ્મા | રહ્યા | ૫૩૫ | ૨ | ધર્ણુને | ધર્મને |
| ૨૭૬ | ૧૯ | તે | ને | ૫૩૭ | ૧ | વતમાન | વર્તમાન |
| ૨૭૭ | ૧ | પ્રતિવ્રતા. | પતિવ્રતા. | ૫૪૬ | ૪ | સ્ત્રી | સ્ત્રી |
| ૨૮૧ | ૧૬ | જેપ | જેમ | ૫૫૪ | ૧૨ | જવો | જેવો |
| ૨૮૬ | ૨૧ | દોહી | દ્રોહી | ૫૫૯ | ૨ | હોય | હોય તે |
| ૨૯૬ | ૧૮ | શાસ્ત્ર | શાસ્ત્ર | ૫૬૭ | ૮ | બ્રહ્મા | બ્રહ્મ |
| ૩૦૩ | ૮ | બ્રહ્મમહોલ | બ્રહ્મમહોલ | ૫૬૮ | ૧૨ | રીને | રીતે |
| ૩૧૨ | ૫ | જણુાણું | જણાણું | ૫૯૮ | ૯ | વિષપ | વિષય |
| ૩૧૨ | ૧૪ | જમનાન | જમનાના | ૫૯૮ | ૧૨ | રહેવી | કહેવી |
| ૩૧૭ | ૧૯ | કલ્વાણ | કલ્યાણ | ૬૦૭ | ૫ | ભગતાનને | ભગવાનને |
| ૩૨૦ | ૮ | આત્યતિક | આત્યતિક | ૬૧૦ | ૧૪ | વરાગ્યે | વૈરાગ્યે |
| ૩૩૧ | ૧૧ | આક્ષાત | સાક્ષાત | ૬૧૨ | ૧૨ | ભગવાની | ભગવાનની |
| ૩૬૧ | ૪ | ગ. પ્ર.૪૧ | ગ. મ.૪૧ | ૬૧૫ | ૧૪ | સ્ત્રી | સ્ત્રી |
| ૩૬૬ | ૧૧ | પ્રધાન | પ્રધાન થાય | ૬૧૬ | ૨૧ | ઠેકાણે | જે ઠેકાણે |
| ૩૯૯ | ૭ | મણુ | પણુ | ૬૧૭ | ૬ | સ | પેસવા |
| ૪૧૧ | ૧૩ | ડાહ્મા | ડાહ્યા | ૬૨૪ | ૫ | જા | જાણી |
| ૪૧૧ | ૧૫ | શાસ્ત્ર | શાસ્ત્ર | ૬૨૪ | ૨૧ | રહ્મા | રહ્યા |
| ૪૧૧ | ૧૭ | કુશાગ્ર | કુશાગ્ર | ૬૨૭ | ૩ | હર્ષે | હર્ષે |
| ૪૨૬ | ૧૮ | બગવાન | ભગવાન | ૬૪૦ | ૨૧ | કાંઇ | કોઇ |

## વચનામૃત એકીકરણ ગ્રંથ વિષે અનેક સત્સંગીઓના અભિપ્રાયો પૈકી જુજ અભિપ્રાયે જાહેર કર્યા છે.

(૧) **અમદાવાદ.** તા ૧૦-૧૦-૨૪

તમારો કાગળ તથા વિજ્ઞપ્તિ પત્ર વિગેરે મળ્યાં છે. આપે વચનામૃતનું એકીકરણ કરવામાં ખાસ શ્રમ લીધો જણાય છે. સત્સંગમાં શુદ્ધ જ્ઞાનની પ્રવૃતિ કરવાની બહુ જરૂર છે. કેટલાક સ્વાર્થી લોકો મહિમાના ઓથે ધર્મમાં અને સંપ્રદાયના શુદ્ધ માર્ગમાં ભારે સ્ખલન પહોચાડે છે. આશા છે કે તેને માટે તમારો પ્રયાસ ઉપકારક થશે.

લી. **ત્રીભુવન ગૌરીશંકર વ્યાસ** (સદ્‌ગુરૂ ચરિત્રના કર્તા)
રાજકોટવાળાના સ્નેહપૂર્વક જયશ્રી સ્વામીનારાયણ વાચશો

(૨) **લીંબડી.** તા. ૯-૧૦-૨૪

આપણા સંપ્રદાયના વચનામૃતના પુસ્તકમાંથી વિષયવાર એકી-કરણ કરી સુગમતા કરી આવવાના હેતુથી તેવા આકારમાં તેનો પ્રથમ ભાગ છપાવવા આપે વિચાર કર્યો છે તે ઘણો સ્તુતીપાત્ર છે. જરૂર એવા પુસ્તકની સંપ્રદાયમાં ખોટ હતી તે પુરી પાડવાથી મોટો ભાગ આપના શ્રમના માટે રાજી થાશે.

દા. **કેશવલાલ સુંદરલાલ. કામદારના**
જયશ્રી સ્વામીનારાયણ વાચશો.

(૩) **અમદાવાદ.** તા. ૨૦-૨-૨૬

વચનામૃત એકીકરણ હું વાંચી ગયો છું તેનું અવલોકન નીચે આપ્યું છે:—

"શ્રીજી મહારાજે આ ઉદ્ધવ સંપ્રદાય રૂપી ઉપવન જન્મ મરણાદિ તાપથી પીડાતા અનેક જીવોની શાન્તિ અર્થાત આત્યં-

તિક કલ્યાણ માટે આ પૃથ્વીપર સ્થાપી ગયા છે. તે ઉપવનના માળી તરીકે, આચાર્ય સંતો તથા અનુભવી એકાંતિક હરિજનોને રાખી ગયા છે. વચનામૃત (સુધા સિંધુ) આદિ સત્શાસ્ત્ર રૂપી મીઠા મહેરામણમાંથી, આ માળીઓ સત્સંગરૂપી ઉપવનમા આવેલા અને આવતા હરિજનો-મુમુક્ષુઓરૂપી તરૂલતાઓને ઉપદેશરૂપી જળ સિંચન કરી નવપલ્લવિત કરે છે. તેમા વચનામૃતમાથી સંત્સગીઓ ને જે નવજીવન મળે છે તેવું નવજીવન બીજે કયાંયથી મળતું નથી. વચનામૃતરૂપી સુધા સિધુનુ આજકાલ બહુયે મથન થવા લાગ્યુ છે, અને તેમાંથી નીકળતાં રત્નો સત્સગ સમક્ષ રજુ થવા લાગ્યાં છે, તે રત્નો પૈકી શ્રીયુત માણેકલાલ ભાઇશકર ભાઇએ કાઢેલા ૧૧૫ રત્નો તો બહુજ કીમતી છે. દરેક સત્સંગીએ આ ૧૧૫ રત્નોની મણિવાળા ધારણ કરવી જોઇએ. આ મણિમાળા આપણા આત્માનો શ્રૃગાર છે. તેમણે આજ દશ વર્ષ થયાં અથાક પરિશ્રમ કરીને આ મણિમાળા ગુથી છે. આ રત્નો પૈકી પ્રથમનુ સર્વોત્તમ **નિશ્ચયરૂપી** રત્ન પ્રકાશમાં આવ્યું છે. આ રત્નના જે કોઇ ગ્રાહક થશે તેના હૃદયમાં શ્રીજીના દિવ્ય સર્વોપરિ નિશ્ચયનો જળહળતો પ્રકાશ ફેલાઇ જશે તેમા પણ દૃઢ નિશ્ચય વાળા હરિજ નોના આખ્યાનો ભો હરિજનો ઘણા પ્રેમથી વચી સત્સંગને અથે દરેક પ્રકારની સેવામા તત્પર થાય એ સ્વભાવિક છે. આશા છે કે દરેક સત્સંગી આ મણિમાળાના પ્રથમ મણકાને જરૂર સત્કારશે. સૌએ આ પહેલા ભાગના ગ્રાહક થઇ માણેકલાલભાઇને બીજા ભાગો બહાર પાડવાની તક આપવી જોઇએ." અસ્તુ.

**દા. રતીલાલ કરૂણાશંકર જામનગરવાળાના**

જય શ્રી સ્વામીનારાયણ વાચકો.

# જાહેર ખબર.

વચનામૃત એકીકરણ ગ્રંથના નીચે જણાવેલા છુટા અંકો

—પણ અમારી પાસેથી મળશે—

**અંક ૧ લો વિષય પહેલો " ભગવાનનો નિશ્ચય "** આ અંકમાં ભગવાનના નિશ્ચય સંબંધી એવી રીતે યથાર્થ વર્ણન કરેલું છે કે આ વિષય સંપૂર્ણ વાંચ્યા પછી તે વિષે કંઇપણ જાણવાનું બાકી રહેતું નથી.

આ પહેલા વિષયમાં લોયાના ત્રીજા વચનામૃતમાં ગણાવેલા મહાત્મ્યજ્ઞાને સહિત નિશ્ચયવાળા તથા ગ. મ. ૫૯માં ગણાવેલા નિશ્ચયની દ્રઢતાવાળા હરિભક્તોની વાર્તાઓ વિસ્તારથી દાખલ કરેલી છે. કીંમત રૂ. ૦-૮-૦ વી. પી. તથા ટપાલ ખર્ચ જુદું.

**અંક ૨ જો વિષય બીજો અને ત્રીજો "ભગવાનનું સ્વરૂપ તથા મહિમા" અને "ઉપાસના"**

**ભગવાનનું સ્વરૂપ તથા મહિમા**–આ વિષયમાં ભગવાનના સ્વરૂપ સંબંધી અનેક પ્રકારના તત્વજ્ઞાનનો સંગ્રહ કરેલો છે જેથી તત્વે કરીને ભગવાનના સ્વરૂપને જાણવા ઇચ્છનાર મુમુક્ષુને આ અંક તત્વજ્ઞાનના એક ફાયદા સાહિત્ય તરીકે ઉપયોગી થઇ પડશે.

**ઉપાસના**-આ વિષયમાં શ્રીહરિના સ્વરૂપને વિષે સાકારપણાની નિષ્ઠા તથા સ્વામીસેવકપણુ તથા શ્રીહરિને સર્વોપરિ ને અવતારી સમજવા તે વિષે યથાર્થ વર્ણન કરેલું છે. કીંમત રૂ. ૦-૮-૦ વી. પી. તથા ટપાલ ખર્ચ જુદું.

લી. ઠાકર માણેકલાલ ભાઇશંકરના
જયશ્રી સ્વામીનારાયણ વાંચશો.

# સત્સંગીઓને લાભદાયક સુચના

વચનામૃત એકીકરણ દ્વિતીય વિભાગ છપાય છે તેમાં લગભગ ચાલીસ વિષયોનો સમાવેશ કરવામાં આવશે તથા પ્રગટ ભગવાન (શ્રીજી મહારાજ) તથા પ્રગટ સંત (વચનામૃતનો સંગ્રહ કરનાર ચાર સદ્‌ગુરૂઓ) ની છબી દર્શનને માટે સાથે રાખવામાં આવશે.

આ વિભાગના અગાઉથી ગ્રાહક થનાર પાસેથી ફક્ત રૂા. ૧–૪–૦ લેવામાં આવશે. પાછળથી કીંમત રૂા. ૧–૧૨–૦ પડશે. અગાઉથી ગ્રાહક થઈ જે મુમુક્ષુઓ આ ગ્રંથને આશ્રય આપશે તેઓના નામની ટીપ ગ્રંથમાં આપવામાં આવશે.

અગાઉના ગ્રાહક થવા ઇચ્છનારે કીંમત રૂા. ૧–૪–૦ તથા ટપાલ ખર્ચ ૦–૫–૦ મળી રૂા. ૧–૯–૦ તા. ૩૧ મી જુલાઇ ૧૯૨૬ પહેલાં અમોને મોકલી આપવા. એકથી વધારે નકલ મંગાવનારે વધારાની દર નકલે ફક્ત રૂા૦ ૦–૩–૦ પોસ્ટેજ માટે વધારે મોકલવા. અગાઉથી પૈસા મોકલી આપનારનાંજ નામ અગાઉના ગ્રાહક તરીકે નોંધવામાં આવશે. તા. ૩૧ મી જુલાઇ ૧૯૨૬ પછી નામ નોંધવામાં આવશે નહિ.

દરેક ગ્રાહકે પોતાનું નામ, ગામ, ઠેકાણું અને પોષ્ટ સ્પષ્ટ અક્ષરે લખી મોકલવું પુસ્તક તૈયાર થયે તરતજ પોષ્ટ રજીસ્ટરથી મોકલી આપીશું.

લી૦ ઠાકર માણેકલાલ ભાઈશંકરના
જયશ્રી સ્વામીનારાયણ વાંચશો.

# આ ગ્રંથને અગાઉથી ગ્રાહક થઇને આશ્રય આપનાર હરિજનોનાં નામ.

નકલ

**અમદાવાદ.**

૧ વ્યાસ ત્રિભુવન ગૌરીશંકર રાજકોટવાળા.

૧ વ્યાસ રતીલાલ ગૌરીશંકર રાજકોટવાળા

૧ વ્યાસ પ્રભુલાલ મોહનલાલ

૧ મહારાજશ્રીના હજુરી કેસર-ભગત

૧ મહંત સ્વામી જ્ઞાનવલભદાસજી

**આંબરડી.**

૧ માસ્તર રામજી ગોવિંદ

૧ પટે. રામજી ગોવિંદ તલાવીઆ

**આંબલીઆસણ**

૧ નાથાલાલ મોતીરામ જાની સ્ટેશન માસ્તર

**ઈંગોરાળા.**

૧ પટેલ. બાવા ગલા

**ઉંદવાડા સ્ટેશન.**

૧ મી. રણછોડ કાનજી ચૌહાણ

૧ મી નાથુલાલ કાનજી ચૌહાણ

૧ મી. રવજીભાઇ કાનજી ચૌહાણ

નકલ

૧ દેસાઇ નાગરજી રૂગનાથજી

**ઉમરસાડી**

૧ દેસાઇ ભીખાભાઇ મોડા

**કમળેજ**

૧ પટેલ હીરાલાલ વાલાભાઇ

**કુંડારી**

૧ પટેલ. ગોકળભાઇ સકરભાઇ

**કાનપુર**

૨ જોસી. જીવણલાલ ભોગીલાલ

**કાલાવડ**

૧ કવીરાજ માવદાનજી ભીમ-જીભાઇ

**કુંભારીયા (કચ્છ)**

૪ મી. રામજી ગાંગજી સાવરીઆ

૧ મી. માધવજી જેઠા ચૌહાણ

૧ મી. રામજી વસ્તરામ રાઠોડ

**ખેરાડી**

૧ પટેલ. લખમણ લધુ

**ગઢડા.**

૧ સદ્ગુરૂ. બ્રહ્મચારી. અક્ષરાનંદજી

નકલ

૧ પુરાણી પ્ર. હરિસ્વરૂપાનંદજી
૧ પુરાણી. પ્ર. નિરસ્વાદાનંદજી
૧ પુરાણી પ્ર સાધુ. કેશવ પ્રિયદાસજી
૧ પુરાણી. સાધુ પ્રભુદાસજી
૧ સાધુ. બાળમુકુંદદાસજી (નાના)
૧ બ્રહ્મચારી, શ્રીકૃષ્ણાનંદજી
૧ સાધુ ઘનશ્યામ પ્રકાશદાસજી
૧ કોઠારી. વિષ્ણુ ચરણદાસજી
૧ સા. [illegible]રામજી
૧ પુરાણી. જગન્નાથ ચરણદાસજી
૧ પુરાણી હરિજીવનદાસજી
૧ બ્રહ્મચારી નિજાનંદજી
૧ બ્રહ્મચારી. હરિવલ્લભાનંદજી

[illegible]

૧ ભાવસાર. રૂપભરાજ હરિભાઈ
૧ શાહ મણીલાલ ત્રીકમ
૧ શા. નારણ હરીભાઈ
૧ શા દેવકરણ ભાઈચંદ
૧ ભા લાલજી ભાણજી
૧ શાહ અમીચંદ હરીચંદ
૧ શાહ. મોહનલાલ ત્રીભોવન
૧ ભા. દેવચંદ કાનજી

નકલ

૧ ભા. લાલજી પાનાચંદ
૧ શાહ. પાનાચંદ તારાચંદ

ગોંડલ

૧ મી. આણંદજી ગોવીંદજી
૧ મી. અરજણભાઈ મવજીભાઈ
૧ કડીયા નારણ વસરામ કાચા.

ચાવંડ (કાઠીઆવાડ)

૧ શાહ છગનલાલ કેશવલાલ કાણકીયા.

આ અઢારે ગ્રંથ છપાવવામાં રૂા. ૨૫. મદદ તરીકે આપ્યા છે.

આંબલીઆરોડ સ્ટેશન

૧ ગા. રામભાઈ ગોપાળજી
૧ ગા. સુંદરભાઈ રામજીભાઈ
૧ ગા. પ્રેમભાઈ હરિભાઈ
૧ ગા. ગોપાળભાઈ ગુલાબચંદ
૧ [illegible] કાશીદાસ રાયચંદ

જમરાળા

૧ પટેલ હરી ભવાન
૧ પટેલ જેરામ ગણેશ
૧ પટેલ. ભવાન લાખા
૧ કો. કાળા રૂખડ
૧ પટેલ. પ્રેમજી હીરા

નકલ

જુનાગઢ.

૧ પુરાણી. વ્રજવલભદાસજી
૧ પુરાણી. સતવલભદાસજી
૧ સાધુ ભગવતજીવનદાસજી
૨ કોઠારી. નરસીદાસભાઇ
૧ સાધુ સિદ્ધવલભદાસજી
૧ સાધુ નિર્ગુણજીવનદાસજી

ઝરીઆ (કુંજામા કોલીઆરી)

૧ રા. નરસીંગરામ જાદવજી

ટીંબરવા

૧ પટેલ સંભુભાઇ ત્રીકમભાઇ
૧ પટેલ. જાદવભાઇ કાલાભાઇ
૧ પટેલ. લવજીભાઇ હરિભાઇ
૧ પટેલ પરભુદાસ હીરાભાઇ

ટીંબી

૩ શાહ. હરગોવિંદ નારાયણ

દુધઇ (કચ્છ)

૧ ઠકર. દેવચંદ હરખા
૧ ઠકર. તેજપાલ રામજી
૧ ઠકર. મોતીરામ ફક્કા
૧ પંડયા. અજા મેઘજી
૧ ઠકર. કાનજી રામજી

દેવલાયા (મેંગો)

નકલ

૧ વકીલ. જેચંદ અમુલખ

દામનગર

૧ ત્રવાડી છગનલાલ ભગવાનજી
૧ રાઠોડ. ભગવાન ભાણા

ધમકડા (કચ્છ)

૧ જાડેજા પ્રાગજી ખાનજી

ધરમપુર

૧ મી. પ્રેમજીભાઇ સવજીભાઇ
૨ મહીડા હિંમતસીંહજી મોહન-બાવા

નીંગાળા સ્ટેશન

૧ પા. હિરા વેલા કાકડીઆ
૧ ,, ગોકળ ધના ચીકાણી

પાદરા

૧ ગાંધી નારાયણદાસ પીતાંબરદાસ
૧ કા રણછોડ નારણદાસ
૧ શેઠ માણેકલાલ બાપુલાલ
૧ શાહ ત્રીકમલાલ કીશોરદાસ
૨ શાહ મુળજીભાઇ હરીલાલ

પારડી

૧ સોની મંછારામ માણેકલાલ

પુના

૧ મી. ભીમજી રતનજી ચોહાણ

નકલ

૧ મી. ખીમજી મેઘજી ચૌહાણ
૧ રા. એમ્બ્જીવલાલભાઇ
૧ રા. શીવલાલભાઇ

**બીલીમોરા**

૧ કન્ટ્રાકટર. નાનુભાઇ માવજી

**ભદામ**

૧ પા. છગનલાલ તળજાભાઇ
૧ પા. લલુ ક ીભાઈ
૧ પા. પ્રાગ : કાળીદાસ
૧ પા. દેસાઇ રણછોડ
૧ શ્રી. સ્વામિનારાયણનું મંદિર

**ભાવનગર**

૧ ભાવનગરના દીવાન સાહેબ ત્રીભોવનદાસ કાળીદાસ
૩ પટેલ ગીરધર જીવણ
૧ રા. રા. હરગોવિંદદાસ કાળીદાસ કાસરાવાળા
૧ કવીરાજ છોટાલાલ દલપતરામ અમદાવાદવાળા
૧૦ પટેલ રામજીભાઇ બેચરદાસ
૧ રા. રા. જગજીવન પરમાણુદાસ સુરતવાળા
૧ રા. રા. ગવરીશંકર હરિપ્રસાદ ઉમરેઠવાળા
૧ રા. રા. પટેલ રામજીભાઇ દેવસી જુનાસાવરવાળા
૧ રા. રા. મોહનલાલ જીવનરામ વઢવાણવાળા
૧ રા. રા. ઠક્કર ગોપાળ દામોદર
૧ મહેતા નવનિધરાય મહીપતરાય
૧ પટેલ દામોદરદાસ માધવજી
૧ ત્રવાડી ડાહ્યાલાલ નંદલાલ
૧ રા. રા. મગનલાલ ગીરજાશંકર અમદાવાદવાળા
૧ રા. રા. છગનલાલ લક્ષ્મણભાઇ એનજીનીયર
૧ ભટ હરીચંદ ગણેશજી
૧ સોની પ્રરભુદાસ ભીખાભાઇ
૧ ભટ હરિપ્રસાદ ગણેસજી પછેગામવાળા
૧ મીસ્ત્રી જીવણભાઇ નથુ
૧ ભાવસાર વનમાળી ઓધવજી
૧ શાહ વનમાળી લક્ષ્મીચંદ લોઢાવાળા
૧ પારેખ જેરામભાઇ ત્રીકમજી
૧ ઓઝા હરિપ્રસાદ ઉમીઆશંકર

નકલ

૧ ભટ વાસુદેવ ગણેશજી
૧ શાસ્ત્રી હરગોવિંદદાસ ગોપાળજી
૧ પા. ખીમજી ભવાનભાઇ
૧ ભાવસાર ખુશાલદાસ દેવકરણ
૧ ભાવસાર છગનલાલ ઓધવજી
૧ પટેલ છોટાલાલ બેચરદાસ
૧ પટેલ જીવરામ રામજી
૧ પટેલ પ્રાણજીવન રામજી
૧ પટેલ ચંદુલાલ રામજી
૧ પટેલ નથુ રામજી
૧ ભાવસાર ખુશાલદાસ નારણ

મહેમદાવાદ

૧ શાહ વીરજી સુંદરજી બાર વાળાવાળા
૧ મોદી ચુનીલાલજીભાઇ
૨ ભટ બાઇલાલ હરિવલભ
૧ મેરાઇ કલાનદાસ નાથજી
૧ પંડ્યા પુનમભાઇ મુળજીભાઇ

મહુધા

૧ અમીન મુળજીભાઇ ચતુરભાઇ

ઇનામદાર

૧ પા. છબાભાઇ બાવાજી સારસ્તાપુરવાળા

નકલ

માણાવદર

૬ બ્રહ્મચારી ઇશ્વરાનંદજી

માળીલા

૧ મીસ્ત્રી ઉકા ધરમસી
૧ મીસ્ત્રી ખોડા માધવ
૧ સોની નરસી પ્રેમજી

મુંબઇ

૧૨ રા. રા. ચુનીલાલ તુળસીદાસ જરમન સીલ્વરવાળા
૧૦ રા. રા. મોહનલાલ નાનચંદ ફ્લોર મરચંટ

મેવાસ

૨ પટેલ દેવજી વાલા

રાજકોટપરા

૧ વકીલ અમૃતલાલ મુળજી
૧ લક્ષ્મીદાસ કાનજી ભગત

રોહીશાળા

૧ કોઠારી ઉમેદલાલ ડાહ્યાલાલ
૧ કોઠારી રણછોડ ઝવેર
૧ કોઠારી પોળા ઝવેર
૧ મેરાઇ મેધજી બેચર
૧ ત્રવાડી કાનજી ધનજી

વડતાલ

નકલ

૨ સાધુ હરિપ્રકાશદાસજી

૧ શાસ્ત્રી નારાયણ સ્વરૂપદાસજી

૨ સ્વામી ભક્તિ જીવનદાસજી

૧ શાસ્ત્રી નિલકંઠદાસજી (જગત-
પાવનદાસજીના)

૧ સાધુ દેવપ્રસાદદાસ (પ્રભુ ચ ના)

૧ પાળા હીરા ભગત

વડોદરા

૧ મીં ભવાનવીરા ટાંક

વઢવાણકાંપ

૧ દેપાલા મોગાર ભાણા

૧ રાવળ મણીશંકર જેશંકર
લખતરવાળા

૧ વકીલ માણેકલાલ નાગરદાસ

વસઇ

૧ પા. રણછોડ પરભુદાસ

૧ પા. મુળજીભાઇ પરભુદાસ

૧ પા. નાથાભાઇ રેવાદાસ

૧ પા. નરોતમભાઇ જેઠાભાઇ

૧ પા. મથુરજી જીભાઇ

૧ પા. હરગોવિંદ અમથાભાઇ

૧ પા. ઝવેરભાઇ નરોત્તમ

૧ તરફ દા રણછોડભાઇ હરિભાઇ

નકલ

૧ પા. મોતીભાઇ જીભાઇ

વસો

૧ દવે છોટાલાલ દેવશંકર

વળા સ્ટેટ

૧ રા. રા. નામદાર વળા ઠાકોર
સાહેબ. વખતસીંહજી મેઘરા-
જજી ગોહેલ

વાપી

૧ પટેલ ત્રીકમલાલ હીરાલાલ

૨ વૈદ્ય ધીરજરામ સેવકરામ

સાધી

૧ રા. સોમાભાઇ હીરાભાઇ પટેલ

સાવલી

૧ પા. ફુલાભાઇ બેચરભાઇ

સિંહાનગર

૧ શાહ ખુશાલદાસ વનમાળીદાસ

સુરત

૩ ત્રીકમલાલ માધવરામ
માંડવીવાળા

સોજીત્રા

૩ રા. વિઠ્ઠલભાઇ હરિભાઇ પટેલ

હળીયાદ (મોટા]

૧૦ પા. દેવશી આભા

